# The Arabian Tales.

BEING A COLLECTION OF INTERESTING AND
INSTRUCTIVE MORAL STORIES,

*MOSTLY OF PERSIAN ORIGIN,*

*COLLECTED FROM DIFFERENT SOURCES.*

BY

PALANJI BARZOJI DESAI,

*Author of the "History of the Kings of Persia," &c., &c.*

VOL. II.

PUBLISHED BY

PIROZSHAH DINSHAH MUKADAM.

Bombay:

The J. N. Petit Parsee Orphanage Captain Printing Works.

A. D. 1907. A. Y. 1277.

# અરેબ્યન ટેલ્સ.

મોટે ભાગે ઇરાની મૂળ ધરાવનાર મનોરંજક અને નીતિબોધક
વાર્તાઓનો સંગ્રહ.

જુદાં જુદાં પુસ્તકો ઉપરથી ભેગી કરી

રચનાર

## પાહલનજી બરજોરજી દેશાઇ.

તે "તારીખે શાહાને ઇરાન," "દિલખુશ" વગેરેના કર્ત્તા.

દફતર ૨ જું.

છપાવી પ્રસિદ્ધ કરનાર
પીરોજશાહ દીનશાહ મુકાદમ.

મુંબઈ:
જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઑરફનેજ
કૅપ્ટન પ્રિંટિંગ વર્કસ.

ઇસ્વી ૧૯૦૭. યજદેગર્દી ૧૨૭૭.

તે

કે જેણે ૩૭ વર્ષ સુધી મારી સંસારી જિંદગીને

સુખી બનાવી હતી

તેની

પવિત્ર યાદમાં.

# સાંકળિયું.

# દી બા ચો.



"અરેબ્યન ટેલ્સ"નું આ બીજું દફતર ગુજરાતી આલમ સન્મુખ રજુ કરતાં ખુશી ઉપજે છે. પહેલાં દફતર પછી દશ વર્ષે આ બીજું બાહેર પડે છે તેમાં કસુર મારો પોતાનોજ કહેવાશે. આ દાહેકામાં વધી પડેલી રોકાણોને લીધે "ટેલ્સ"નાં બીજા દફતરનું કામ અધુરૂં રહી ગયું હતું તે ફરીથી હાથ ધરવામાં આવ્યુંજ નહિ. તોપણ આજે "ટેલ્સ" ના જુના તેમજ નવા મિત્રોની સેવામાં આ દફતરને આટલે મોડેથી પણ રજુ કરવાનો સંતોષ જેવો તેવો નથી.

આ દફતરમાં નાની મોટી મળીને કુલે ૧૭ વાર્તાઓનો સમાસ કરવામાં આવ્યો છે. અલબત, આ વાર્તાઓ મોટે ભાગે ઇરાની વાર્તાઓ છે; અને "ટેલ્સ"નાં પહેલાં દફતરમાં લંબાણથી ખુલાસો આપ્યા મુજબ "અરેબ્યન નૈટ્સ" (જેનું "ટેલ્સ" એક સાંધણ માત્ર છે) ની ઉત્પત્તિ ઇરાની પુસ્તકો માંહેલી ઇરાની વાર્તાઓ ઉપરથીજ થયલી છે. લંબાણ ખુલાસો યા તેનો ઈતેખાબ ફરીથી આ ઠેકાણે ઉતારવાની જરૂર નથી.

ઉપર જણાવેલી ૧૭ વાર્તાઓ બહુ સંભાળથી પસંદ કરવામાં આવી છે. બનતાં સુધી જીનપર્યાની જેવી કલ્પિત કહાણીઓને પડતી મેલીને દુનિયાના દરરોજના કારોબારમાં બનતી વહેવારૂ સંસારી વાર્તાઓને ચુંટી કહાડી આ દફતરમાં દાખલ કીધી છે. વળી એ વાર્તાઓમાંથી ઉત્તમ નીતિના પાઠ મળે અને તે વાંચનાર ઉંપર ભલી અસર કરી શકે અને આયંદેહ તેથી ફાયદો થવા પામે, એવી ખાસ નેમથી આ વાર્તાઓની પસંદગી કરવામાં આવી છે.

સઘળી વાર્તાઓ જુદાં જુદાં ઈંગ્રેજી પુસ્તકો ઉપરથી ખાસ ઉપજાવી કહાડેલી છે, અને આગળ ગુજરાતી ભાષામાં મુતલક પ્રગટ

થઇ નહિ હોય એવીજ વાર્તાઓ આ દફતરમાં દાખલ કરવાની સંભાળ રાખવામાં આવી છે. હું માનું છું કે લગભગ સઘળી નવીજ વાર્તાઓ આ દફતરમાં શોકીન વાંચનાર જોશે.

"અરેબ્યન ટેલ્સ"ની ઉત્પત્તિ કેમ થઇ તે બાબે આ કેતાબનાં પહેલાં દફતરમાં પુરતું જણાવેલું છે, માટે આ ઠેકાણે ફરીથી બયાન કરવાની જરૂર નથી. આટલુંજ જણાવવું બસ થશે કે "અરેબ્યન ટેલ્સ" એ "અરેબ્યન નૈટ્સ"ની વાર્તાઓનું અનુસંધાન (continuation) છે. હવે "અરેબ્યન નૈટ્સ"નું ઉત્પત્તિસ્થાન જોઇશું તો તે પુરાતન ઇરાની વાર્તા ગ્રંથો છે; માટે "અરેબ્યન ટેલ્સ"ની વાર્તાઓ પણ મોટે ભાગે અસલ ઇરાની વાર્તાઓ ઉપરથીજ ઉપજાવી કહાડવામાં આવેલી છે. "અરેબ્યન નૈટ્સ"નું અરબી નામ "અલ્ફ લએલા વ લએલા" (યાને એક હજાર અને એક રાત) એવું છે. આ નામ અસલ ફાર્સી ગ્રંથ "હજાર અફ્સાનેહ" (યાને એક હજાર વાત) ઉપરથી અપાયલું છે. આ "હજાર અફ્સાનેહ" કેતાબમાં સઘળી ઇરાની પાદશાહો અને સોદાગરો અને બહાદૂર જવાનો તથા ખુબસુરત નાજનીનો વગેરેની રસીલી વાતો હતી. એ કેતાબનો આરબી ભાષામાં "અલ્ફ ખુરાફેહ" (યાને એક હજાર વાત) એ નામથી પ્રથમ તરજુમો થયો. કેટલીક મુદત બાદ આ નામ ફેરવાઇ ગયું, અને એક હજારમાં બીજી એક વાતનો ઉમેરો કરીને આરબ લખનાર યા લખનારાઓએ પોતાનાં ઉપલાં તરજુમાનાં દફતરને ૧૦૦૧ "વાર્તા" (ખુરાફેહ) ને બદલે "રાતો" (લએલા) નું નવુંજ નામ આપીને તેને "અલ્ફ લએલા વ લએલા" ને નામે ઓળખાવી. આમ નામ ફેરવતી વેળા કેટલીક અસલ ઇરાની વાર્તાઓને પણ ફેરવી નાખવામાં આવી અને તેમને બદલે આરબ વાર્તાઓ દાખલ કરવામાં આવી, તથા બીજી કેટલીક વાતોનાં ઇરાની નામ ઠામ બદલી નાખવામાં આવ્યાં. આ રીતના ફેરફાર છતાં પણ તે વાતો ઇરાનના પાદશાહો, વજીરો, શાહજાદા અને શાહજાદીઓ, દાનાઓ અને એલમબાજોને લગતી છે એમ સહેલથી જણાઇ આવે છે.

"અરેબ્યન નૈટ્સ"ની ઉત્પત્તિ આ રીતે ફારસી, અને ફારસીની આગમજના વધારે જુની ઇરાની ભાષા પેહલવીમાં લખાયલાં કોઇ અસલ દફતરો ઉપરથી થઇ છે, એમ તેના પુરાવા સાથ યુરોપમાં પહેલું જાહેર કરનાર બૅરન વૉન હૅમર પર્ગસ્ટૉલ નામનો ૧૮ મી સદીમાં પોતાનાં ભાષાજ્ઞાન માટે પ્રખ્યાત થઇ ગયલો ફ્રેંચ વિદ્વાન હતો. તેના પછી બૅરન સિલ્વૅસ્ટર ડી સાસી નામે બીજો વિદ્વાન પણ કબૂલ કરી ગયો છે કે "અરેબ્યન નૈટ્સ"ની યોજના અને ચોકઠું ઇરાની યાને પારસી બુદ્ધિબળને આભારી હતાં. આ બાબતમાં ગઇ સદીનો નામીચો ઇંગ્રેજ લખનાર સર રિચર્ડ બર્ટન કેટલીક અગત્યની હકીકત જાહેર કરી ગયો છે. તેણે પોતે "અરેબ્યન નૈટ્સ"નો ઇંગ્રેજી તરજુમો દશ દફતરોમાં કીધો છે, જેમાંનાં છેલ્લાં દફતરમાં ( સફે ૭૭–૭૮ ) તે લખે છે કે "નૈટ્સ"ની વાર્તાઓના ફારસી ઉપરથી આરબી ભાષામાં ઉતારો કરનારા "લેખકોએ, મુનશીઓએ અને નકલીઓએ શબ્દો, નામો અને તારીખો ફેરવી નાખવામાં, તેમજ અસલ બયાનો ટુકાં કરીને પોતાની તરફથી નવો સણગાર આપવામાં કશી આંચકી ખાધી નથી, જેમ થવાથી ફારસી ભાષાની સુર્ખીદાર અને અલંકારિક સૈલી આરબી ભાષામાં બદલાઇ ગઇ છે." વળી તે જણાવે છે તે રવેશે "પુરાણા જરતોસ્તી મજહબને ઇસલામીમાં, હારેમનને ઇબ્લીસ શયતાનમાં, જાન બિન જાનાનને બાવા આદમમાં, અને કેયુમર્સ તથા બીજા પુરાણા ઇરાની પાદશાહોના સમયનાં દેવ અને પરીઓને સુલેમાનનાં જીન અને જીનીઓમાં બદલી નાખ્યાં છે." પણ એ સઘળી ગાબડગુબડ છતાં અસલ શું છે તે પ્રગટી નિકળ્યા વિના રહ્યું નથી. બર્ટન વધારે છે કે "ઇરાની વાર્તાને આરબ વાર્તાનું રૂપ આપનારની હિમત ચાલી નથી કે તે માંહેલી બન્ને નાયિકાઓ ( શેહરાજાદી અને દીનારજાદી ) તથા પાદશાહી બિરાદરો ( શેહરિયાર અને શાહજમાન )નાં નામો બદલે, અથવા તો વાર્તાઓ બનવાના દેખાવો અને ભૂમિ ખુરાસાનથી બીજે કેથે અથવા ઈરાન સરજમીનની બાહેર લઇ જાય." અમારાં આ "અરેબ્યન ટેલ્સ"નાં હાલનાં તથા પહેલાં દફતરોમાં દશ વર્ણ-

શેની વાર્તા છે, તેને માટે બર્ટન કહે છે કે તે "ઇરાની બખ્તિયાર-નામાંની વાર્તા છે, જેમાંનાં નામો અને બનાવો અસલી ઇરાની અને થોડાજ અપવાદ સાથે કેવળ પાર્સી છે." એજ કાબેલ લખનાર મુજબ "કોઈ કોઇ વેળા તો ઇરાની વાર્તાને આરબ વાર્તામાં ફેરવી નાખેલી આપણુ પારખી કહાડી શકિયે છિયે : જેમકે 'ખુરાસાનના માઝીન'ને 'બસોરાનો હસન' બનાવી દીધો છે."

સર રિચર્ડ બર્ટનની આગમજ મી૦ ઍડવર્ડ લેને ત્રણ વર્ષની મહેનત પછી "નૈટ્સ"નો ઈંગ્રેજી તરજુમો બાહેર પાડતાં કબૂલ કીધું હતું કે "નૈટ્સની" ઉત્પત્તિ ઇરાની ગ્રંથ ઉપરથીજ થવી જોઇયે. "હજાર અફસાનેહ" ઉપરથી "અલ્ફ ખુરાફેહ"ની અને "અલ્ફ ખુરાફેહ" ઉપરથી "અલ્ફ લએલા વ લએલા"ની યોજના થઇ હતી અને ચોકઠું ગોઠવાયું હતું એ વાત ના પડાય એવી નથી; અને બર્ટન કહે છે તેમ બન્ને આરબ ગ્રંથોનો દીબાચો પણ અસલ ઇરાની ગ્રંથમાં છે તેવોજ છે; એટલે કે વાર્તાની જે શુરૂઆત પાર્સી દફતર "અફસાનેહ"માં છે તેવીજ "ખુરાફેહ"માં અને "લએલા"માં પણ છે.

હવે "હજાર અફસાનેહ" એવી એકલીજ કેતાબ નથી કે જેમાંથી આરબોએ પોતાની વાર્તાઓ ઉપજાવી કહાડી છે. "નૈટ્સ"માં "પાદશાહ અને તેના બેટા, અને નાજનીન તથા સાત વજીરોનું દાસ્તાન" વાર્તા રૂપે આવેલું છે. આ વાર્તા આરબ નહિ પણ ઇરાની છે. ફાર્સી ભાષામાં રચાયલા એક જુના ગ્રંથમાં આ વાર્તા "કેતાબે સિન્દીબાદ"ને નામે પ્રગટ થયલી છે. એ વાર્તા અસલ પુરાણી પેહલવી જબાનમાં લખાયલી હતી અને તે ઉપરથી ફાર્સીમાં તેનો તરજુમો થયો હતો. તે તરજુમા ઉપરથી આરબી જબાનમાં ફેરફાર સાથ ઉપલી વાર્તા ઉતારી લેવામાં આવી હતી. પેહલવીના જમાના આગમજ હખામની જબાનમાં "જરીર અને હુદાંદ" નામની એક વાર્તા રચાઇ હતી. કેટલીક વાર્તાઓ હખામની વંશની એક રાણી નામે હોમાયના જમાનામાં લખાયલી મનાય છે.

આ રીતે જોતાં ઇરાનીઓમાં વાર્તાનો શોક છેક હખમાની જમાનાથી છે; એટલુંજ નહિ પણ બર્ટન મુજબ આપણે ઉપર જોયું તેમ પેશદાદ વંશના પહેલા પાદશાહ કૈયુમર્સના વખ્તથી કેટલીક વાર્તાઓ ચાલુ છે. "સિન્દીબાદ નામા"વાળી વાર્તા પેહલવીમાં લખાયલી જાહેર થઇ છે, અને તેમાં અજમ યાને ઇરાનના દાનાઓથી સાંભળેલી વાર્તાઓ ભેગી કરેલી હતી, એમ મી૦ મૉર્લી નામનો એક પુરાણો લખનાર પોતાને હાથ આવેલા એક હસ્તલેખિત ફાર્સી ગ્રંથના દીબાચાને આધારે લખી જાય છે. મી૦ મૉર્લી વિશેષ એમ જણાવે છે કે આજથી ૯૦૦ વર્ષની વાત ઉપર પેહલવી ભાષામાં રચાયલા ગ્રંથો હયાત હતા, અને 'અન્વારે સોહેલી' તથા 'મર્ઝબાન નામુ' એ નામના બે ગ્રંથોના પણ એજ રીતે અસલ પેહલવી જબાનમાંથી ફાર્સી ભાષામાં તરજુમા થયા હતા.

બ્રિટિશ મ્યુઝીઅમનાં કેતાબખાનામાં હીબ્રુ ભાષામાં રચાયલો એક ગ્રંથ છે તે અસલ પેહલવી 'સિન્દીબાદનામા'નો તરજુમો છે. તેનું નામ "Parables of Sendebar" છે. એક યુનાની ભાષાનો વાર્તા ગ્રંથ "Romance of Syntipas" ને નામે ઓળખાય છે. આ બન્નેમાં "સિન્દીબાદ"નું નામ ખુલ્લું જણાય છે. લૅટિન ભાષામાં "Historia Septem Sapientum Rome" (યાને રોમના સાત દાનાઓની વાર્તા) રચાયલી છે, તે પણ સિન્દીબાદની વાર્તાનોજ ચોકસ ફેરફાર સાથનો તરજુમો છે.

મારા મિત્ર શમ્સ-ઉલ-ઓલમા એરવદ જીવનજી જમશેદજી મોદીએ "The so-called Pehelvi Origin of the Sindibad Nameh, or the Story of the Seven Wise Masters" નામનો એક નિબંધ રચ્યો છે, જેમાં એઓ એવાં શેવટ ઉપર આવે છે કે 'સિન્દીબાદનામા'ની વાર્તા આજનાં હયાત રહેવા પામેલાં પેહલવી પુસ્તકોમાંથી મળતી નથી, પણ ફિર્દુસીએ "શાહનામા"માં શાહજાદા સિયાવશ અને સુદાબેહનું જે દાસ્તાન આપ્યું છે તે ઉપલી વાર્તાને લગભગ

દરેક બાબતમાં આબાદ મળતું આવે છે. "સિન્દીબાદનામું" અસલ પેહલવીમાં હતું તેનો આ નવો પૂરાવો છે.

આ સઘળાં ઉપરથી વાંચનારની ખાતરી થશે કે "અરેબ્યન નૈટ્સ"ની વાર્તાઓ, અને તેમજ તેનાં અનુસંધાન દાખલ "અરેબ્યન ટેલ્સ"ની વાર્તાઓ, મોટે ભાગે અસલી ઇરાની વાર્તાઓને આભારી છે. વૉન હૅમર, સાસી, ગાલ્લા, મૉર્લી, લેન અને બર્ટન વગેરે સંખ્યાબંધ ગ્રંથકારો એકમતે લખી જાય છે કે વાર્તાના આરબ ગ્રંથનો મૂળ આધાર ઇરાની વાર્તાઓનાં અસલ દફ્તર "હઝાર અફ્સાનેહ" ઉપરથી અને આપણુ ઉમેરીશું કે "કેતાબે સિન્દીબાદ" ઉપરથી તેમજ "બખ્તિયારનામા" ઉપરથી લેવામાં આવેલો છે.

મુંબઇ, તા ૧ લી જુલાઇ ૧૯૦૭. } પાહલનજી બરજોરજી દેશાઇ.



# પા. બ. દેશાઈકૃત ગ્રંથો.

| | કીમત. રૂ. | આ. |
|---|---|---|
| તવારીખે સાસાનીઆન : યાને ઇરાનના સાસાની તબક્કાના પાર્સી પાદશાહોની તવારીખ (૧૮૮૦) [ મળતી નથી. ] | ૪ | ૦ |
| શાહજાદો શાહપુર : અથવા મળતા ચેહરાની મુશ્કેલી ( નાટક–૧૮૮૨ ). | ૦ | ૪ |
| સરોશ: અવસ્તામાંથી મળતું તેનું બયાન; તેની શક્તિ તેની કીર્ત્તિ, અને બીજા ધર્મોના ફરેસ્તાઓ સાથ તેની સરખામણી ( ઇનામનો રેસાલો–૧૮૮૩) | | |
| નવસારીના મોટા દેશાઈનાં ખાનદાનની તવારીખ ( ૧૮૮૭ ) | ૦ | ૦ |
| પુરાતન જમાનાના પાર્સીઓ : તેઓ વિશે હીરૉડોટસનું લખાણ, અને અવસ્તાવાણી સાથ તેની સરખામણી અને ફર્ક ( રેસાલો—૧૮૮૮ ) | ૦ | ૧૨ |
| તવારીખે હખામનીઆન: યાને હખામની તબક્કાના પાર્સી પાદશાહોની તવારીખ ( ૧૮૮૯ ) [ મળતી નથી ] | ૪ | ૦ |
| દિલખુશ અથવા રમુજે ફુરસદ ( ૧૮૯૨ ) [ મળતી નથી ] | ૧ | ૪ |
| તારીખે શાહાને ઇરાન (બે દફતરોમાં–રૂ. ૭૦૦ નાં ઇનામનો રેસાલો–૧૮૯૬) [જુજ બાકી છે] | ૮ | ૦ |
| અરેબ્યન ટેલ્સ ( દફતર ૧ લું–૧૮૯૭ ) | ૩ | ૦ |
| અરેબ્યન ટેલ્સ ( દફતર ૨ જું–૧૯૦૭ ) | ૩ | ૦ |

# અરેબ્યન ટેલ્સ.

## એક વજીરજાદીનો ભેદભરેલો કિસ્સોઃ

### અથવા

### એક જવાન સોદાગરજાદા ઉપર ગુજરેલા ગજબનું કરૂણારસિક બયાન.

### માહતાબને કુવામાં કેદ કરવાની બેવકુફી.

એક દહાડે ખલીફ હરન અલ રશીદે પોતાના વજીર જાફરને તથા વડા ખોજા મસરૂરને બોલાવી કહ્યું કે—"આજે મારો ઇરાદો વેશ બદલીને બગદાદ શેહરમાંના દર્દીઓને રાખવાનાં મકાનોની ભેટ લેવાનો છે. હું તપાસ કરવા માંગું છું કે ત્યાં ડહાપણભરેલો અને વાજબી કારોબાર ચાલે છે કે નહિ, અને દર્દીઓને જોઇતી ચીજો અને મદદ બરાબર મળે છે કે કેમ. હું એક દર્વીશનો લેબાસ લઇશ; તમો બંને એવો પોશાક લેઓ કે તમો ઓળખાઇ આવો નહિ."

ખલીફના હુકમ મુજબ અમલ થયો, અને ત્રણે જણ શેહેરમાં નિકળી પડયા. તેઓ જયાં જવા ધારતા હતા ત્યાં જઇ પુગ્યા, અને તપાસ કરતાં તેમને સઘળું બરાબર માલુમ પડયું. એ પછી આગળ વધતાં તેઓ એક મોટાં મકાનના દરવાજા આગળ આવી પુગ્યા, કે જયાંથી કાંઇ આવાજ સંભળાતો હતો.

ખલીફના પુછવાથી વજીરે જવાબ દીધો કે "આ મકાનમાં દીવાનાઓને રાખવામાં આવે છે. જે દીવાનાઓ કોઇને ઇજા કરી

શકતા નથી તેમને ચોકમાં ફરવા દેવામાં આવે છે, જેને ફરતી તેઓની કોટડીઓ આવેલી છે."

"ત્યારે તો ચાલો આપણે અંદર જઇ તપાસ કરિયે કે સઘળી ગોઠવણ બરાબર છે કે નહિ. કેટલાક દીવાના એવાબી હશે કે જેમને આ જગાએ છુટા ફરવા દેવાને બદલે બંધ રાખવા જોઇયે, અને કોઇ વળી એવાબી હશે કે જેમને છુટાપણું મળવું જોઇયે. ચાલો આપણ ત્રણે જણ વારાફરતી એક એક દીવાનાને તપાસિયે."

ખલીફે આમ ફરમાવ્યું, અને પહેલી તપાસ મસરૂરે લેવી એમ ઠર્યું. મસરૂર અંદર દાખલ થયો અને તેના સોહબતીઓ એક ઠેકાણે તેને પાછા ફરવાની વાટ જોતા ઉભા. મસરૂર સૌથી પહેલી કોટડીમાં ગયો, જ્યાં ચાલીશેક વરસની ઉમરનો એક મર્દ ગંભિર ચેહરે ટેબલ ઉપર હાથનો ટેકો દઇને હુક્કો પીતો બેઠેલો હતો. તેની પડોશમાં કાગજનો એક ઢગ પડેલો હતો. મસરૂરે તેને સલામ કીધી, અને પેલાએ તેનો પાછો ઉત્તર વાળ્યો.

"હું ધારું છું કે પેલાઓ ચોકમાં ગડબડ કરે છે તેમના ઉપર નિગાહ રાખવાનું કામ આપને સોંપેલું હશે," મસરૂરે પુછ્યું.

"એ પિડા કોણ માથે લે?" પેલા દીવાનાએ જવાબ દીધો. "મને તો મારી પોતાની ઉપર નિગાહ રાખવાનું કામ મળેલું છે, અને તેજ મારે વાસ્તે બસ છે."

"પણ ત્યારે તમને બીજા દીવાનાઓની માફક અહીં બંધ રાખવામાં તો આવેલા નથીની?" વડા ગુલામે ફરીથી પુછ્યું.

"નહિ કાંય? મને તમે બાહોશ સમજો છો કે શું?" પેલા દીવાનાએ જવાબ આપ્યો. "બગદાદના સઘળા રહેવાસીઓને મળવો જોઇયે તેવોજ ઇનસાફ મને મલ્યો છે. મને અહીં રાખ્યો છે તે ઠીકજ કીધું છે. મારે કશી ફરિયાદ કરવી નથી. મારી દરરોજ ખબર પુછાય છે."

"તમારી વાત હું સમજ્યો," મસરૂરે તકરાર આગળ ચલાવી.

"આપણુ બધા જરા જરા દીવાના હોઇયે છિયે; હદમાં હોઈયે તો કોઇ આપણુને છેડતું નથી, પણ હદ કુદાવી ગયા એટલે—"

"બરાબર, બરાબર. પોતાની મૂર્ખાઇ ગમે એવી હશી કહાડવાજોગ હોય તોપણુ લોકો તેનો બચાવ કરે છે; પણુ જો કોઇ પોતાના એલમથી, અક્કલથી, અનુભવથી પોતાને બીજાઓ કરતાં સરસ દેખાડવા માંગે છે તો તેઓને તે ગમતું નથી; પોતે હલકા પડે તો ખરાબ લાગે તેથી તેઓ પેલા ચહડતા એલમવાળા ધણીને પોતાની નજર આગળથી દૂર કરવા માંગે છે. મારા ઉપર એમજ ગુજર્યું છે. આમ લોક કરતાં હું વધારે ખબરદાર છું તેથી મને તેઓથી જુદો પાડવામાં આવ્યો છે."

મસરૂરે પુછયું.—તમે કઇ બાબતમાં ઘણી ખબરદારી ધરાવોછો?

દીવાનાએ જવાબ આપ્યો—નજુમમાં. હું તેની તાલીમમાં આગળ વધતો હતો, પણુ મને અટકાવ્યો.

મસરૂર—તમો સેતારાઓ સાથ સંદેશા ચલાવતા હતા કે?

દીવાનો—હાજ તો વળી!

મસરૂર—કયો સેતારો તમો ઉપર વધારે ફિદા હતો?

દીવાનો—માહતાબ.

મસરૂર—આજેબી તેમજ છે કે?

દીવાનો—મને અહીં લાવી રાખ્યા પછી માહતાબ પોતાને ગમે તેમ મને નચાવે છે. મારૂં એહસાન તે આજે ભૂલી ગયો છે. તેનાં નાક ઉપર એક મસ મોટો મસો હતો: તે મેં સાફ કીધો, અને તેથી તમને માહતાબ નાજનીન ખુબસુરત દેખાય છે. એકવાર સઘળા નજુમીઓ ચંદ્રગ્રહણ થવાની વકીમાં હતા, પણુ મેં માહતાબને એ આફતમાંથી તે વેળા બચાવી લીધો. શુરૂઆતમાં તેણે મારૂં એહસાન થોડેક દરજજે માન્યું ખરૂં, પણુ અહીં કેદ પડયા પછી તે મને ભૂલી ગયો છે. જો ચાંદરાત પછી હું તેને બોલાવુંછું તો તે જવાબ દેતો નથી; જો પુણેમપર બોલાવુંછું તો પોતાનો ચેહરો વાદળમાં છુપાવી દે છે. જો અંધારીમાં બોલાવું છું તો તે સંધિવા, બલગમ વગેરે

સઘળી જાતનાં દુઃખદર્દનો વરસાદ મારા ઉપર વરસાવે છે. એ પિંડામાંથી હું છુટવા માંગું છું. જો કોઇ દાહડો તે મારા હાથમાં આવી જાય તો તે જુએ કે હું કાંઇ નગુણો માણસ નથી.

મસરૂર—તેને હાથમાં કેમ લઇ શકશો ?

દીવાનો—તમારા જેવા સાહેબ જો મને મદદ કરે તો એ કામ સહેલ છે. આજ રાત્રે નવ વાગે તે આવનાર છે અને પેલા ચોકમાંના કુવામાં અંગોળ કરશે. હું તમને મારી આ મેજ આપું તેપર સુઇને તમો તેણીના ચાળોમાળો જોયા કરજો. તમને તે છેડશે નહિ. પછી પેલાં પાણીમાં તે ગેલ કરવા ઉતરે એટલે તમે કુવાનું મોં બંધ કરી દેજો. પછી આપણે તેને પકડી લઇશું, અને આપણ બંને જણાનું નસીબ પછી ફરીજ જશે.

મસરૂર—પણ પકડાયા પછી તે વાતો કરશે કે ? ને આપણે તે સાંભળશું કે ?

દીવાનો તમારેથી સંભળાય કે નહિ તે હું કેમ કહી શકું ? મને તો તુએ પડેલી છે તેથી હું તો તેનો એકેએક હરફ સાંભળી શકીશ. એ તો કાનની બનાવટ ઉપર આધાર છે. તમારો કાન કેવો છે તે જોઇયે.

આમ કહીને પેલા દીવાનાએ હુક્કાની નળી છોડી દીધી, અને મસરૂરનો કાન બારીકીથી તપાસ્યો. આમ કરતાં તો તેને એવો તો મજબૂત ખેંચ્યો અને મરડયો કે મસરૂર પોકાર મારી ઉઠયો. દીવાનો બોલ્યો કે "તમારો કાન બહુ નાનો છે." પણ મસરૂરનો પોકાર સાંભળીને રખેવાળો દોડી આવ્યા, જેઓએ દીવાનાના હાથમાંથી તેનો કાન છોડાવ્યો.

મસરૂર લાગલો ત્યાંથી નિકળીને પોતાના બંને હાથે કાન પકડી અલીફ અને જાઅફર હતા ત્યાં ગયો, અને સઘળી હકીકતથી તેમને વાકેફ કીધા.

અલીફ તે સાંભળી હશી પડયો, અને બોલ્યો કે—"જે દીવાનાઓ ડહાપણનું ડોળ ઘાલે છે તેમનો વિશ્વાસ કરવા જોઇતો નથી એવું

મારૂં લાંબા વખ્તનું મન છે. ચાલ જાઅફર, હવે તારી વારી આવી. પણ જોજે કાન ખેંચાવતો ના. અમે તું જે કોટડીમાં જશે તેની નજદીકીમાંજ ઉભા રહીશું કે તું બુમ પાડે તો તરત તારી મદદે દોડી આવિયે."

## પેગામ્બરીનો દાવો કરનાર દીવાનો.

હવે વજીર જાઅફર આગળ વધ્યો અને એક કોટડીના દરવાજા ઉપરજ એક બુજર્ગ મર્દને બેઠેલો જોઇ તેની મુલાકાતે ગયો. આ શખ્સ મોટી સફેદ દહાડીવાળો અને દબદબાભરેલા દેખાવનો હતો. જાઅફરે પ્રથમ તેને ખેરાત આપી અને પછી સેજદો કીધો. સલામનો જવાબ પાછો વાળીને પેલા બુજર્ગ દીવાનાએ જાઅફરને પોતાની નજદીકની એક બેઠક ઉપર બેસાડયો. પછી તેઓ વચ્ચે નીચે મુજબ વાતચીત ચાલી:—

દીવાનો—અએ જવાન, બેશક તું મારી કને તાલીમ લેવા આવ્યો છે. ખુદાના શુક્ર બજા લાવ કે તે સાહેબે તને મારી આગળ મોકલ્યો. મારી કેતાબના કયા બાબનો ખુલાસો તું મને પુછવા માંગે છે?

કેતાબ તો ત્યાં કોઇ હતીજ નહિ. માત્ર લાકડાંનો ચોરસ ટુકડો પડેલો હતો, જે ઉપર હરફ જેવું પણ કાંઇ હતું નહી. જાઅફર સમજી ગયો કે આ લાકડાંને પેલો કેતાબ ગણે છે.

જાઅફર—આ કેતાબનું નામ શું, જનાબ?

દીવાનો—અરે શું મુસલમાન થઇને તું આ પવિત્ર કુરાનને પીછાનતો નથી? અને એ કેતાબ લાવનાર પેગામ્બર મોહમ્મદ દાખલ મને ઓળખતો નથી?

આ શબ્દો સાંભળીને જાઅફર કમકમ્યો. તે તરત ખલીફ આગળ દોડી ગયો અને બોલ્યો કે "અએ નામદાર, મને મલેલો દીવાનો તો હજરત પેગામ્બરને ભુડું બોલનારો છે. તે કેહછે કે હું પોતેજ હજરત મોહમ્મદ છું. આથી હું તેને પડતો મેલી આવતો રહ્યો."

ખલીફ—એમ એ બોલ્યો તેનું શું છે! એમ તો ઘણાંબી જણ પેગામ્બર હોવાનો દાવો કરે છે. પણ જે મોજેજા કરે તેજ પેગામ્બર કહેવાય. વાસ્તે જા પાછો, અને તેને પુછ કે તારા મોજેજા શા છે?

આ ઉપરથી જાઅફર પાછો ગયો અને પેલા દીવાનાને પુછવા લાગ્યો કે "અગરજો આપ પેગામ્બર મોહમ્મદ છો તો આ જગામાં કેમ આવી પડયા?"

દીવાનો—નિમકહરામ લોકે મને અહીં લાવી બેસાડયો છે. તેઓ મારૂં માનતાં નથી. તેઓનો એતેકાદ ખુદા ઉપર છેજ નહિ.

જાઅફર—પણ પેગામ્બર હોય તે તો મોજેજા કરે. તમો મોજેજા કેમ નથી બતાવતા?

દીવાનો—લોકો મારી કનેથી તે માંગે ત્યારે બતાવું કે એમજ? લોક તો તે માંગતાંબી નથી ને મારૂં માનતાંબી નથી.

જાઅફર—ત્યારે તમો મોજેજા કરો ખરા કે? અને અબ ઘડી કરશો? જોઉં કરી બતાવોની?

દીવાનો—અબ ઘડી બતાવું. જુઓ, આ મિનારો જોયો. એ ઉપર બાહેરને દાદરે ચઢો અને મથાળે જઇને પછી યાહોમ કુદકો મારો, બીતા મા. આનાકાની કરશો ના. નીચે પડયા પછી એક હજાર ટુકડા થઇ જશે તેની ધાસ્તી નથી. હું એકજ હરફ બોલીશ એટલે તમો પાછા જેવા ને તેવા થઇ જશો અને હાલ કરતાં વધારે જવાન દેખાશો.

જાઅફર—એ અખ્તરો કરવાની તમને મેહનત આપ્યા વિનાજ હું તમને પેગામ્બર દાખલ કબુલ રાખીશ.

આમ બોલી જાઅફર તે દીવાનાને છોડી ખલીફ આગળ આવી ઉભો અને સગળી બિનાથી તેને વાકેફ કીધો. ખલીફ હસતાં હસતાં બોલ્યો કે "અખ્તરો કરી જોવો હતો, તેમ નહિ કીધું તો પછી તને અનુભવ ક્યાંથી મળવાનો હતો?

જાઅફર—જો કોઇને અખતરો કરી અનુભવ મેળવવો હોય તો પેલો મિનારો અને દીવાનો બંને હાજર છે.

આ વાતો ચાલતી હતી એટલામાં કેટલાક દીવાનાઓ ખલીફ અને તેના સાથીઓની આસપાસ ફરી વળ્યા. એક બોલ્યો કે હું ખલીફ છું, અને તમને ( ખલીફને ) મારો વજીર કરી સરોપાવ આપવા માંગું છું, માટે તમારો આ દર્વીશનો લેબાસ કહાડી નાખો. બીજો ઘણી બદામનાં કોટલાંથી ભરેલી ટોપલી માથે ઉપાડી બોલ્યો કે મીઠાઇ વેચું છું.

## એક સાવધ દિવાનો.

હવે ખલીફની પોતે દીવાનાઓનો અનુભવ મેળવવાની વારી આવી. તે એક નજદીકની કોટડી તરફ ચાલ્યો, કેજે બીજીઓ કરતાં લગાર મોટી હતી તથા અચ્છી આરાસ્તા કીધેલી હતી. તેમાં એક સોફા ઉપર એક જવાન માણસ બેઠેલો હતો, કેજે ખુબસુરત ચેહરાનો પણ ભારી ગમમાં હોય એવો જણાતો હતો, તેના હાથમાં કુરાન પકડેલી હતી.

ખલીફે તેને સલામ અલેકુમ કીધી અને પોતાની તરફ તેનું ધ્યાન ખેંચ્યું. પછી પુછ્યું કે "અએ જવાન, તું તો તદન સાવધ જણાય છે, ત્યારે તું આ દીવાનાખાનાંમાં કેમ આવ્યો ?"

પોતાને આ સવાલ થતાંજ તે જવાને પોતાના હાથમાંની કેતાબ બંધ કીધી, પોતાની ચશમ નરમાશથી ખુલીને પેલા દર્વીશ તરફ જોયું, અને પછી જવાબ આપ્યો કે—"મારી જિંદગીનાં સઘળાંજ કામો કાંઇ બાહોશીભરેલાં નથી. મને અહીં લાવવા માટે વપરાયલી સત્તાને કમાર્ગે વાપરવાનું મેં કારણ આપ્યું છે ખરૂં.

ખલીફ—તે કારણ તું મને ન હ જણાવે ?

જવાન—અએ. પાક દર્વીશ, તું જો ખલીફ હોત તો હું તને અહીં બેસવાની અર્જ કરી તારી આગળ મારૂં દિલ ખાલી કરત. દરરોજ હું પરવરદેગાર આગળ અર્જ ગુજારૂં છું કે તે સાહેબ નામદાર ખલીફને અહીં મોકલે. તે નામવરને બદલે બીજા કોઇ ધણી ઉપર વિશ્વાસ રાખી કામ લેવામાં સાર નથી. તું અહીં ખલીફના વડા વજીર

જાફરના ગુસ્સાના એક ભોગને જુએ છે. તેનાજ હુકમથી મને અહીં લાવ્યા છે, પણ જે કારણ સર લાવ્યા છે તે વાજબી છે. તોપણ હું જાહેર કરી શકીશ કે મને હજુ સુધી અહીં ગોંધી રાખવાનો સબબ કાંઇ રહ્યો નથી. જો મજહબનો ટેકો મને ન હોત તો હું તો મારાં દુખોના બોજા તળે અહીં કયારનો કચડાઇ ગયો હોત.

એક સાવધ માણસ કરે એવી આ વાતો સાંભળીને ખલીફને ઘણીજ અજાયબી લાગી. તેણે જાફર અને મસરૂરને પોતાની નજદીક બોલાવ્યા, અને પોતે જે કાંઇ સાંભળ્યું હતું તે તેમને કહી સંભળાવ્યું. વડા વજીરે પેલા જવાન માણસને બારીકીથી જોયો અને પછી ખલીફની ખાતરી કીધી કે તેનાથી તેમજ તેની હેકાયતથી હું તદન અજાણો છું. આથી હારૂનની ખાહેશમાં ઓર વધારો થયો, અને પેલા કેદીની હકીકત સાંભળવાને તે વધારે આતુર બન્યો. તે તેની કોટડીમાં એક દર્વેશના જેટલી છુટથી દાખલ થયો, અને તેની નજદીક જઇ બેઠો.

ખલીફ બોલ્યો—અય કમનસીબ જવાન, તું જાણે છે કે અમો દર્વીશ લોકો ઘણી છુટ ભોગવિયે છિયે; તેમાં ખાસ એ છે કે અમો મોટા મરતબાવાળા માણસોની નજદીક જઇ શકિયે છિયે, અને તેઓ આગળ સાચી વાતો જાહેર કરિયે છિયે. નામદાર ખલીફની હજુરમા અમો વધારે સહેલાઇથી દાખલ થઇ શકિયે છિયે. વાસ્તે તું મારી આતુરતા ઉપર વિશ્વાસ રાખ; હું મારેથી બનશે એટલી તારી સેવા બજાવીશ. તું તારો કિસ્સો મારી આગળ જાહેર કરશે તો તે એક ડાહ્યા માણસ આગળ અને ખરા ધર્મી માણસ આગળ જાહેર કીધેલો ગણાશે.

પેલા જવાને એક હાય મારી, થોડો વાર મનમાં વિચાર કીધો, થોડાંક આંસુ ટપકાવ્યાં, અને પછી પોતાનું દાસ્તાન આ રીતે શરૂ કીધું.

## દાસ્તાનની શરૂઆત.

મારૂં નામ હાલેચલબા છે. મારો બાપ બગદાદના સોદાગરોનો શાહ છે. એક દિને તેણે શેહરના મોટા સોદાગરોને જમવા બોલાવ્યા, અને સર્વે જણ પોતાની જોડે પોતાના વડા બેટાને લેતા આવ્યા. ખાણું

ઘણું તોફી હતું, જે પુરૂં થયાં બાદ સઘળા મેહમાનો પોતપોતાના બેટાઓને ધંધામાં નાખવા બાબે વાતો ચલાવવા લાગ્યા. એકે કહ્યું કે હું મારા બેટાને દેશાવર ખાતે મોકલવાનો છું; બીજાએ કહ્યું કે હું તેને સોદાગરી બારકસ આપીને બીજા મુલકમાં રવાના કરનાર છું; ત્રીજાએ કહ્યું કે મેં તેને મારા ધંધાનું ફલાનું કામ સોંપ્યું છે. ટુંકમાં કહું તો મારી ઉમરના સઘળા સોદાગરજાદાઓને મેં જિંદગીમાં ગોઠવાઇ જતા જોયા. આ રીતની વાતો કરીને પછી સઘળાંઓ છુટા પડયા.

તેઓના ગયા પછી મેં મારા પદરને કહ્યું કે જોકે હું બગદાદના સોદાગરોના શાહનો બેટો છું તે છતાં હુંજ એકલો સોદાગરીના પેશામાં દાખલ થયા વિના રહી ગયો છું. મારા પિતાજીએ મારી તકરારની સચ્ચાઈ કબૂલ રાખી, અને પછી મને કહ્યું કે શેહરના એક ભાગમાં મારે ગમે તે કિસમનો અસ્બાબ અને માલ લઇને એક દુકાન ઉઘાડવી. મારી વળણ સોદાગર બનીને સ્વતંત્ર ધંધો કરવાની હતી માટે મારા બાપની સૂચના મેં કબૂલ રાખી, અને બીજેજ દિને ઇરાન અને હિંદુસ્તાનનો ઉમદા અને બેમુલો માલ લઇને મેં દુકાન ઉઘાડી. મારી મદદમાં સોદાગરીનાં કામના અનુભવી ગુલામો હતા, જેઓએ મારા ઉપર જરાબી તકલીફ પડવા દીધી નહિ.

આખો દહાડો બગદાદ શહેરના અમીર ઉમરાઓ અને માતબર લોકો સાથ વહેવાર પાડી તથા ઓળખાણ કરીને સાંજે હું મારા બાપને ઘેર પાછો ફર્યો. આ રીતે દરરોજ મારો અનુભવ વધતો ગયો અને આ પેશો મને મનગમતો થઇ પડયો. મારા ધંધાનું કામ સારૂં ચાલવા લાગ્યું, અને મારા પિતાજી વારંવાર મારી દુકાને આવી મને મળી જતા, અને ત્યાં આવતાં ગ્રાહકોનો મેહમાર જોઈ ખુશ થતા. દેશાવરો ખાતેથી જે મોટી વર્દીઓ આવતી તે મારી ઉપર મોકલી આપવાને તેઓ કદી ચુકતા નહિ, અને તેમ કરવાને તેમણે પોતાના કારભારીને હુકમ આપેલો હતો.

એમ ધંધાનું કામ ચાલતું હતું એટલામાં એક દહાડે હું મારાં ગ્રાહકોને માલ આપવામાં રોકાયલો હતો તે દરમિયાન બાહેરથી અચ્છા

દેખાવ સાથની બે ઓરતો મારી દુકાંન ઉપર આવી લાગી. બીજા ગ્રાહકોએ તેમની મર્યાદા કરીને તેમને દાખલ થવાની જગા આપી. આ બેમાંની એક ઓરતે પોતાનો બુર્ખો ઉઠાવી પોતાનો પુનમના માહ-તાબ જેવો ચહેરો મારી નજરે પાડયો. તેઓ બંને એક સોફા ઉપર બેઠી, કીમતીમાં કીમતી કાપડ માંગ્યું, ભાવતાળ કીધા, અને રૂ. ૭૫૦૦ ની કીમતે તે ખરીદ કીધું. આથી મને રૂ ૧૨૫૦ નો નફો થયો. કાપડ બાંધી આપ્યું, અને પેલી બેમાંની એક કેજે વડી બાનુ જણાતી હતી તેના હુકમથી આ માલ તેના ગુલામો ઉપાડી ચાલ્યા. એજ વખતે મેં કાપડની કીમત ગણી લેવા માટે હાથ લાંબો કીધો, પણ પેલી રૂપસુંદરી બોલી ઉઠી કે—"હાલેચલ્બા, હું આજે નાણું લાવતાં ભૂલી ગઇ છું, પણ તેથી તું નાઉમેદ થતો ના. થોડા દિવસમાં હું પાછી આવીશ ત્યારે તારૂં નાણું લેતી આવીશ, અને તે વખતે આજ કરતાં વધારે કીમતનો માલ ખરીદ કરીશ."

આ ઉપરથી તેણીની સાથવાળી બીજી ઓરત બોલી ઉઠી કે "બાઇ સાહેબ, તમો શું એમ ધારોછો કે બગદાદના શાહબંદર જેવા માતબર સોદાગર કે જેને નામદાર ખલીફ પોતે પણ પીછાને છે તેનો બેટો શું તમારા જેવી એક દરજ્જાવાળી બાનુને આટલી નજીવી કીમત-નું કાપડ ધીરવામાં માન નહિ સમજશે?"

આ સ્ત્રીની આ વાતે તથા પેલી સ્ત્રીની ખુબસુરતીએ મારા ઉપર કરેલી અસર, તથા મારાં કુદરતી બીકણપણાંએ મને મારા માલની કીમત ફરીથી માંગતાં અટકાવ્યો, તેમજ તે બાઇનું નામ પુછી લેવાની પણ મારી હિમત ચાલી નહિ. તે બાનુ મને નમીને સલામ કરી ચાલી ગઇ, અને તેણીની પુઠે જઈ તે કયાં રહે છે તે જાણી લેવા માટે મારા ગુલામને મોકલવાની સાવચેતી લીધા વિના હું તો દુકાનના દરવાજા આગળ સ્થિર થઈ ઉભોજ રહ્યો.

હું એકલો પડયો ત્યારે મારી બેવકુફી મને ફોલી ખાવા લાગી. મેં જે મૂર્ખાઈ કીધી હતી તેની તકસીર મારી આંખ આગળ ઉભી થઇ. મેં કોણને માલ વેચ્યો? તેનું નામ શું—ઠામ શું? મારા બાપે મને

શિખામણ દીધી હતી તે શું હું ભૂલી ગયો કે બગદાદ શેહર ઠગારાં લોકોથી ઉભાઇ જાયછે, કે જેઓ કોઇપણ દેખાવ અને કોઇપણ જબાન ધારણ કરી સોદાગરોને ઠગી જાય છે? હવે મને પેલીઓની દરેક ચીજ શક ભરેલી જણાઇ;—પેલી ખુબસુરત નાઝનીનની સુંદર આંખો પણ મને દગાભરેલી લાગી. મને લાગ્યું કે આજે હું આવડી મોટી રકમ ગુમાવી બેઠો હતો. હું બીતો બીતો મારા બાપને ઘર ગયો, કેમકે જે કામ મારેથી બન્યું હતું તે માટે ઠપકા સિવાય બીજું કાંઇ મને મળનાર નથી એમ હું જાણતો હતો.

મારૂં આ સંકટ મારી માદરે તરત જોઇ લીધું. તેણીએ મારા ભેદની વાત તાલમેલથી જાણી લીધી, અને પછી મને દિલાસો દેતાં કહ્યું કે "જે સોદાગર ટોટો ખમી શકે નહિ તે કદી નફો કરી શકે નહિ. દીકરા, તને જે ખોટ ગઇ છે તે મારી કને જે કાંઇ છે તેમાંથી ભરી તારા બાપને તું વાજબી હિસાબ બતાવજે."

બીજે દિને હું મારી દુકાને ગયો, એવી ઉમેદમાં કે પેલી સ્ત્રીઓ પાછી દેખાવ દેશે, પણ સાંજ પડી ત્યાં સુધી તેઓ આવી નહિ. બીજા બે દહાડા એજ રીતે ગમ અને ઉદાસીમાં પસાર થયા. મારી દિલગીરી આ રીતે વધતી ગયલી જોઇ મારી માદરે મને ફરીથી દિલાસો દીધો અને ધીરજ આપી. તે બોલી કે—"દીકરા, જે કાંઇ બન્યું તેને તું કીમતી ગણજે, કેમકે અનુભવ મળવેજ માણસ ડહાપણ શિખે છે."

પણ તે મેહરબાન માદરની સઘળી ભલી ભલી નસીહતોથી મારા ઉપર કશી રૂડી અસર થઇ નહિ. બે સુંદર ચશમોએ મને ઠગ્યો તેની નામુસીનો ઘા કશાથી રૂઝાયો નહિ.

## શાદીની માંગણી—ભેદની શુરૂઆત.

અંતે ચોથે દિને પેલી અજાણી ઓરત પાછી મારી દુકાને આવી અને પહેડી ઉપર નાણાંની થેલી મુકી.

"અય ખુબસુરત જવાન," તે નાઝનીન બોલી, "આ રહ્યાં તારાં નાણાં. મેહરબાની કરીને ગણી લે."

આ રીતે એકાએક અને નહિ ધારેલી રીતે મારા પૈસા આવી મળેલા જોઇ મારી ખુશીનો પાર રહ્યો નહિ, મારી બીક અને ચિંતા ઉડી ગઇ, નવી જિંદગી ભોગવતો હોઉં એવું મને લાગ્યું. તેણીએ બીજું કાપડ જોવા માંગ્યું, અને સોનાના ૩૮૦ સિક્કાની કીમત જેટલો માલ ખરીદ કીધો. આ વખ્તે મને એટલો બધો વિશ્વાસ આવી ગયો કે હું તેણી માંગે તો બે હજાર સિક્કા જેટલો માલ ઉધાર વેચાતો આપું.

તેણીના ગયા પછી હું મારી માદરને જઇ મળ્યો, સઘળી બિનાથી તેણીને વાકેફ કીધી, અને મારો ભારી હરખ જાહેર કીધો. હવેજ મને તેણીની આગળા દિવસની શિખામણની સચ્ચાઇ યાદ આવી કે "હિંમત વિના ફાયદો ન જડે."

અય માનવંત દર્વીશ, મારી હકીકત તને મુખ્તેસરમાં કહીશ કે પેલી નાજનીન મારી દુકાને વારંવાર આવતી, અને જેટલાં નાણાં ભરી જાય તે કરતાં વધારે ને વધારે રકમનું કાપડ ખરીદ કરી જતી. એમ કરતાં તેના ઉપર મારા રૂ ૨૫૦૦૦ જેટલી રકમ ચહડી ગઈ, કે જે તેની ખરીદીથી મને થયલા તમામ નફા જેટલી હતી.

એમ કરતાં એક દહાડે સહવારે દુકાન ઉઘાડીને હું તરતનોજ મારી જગા ઉપર બેઠો હતો એટલાંમાં એક બુઢી ઓરત આવી. તેને કાંઇ કાપડ જોઇતું હશે એમ સમજીને મેં તેને તે દેખાડવા માંગ્યું, પણ તે બોલી કે:—

"બેટા, મને કાપડ જોઇતું નથી. હું તો માલની ખરીદી કરતાં વધારે કીમતી કામને માટે અહીં આવી છું. જે બાનુ ઉપર તારા પચીશ હજાર રૂપિયા નિકળે છે તેના તરફથી હું તો આવી છું. તે રકમ હું કાંઇ આજે લાવી નથી, પણ હું તેણી તરફથી તને એમ કહેવા આવી છું કે બગદાદ શેહરના બીજા સોદાગરોમાં તને તેણીએ પોતાનો વેપારી પસંદ કીધો છે તે એટલામાટે કે તેણી કાંઇ જુદાજ સબબની ખાતર તને બીજાઓ કરતાં વધારે પસંદ કરે છે. તે મારી બાનુ જેમ જવાન તેમ ખુબસુરત અને માતબર છે, અને તારી સાથે

શાદીના ગાંઠથી જોડાવાને આતુર છે. જો તું આમ કરવાને તેણીને અવલમાં જોઇ તથા વાતચીત કરીને પછી રાજી થાય તો તેણીને તારી તરફનાં પલ્લાં દાખલ તારી નિકળતી પચીશ હજાર રૂપિયાની રકમ ઉપરાંત બીજી કશી રકમ જોઇતી નથી. જો આ શાદી બાબે તારી મર્જી ન હોય તો તારી રકમ એકદમ અદા કરવામાં આવશે. પણ તે આગમજ હું જે વાત કહું છું તે તારાં ધ્યાનમાં ઉતરે છે કે નહિ, અને તારી ખાહેશ શાદી કરવા માટે થાય છે કે કેમ, તે નક્કી કરવા માટે તારે મારી જોડે આવવું જોઇશે."

પેલી બુઢી ઓરત આ સખુનો બોલતી હતી તે વેળા મારાં દિલમાં એક અણદિઠ ચિંગારી બેમાલુમ સળગવા માંડી હતી. અત્યાર સુધી હું પેલી ખુબસુરત બાનુ તરફ મોહબતની કશી પણ લાગણી ધરાવતો હતો નહિ; પણ હવે તે લાગણી ઓચિંતી જન્મ પામી અને એક લેહજામાં તેની આગ સળગી ઉઠી. તે બાનુના ચેહરા, આંખ, આવાજ, હાથ, કદ વગેરેની નાજુકી અને ખુબસુર્તી હવે એકઠાં મારી આંખ આગળ આવી ઉભાં. તે નાજનીન મારા ઉપર ફિદા થઈ છે એમ પેલી બુઢીનાં મુખથી સાંભળીને મારાં દિલમાં તેણી માટેની મોહબત ઉશ્કેરાઈ, કેજે અત્યાર સુધી છુપી રહેલી હોવી જોઇએ.

મેં દુકાન બંધ કરવાનો હુકમ ગુલામોને આપ્યો, અને તેમને કહ્યું કે મારા દોસ્તો સાથ મોજ કરવા જાઉં છું એમ મારાં માતપિતાને કહેજો. આ રીતે તેમને વિદાય કરીને હું પેલી બુઢિયા સાથ તેણી લઇ જાય ત્યાં જવાને તેણીની પુઠેપુઠે ચાલ્યો.

"મારા ઉપર આમ વિશ્વાસ મુકયો છે તેનો તને કદી પસ્તાવો લાગશે નહિ," તે બુઢી ચાલતાં ચાલતાં બોલી. "પણ તારો મારા ઉપર પૂર ભરૂસો છે એમ બતાવી આપવા માટેની બીજી સાબેતી મને જોઇશે. અગરજો મારી જવાન બાનુ તને મનપસંદ નહિ જણાય, જે શર્ત તેણી કરવા માંગે તે તું કબૂલ નહિ રાખે, અને તેથી તમો બંને વચ્ચે જુદાઇ થાય, તો તારે તેણીનું નામ છુપ્યુંજ રાખવું જોઇયે—તેણી જેમ છે તેમ તેને ગુપ્ત રહેવા દેવી જોઇયે—એમ તું લાયકીની ખાતર

કબૂલ કરશેજ. વળી જે મકાનમાં હું તને લઇ જાઉં છું તે તું પાછલથી નહિ પીછાને એટલામાટે તારી આંખે મને પાટા બાંધવા દેશે."

મેં આ શર્ત ખુશીથી કબૂલ રાખી, અને એક ઝરૂખા નીચે લઇ જઇને તેણીએ મારી આંખે રેશમી રૂમાલ વડે મજબૂત પાટો બાંધ્યો; પછી ત્રણ ચાર મરતબે ગોળ ચક્રી ખાવા મને કહ્યું, જેમ કીધા બાદ તે મારો હાથ પકડીને મને આગળ લઇ ચાલી. આમ પાએક કલાક ચાલ્યા બાદ અમો એકદમ ઉભાં રહી ગયાં. મારે કાને દરવાજો ઠોકાવાનો સાદ પડયો, પછી તે ઉઘડયો, અમો દાખલ થયાં, અને તે તરત બંધ થઇ ગયો.

અંદર દાખલ થયા પછી થોડેજ વારે મારી આંખે બાંધેલો રૂમાલ છોડી નાખવામાં આવ્યો, અને મને બે ગુલામ છોડીઓની સંભાળમાં આપ્યો, જેઓ પોતે ખુબસુરત ચેહરાની અને કીમતી પોશાક પહેરેલી હતી. તેઓ મને લઇને સાત દરવાજાઓમાંથી પસાર થઇ, અને છેલ્લે દરવાજે બીજી ચોદ બાંદીઓએ મને પોતાના સ્વાધીનમાં લીધો. તેઓ વળી પેલી આગળીઓ કરતાં વધારે ખુબસુરત અને વધારે ભપકાદાર લેબાસમાં સજ્જ થયલી હતી. હવે હું એક એવાં દીવાનખાનાંમાં દાખલ થયો કે જ્યાં સઘળો સંગેમરમરનો, હીરા મોતીનો, કીમતી સોનેરી ઠાઠ હતો. જોકે મને આ સઘળું ખ્વાબ જોતો હોઉં એવું લાગ્યું, તોપણ મારી આંખ ખુલ્લી હતી.

અહીં મને બેસાડીને પેલી બુઢી ઓરત મને છોડી ગઇ, પણ પછી તરત પાછી ફરી અને તેની જોડે એક ગુલામ ખાણાંનો સુફરો લઇને આવ્યો. એક સોનાના ખાનચામાં ગોઠવેલી સ્વાદિષ્ટ વાણીઓ હું ચાખતો હતો એટલામાં તે બુઢિયાએ મારા નિકળતા દશ હજાર સિક્કા ટેબલ ઉપર ગણીને ગોઠવ્યા. તે બોલી કે:—

"આ રહી તારી રકમ. મારી બાનુ હજુ આવી નથી તેથી ગભરાતો ના. ધારા મુજબ અને નીતિના કાયદા મુજબ શાદીનો કબાલો નક્કી થયા વિના તમો બંનેએ એક બીજાનો ચેહરો જોવો જોઇતો નથી."

આમ તેણી બોલતી હતી એટલાંમાં કાજી આવી લાગ્યો, જેની સાથે બીજા દશ માણસો હતા. તેને સલામ કરવા હું ઉઠી ઉભો થયો, અને તેજ વેળા બુઢિયાએ તેને આ મુજબ કહ્યું :—"જે જવાન બાનુ આ સોદાગર સાથ શાદીના ગાંઠથી જોડાવાની છે તેણીએ તમને પોતાના વાલી પસંદ કીધા છે. એ અધિકાર કબૂલ રાખવાને તમો રાજી છો કે નહિ?"

કાજીએ જવાબ દીધો કે એમ કરવામાં હું પોતાને મોટું માન મળેલું સમજું છું. પછી તેણે કબાલો લખી કાહડયો, અને પોતે જેમને સાથે લાવ્યો હતો તેમની સાક્ષી દાખલ સહી લીધી. પછી તેઓ સઘળા પેટ ભરીને જમ્યા, અને કાજીને એક કીમતી પોશાક તથા ૩૦૦ સીકવિનનું ઇનામ આપવામાં આવ્યું. આ લઇને કાજી સાહેબે પેલી જવાન બાનુનો ઉપકાર માની ત્યાંથી રૂખ્સત લીધી.

આટલો વખ્ત સુધી મેં જે કાંઇ જોયું તેથી મને એટલી બધી તો અચરતી ઉપજી કે કાજી ગયો ત્યારે તેની પુઠે મેં પોતેબી જવાની ખાહેશ કીધી, અને મારાં નાણાં ટેબલ ઉપર મુકેલાં હતાં તે ઉપાડી લેવાનો ખિયાલ પણ કીધો નહિ. પણ પેલી બુઢીએ મને ચાલી જતો અટકાવી પાછો બેસાડયો. તે બોલી :—

"દીવાનો છે કે શું? કબાલો થયો કે હવે શાદી થવાની. હવે ડાહ્યો થા અને રાત પડે ત્યાં સુધી થોભ, કે જ્યારે સઘળી ક્રિયા સંપૂર્ણ થશે."

રાત પડી ત્યાંસુધી હું આ દીવાનખાનામાં તરેહવાર વિચારોનો ભોગ થતો રહ્યો. હું અહીં તહીં ફર્યો, જે જોઇતું તે પેલી બાંદીઓ કનેથી માંગતો અને તેઓ મારો પડયો બોલ ઉપાડી લેતી. હવે પાછું ભોજન આવ્યું, અને સાથે મઘમઘતો ઉંચો શરાબ પણ આવ્યો. પણ મેં એ સર્વને હાથ લગાડયો નહિ. મારી ઇશારત ઉપરથી એ સઘળું ઉપાડી લઇ જવામાં આવ્યા બાદ પેલી બુઢી મને સ્નાન કરવા લઇ ગઇ. આઠ ગુલામોએ મને સારી પેઠે ચોળીને નહવાડયો, અને નામવર ખલીફના જેટલું આદરમાન આપ્યું. હોજમાંથી હું બાહેર

આવ્યો ત્યારે વીશ ખુબસુરત બાંદીઓએ મને આવકાર દીધો, જેઓમાંની કોઇના હાથમાં બળતી મશાલ હતી, કોઇના હાથમાં ખુશબોઇ હતી. અને તેઓ સઘળી ઝકઝકતા પોશાકમાં હતી.

વીશ બાંદીઓ હવે આગળ ચાલી અને મને પોતાની સંગાથે એક બહુજ અચ્છી રીતે આરાસ્તા કરેલાં દીવાનખાનાંમાં લઇ ગઇ, તથા સોનાની ચાદર પાંથરેલા એક સોફા ઉપર બેસાડયો. હવે ગાણું શુરૂ થયું અને મને તેથી ઘણી ખુશી પેદા થઇ તથા મારૂં ઘણું દુખ તથા વેહમ હું ભૂલી ગયો.

પણ આ કાંઇ શાદી માટેનો ઓરડો હતો નહિ. તે તો હજુ બાકી હતો, જ્યાં મને લઇ જવાની પેલી બાંદીઓએ અર્જ કીધી. હું તરત ઉઠયો, અને તેજ વખ્તે એક મોટો દરવાજો ઉઘડયો તે દરવાજામાંથી બીજી વીશ ગુલામડીઓ સાથ મને પોતાના ખાવિંદ દાખલ પસંદ કરનાર રૂપસુંદરીને મેં મારી સામે આવતી દીઠી. તેણીની ખુબસુરતી જોતાંજ હુ તો છક થઇ ગયો. હુ તરત સાવધ થયો, અને અમો બંનેનાં સામસામે મળેલાં સરઘસો ભેગાં થઇને હવે એક જુદાંજ દીવાનખાનાં તરફ ચાલ્યાં, અને ત્યાં દાખલ થઇ અમો બંને એકજ સોફા ઉપર બેઠાં. અહીં પેલી બુઢિયાએ પાછો દેખાવ દીધો. તેણીની સાથે ચાર ગુલામો હતા, જેઓ અમારે માટે સોનાના ખાનચામાં મુખસ્વાદિયાં, મીઠાઇ, ફળ વગેરે લાવ્યા હતા. આમાંથી જે સારાં સારાં હતાં તે લઇને અમે એક બીજાને નજર કીધાં, અને આમ મોં મીઠું થયા બાદ ગુલામો પાછા ફર્યા, અને અમો બંને ત્યાં એકલાં રહી ગયાં.

આ વખ્તે મારો જીવ ધ્રુજતો હોય એમ મને જણાયું. મારાં મનની માશુકને મારી પાસે એકલી બેઠેલી જાણતાંજ મને ધ્રુજરી છુટી. તેણીએ મારો હાથ પકડયો અને તેમ કરીને મને હિમત આપી. પછી તે માહરૂ આ રીતે બોલી—

"હાલેચલ્બા, જે દિને હું એક નતાઈ દાખલ તારી દુકાને કાપડ ખરીદ કરવા આવી હતી તે દિવસનું તારા ઉપર મારૂં દિલ દોડતું થયું છે. તેજ કારણસર હું ફરી ફરીથી તારી દુકાને આવ્યા કીધી

હતી. આપણુ વચ્ચે જે થોડોક સંબંધ પડયો તે ઉપરથી તારૂં દિલ પીછાની લેવાની અને તારૂં મન જાણી લેવાની મને તક મળી. મને તું એટલો બધો ગમ્યો કે મેં તારી સાથ શાદીની ગાંઠથી જોડાઈ સુખી થવાનો ઠરાવ કીધો. તું આજ સુધી છુટો અને તારા જાનનો ધણી હતો. હવે મારી સાથે જોડાવાથી તારૂં તે છુટાપણું રહેવાનું નથી, તેનો તને અફસોસ છુટશે. કેમ, ખરૂં કે નહિ?"

મેં જવાબ દીધો:— "બાનુ, જે વખ્તે મેં તમને પહેલાં દીઠાં તે પળથીજ મારાં દિલમાં મોહબતની ચિંગારીએ ઘર કીધું હતું. તમને જ્યારેથી હું જોતો ત્યારે મને એક તરફથી દુખની અને બીજી તરફથી ખુશીની લાગણી થયા વિના રહેતી નહિ. હું તો તમને દરરોજ જોવાની ઉમેદ બાંધી બેસતો, અને તમારીજ વહાલી મૂર્તિ મારી આંખ આગળ સદા ઉઠી ઉભી થતી. પણ તમને મારી મોહબત જાહેર કરવાથી હું ડરતો હતો. પાછલથી જ્યારે તમેજ એ મોહબતનો પાછો જવાબ મને કહેવાડયો ત્યારે આજે હું કસમ ખાઈ કહું છું કે તમો તરફના મારા પ્યારની હદ નથી, અને મારાં છુટાપણાંનો ભોગ આપવામાં મને અફસોસ નથી, કાંએકે આજથી તમારી ખાતર મારી જિંદગી કુર્બાન કરવાને હું બંધાઉછું."

આ સખુનો સાંભળીને તે માશુક પાછું બોલી:— "હાલેચલ્બા, તારાં મુખમાંથી સાચાજ સખુનો નિકળ્યા છે. તારી જિંદગી મારાં સુખને માટે જરૂરની છે, વાસ્તે તું તે બરબાદ કરીશ નહિ. હવે જો આપણુ આપણી જિંદગી સુધી એકબીજાં સાથ જોડાવાનાં હોઇયે ત્યારે તો હું મારૂં દિલ તને આપવાને ચોક્કસ શર્તથીજ રાજી થઇશ. તરત વેળા મારૂં નામ અને ખાનદાન તારેથી મારે છુપ્યાં રાખવાં જોઇશે. તે જાહેર કરવાના અને તને મારા ખાવિંદ દાખલ જાણીતો કરવાના ઇલાજો હું લઉં છું તેમાં હું ફતેહ પામું ત્યાંસુધી તારે તે પુછવાની હઠ લેવી નહિ, આ મારા મેહલમાં કોઇથી પણ તે જાણી લેવાની તજવીજ કરવી નહિ, અને બીજું એ કે આ મારાં

મકાનનો દરવાજો વરસમાં એકજ વખ્ત ઉઘડશે, વાસ્તે તે આગમજ તારે અહીંથી જવાની દરખાસ્ત કરવી નહિ."

મેં આ સઘળી શર્ત કબુલ રાખી. મેં જોયું કે એમાં કાંઈ દમ નથી, તેથી મેં કહ્યું કે "હું તું માહબૂબનું નામ ઠામ જાણવાની ઉતાવળ કરીશ નહિ, અને અહીંથી બાહેર જવા માંગીશ નહિ."

"જરા સબર એખ્તિયાર કર." મને ઉતાવળે જવાબ આપતો જોઇ તે ગુલરૂખ્સાર બોલી. "હજુ વધારે કઠણ શર્ત કહેવાની રહેલી છે. હું મારૂં દિલ તને અર્પણ કરૂં છું તેમ તારે પણ તારો તમામ પ્યાર મારે માટેજ રાખવો જોઇયે. મારી બાંદીઓ તારી નોકરીમાં સદા હાજર રહેશે; તારો હુકમ માથે ચઢાવશે; પણ તારે કામકાજ સિવાય બીજા કોઈ પણ સબબની ખાતર તેઓ સાથ એક હર્ફ પણ બોલવો નહિ. જો એક પણ બાંદી સાથ જરા પણ છુટ લેતો તું જણાશે તો પછી મારો મિજાજ હાથમાં રહેશે નહિ. મને અદેખાઇ લાગશે અને તું મારા ગુસ્સાનો ભોગ થઇ પડશે."

"અય માહતાબ," હું ઈંતેજારીથી અને જુસ્સાથી બોલ્યો, "તું ખાતેરી રાખજે કે હું કોઇબી જાતનું અણુઘટતુ કામ કરી તારા જીવને જરાબી રંજીદા કરીશ નહિ. તને નાખુશ કર્યા આગમજ હું પોતેજ મરી જઇશ તે સત માનજે. પણ હું બેશક છું કે એવું કદીપણ બનશેજ નહિ."

મારાં ભોળાં દિલથી ઉત્પન્ન થયલા આ ખાલેસ સખુનો સાંભળીને તે મારી ઓરત થનારી બાનુ તડતડ આંસુ ખેરવી રડવા લાગી. પણ પછી પોતાની પૂર ખાતરી થયલી જોઇને તેણી બોલી કે "હાલેચલ્બા, હવે આપણુ શાદીના ગાંઠથી જોડાઇને સુખી થઇશું. જો તેં મારી આ શર્ત કબૂલ રાખવામાં જરાબી આનાકાની કીધી હોત તો મારાં સુખનું તત્કાળ શેવટ આવત, અને તારી ઓરત થવાને બદલે હું તલ્લાક લઇ સદાની તારેથી જુદી પડત."

## શાદી પછીના બનાવો.

આ રીતે અમારી શાદી થઇ. મેં તેણીને મારી ઓરત બનાવી અને અમે અરસપરસના સુખમાં એક પખવાડિયું ગુજાર્યું. એટલા દિવસ સુધી મને આસપાસની દુનિયાનો કશો ખિયાલ આવ્યોજ નહિ. મારી માહબૂબ તેજ મારી દુનિયા હું સમજ્યો. પણ હવે મને મારાં માત-પિતા સૌથી પહેલાં યાદ આવ્યાં. તેમને મળવાની ઉમેદ મારાં દિલમાં પેદા થઇ. તે બીચારાંઓ મારી ગેરહાજરીથી કેટલાં મુઝાતાં અને દુખી થતાં હશે તેનો મને હવેજ વિચાર આવ્યો. હું દિલગીરીમાં ડુબતો થયો. મને વારંવાર આ વિચાર આવતો અને ગમ પેદા થતો. હું છુપો રડતો, અને મારૂં દુખ મારાં મુખ ઉપર પ્રગટી નિકળતું. મારી અજાણી ઓરતે એ સઘળું પોતાની ચાલાક નજરે જોઇ લીધું. તેણે કારણ પુછ્યું અને મેં કારણ જણાવ્યું.

આથી તે દિલગીર જણાઇ નહિ. તે બોલી કે "માતપિતા તરફની તારી આ લાગણી જોઇ હું ખુશ છું. તારી ખાતર તારાં માતપિતાને હું પણ ચાહું છું. તું તારાં માબાપને મળવા જા—તેઓ સાથ એક હફતો ખુશીમાં ગુજાર—તારો ધંધો પણ પાછો ચાલુ કર. આથી આપણી શાદીની વાત છુપી રહેશે, કે જેને છુપી રાખવાની હજુ જરૂર છે. તું થોડા દિવસ આમ જઇ આવશે તો પાછલથી આમ વારંવાર હાજર અને ગેરહાજર રહેવાનાં કામમાં તને મદદ થશે, અને આપણી શાદી બાબે કોઇનાં મનમાં શક સુબેહ પેદા થશે નહિ. તારી લાયકી, ઇમાનદારી અને બીજા ઉત્તમ ગુણોથી તું પંકાઇ જશે તો તે આપણને ભવિષમાં કોઇ દિવસ કામનું થઇ પડશે. આપણ એવા ખલીફનાં રાજ્યમાં વસિયે છિયે કે જેના જાસુસો સઘળે ફરી વળેલા છે અને જે પોતે પણ પોતાના કાનનો ઘણોજ સારો ઉપયોગ કરી શકે છે. વાસ્તે તું જા, અને તારી સંગાથે મારૂં ખાલેસ દિલ પણ લેતો જા. તે તારી સાથેજ રહેશે. જો તે તારી આંખે દેખી શકાતું હોય તો તું તેને તારી આસપાસ પાંખ ફફડાવી ઉડયા કરતું જોશે. વળી આપણી વિશ્વાસુ બુઢિયા મારફતે તને હું મારી ખબર કરતી રહીશ અને તારી ખબર મેળવતી રહીશ."

આ સઘળી શિખામણ દઇને છેલ્લે મારી ઓરત આમપણ બોલી કે "આપણી શાદીની વાત તારાં માતપિતાથી છુપી રાખી શકાય એવી નથી, વાસ્તે તે કેવળ છુપી રાખવાના કસમ આપીને તું તેમને વાકેફ કરજે."

આ રીતે અમો વચ્ચે વાતચીત ચાલતાં રાત પડી ચુકી હતી. મારી ઓરતના ફરમાવ્યાથી પેલી બુઢિયાએ હવે મારી આંખે પાટા બાંધ્યા, અને મહેલમાં આવવા આગમજ જે ઝરૂખા નીચે તેણીએ પહેલા પાટા બાંધ્યા હતા ત્યાં મને લાવીને આ બીજા પાટા છોડી નાખ્યા. આ રીતે છુટો થઇને હું ભારી ઉલટ સાથ મારે ઘેર જવા માટે ઉતાવળે કદમે આગળ વધ્યો. ત્યાં દાખલ થાઉં તે આગમજ અમારી પાડોશમાં વસતી એક બાઇએ મને ઓળખ્યો. તે બોલી :—

"હાલેચલ્બા કે ? અરે દીકરા, તું એકદમ તારી માની નજરે પડતો રખે. તું થોડો વાર મારાં મકાનમાં આવી વિસામો લે, અને મારો ખાવિંદ જઇ તારાં માતપિતાને તારા આવ્યાની ખબર આપશે. તું જાણતો નથી કે તારા ગેબ થવાથી તારી મા બીચારી કેવી દુખી થઇ છે. હવે તું એકદમ નજરે પડશે તો તે હરખથી મરીજ જશે."

મેં આ બાઇનું કહ્યું કબુલ રાખ્યું અને તેનાં મકાનમાં જઇ બેઠો. મને બેસાડીને તેણીએ ઠપકો દીધો કે આ રીતે કોઇ પોતાનાં મા બાપને છેતરીને જાય ? આટલા દાહડા તું કયાં હતો, બેટા ?"

મને એક વાત છુપાવવી હતી અને તેથી અનેક જુઠાણાં કહેવાં પડયાં. મેં ખુલાસો કીધો કે એક જણ મારાં નાણાં ઘાલીને નાસી ગયો હતો તેને પકડવા માટે હું તો બલસોરે ગયો હતો, ત્યાં મને નહિ ધારેલા દહાડા લાગ્યા. મેં ખેપિયો મોકલ્યો હતો તે કેમ કરી ખબર આપવા આવી પુગ્યો નાહ ?"

આ બધી પોકલ વાત હતી, તોપણ પેલી ભોળી બાઇએ તો તે ખરીજ માની. તે બીચારીએ મારા સંબંધી સઘળી વાતોથી મને

વાકેફ કરતાં કહ્યું કે—"બેટા, આખું શેહર તને તો મરી ગયલો માને છે, અને ગઇ કાલેજ તારી મૈયત કહાડી તને દફન કરવાની ક્રિયા થઇ છે. તું બલસોરે જવાની વાતો કરે છે, પણ તારાં માણસોએ તો તારાં માતપિતાને એવી ખબર આપી હતી કે તું તો દોસ્તદારો સાથે વાડીએ મોજ કરવા ગયો છે. આ ઉપરથી એક બે દહાડા સુધી તો તારે વાસ્તે સૌને ધીરજ રહી, પણ ત્રીજે દહાડે બધાં ગભરાયાં. શેહરના સર્વે સોદાગરો ભેગા મળ્યા અને તારે થકી વાડીએ વાડી શોધ ચલાવી અને ચોતરફ માણસો દોડાવ્યાં. જ્યારે તારો પત્તો મળ્યોજ નહિ અને તું કેથે જણાયોજ નહિ ત્યારે અંતે એમ ધારવામાં આવ્યું કે તું કોઇના હાથ પર ઠગાઇને જીવ ખોઇ બેઠો હશે. તારાં માદર પદરે પોશાક ચાક કીધો, બાલ પીખ્યા, શોક પાળ્યો, તારો જનાજો કહાડયો અને સૌ પુષ્કળ રડયાં."

આ સઘળું સાંભળીને હું ઘણોજ બેચેન થયો. પણ શું કરૂં? ભૂલ મારીજ હતી. તકસીર મેંજ કીધી હતી તેની સજા મારે ભોગવવીજ જોઇયે. પેલી ભલી ઓરત વાત પુરી કરી રહી કે તેનો ખાવિંદ મને બોલાવવા આવ્યો, અને તેની સાથે હું મારાં બાપિકાં ઘરમાં દાખલ થયો, જ્યાં મને જોઇને મારી મા તો ખુશીથી હર્ષ ઘેલી થઇ ગઇ, અને મારા પિતાજીની ખુશહાલીનો તો પાર રહ્યો નહિ. અને મારી બલસોરે જવાની જુઠી વાતથી તો તે બીચારા ઉપર ઘણીજ સારી અસર થઇ. "અરે બેટા, તું બલસોરે ગયલો કે? ત્યાં જવાની આટલી બધી જેહમત, રંજ અને ભય આગળ તારાં નાણું ખાઈને નાસી જનારનો ગુનાહ શી બિસાતમાં?"

મારા પિતાજીના આ સખુનોના જવાબમાં મેં બલસોરાની બનાવટને ચાલુજ રાખી. હું બોલ્યો—"અય પિદર, બલસોરાનો આપણો આડતિયો દીવાળું ફુંકશે કે કેમ તે હું જાણતો નથી. પણ તેની કનેથી જે કીમતી હીરા હું ખેંચી લાવ્યો છું તેથી આપણાં નાણાંનો અવેજ વળી રહેશે એમ હું ધારૂં છું. જુઓની પિતાજી, આ નંગ તમારી પાઘડીમાં ઘણું શોભશે; આ બીજું અને ત્રીજું તમારી શમશીર અને કટારીની

મૂઠમાં બિરાજશે; અને આ બાંગડી મારાં વહાલાં માતાજીના હાથને શણગારશે." આમ કહીને મેં થોડાંક નંગો અને દાગીના કહાડી મારા બાપની આગળ ખુલ્લા મુક્યા.

આથી તેઓ મને ફરીથી ભેટયાં—મને ફરી ફરીથી બગલગીરી કીધી, અને મને પાછો ફરેલો જાણીને ભેગાં મળેલાં ખેશીઓએ મને ફરી ફરીથી ગોદમાં દાબ્યો. સઉએ ગમ અને શોક છોડી દીધો; દિલગીરી દફે થઇ અને ખુશહાલીએ તેની જગા લીધી. ખુશીનું ગાણું શુરૂ થયું—રોશનીથી ઘર અને મોહલ્લા પ્રકાશિત થયા—અને દોસ્તો અને ખેશીઓ જિયાફત ખાવા આવ્યાં. આ રીતે તે રાત પસાર થઇ.

બીજે દિને મેં બલસોરાની વાતનું ખોટારૂં કહી મારી શાદીની ખરી હકીકતથી મારાં માતપિતાને જાણીતાં કરવાની જરૂર જોઇ. મેં તેમને ખુશહાલ જોઇને એ વાત માંડીને કહી, અને શેવટે અર્જ ગુજારી કે આ હકીકત તરતવેળા છુપીજ રાખવી. મારી વાતથી તેઓ ઘણાંજ અચરત થયાં અને જે ઝવેરાતો મને મારી વહાલી ઓરતે ભેટ દાખલ આપી મોકલ્યો હતો તે જોઇને તેઓએ મારી શાદીની વાત ખરી માની.

"ત્યારે તું કોઇ જીનની શાહજાદી સાથ પરણ્યો છે કે?" મારી માએ સવાલ પુછયો. ત્યારે મારા પિતા બોલ્યા કે "આ કિસમનાં લગ્ન કાજીની હાજરી વિના થઇ શકે છે ખરાં." હવે થયું તે તો થયું; શું કરવું તેની આ બેઉને સમજ પડી નહિ. પણ તેઓએ મને જે થયું તેથી સુખી દીઠો, અને મારાં સુખથી તેઓ સંતોષ પામ્યાં.

બીજે દિને મારાં આ વહાલાં માબાપની રજા મેળવીને મેં મારી દુકાન પાછી ખુલી. તેઓ આથી વધારે ખુશી થયાં, એમ સમજીને કે હું દોલતમંદ થયો ખરો પણ મેં ઉદ્યોગ છોડયો નથી. મને પાછો ફરેલો જોઇને મારી દુકાનવાળા પાડોશી ખુશ ખુશ થઇ ગયા. હું હવે બહુ સુખી જીવથી મારો પેશો ચલાવવા લાગ્યો, કેમકે હવે મને નફાનો લોભ રહ્યો હતો નહિ. આ રીતે એક હફતાની મુદત ગુજરી

ગઇ, ત્યારે મેં મારા બાપને ચેતાવ્યો કે હવે મારે પાછું ફરવું જોઇશે. તેણે મારે બદલે કામ કરવા એક અનુભવી માણુસ રાખ્યો, અને હું બાહેર ગામ કામે જનાર છું એમ લોકોમાં જાહેર કીધું.

એક હફતો પુરો થયા બાદ સાંજે પેલી બુઢિયા મારી દુકાને આવીને મને કહેવા લાગી કે મારી બાનુ ઇંતેજારીથી વાટ જુએ છે. હું પણ ઇંતેજાર હતો માટે તેની પુઠે ચાલ્યો ગયો, અને આગળની માફક મારી આંખે પાટા બાંધીને મને મેહલમાં દાખલ કરવામાં આવ્યો. પહેલેજ દરવાજે મારી મોહરદાર મને આવી મળી અને પાટા છોડી નાખી મને ભેટી.

એક પખવાડિયું મેં અહીં દરેક જાતનાં સુખમાં ગુજાર્યું, અને પછી એક વાર ફરીને મારાં માતપિતાને મળવા જવાને હું તૈયાર થયો. તેઓ મને જોઇ ખુશ થયાં અને ૭ મે દહાડે સાંજે પાછો પેલી બુઢિયા સાથ મારાં આ દુનિયાનાં બેહસ્ત તરફ ચાલ્યો, કે જ્યાં મારી હુરી વસતી હતી.

આ રીતે ચાલ્યા કરતું હતું, અને અમો બંને આ ગોઠવણુથી ખુશ હતાં. મારી ગેરહાજરીમાં મારી ઓરત પોતાની બાંદીઓ સાથ ગાણું ગાતી અથવા વાજીંત્ર વગાડી વખ્ત પસાર કરતી હતી.

## દુખની શુરૂઆત—એક ઘાતકી બોસ્સાની કહાણી.

એક દિને મારી ગેરહાજરીમાં મારી ઓરત અને તેની સાહેલીઓ મારી ખુબીનું ગાણું ગાતી અને અમારી મોહબતનાં કવેત બોલતી હતી, એટલાંમાં જલીખા નામની બાંદી જેના હાથમાં વાજીંત્ર હતું તે તેણીએ મારી વફાદારીનાં કવેતો ગવાવા લાગતાંજ ફેંકી દીધું અને પાછું ઉપાડી લીધું નહિ. મારી ઓરતે તેને તે પાછું ઉપાડવા કહ્યું, પણ તેણીએ તેમ કીધું નહ, અને બોલી કે—"મર્દો ઇમાનદાર નથી; તેઓની વફાદારીનું ગાણું મારે ગાવું નથી." વળી તે પાછું બોલી કે—"હાલેચલબા ઘણો લાયક મર્દ છે, તે બેશક મારી બાનુને

દિલોજાનથી ચાહે છે, પણ તું બાનુના જેવો પ્રેમ તેનો હોય એમ હું માનતી નથી. બીજા મર્દો જેવોજ વફાદાર તેનેઅી જાણવો. તમને ખાતરી જોઇતી હશે તો માંગશો ત્યારે હું આપીશ.”

મારી વિરૂધના આ નીચ અને જુઠા સખુનોથી મારી ઓરતની અદેખાઇ ઉસ્કેરાઇ. તેણી એ બાબતમાં કશું બોલી નહિ, અને મારો બચાવ કરવાની તક પણ તેણીએ મને આપી નહિ. હું મારાં માતપિતાને ઘરથી જ્યારે પાછો ફર્યો ત્યારે તેણીએ મને હંમેશના જેવાજ ચાહથી આવકાર દીધો. જો આ વેળાએ તેણીએ મને પુછયું હોત, મારી વફાદારી ઉપર શક નાખનારને બોલાવી સાબેતી માંગી હોત, તો હું મારો બચાવ કરીને તે બદ ગુલામડી જલીખાને ઘટતી સજા કરાવી શકત. પણ મારાં નસીબમાં મારી પરણેલી જિંદગીનું વધુ સુખ હશેજ નહિ તેથી એવું કાંઇ બન્યુંજ નાહ.

ત્યારબાદ ઠરાવેલી મુદતે હું પાછો મારે ઘેર ગયો, અને હફતો પુરો થવાની સાંજે પેલી બુઢી ઓરતની વાટ જોતો દુકાન ઉપર બેઠો હતો. હજુ સાંજ પડવાને થોડોક વિલંબ હતો એટલામાં સરકારી બાંગી હીરા જડેલી ધુપદાની વેચવાનો પોકાર મારતો સંભળાયો. મે તેને બોલાવી પુછવાથી તે બોલ્યો કે પેલી બાજુએ ઉભેલી ઓરતની એ ધુપદાની છે. મારા કહેવાથી બાંગી એક ખુબસુરત નાજનીનને બોલાવી લાવ્યો, જેણીએ તે નંગ તેના હાથમાંથી લઇ તેને કાંઇ રકમ આપી રજા આપી અને પછી પોતે મારી આગળ આવી. મેં તે ધુપદાની ખરીદ કરવાની મર્જી બતાવી અને તેનાં નાણું આપવા માંગ્યાં. પણ તે મારૂં નામ દઇને બોલી કે—“જ્યારે આ નંગ તમને ગમે છે ત્યારે તો તે તમારૂંજ સમજજો. એના બદલામાં મને કાંઇ જોઇતું નથી.” મેં એ જિનસ મુફ્ત કબૂલ રાખવાની ના પાડી, ત્યારે આ સ્ત્રી આ રીતની વાતો કરવા લાગી—

“ઘણો વખ્ત થયો હું તમારી દુકાને આવું છું, પણ અફસોસ કે તમો મને જોતા નથી. તમારો ચેહેરો અને રીતભાત મને બહુ

ભાવે છે. આ ચીજ તમને ગમે છે તો તે તમને ભેટ આપવાની મને આ તક મળી છે તેથી હું પોતાને ઘણીજ ભાગ્યશાલી સમજું છું. તમે તેનું દામ આપવા માંગો છો, પણ સોનું રૂપું મને જોઇતું નથી. મને તો મોહબત જોઇયે છે. તે વિના મને ઉંઘ કે ભુખ નથી. મારા તરફ઼ ઘાતકી થતા ના. મારા તરફ઼ મીઠી નજર રાખશો તેથી તમને નઠારૂં લાગવાનું નથી; કેમકે ખોદાના ક઼સમથી ક઼હું છું કે હું ખાનદાની ઓરત છું. પણ જો મારો તમો તુચ્છકારજ કરનાર હો તો બસ મને એક બોસ્સો લેવા દેઓ—અને આ જિનસનો એટલોજ બદલો હું પુરતો ગણીશ."

આ શોખાઇભરેલા નીચ સખુનો સાંભળી મને ગુસ્સો ઉપજયો. હું બોલ્યો કે—"એમ કાંઇ બને નહિ: તમારૂં દામ લેઓ, નહિ તો આ રહ્યું તમારૂં નંગ."

"મોહબતને ખાતર જે મરતી હોય તેને દામ શાનું જોઇયે? હું આ ઝવાહિર અહીં વેચવા માટે નહિ પણ તમને આપી દેવા માટેજ લાવી છું. હું માગું છું તે કીમતે તમે એને ખરીદ કરો અને મારી જિંદગી બચાવો."

આ સખુનો એટલા તો કરગરીને તે ઓરત બોલી કે મને તેની દયા આવી. અય પવિત્ર દર્વીશ, હું મારી નબળાઇ તારી આગળ કબૂલ કરૂં છું. પેલી પાછલથી માલુમ પડેલી બદકાર ઓરતના તારીફ઼ના સખુનો અને મારે માટે બળી મરવાની વાતો સાંભળીને મારૂં દિલ પિગળ્યું. તે બાઇ કેવી હતી તે પણ હું જાણી શકયો નહિ, કેમ કે તેણીએ બુર્ખો નાખેલો હતો. હું દુકાનના એક અંધારા ભાગમાં ગયો અને તેણી મારી પુઠે આવી. મેં મારો ગાલ તેની આગળ રજુ કીધો. તેણી બોસ્સો લેવા આવી, પણ તે કાંઇ બોસ્સો હતો નહિ. તેણીએ તો મારો ગાલ કરડયો, અને એવા જોરથી કરડયો કે મારેથી બૂમ પડાઇ ગઇ. ગાલમાંથી લોહી વહેવા લાગ્યું. પેલી નાપાક ઓરત તો મારા હાથમાં ઘુપદાની મુકીને ત્યાંથી ચાલી ગઇ. લોહી અંતે બંધ

થયું, પણ મારો ચેહરો બદશિકલ થઇ ગયો. ગાલ પર દાંત પડયા હતા તેની તથા તે સુઝી આવ્યો હતો તેની નિશાનીઓ આબાદ જણાવા લાગી.

હવે આ રીતની પિડામાં હતો એટલામાં અમારી વિશ્વાસુ બુઢ્ઢિયા મને બોલાવવા આવી લાગી. તેણીએ મારી હાલત જોઇ લીધી. હું તેણીને એવો ખુલાસો કરનાર હતો કે પડી ગયાથી કાચ લાગ્યો. પણ મારા ઉપર ગુજરેલી બલાની વાતથી તે બુઢ્ઢિયા આગમજથી જાણીતી હતી. તેણીજ નહિ પણ મારી વહાલી ઓરતને પણ એ બાબે ખબર મળી ચુકી હતી. પેલીજ તેણીની સાહેલી જલીખા, જેણીએ મને વફાદાર ગણવાની ના પડીને પોતાના હાથમાંનું વજંત્ર નાખી દીધું હતું, તેજ નાપાક ઓરતે મારા ઉપર ગુજરેલા ગજબથી તેઓને વાકેફ કીધાં હતાં, કાંએકે મને ધુપદાની વેચીને તેનાં બદલામાં બોસ્સાની માંગણી કરી મારા ગાલ કરડનાર એજ શેતાનજાદી હતી. તેણીએ મારી ઓરતને એવી રીતે સઘળી વાતો કહેલી હોવી જોઇયે કે જેથી હું જેટલી હદ સુધી તકસીરવાર હતો તે કરતાં વધારે મોટો ગુનેહગાર ઠરૂં.

હવે જ્યારે હું પેલી બુઢ્ઢિયા સાથે મહેલમાં જઇ પુગ્યો ત્યારે મારી ઓરતે હંમેશના રાબેતા મુજબ મને દિલોજાનીભર્યો આવકાર દેવાને બદલે મને દાખલ થતાંજ તાના ટપલા અને ધમકીથી વિંધી નાખ્યો. તેનો પહેલોજ સવાલ આ હતો કે—"તારા ગાલને શું થયું ?"

હું કાચ લાગવાનું બહાનું કહાડવા જતો હતો એટલામાં તેણીને ભેટ આપવા માટે પેલી ધુપદાની હું લઇ ગયો હતો તે મારા હાથમાં જોઇને તેણે પુછયું કે—"એ તારા હાથમાં કયાંથી આવી ?"

પાછું હું જુઠું બોલ્યો કે "બે હજાર સીકવિન આપીને એ મેં તારી ખાતર ખરીદ કીધી છે, મારી વહાલી."

"અરે જુઠા!" તેણી મને લથડપથડ જોઇને છેડાઇ પડી. "બે હજાર કરતાં વધારે મૂળ તેં એનું આપેલું છે. તારા ગાલ તેની સાહેદી પુરે છે. અય નીચ ગુલામ! મોહબતનો તે કાંઇ સોદો કરવાનો હોય?

હવે જોઇ લે તારી એ તકસીરની સજા !" પછી પોતાના ગુલામ તરફ ફરીને તેણીએ ફરમાવ્યું કે "મુરીજન, એને ગર્દન માર !"

તે ગુલામે પોતાની બાઇનો હુકમ બજા લાવવા માટે મને પકડયો, પણ પેલી વિશ્વાસુ બુઢી વચ્ચે પડી. તેણી પેલી છેડાયલી વાઘણને પગે પડી મારી તરફથી મિનતગુજારી કરવા લાગી. તે બોલી— "અય બાનુ, આવું મોટું પાપ કરવું સજાવાર નથી. તું ગુસ્સામાં છે, પણ પછી તને એ કામ માટે અતિ મોટો પસ્તાવો થશે અને તારો જાન ખરાબ કરશે."

આ સખુનોથી તેણી ઉપર કાંઇક અસર થઇ. તેણીએ થોડોક વાર વિચાર કરી ફરમાવ્યું કે એને જેરબંદનો માર મારે. મેં આ માર મુગે મહોડે ખમ્યો, અને મને આ સજા ખમતો જોઇ પોતાનું વેર વાળવા માટે તેણી હાથમાં વજંત્ર લઇ તે વગાડતી બેઠી.

જેરબંદના મારથી હું બેશુદ્ધ થઈ ગયલો હોવો જોઇયે, કેમકે જ્યારે મને હુશિયારી આવી અને મેં આસપાસ જોયું ત્યારે મેં પોતાને મારા પિતાજીનાં મકાનમાં બીમાર પડેલો દીઠો. મારી આસપાસ મારાં માતપિતા અને કુટુંબીઓ બેઠેલાં હતાં. તબીબો મારી બરદાસ કરતા હતા અને મલમપટા લગાવતા હતા. મને માર મરાવીને પછી મારી ઓરતે પોતાની નજર આગળથી મને કહાડી મુકયો હતો, અને તેમ કરવા માટે તેણીએ મને મારા બાપનાં ઘરના ઉંબર ઉપર લઇ જઇ મુકાવ્યો હતો.

દહોડ મહિનો સુધી હું ખાટલે પડયો. પછી હું ફરતો હરતો થયો ત્યારે મારા બાવાજીએ આ શું બન્યું તે જાણવા માંગ્યું. મેં જે કાંઇ બન્યું હતું તે સઘળું તેમને વિગતવાર કહી સંભળાવ્યું—કાંઇ પણ છુપાવ્યું નહિ. એ મારી મુસીબતની વાતો સાંભળીને તેઓ બોલ્યા કે "અય ખુદા ! બેટા, તું કોઇ આદમજાદી સાથ નહિ પણ શેતાનજાદી સાથ શાદીથી જોડાયલો છે."

"ઓ મારા પિતાજી, એમ ના બોલો," મેં તેણીનો બચાવ કરતાં કહ્યું. "મારી ઓરત ઘાતકી થઇ હતી ખરી, પણ તેમ કરવાનું

તેણીને કારણ મળ્યું છે એમ તે સમજી છે; અને મેં જે શર્ત કીધી હતી તે મેં ગફલતીથી પાળી નહિ એ વાત ખરી છે, તો જોકે તેણી મારા ઉપર પોતાનાં દિલનો તમામ પ્યાર બતાવતી હતી. હું હજુ તેને ચાહું છું, અને મારી તકસીરની મને યાદ આવ્યાથી તથા તેનાથી શેવટ સુધી છુટું પડવું પડયાથી તેણી તરફની મારી મોહબતમાં ઓર વધારો થયો છે. અરે પિતાજી, હું તો તેણીનો કમીનો ગુલામ થઇ રહેવાને પણ આતુર છું."

"તું ત્યારે મર્દ નથી પણ હિચકારો છે. મર્દના જેવી લાગણીજ તારામાં નજર આવતી નથી. મર્દ બચાનો ટેક આપણે જાળવવો જોઇયે. તું એવી તે કઇ કિસમની ઓરત સાથ જોડાયો હશે તેની મને સમજ પડતી નથી. તારૂં ખાનદાન કેવું ઉંચું છે તેનો વિચાર કર, અને બગદાદનાં સર્વથી નામીચાં ખાનદાન સાથ તારૂં વેશવાલ થઇ શકે તેનો દરિયાફ્ત કર. તેમ છતાં તું તારી બરાબરની નહિ એવી એક વાતકી ઓરત તરફ બેવકુફીભરેલો ચાહ બતાવે છે, એ કેવી વાત? ભૂલી જા એ નામુસીભરેલી મોહબત અને ડાહ્યો થા."

આ એકેએક શબ્દ મને કટારી જેવો લાગ્યો. મારા પિતાજી છેલ્લે એમ પણ બોલ્યા કે "હું કોઇ દહાડે આ શેતાનજાદીને શોધી કહાડયા વિના રહીશ નહિ. હું નામવર ખલીફ આગળ ફરિયાદ લઇ જઇશ, અને એ બદકારને ફરીથી તારા જેવા બીજા ભોળા મર્દોને હેરાન કરતી અટકાવીશ."

મારા પિતાજીના આ સખુનોને ટેકો આપવાને બદલે મારૂં દિલ તેમના કીનો લેવાના વિચાર અને મારાં મનની મૂર્તિની વચ્ચે પડયું. તેણીને ઉંઘાડી પાડવામાં આવે, તેના ઉપર કીનો લેવામાં આવે, તેને સજા થાય, તેના એક બાલને પણ ઈજા થાય, તો મારાથી તે કેમ જોઇ શકાય અને કેમ જીવી શકાય? એ વિચારો રાતદિન મારૂં મન ફોળી ખાવા લાગ્યા, અને તેથી મારી તબિયત દિનપરદિન ખરાબ થતી ચાલી. તબીબોની માવજત છતાં મારી હલાકી વધતીજ ગઇ. મારૂં મન પણ બિગડવા લાગ્યું. હું વિચારવંત અને ગમગીન થઇ

ગયો. ગમખારી વધતી ગઇ, અને દિલાસાના સખુનો સાંભળવાની ના પાડીને મેં મારાં પૂજ્ય માતપિતાને દુખી થવાનું કારણ આપ્યું. મને કાંઇ ગમે નહિ. સૌ સાથે ચિથડાં ફાડું. માણુસોને ધમકાવું અને તેમનાં કામો માટે ઠપકો આપું.

એક દહાડે બાવરચીએ ખાણું બરાબર પકાવ્યું નથી એવી મેં ફરિયાદ ઉઠાવી. તે પોતાનો બચાવ કરવા આવ્યો. હું તેને મારવા ધસ્યો. તે બાપડો મારા સપાટાથી રડવા લાગ્યો, જે ઉપરથી મારી વહાલી માતા દોડી આવી, અને વચ્ચે પડીને મને ધમકાવવા લાગી ત્યારે મેં તેને પણ મારી. હવે મારા પિતાજી આવ્યા, અને સઘળો મામલો જોઇ તેઓ મને દીવાનો થયલો સમજ્યા અને મને સાંકળ વડે બાંધી લીધો. મારે મ્હોડે આ વેળા ફીણ ચહડયું હતું. હું ભાન ભૂલ્યો હતો. એમ કરતાં જ્યારે મને હોશ આવ્યો ત્યારે મેં પોતાને આ જંદાનમાં જોયો. ખબર કહાડતાં જણાયું કે વડા વજીર જાઅફરના હુકમથી મને અહીં પુરવામાં આવ્યો હતો. અહીં મને નાખ્યાને ઘણા મહિના વહી ગયા છે. આજે હું તદન સાવધ છું. એકાંતવાસથી મારી અકલ હુશિયારી પાછી આવી છે. પણ મારા દોસ્તો અને ખેશીઓ મને એટલો બધો ભૂલી ગયા છે કે હું પાછો સાવધ થયો છું તેની તેઓને ખબર પણ નથી. પણ વડા વજીરે જ્યારે મને અહીં મોકળી આપ્યો છે ત્યારે તો તેનીજ એ ફરજ છે કે મારાં માતપિતાને અહીં લાવી મારી સાથે મેળવી આપે. એક દીવાના માફક મેં કામ કીધું અને મારી માને મારી એ વાત ખરી; તે માટે હું ઘણો પસ્તાયો છું; પણ તેટલાં તકલીદી દીવાનાપણાંને માટે મારે આજસુધી આ કેદખાનું ભોગવવું જોઇતું નથી, આજે કાંઇ હું દીવાનો નથી. અય પરહેજગાર દર્વીશ, મારો આ અહેવાલ છે. હું દહાડામાં એકશો મરતબે ખુદાની દરગાહમાં અર્જ ગુજારૂં છું કે તે સાહેબ નામવર ખલીફને મારા હેવાલથી જાણીતો કરવાની મેહરબાની કરે, કેજે નામવર સઘળું પોતે જાતે જોવા અને તપાસવાની સદા ખાહેશ રાખે છે. પણ મારી અર્જ હજુ સુધી મંજુર રખાઇ નથી.

* * * * *

હાલેચલ્બાએ અહીં પોતાનું દાસ્તાન પુરૂં કીધું, કેજે જેમ ખલીફ તેમજ વજીર જાઅફર અને ગુલામ મસરૂરે એક ચિત્તે સાંભળ્યું. ખલીફે તે બાપડાને શિખામણ દીધી કે તારે ખુદાતાલાની બંદગી કરવાનું ચાલુજ રાખવું. એ બંદગીના ફાયદા તું ચંદરોજમાં જોશે, અને તારી અર્જ તે સાહેબ જલદીથી મંજુર રાખશે."

## બીજી ૧૨ નાં સુખની શોધ.

આ રીતે દિલાસાના શબ્દો કહીને ખલીફ હરૂન પોતાના વજીર અને વડા ગુલામ સાથ મેહલમાં પાછો ફર્યો. રસ્તે ચાલતાં તેણે તેમને પુછ્યું કે "આ હેકાયત ઉપરથી શું ધાર્યું? તમો કાંઇ ઘણા દૂર ન હતા, અને પેલાએ જે વાત મને કહી તેનો બોલેબોલ તેમોએ સાંભળવો તો જોઇયેજ."

જાઅફર વજીરે જવાબ દીધો કે—"આ જવાન માણસ વિશે હું કશું જાણતો નથી, તો જોકે એ પોતાની મુસીબતોનું કારણ મને ઠોકી બેસાડે છે. હું તો એમ ધારૂં છું કે એણે પોતાના ખ્વાબોની અથવા કલ્પનાની વાતો ભેગી કરીને તું નામવર આગળ જાહેર કીધી છે."

"એની વાતોમાં સઘળું જુઠું હોય એમ તો બનેજ નહિ. મારો તને હુકમ છે કે એ ધણીની વાતોની સચ્ચાઇ તારે શોધી કહાડવી. કાલનેકાલ મને એ વિશેનો જવાબ મળવો જોઇયે."

ખલીફના આ હુકમ મુજબ વજીરે બીજે દિને સચ્ચાઇ શોધી કહાડવા માટે પોતે કેવી યુક્તિ રચવા ધારી છે તે કહી સંભળાવી. તેની મતલબ એ હતી કે—આ કિસમના દીવાના માણસો પોતાના હેવાલ એકસરખા કહી શકતા નથી. વાસ્તે ખલીફે આ ધણીને દરબારમાં બોલાવી તેનો હેવાલ કહી સંભળાવવાનો હુકમ આપવો, અને જો તે પોતાનું દાસ્તાન જેમ ગઇ કાલે કહી સંભળાવ્યું તેમ પાછું કહી બતાવે તો તેની વાતો ખરી માનીને તે બાબેની તલાશ ચલાવવાની જરૂર જાણવી.

જાઅફરની આ વાત ખલીફે મંજુર રાખી, અને હાલેચલબાને તખ્ત આગળ બોલાવી મંગાવી ખલીફે તેને આ મુજબના સખુનો કહ્યા :—"મને ખબર મલી છે કે તને દીવાનાખાનાંમાં નાખેલો છે અને તારા ઉપર ઘણીએક મુસીબત ગુજરી છે. તું ધીરો થા, અને ખાતરીથી જાણ કે હું મારી રૈયતને ઇનસાફ આપવાને આતુર છું. હવે તું તારો એહવાલ જે કાંઇ બન્યો હોય તે બોલેબોલ મને કહી સંભળાવ, અને તું કોણની આગળ બોલે છે તેનો અંદેશો કરીને જે કાંઇ હોય તે સાચુંજ કહેજે."

હાલેચલબાએ જોયું કે આગલે દિને પેલા દર્વીશે કહેલી વાત ખરી પડવાનો વખ્ત આવ્યો છે. તેણે ખુદાના શુક્ર બજા લાવી જે કાંઇ આગલે દિને કહી સંભળાવ્યું હતું તે સઘળું ખલીફ આગળ પાછું કહ્યું. તેની આ હકીકત સાંભળીને જાઅફર વજીરને કબૂલ કરવાની ફર્જ પડી કે બંને વેળાનાં દાસ્તાનોમાં જુદાપણું કાંઇ ન હતું. હવે તેનું મુખ્ય કામ આ બાપડા ઉપર જુલ્મ ગુજારનાર તેની માનિતી પણ ઘાતકી દુશ્મનને શોધી કહાડવી, અને તેજ ઓરત કને તેને ઇનસાફ અપાવવો. એ બાબે કેવાં પગલાં લેવાં તે તેણે પોતાની ચપળ બુદ્ધિથી તરત નક્કી કીધું.

તેણે ઠરાવ્યું કે બગદાદ શેહેરના સઘળા કાજીઓને ભેગા કરવા, એવી મતલબથી કે હાલેચલબા અને તેના ઓરત વચ્ચેનો શાદીનો કબાલો કોણે લખ્યો હતો તે શોધી કહાડે, અને જેણે એ કામ કીધું હોય તેણે કાયદા વિરૂધ કરેલું ઠરાવી તેને સજા ફરમાવે. વળી તેણે ઠરાવ્યું કે હાલેચલબાના બાપને સમજાવી તેને પાછો સોદાગરીના ધંધામાં ગોઠવવો, અને તેને પાછો ગોઠવાયલો જોઇને પેલી બુઢિયા ઓરત તેની ખબર પુછવા આવે તો તેની પારધ કહાડવા માટે જાસુસો છુપા રાખવા, અને એ રીતે તે બુઢીની શેઠાણીનાં મકાનનો પત્તો મેળવવો.

ખલીફને આ સર્વ ગોઠવણ પસંદ આવી, અને સોદાગરોના શાહને તરત બોલાવી મંગાવ્યો. પોતાના દીકરાને તે તદન દીવાનો સમજતો

હતો માટે તેને તદન સાવધ જાણીને તે ઘણોજ અચરત થયો, અને વધારે અજબ એમ થયો કે તે ખલીફનાં તખ્ત આગળ હાજર હતો એટલુંજ નહિ પણ ખલીફ તેના ઉપર ભારી મેહરબાનગી બતાવતો હતો. તેણે પોતાના બેટાને ચાંપીને બગલગીરી કીધી, તેને પોતાને ઘેર લઇ ગયો, અને વજીરની ખાહેશ મુજબ તેને પાછો પોતાના પેશામાં દાખલ કીધો. ખલીફે સર્વેને કીમતી પોશાક ભેટ આપ્યા, અને બીજેજ દિને હાલેચલ્બા દુકાન ઉપર જઇ બેઠો. તેણે પોતાની ભલી અને વફાદાર વર્ત્તણુકથી પોતાનાં માતપિતાનો ગુસ્સો દૂર કરવાની તજવીજ ચાલુ રાખીને અંતે તેમનો પ્યાર પાછો ખેંચી લીધો. જોકે પોતાની ઓરત તરફની મોહબત તે હજુ ભૂલ્યો ન હતો તોપણ તે તેણે તેઓથી છુપાવી અને તેમને ફરિયાદનું કશું કારણ નહિ મળે તેની ઘણી સંભાળ લેવા માંડી.

## અજાણી ખાનદાની નાજનીન.

હવે પેલી તરફથી હાલેચલ્બાની ઓરતના સંબંધમાં શું બન્યું તે જરા મુખ્નેસરમાં જોઇ જઇયે. તેણીએ પોતાના ખાવિંદ ઉપર વેર તો લીધું, પણ તે કીનાની મજાહ તેણી ઝાઝા દિવસ ચાખી શકી નહિ. પોતે જે ચાલ ચલાવી હતી તેનો જ્યારે તેણીએ ગંભિરાઇથી વિચાર કીધો ત્યારે તેણી પોતાના ઘાતકી સ્વભાવને માટે પોતાને ભારી ઠપકો આપવા લાગી, અને તેના તરફ પોતે ચલાવેલી ચાલ પછી તે બાપડાનું શું થયું હશે તે જાણવાને તેણીને મોટી બેચેની પેદા થઇ. તો જોકે તેણી તો ખાતરીથી એમ માનતી હતી કે તે તેણી તરફ બેવફા સાબેત થયો હતો. પણ હવે તેણીનાં દિલમાં મોહબતે પાછું જોર પકડયું, કીનાનો આતશ ઠંડો પડી જઇ પ્યારની આગ સળગી. થોડીક મુદ્દત સુધી તો તેણી ચુપ રહી, અને ગમ ખાઇ સઘળું ખમ્યું; પણ અંતે નહિજ ખમાયું ત્યારે તેણીએ જાણે કે દયા ઉપજતી હોય તેમ દેખાવ કરીને પોતાની બુઢિયા વિશ્વાસુને ફરમાવ્યું કે હાલેચલ્બાની શી વલે થઇ તેની ખબર કહાડે.

આના જવાબમાં તે બુઢી બોલી કે—"અફસોસ, બાઇ સાહેબ, તેની ખબર તો હું કહાડી ચુકેલી છું. તેના બાપને ઘરથી મને ખબર મળી છે કે તે બીચારો એટલો બધો બીમાર છે કે કદાચજ જીવવા પામે."

"એ તું શું બોલે છે?" પેલી કીનેઆજ પણ મોહબતનાજ નાજનીન ગમ ખાઇ બોલી. "અફસોસ! હું મુઇરે! તેનાં મોતનું કારણ ત્યારે હુંજ થઇ પડી. મેં તે માણુસનો જાન લીધો કેજે એકલાનેજ દુનિયામાં મેં ચાહ્યો હતો. જો હજુબી હું કોઇને પણ ચાહું તો તે તેજ છે. તેને કોઇ જઇને એવી ખબર નહિ આપે કે તેના ઉપરજ મારી જિંદગીનો આધાર છે? મારાં ખાનદાનને લીધે મારેથી તેના સંબંધમાં કશું થઇ શકતું નથી. તોપણ મારી ઇજ્જત જળવાય એવી કોઇ ગોઠવણુથી બની શકતું હોય તો તું જઇને તેની ખબર લઇ આવ."

આ હુકમ સાંભળી પેલી બુઢિયા ઘણી ખુશ થઇ. તેણીએ થોડાક દિવસ સુધી તો તેણીના વહાલાની હાલત સુધરતી જવાની ખબરથી પોતાની બાઇને ખુશહાલ કીધી. પણ હાલેચલ્બાને પાછલથી ગુપચુપ દીવાનશાળામાં લઇ ગયા ત્યાર પછી તેને વિશેની ખબર આ બુઢી મેળવવા પામી નહિ. આ રીતે પોતાના વહાલા ખાવિંદનો પત્તો મળતો નથી એમ જાણીને તેની ઓરત ગમખ્વાર થઇ, અને પોતાના ઓરડામાં ભરાઇને આંસુ રેડવા અને ગમ કરવા લાગી. જે વજંત્રમાં તેણીએ હાલેચલ્બાની ગિબતનાં ગાણાં ગાયાં હતાં તેજ વજંત્ર મારફતે હવે તેણી પોતાના કીનાનાં ગીત ગાવા લાગી, પણ આગળની માફક મોહબત કે કીનાનાં ગાયન તેણીથી જોડી શકાયાં નહિ. આંસુ અને ગમથી તેણીનું દિલ તુટી ગયું.

એમ કરતાં એક દિને પેલીજ બુઢી શેહરમાં અમસ્થી ફરવા નિકળી હતી. ત્યારે તેણીએ હાલેચલ્આવાળી દુકાનને લાંબી મુદતે પાછી ઉઘડેલી જોઇ. તેણીએ તેમાં તેને પોતાનેજ એક સોફા ઉપર ઉદાસ અને વિચારમાં બેઠેલો દીઠો. તેણીએ દુકાનમાં માથું મારવાનું મન કીધું, એવી મતલબથી કે તેના તરફની વાતો સાંભળી લઇને પોતાની બાનુના જીવને ખુશહાલ કરે. તેણી દુકાનમાં દાખલ થઇ, અને તેને

જોતાંજ હાલેચલ્બા તેણીને ભેટવા સામે જઇ ઉભો, પણ એજ વખ્તે વજીર જાઅફરે રાખેલા જાસુસોએ પેલી બુઢીને પકડી લીધી અને તેને વજીરની પાસે લઇ ગયા. પણ તેણીને જોતાંજ વજીરની અજાયબીનો પાર રહ્યો નહિ, કેમકે જે બુઢીને પકડી આણી હતી તે તો તેની પોતાનીજ વહાલી બેટી જરઇદાની ખાસ વિશ્વાસુ ઘરડી દાસી હતી!

"અરે બુઢી, મારી બેટી તારા ઉપર આટલી બધી મમતા રાખે છે તે છતાં તું હાલેચલ્બાની શાદીમાં માથું મારે એ કેમ બને? તે બીચારાનું જુગતું તેં કોની સાથે ગોઠવી આપીને તેને ફસાવ્યો?" જાઅફરે પોતાની ઘરડી દાસીને પીછાનીને પુછ્યું.

તે બુઢી, જેનું નામ નીમાના હતું તે બોલી—"અય મારા શાહજાદા અને માલિક, હું મારી બાનુ જરઇદા સિવાય બીજી કોણની સેવા ઉઠાવી શકું?"

જ્યારે વજીરે જાણ્યું કે તેની પોતાની બેટી તેની રજા પુછ્યા વિના શાદી કરી બેઠી હતી ત્યારે તેને ભારી અજાયબી લાગી. પણ ખલીફને પ્રથમ સઘળી વાતોથી વાકેફ કરવો જોઇયે, એમ સમજીને તે પોતાના મહેલમાં જઇ બેટી તરફનો ખુલાસો મેળવવાને બદલે પેલી બુઢી અને જાસુસોને લઇને ખલીફના મહેલમાં ગયો, અને બોલ્યો કે—

"અય અકલમંદ પાદશાહ, હાલેચલ્બાની શાદી કરાવી આપનારી બુઢી ઓરત મલી આવી છે. મેં તેને પુછેલા સવાલો ઉપરથી જણાય છે કે હાલેચલ્બાની ઓરતે કુરાનમાં પોતાને મળેલી સત્તાને આધારે પોતાના ખાવંદની બેવફાઇને માટે તેને સજા કીધી છે. ખાવંદ અને ઓરતની અરસપરસની ફર્જ એકસરખી છે."

"કુરાનમાં આપેલી સત્તાનો તું ગેરઉપયોગ કરતો લાગે છે," ખલીફે વજીરની તકરાર તોડતાં કહ્યું; "અગરજો પોતાને નુકસાન થયલું ગણીને હરકોઇ માણુસ પોતાની સાથે શાદી કરનારને સજા કરે તો પછી બગદાદમાં ઘણાં જણના જાન ભયમાં આવી પડે."

"કાંઇ દરેક કિસમની શાદીમાં આવી સત્તા અપાતી નથી," વજીરે પોતાની તકરારના બચાવમાં કહ્યું; "પણ પરણેલી સ્ત્રી પોતે

કબાલાની શર્તને આધીન રહીને ચાલે ત્યારે તેણી પોતાની જોડે શાદી કરનાર કને પણ તેજ શર્ત પળાવી શકે. એ શર્ત બંને પક્ષે કબૂલ રાખેલી હોય, અને એક પક્ષ પોતાને ઇજા થયલી સમજે ત્યારેજ તે પોતાને કાયદામાં મળેલી સત્તાનો ઉપયોગ કરે છે.

"તારી આ સઘળી ઉમદા તકરાર છતાં મને તો બાપડા હાલેચલબાનું બહુ લાગે છે," ખલીફે અભિપ્રાય આપ્યો; "પણ તેની સાથ આવી કઠણ શર્તથી શાદી કરનાર બાનુનું નામ હજુ તેં મને જણાવ્યું નથી, કે જેની તરફથી તું લડત ચલાવે છે."

આ સવાલથી વજીર ગભરાયો, અને ગભરાટમાંજ તેણે કહી દીધું કે "તે નાજનીન મારી પોતાની બેટી છે."

"અંતે તેં તારો ભેદ મને જણાવ્યો ખરો." ખલીફ હવે પોતાના માનીતા વજીર તરફ ફરી તેને શિખામણ દેવા લાગ્યો. "હું પુરેપુરો જોઇ શકું છું કે મારા રાજદ્વારી કામોની એટલી બધી જંજાળ તારે માથે છે કે તેમાં માથું મારેલું રાખવાને લીધે તું તારાં પોતાનાં ઘરનો કારોબાર ભૂલી જાય છે, અને ત્યાં શું શું ચાલે છે તેની તને ખબર પણ હોતી નથી. તને જાણ કર્યા વિના તારા મહેલમાં શાદીના કબાલા થાય છે અને માણસોના જાનના ફડચા થાય છે. એક સખ્ત કાયદો અમલમાં મુકવાની છુટનું પરિણામ કેવું નિપજે તેનો તું ખિયાલ કર. જ્યારે ઓરતો પોતાના દરજ્જા કરતાં ઉતરતા મર્દ સાથ શાદી કરે છે ત્યારે તેઓ જે હક હાથ કરે છે તેની મને ખબર છે. પોતાનાં ઉંચા ખાનદાન છતાં પોતે જે ભોગ આપે છે તેના બદલામાં તેઓ આવા હકની માંગણી કરે એ સમજાય એવું છે. પણ તારી બેટીએ પોતાના તેવા દરજ્જાનો કશો ભોગ આપેલો નથી. કેમકે શાહબંદરનો બેટો તેના જેવાજ દરજ્જાનો ગણાય. તેણીને તે ચાહે છે ને જાન કુર્બાન કરે છે, તોપણ તેણીએ તેના ઉપર પુષ્કળ ઘાતકીપણું ચલાવ્યું છે. એવા ધણીને પાછો પોતાનો ખાવિંદ કબૂલ રાખવાને તારી બેટી ખુશ હોવી જોઇયે. તું સારી પેઠે જાણે છે કે મારી કમીનામાં કમીની રૈયતમાંના હરકોઇને હું શાહજાદાને દરજ્જે ચઢાવી શકું છું. હાલેચલબાના બાપને હું એ દરજ્જો બક્ષું છું, અને તેના બેટાને હું તારી ખાતર

તેમજ તેની ખાતર મારી મહેરબાનગી તળે લઉં છું. હવે તું જે કાજીએ કબાલો ઘડયો હોય તેને શોધી કહાડ, અને તારી મંજુરિયાત વિના તેણે તેમ કાંય કીધું તેનું કારણ પુછ, કેમકે તારી કબૂલાત વિના એ કબાલો રદ બાતલ છે. અને પછી એ કબાલાને દરોબસ્ત બનાવવાની સંભાળ લે."

આ રીતે વજીરને ઠઠરાવીને ખલીફે હાલેચલ્બાને પોતાની નજદીક બોલાવ્યો અને તેને કહ્યું કે—"અય જવાન, તારી ઓરત હવે તારા એખ્તિયારમાં થશે, અને પછી તું જોઇયે તો તેની તકસીરને માટે તેને સજા કરજે અથવા માફી બક્ષજે. તે બાનુ મારા વડા વજીરની બેટી છે, પણ તેને લીધે તારાં દિલની અને મનની ખાહેશ મુજબ અમલ કરવાથી તું અચકાતો ના."

હાલેચલ્બાએ સર ઝુકાવીને જવાબ આપ્યો કે "અય પાદશાહ! જે બાનુ મારી જિંદગી કરતાં મને વધારે વહાલી છે તેના તરફનો મારો ગુસ્સો મારાં દિલમાં આજ સુધી રહી શકેજ કેમ? મને તો હવે તેને ફરીથી જોઇને સંતોષ મેળવ્યા સિવાય બીજું કાંઇ જોઇતું નથી. જો હું એકવાર ફરીથી તેણીનો પ્યાર મેળવવાને શકિતવાન થાઉં તથા તેના પિતાજીની મંજુરી મેળવી શકું તો હું કસમ લઉં છું કે મારી હૈયાતી ખતમ થવા સુધી હું તેના તરફ વફાદાર રહીશ."

આ ઉપરથી ખલીફે પોતાના વજીરને કહ્યું કે "જાઅફર, તારી બેટી અને તારા જમાઇનું જેમ ભલું થાય તેમ કરવાનું હવે તારા હાથમાં છે. હવેથી તું આ જવાન મર્દને મારી સેવા ઉઠાવનાર ગણજે, કેમકે એને ઉંચે દરજજે ચહડાવવાનો મારો ઇરાદો છે."

## બાપની દીકરીને સરજનશ—સુખી શેવટ.

હવે વડો વજીર પોતાના મહેલ તરફ ચાલ્યો. હાલેચલ્બા તેની સાથે હતો અને બુઢી નીમાના તેમની પુઠે હતી. એ સ્ત્રી હવે વજીરને આવતો છોડીને ઝટપટ પોતે પોતાની બાનુને સઘળી વાતની ખબર આપવા આગમજથી મહેલમાં જઇ પુગી. એમ કરતાં જાઅફર જયારે પોતાનાં એવાનમાં જઇ પુગ્યો ત્યારે તેની વહાલી બેટી હમેશના રાબેતા

મુજબ તેને ભેટવા સામે આવી મળી, પણ બાપે પોતાની દીકરી તરફ કડી નજર કરીને પોતાનો હાથ આડો કરી તેને પોતાની નજદીક આવતી અટકાવી.

"મારી તરફનું તારૂં વહાલ તારી પાસેજ રાખ," તેણે ઠપકાની ઢબથી કહ્યું. "વિશ્વાસ વગર વહાલ હોતું નથી, તેમજ તાબેદારી વગર ઇજ્જત હોતી નથી. અવલ તું મારી મરજી પુછ્યા વિના પરણી, અને પછી મનમાં તુમાખ રાખીને મારા નોકરોને સજા કરવા માટે મેં આપેલી સત્તાનો ગેરૂપયોગ કરીને તેં તારા ખાવિંદ સાથ ઘાતકી ચાલ ચલાવી, અને એવો ગુનાહ કીધો કે જેથી આપણા ઉપર ખલીફ નામવર ગુસ્સે થયો છે. બગદાદના શાહબંદરનાં બેટાને તેં તારો હાથ શાદીમાં આપ્યો ત્યારે તું શું એમ સમજતી હતી કે તું એક ઉતરતી પંકિતના ગુલામ સાથ સંબંધ પાડે છે? અરે એ સોદાગર તો એવો છે કે જે આખાં શહેરમાં પંકાયલો છે, અને ખલીફ પોતે તેને આદરમાન આપે છે. હવે ગુલામ વટીકની જિંદગી બચાવવી જોઇયે છે ત્યારે તું એમ કેમ સમજી કે તારા ખાવિંદના જાનનો તું તારા ફાંટા મુજબ ફડચો કરવાને શકિતવાન છે? જો, તે આજે મારી જોડે આવેલો છે. એ તારો ધણી છે, અને આજે તારી જિંદગી એના હાથમાં આવી ચુકી છે. એની કદમબોસી કર, અને આજ પછી ખાતર જમે રાખજે કે તું જો એની તાબેદારી કરીને અને એના હુકમ મુજબ ચાલીને એનાં મનમાંથી તેં એના ઉપર ગુજારેલાં ઘાતકીપણાંનો ખિયાલ દૂર કરશે નહિ તો તું મારો ચાહ પાછો કદી મેળવી શકનાર નથી."

પિતા જયારે આ સખુનો કહેતો હતો ત્યારે દીકરીનાં દિલમાં એવું થતું હતું કે ગોયા તે હમણા બેહોશ થઇને તુટી પડે. પણ એજ વખ્તે એકગમથી બાપના સખ્ત સખુનો જોડે બીજી ગમથી પોતાના ખાવિંદનો મોહબતવંતો અને વહાલો દયાળુ ચેહરો જોયાથી જવાન જરઇદાને ધીરજ આવી. હવે તેણી મોટી ખુશી સાથ પોતાના ધણીને પગે પડી અને તેનાં કદમને બોસ્સો દીધો. હાલેચલબા હદથી જિયાદા ખુશ થઇ ગયો, અને તેણે તરત પોતાની વહાલી બીબીને જમીન ઉપરથી ઉઠાવી લીધી, તેને ભેટયો, અને થોડીક પળ સુધી તેઓ બંને હર્ષનાં આંસુ પાડવા લાગ્યાં. આ અસરકારક દેખાવથી વજીર

ઉપર પુરતી સારી અસર થઇ, કેમકે તે પોતાની બેટી ઉપર બહુજ પ્યાર રાખતો હતો. એક બાપ દાખલનો અને એક વજીર દાખલનો તેનો ગુસ્સો એકદમ ઉતરી ગયો અને તેણે પોતાની બેટીને ગોદમાં ચાંપી.

હવે પેલો ખોટો કબાલો લખનાર કાજીની શોધ ચાલી. ખબર કહાડતાં માલુમ પડયું કે તેનું નામ પલેદીન છે. તેને તરત બોલાવી મંગાવ્યો. તેણે આ મુજબનો ખુલાસો કીધોઃ—

"અય નામવર વજીર, તારી બેટીએ મને બોલાવીને પોતાની શાદીની વાત કહી. મેં તેણીની ખાહેશ મુજબ અમલ કરવાની મારી ફરજ વિચારી. જોકે મેં જે કામ કીધું તે અઘટિત હતું, તોપણ વધારે અઘટિત કામ થતું અટકાવવા માટે તે કીધું હતું. તેણીએ મને પોતાનો રક્ષક ઠરાવ્યો, અને એ અધિકાર મેં કબૂલ રાખ્યો, અને તેણીએ જે ધણીને પોતાનો ખાવિંદ પસંદ કીધો હતો તે પસંદગી પણ મને અક્કલ પસંદ જણાઇ. મને લાગ્યું કે આ જવાન જોડાંની હું સેવા બજાવું છું, અને વળી મને એમ પણ ખાતરી હતી કે જયારે આ બિના જાહેર થશે ત્યારે તમો નામવર મારૂં કામ પસંદ કર્યાં વિના રહેશો નહિ."

પોતાની નાખુશી બતાવ્યાને બદલે વજીરે કાજીનાં કામ માટે તેનો આભાર માન્યો. પછી તેણે પેલી ગુલામ છોડી જલીખાને પોતાની પાસે બોલાવી, અને તેણીએ જે પ્રપંચ રચીને હાલેચલબા અને તેની ઓરતનું સુખ લૂટયું હતું તે બાબેની સઘળી વાતોનો તેણી કને એકરાર કરાવ્યો, અને તે અદેખી છોકરીને ઘટિત સજા ફરમાવી.

વજીરે હાલેચલબાને પોતાના બેટા દાખલ ગણી તેના ઉપર મેહરબાની ચાલુ રાખી, અને એ રીતે તે અને તેની વહાલી ઓરત પોતાના દિવસો સુખમાં ગુજારવા લાગ્યાં. તેમની શાદીની ખુશહાલીમાં મોટી જિયાફતો અપાઇ, અને એ રવેશે આખાં શહેરમાં ખુશહાલી ફેલાઇ. એ રીતે હાલેચલબા દીવાનાશાળામાંથી છુટો થઇ પોતાની મુસીબતોમાંથી ફારેગ થયો, અને નવાં સુખમાં દાખલ થયો. ચહડતી પડતીનો તેને અચ્છો અનુભવ મળ્યો. તેનો દાખલો દેખાડે છે કે સુખ જોઇને હસવું નહિ અને દુખ જોઇને રડવું નહિ; પણ જેવી સ્થિતિમાં હોઇએ તે સ્થિતિમાં સંતોષી રહેવું.

---

# ખલીફા નામના એક માછીનું દાસ્તાન.

## મુફલિસ ખરો, તો પણ મોટો.

બગદાદમાં એક ગરીબ માછી વસતો હતો, જેનું નામ ખલીફા હતું. તે પરણેલો ન હતો. એક દિને તે માછલી પકડવા ગયો. બે મરતબે તેણે નદીમાં જાળ નાખી, પણ એકબી માછલી આવી નહિ. પણ આથી નિરાશ નહિ થતાં તેણે એક પછી એક દશ મરતબે જાળ નાખી. પણ દશમી વેળાબી તેનાં નસીબે યારી દીધી નહિ! આમ છતાં તે અધીરો કે અસંતોષી બન્યો નહિ. કેટલાક બેદિલ માણસોની માફક તેણે પોતાને કદુઆ દીધી નહિ, યા પોતાના પેદા કરનાર તરફ નાફરમાન થયો નહિ. તે બોલ્યો કે—"ખુદાતાલા મોટો છે, અને તેના સિવાય જીવતો અને હમેશગીનો સાહેબ બીજો કોઇ નથી; તે સાહેબ મારો ગુનાહ મને માફ કરે! મારી તકસીરને માટે હું પસ્તાવો કરૂં છું અને પશેમાન થાઉં છું. તે સાહેબને ગમે તે ખરૂં. તેની મર્જી અને તેના હુકમ મુજબ બનવાનું હશે તે બનશે, અને નહિ બનવાનું નહિ બનશે. સર્વે પેદાયશનું ગુજરાન તે ખાવંદ કરે છે. તે પોતાના બંદાને ચાહે તે બક્ષે તેમાં કોઇથી આડે અવાતું નથી. અને તેની બક્ષવાની મર્જી ન હોય તો કોઈ બીજાથી તેમ થઇ શકતુંજ નથી. શાયર ખરૂંજ કહે છે કે—

'અગર કિસ્મત કરે દુખી, સબુરીથી ખમી જા તું!
સીનો રાખી ફરાખ, અય દિલ, ખુદા પાસે નમી જા તું;
પેદાયશનો તે છે માલિક, અને બક્ષીશનો સાહેબ,
સદા દુખ પુઠે આવે સુખ, દુખે સુખે રમી જા તું.'"

આ રીતે ગાઇને માછી ખલીફાએ પોતાના જીવને ધીરજ આપી, અને પોતાનું સર જમીન તરફ નમાવીને તે વિચાર કરતો બેઠો. વળી ફરીથી તેણે બીજી ગજલ ગાઇ, અને પછી ખુશ જીવ રાખીને તેણે

ફરીથી જાળ નાખી, એવા ભરોસાથી કે આ વખ્તે તો જરૂર કાંઇભી ખોરાક મળશેજ. પોતાનાં કુવત મુજબ લાંબે હાથે નદીમાં જાળ ફેંકીને તેણે તેના છેડા ભેગા કરી મજબૂત પકડયા, અને જાળ વજનથી ખેંચાય છે કે નહિ તે તપાસતો ઉભો. થોડોક વખ્ત ગયા પછી તેણે તે ખેંચી જોઇ તો તે તેને ભારી જણાઇ. બહુ મહેનત વગર તે પોતાની જાળ કિનારે ખેંચી શકયો નહિ પણ જ્યારે તેણે જોયું કે તે તમામ મછીથી ભરપૂર હતી, ત્યારે તેની ખુશીનો પાર રહ્યો નહિ. તે ટોપલી માથે ઉઠાવી બાઝારમાં વેચવા જવા નિકળ્યો, પણ લોકોએ તેને રસ્તામાંજ રોકયો, અને ત્યાં ને ત્યાંજ સઘળી માછલી વેચાઇ ગઇ. તે દહાડે તેને દશ દીનાર ( સોનાના સિક્કા ) મલ્યા; અને આ મુજબ દશ દિવસ સુધી ખલીફાનાં નસીબે યારી દીધાથી તે ૧૦૦ સિક્કાનો ધણી થઇ ગયો.

ખલીફા માછીની કોટડી બાઝારના રસ્તા ઉપર આવેલી હતી, કે જ્યાંથી સોદાગરો આવ જા કરતા હતા. આમ હોવાથી માછીને પોતાના ૧૦૦ દીનારની દોલતની સલામતીને માટે કાંઇક ગભરાટ પહોંચતો હતો. જાતે ગરીબ, અભણ અને વળી અર્ધો મૂર્ખ હતો, માટે એક રાત્રે તેને એમજ વિચાર આવવા લાગ્યો કે—“ મને તો લોકો મુફલિસ સમજે છે, પણ મારી કને તો આવડી મોટી દોલત ભેગી થઇ છે. હવે એ વાતની ખબર જો આ રસ્તેથી પસાર થતા સોદાગરોને થશે અને તેઓ જઇને એ વાત ખલીફ હારૂન અરરશીદને કહી આપશે તો તેને જ્યારે નાણાંની જરૂર પડશે ત્યારે તે મારી દોલત ઉછીકી મંગાવશે. હું આપવાનો તો નથીજ, પણ તે જબરદસ્તી વાપરશે ત્યારે કેમ કરીશ ? હું કહીશ કે ‘અય નામવર, હું ગરીબ એક સો દીનાર લાવું કોણુના બાપના ? તને જેણે ખબર આપી તે મારા જેવો જુઠો લબાડ હોવો જોઇએ. મારી પાસે તો કાંઇ નથી.’ પણ ખલીફ તો મારા જેવા જુઠાની વાત માનવાનોજ નહિ. તે તો શેહરના વાલીને હુકમ આપશે કે ‘ આ લબાડને નાગો કરો, અને ઉપરથી જેરબંદના સપાટા લગાવો, અને એક સો સિક્કા આપે ત્યાં સુધી એને જતો મુકવો નહિ.’ હવે

જ્યારે આવો માર મારી ઉપર પડશે ત્યારે તે મારેથી કેમ ખમાશે! પણ રાખ, જીવ, મને એક ઇલાજ સુઝ પડે છે. જેરબંદનો માર તો મારા ઉપર પડવાનોજ; તે મને ખમવોબી પડવાનોજ. તેથી કદાચ હું કમોતે જાનથી પણ જાઉં. વાસ્તે એવાજ મારની આગમજથી તબે પાડી હોય તો કેમ? એમ સમજો કે આજથી હું પોતેજ બદન ઉપર મારે હાથે ફટકા લગાવું અને તેમ કરીને તનને તવાના અને દિલને દાના બનાવું. ખરૂં કે નહિ?"—તરતજ ખલીફાને અંદરખાનેથી તેણે જાણે ભાંગ પીધી હોય ને તેની ઝુમમાં તે બોલતો હોય તેમ જવાબ મળ્યો કે—"બરાબર છે. ચાલ બિરહને તન થા, અને અખ્તરો અજમાવ."

માછી ખલીફા એકદમ બીછાનેથી ઉઠયો અને કપડાં કહાડી નાખી તેણે હાથમાં એક ચાબૂક ઉઠાવ્યો. પ્રથમ તેણે એક ફટકો પોતાના ચામડાંના તકિયા ઉપર લગાવ્યા અને બીજો પોતાનાં શરીર ઉપર અજમાવ્યો. આમ વારા ફરતી તેણે અનેક ફટકા લગાવ્યા, અને પોતે ને પોતે બચાવ કરતો હોય તેમ બડબડવા લાગ્યો કે—"અય ઇમાનદારોના પાદશાહ, હું ખરૂં કહુ છું કે આ લોકો ગલત વાત બોલે છે. મારી કને કાંઇ નથી. સો દીનાર લાવું કયા ચુલામાંથી?"

આ કિસમના બડબડાટ અને ફટકાના સપાટાથી આસપાસ વસનારા આડોશી પાડોશીઓમાંનાં કોઇ કોઇની ઉંઘ ગઇ અને તેઓ વિચારવા લાગ્યાં કે આ ગડબડ શી છે? ખલીફાનો સાદ સાંભળી તેઓએ તેને પીછાન્યો. તેની કોટડી આગળ આવી પુછવા લાગ્યાં કે—"અરે ખલીફા માછી, એ શું છે? તું રડે છે કેમ? અને આ તારાં તન ઉપર ઝપેટા કોણ લગાવે છે? શું કોઇ ચોર કે લૂટારા આવ્યા છે?" માછીએ તેઓને સઘળી ખરેખરી વાત કહી; અને જ્યારે પાડોશીઓએ જાણ્યું કે આ મૂર્ખો પોતાને હાથેજ પોતાનાં બદન ઉપર જુલ્મ ગુજારે છે ત્યારે તેઓ તેની બેવકુફી ઉપર હસી, તેને આમ નહિ કરવાની શિખામણ દઇ, ચાલી ગયાં; અને માછી ચાબુક છોડી દઇ થાકી ગયલો હોવાથી સુઇ ગયો.

બીજે દિને તે પોતાને ધંધે જવા ઉઠયો. પણ પેલા ૧૦૦ સિક્કાનું શું કરવું—તેમને કયાં છુપાવવા—એ તેની મોટી ચિંતા હતી. જો કોટડીમાંજ કયે મુકી જાય તો પાડોશીઓને સઘળી ખબર હતી માટે તે કદાચ લૂટાઇ જાય. જો પોતાની કમરે બાંધીને સાથે લઇ જાય તો કોઇ હરામખોર તેને એકલો જોઇ તેની પુઠે જઇ તેનો જાન લઇ એ દોલત લુટી લે. આવા અંદેશામાં હતો એટલામાં તેને એક તદબીર સુઝ પડી. તેણે પોતાની બંદીના ઉપલા ભાગમાં એક ખીસું બનાવીને તેમાં આ રકમ આબાદ ગોઠવી અને પછી નચિંત બનીને પોતાની જાળ તથા ટોપલી તથા લાકડી લઇને તે ટાઇગ્રીસ નદી ભણી ચાલ્યો. રાબેતા મુજબ તેણે જાળ નાખી; પણ એક, બે, ત્રણ, એમ અનેકવાર જાળ નાખવા છતાં માછલી આવી નહિ ત્યારે એક જગા છોડી બીજી જગા ઉપર, અને બીજી છોડી ત્રીજી ઉપર જતાં જતાં અંતે તે શેહેરથી અર્ધા દહાડાની મંજલ જેટલો દૂર નિકળી ગયો. પુષ્કળ મરતબે નિરાશ થયલો હોવાથી તેણે હવે છેલ્લીજ વાર જાળ નાખવાનો ઇરાદો રાખ્યો. આ છેલ્લીજ મરતબે તે જાળ નાખનાર હતો માટે પોતાનું જેટલું બળ હતું તે સઘળાં બળ સાથ તેણે નદીમાં જાળ ફેંકી, અને તે બળ સાથ તેનું શરીર એટલું બધું કુદયું કે તેણે જે ખીસામાં પેલી ૧૦૦ સિક્કાની થેલી સાચવીને ગોઠવી હતી તે થેલી એકદમ ઉછળીને નદીમાં કુદી પડી!

આ બનાવ જોઇ બાપડા માછીનો જીવ ઉપર આવ્યો. તોપણ ધીરજ રાખીને તેણે પોતાનાં કપડાં ઉતાર્યાં, અને થેલીની શોધમાં ડુબકી મારી. તેણે એક સો ડુબકી મારી હશે, પણ થેલી કોણ જાણે કયાં પડી અને કયાં ઘસડાઇ ગઇ તે માલુમ પડયું નહિ. આ રીતની જેહમતથી બાપડો ખલીફો થાકી ગયો, અને 'ગઇ તો જેહનમસર' એમ સમજીને તે પાછો કિનારે આવ્યો, કે જ્યાં તેણે પોતાનાં કપડાં ઉતાર્યાં હતાં. અહીંજ તેણે પોતાની જાળ અને ટોપલી અને લાકડી પણ મુકેલી હતી. એ સઘળો અસબાબ તેને પાછો મલ્યો, પણ તેનાં કપડાં ગેબ થયલાં જણાયાં. તેણે ઘણી શોધ કીધી, પણ કપડાં મલ્યાં નહિ. થેલી ગઇ તેની જોડે કપડાંબી ગયાં. દિવસ ઘણોજ માઠો હતો. એક

માછલીનો નરમો પણ મલ્યો ન હતો. દુખી દિલે રંજીદા થયલો માછી પોતાનાં ઘર તરફ પાછો ફર્યો.

અહીં તેને છોડીને હવે બીજી તરફ નજર કરિયે. ખલીફા (માછી)ને મુકીને ખલીફા (પાદશાહ)ના મહેલમાં ડોકયું કરિયે.

## કુત અલ કુલૂબના કિસ્સાની શુરૂઆત.

ખલીફ હારૂન અરરશીદનો એક માનિતો મિત્ર ઇબ્ન અલ કિર્નાસ નામનો ઝવેરી હતો. તે ખલીફાના ઝવેરીને નામે સર્વ સોદાગરો અને લોકોમાં ઓળખાતો હતો. બગદાદ શેહેરમાં કોઇ પણ બેમુલું રત્ન ઇબ્ન અલ કિર્નાસને બતાવ્યા વિના—તેની સલાહ લીધા વિના—વેચાતું ન હતું. અને આ બેમુલાં રત્નમાં ગોરી ગુલામડીઓ પણ હતી. એક દિને આ ઝવેરી પોતાની દુકાનમાં બેઠો હતો એટલામાં દલાલિયાઓનો શેખ અથવા વડો એક એવી ગોરી ગુલામડીને લઇને તેની આગળ આવ્યો કે જેની બરાબરીની બીજી કદાચજ મળી શકે. તેણી રૂપસુંદરી હતી એટલુંજ નહિ પણ ગુણસુંદરી પણ હતી. પોતાની ભારી ખુબસુરતી જોડે તેણી અનેક એલમ હુનરમાં કુશળ હતી; તેણી સઘળા કિસમનાં વજંત્રો વગાડી અને ગાયનો ગાઇ જાણતી હતી, એટલુંજ નહિ પણ તેણી વળી શેઅર બનાવી જાણતી હતી. ઇબ્ન અલ કિર્નાસે આ ગુલામડી પાંચ હજાર સોનાના દીનાર આપીને વેચાતી લીધી અને પછી તેને ખલીફ હારૂનની હજુરમાં લઇ ગયો. ખલીફે આ રૂપગુણસુંદરીના સઘળા હુનરની પરીક્ષા લીધી, અને પોતાને પસંદ પડવાથી તેણે ઝવેરીને દશ હજાર સિક્કા આપીને તે બાઇને તેની કનેથી ખરીદ કરી પોતાના મહેલમાં જુદું એવાન આપીને રાખી.

આ અતિ સુંદર નાજનીનનું નામ કુત અલ કુલૂબ હતું. હારૂન તેના ઉપર ફિદા હતો. તેણી તરફનો પક્ષપાત જોઇને ખલીફની વડી રાણી જુબૈદા, કે જે તેના કાકા અલ કાસિમની બેટી થતી હતી, તેણીને ભારી અદેખાઇ લાગી. ખલીફ એક મહિનો દહાડો સુધી કુત અલ કુલૂબનાં એવાનમાંથી બાહેર આવ્યોજ નહિ. ફક્ત જુમાને દિને તે મસ્જીદમાં નિમાજ પઢવા જતો તે સિવાય બાહેર નિકળતોજ નહિ. અને

આમ હોવાથી રાજકાજમાં પણ મોટી ખલલ થઇ પડી. સઘળા વજીરો અને બીજા અધિકારીઓ વડા વજીર જાઅફર આગળ ફરિયાદ લાવ્યા, અને જાઅફરે બીજે શુક્રવારે મસ્જીદમાં ખલીફને મળીને સઘળી વાતથી તેને વાકેફ કીધો. પછી બંને મસ્લેહત કરીને શિકારે જવાને તૈયાર થયા. મસ્જીદમાંથી બાહેર નિકળતાંજ તેઓ પોત પોતાનાં ખચર ઉપર સવાર થઇ જંગલ તરફ નિકળી ચાલ્યા. અલબત સાથે રસાલો હતો; પણ એક તરફ ખલીફ અને વજીર, અને બીજી તરપ શિકારી રસાલો, એમ તેઓ છુટા પડી ગયા. તે દિવસો ગર્મીના હતા. ખલીફને પાણીની બહુ તરસ લાગી. વજીરે દૂર દેખાતા ચશ્મા તરફ જઇ પાણી લઇ આવવાની રજા માંગી. ખલીફે પોતેજ ત્યાં જઇ પેટ ભરતું પાણી પીવાનું મન કીધું. રસાલો આવી પુગે અને આગળ વધી નહિ જાય એટલામાટે જાઅફર તેજ જાગા ઉપર રહ્યો અને ખલીફ દૂરથી દેખાતી બગીચા જેવી નિશાની તરફ ચાલ્યો.

ખલીફનું ખચર વજીરનાં ખચર કરતાં ઝડપી ચાલતું હતું, માટે તે પોતાના ધણીને પવનને વેગે ધારેલી જગાએ લઇ જઇ ઉભું. પણ જેને ખલીફ અને વજીર બગીચો સમજતા હતા તે તો એક ઇનસાન સાબેત થયો. તે એક ઉંચી ટેકરી ઉપર ઉભેલો હતો. તેનાં શરીર ઉપર કપડાં હતાં નહિ, પણ તેણે માછીની જાળ લપેટેલી હતી. તેની આંખો રાતી ભુંડ જેવી હતી. તેનો દેખાવ ભયાનક હતો. તે વાંકો વળેલો હતો. તેનાં માથાં તથા દાઢીના બાલ ચુંથાઇ ગયલા હતા. તેનો ચેહેરો ધૂળથી મેલો થઇ ગયો હતો. તે એક અફ્રીત યાને રાક્ષસ જેવો લાગતો હતો. કોઈ તો તેને નરેશીર પણ સમજે.

## ખલીફા નામના બે નામવરો.

ખલીફે આ નવાઇ જેવા ઇનસાનને સલામ કીધી, પણ તે કોઇ દુખી અને દુખથી છેડાયલો ઇનસાન હતો. તે આપણો ખલીફા નામનો માછી દોસ્ત હતો. તેણે ખલીફા હારૂનને પીછાન્યો નહિ, કેમકે તેણે તેને કોઈ દિન જોયલો હતો નહિ. પોતાના આ પાદશાહની સલામનો જવાબ માછીએ ગુસ્સાથીજ દીધો.

ખલીફ—અય ભાઇ, તારી કને થોડુંક પાણી પીવા માટે છે?

ખલીફો—અરે ગમાડ, તું આંધળો છે કે દીવાનો છે! જોતો નથી ટેકરીની પેલી બાજુએથી નદી વહે છે તે? જા, ટાઇગ્રીસ નદીમાં જઇને ડુબકી માર. તે જોઇશે એટલું પાણી પુરૂં પાડશે.

ખલીફ હારૂન પ્રથમ તો કાંઇ બોલ્યો નહિ. તેને જબરી શોખાર લાગી હતી, માટે તેણે નદી ભણી ખચર ડપટાવ્યું, અને તેમાં ઉતરી પોતે પીવાય એટલું પાણી પીધું અને પોતાના પ્રાણીને પણ પાયું. આ રીતે પાછો તાજો બનીને તે જ્યાં ખલીફો માછી હતો ત્યાં ફરી આવ્યો. તેઓ બંને વચ્ચે આ મુજબ ટપાટપી અને ત્યાર બાદ દોસ્તીના સવાલ જવાબ થયા.

ખલીફ હારૂન—અય આદમ, તું શા વાસ્તે અહીં ઉભો છે? અને તારો પેશો શો છે?

ખલીફો માછી—અરે બુબખ, હમણાજ તેં મને પાણી વિશે એવકુફીભરેલો સવાલ પુછ્યો હતો. પણ તે કરતાં તારો નવો સવાલ વધારે મૂર્ખાઇ ભરેલો છે. મારો પેશો શો છે તે શું તું મારાં બદન ઉપરની ચીજો જોઇ પીછાની શકતો નથી?

હારૂન—હાં હાં: ત્યારે તું માછી છે. પણ માછી છે તો તારો ઝબ્બો ક્યાં છે? અને તારાં કપડાં ક્યાં ગયાં? તારા શેમ્લા અને તારા હેરામ નામના ઝબ્બા ક્યાં વેચી આવ્યો?

માછીને લાગ્યું કે તેનાં કપડાંનો ચોર મલ્યો. ખલીફનાં શરીર ઉપર જે પોશાક હતા તેવાજ રંગનાં માછીનાં પણ કપડાં હતાં. એટલામાટે આ મૂર્ખ સમજ્યો કે તેની સામે ઉભો છે તેજ તેનાં કપડાં ચોરી લટકાવી નિકળ્યો છે. માછીની આંખમાં ઝનુન ચઢ્યું. તે પેલી ટેકરી ઉપરથી બહુ ઝડપથી ઉતરી આવ્યો, અને ખલીફનાં ખચરની લગામ ઝાલી બોલ્યો—"લાવ મારાં કપડાં? શું તુંજ તે ચોરી ગયો નથી? અને તે લટકાવી નિકળીને મારી મસ્ખરી કરે છે? લાવ, ઉતાર, મારાં કપડાં!

હારૂન—ખુદાના કસમ લઇ કહું છું કે મેં તારાં કપડાં લીધાં નથી અને જોયાં પણ નથી.

માછી ( ખલીફના મોટા ગાલ અને નાનું મોઢું જોઈને )–ત્યારે તું શું ગાનારો છે યા વાંસલી વગાડનારો છે ? તું ગમે તે હોય, પણ મારાં કપડાં પાછાં આપ; નહિ તો તને માર મારીને તારો કુચો કહાડીશ.

હારૂન ( માછીની લાકડી જોઇને મનમાં )–આ નાપાકની લાકડી એવી છે કે એકજ ફટકામાં મને પુરો કરી નાખે. ( મોટેથી )–અય ભાઈ, તારાં કપડાં મેં નથી લીધાં. પણ તેના બદલામાં લે આ મારો ઝબ્બો.

માછી ( ખલીફે ઉતારી આપેલો ઝબ્બો પહેરી લઇને )–ખરેખર, આ અટાપટાના અને રંગબેરંગી ઝબ્બા કરતાં તો દશ ગણાં સરસ મારાં કપડાં હતાં.

ખલીફ—વારૂ, વારૂં; તારાં કપડાં મળી આવે ત્યાં સુધી તું એ પહેરી લે.

માછીએ ખલીફનો કીમતી રેશમી ઝબ્બો પહેરી લીધો, પણ તે તેને લાંબો પડયો, જેથી પોતાની છુરી કહાડીને તેણે નીચેથી ત્રીજા ભાગ જેટલો કાપી કહાડયો ! પછી તેણે આ રીતની વાતો ચલાવી.

માછી—અરે ગાનારા, મને ખરૂં કહેજે, તારો શેઠ તને દર મહિને કેટલો પગાર આપે છે ?

હારૂન—દર માસે દશ દીનાર.

માછી—ગરીબ બીચારા ! મને તારી દયા આવે છે. દશ દીનાર તો મારા જેવો કંગાલ માછી પેદા કરે છે. ને તારા જેવા હુનરમંદને મહિને દશ દીનાર ! ચાલ, તારૂં નસીબ આજથી ખીલે એમ છે. બોલ, તું મારી નોકરી કબૂલ રાખશે ? હું તને મારો હુનર શિખવું ને વળી મારો ભાગ્યો કરૂં. કેમ, કબૂલ છે ? દરરોજ તને પાંચ દીનાર મળશે. તારો શેઠ તને પાછો લેવા આવશે તો આ મારી લાકડી તેનો જવાબ આપનારી બહાદર છે.

હારૂન—કબૂલ છે.

માછી—કબૂલ છે ત્યારે ઉતર તારાં ગધેડાં પરથી. શેઠની સામે તેની પીઠપર ચહડીને બેસી શેનો રહ્યો છે ! એને પેલાં લાકડાં સાથ

બાંધ; પછી માછલી લાધીને આપણુ એને શેહેરમાં લઇ જઇશું. હવે ચાલ, પહેલાં તો હું તને જાળ કેમ નાખવી તે શિખવું.

ખલીફ હારૂનને ગમત જોઇતી હતી, માટે તે ખચર ઉપરથી ઉતર્યો, તેને બાંધ્યું, પોતાની બાંહે ચહડાવી, અને ઝબ્બાના નીચલા છેડા ઉચકી કમરે લપેટી દીધા. માછીએ તેને જાળ આપી, અને તે કેમ પકડવી અને કેમ ફેંકવી તે શિખવ્યું. ખલીફાએ આ શિક્ષણ મુજબ હિમત રાખીને જાળ ફેંકી. અને પછી થોડે વારે ખેંચી જોઇ. પણ તે ખેંચાઇ નહિ. માછી તેની મદદે આવ્યો. પણ તેઓ બંનેએ ભેગું જોર કીધું તોપણ તેઓ જાળ ખેંચી શક્યા નહિ. આ ઉપરથી માછીનો મિજાજ ગયો. તે બુબખ ધમકી આપી બોલ્યો કે—" અરે બદ કેરદાર, જેમ મારાં કપડાંને બદલે તારો ઝબ્બો મેં એક મરતબે લીધો તેમ જો મારી જાળ તુટી જશે તો તેને બદલે પેલું તારૂં ટટ્ટુ હું લઇ મુકીશ, અને વળી માર મારીને તારો અરડાવો કહાડી નાખીશ તે તો જુદો."

હારૂને કહ્યું કે "ચાલ આપણુ બેઉ જણુ મળીને જાળ ફરીથી ખેંચી જોઇએ." બહુ મહેનતે અંતે તેઓ જાળ ખેંચીને કિનારે લાવ્યા તો તે તમામ નાની મોટી માછલીથી ભરેલી જણાઇ. આમ છતાંબી આપણુા બુબખ માછીએ ખલીફને ઠપકાનોજ સરોપા આપ્યો. તે બોલ્યો કે— "તું કોઇ ખરોજ બદસીકલ માણુસ છે. કેટલી બધી મહેનતે તારી નાખેલી જાળ ખેંચી શકાઇ? પણુ વારૂં કાંઇ નહિ. આગળ ચાલતાં તું સુધરશે, અને તું અચ્છો માછી થઇ શકશે. હવે મારી સલાહ માનીને તું તારાં ખચર ઉપર સવાર થા, અને આ માછલાં છે તે શેહેરમાં વેચવા જવા માટે બે મોટા ટોપલા જોઇશે તે ખરીદ કરી લાવ. પછી તે ભરીને આપણુ એ વેચીને પૈસા પેદા કરીશું. તું તરાજુ તારા હાથમાં રાખજે, હું માછલી મુકું તે તું તોલજે, ને બરાબર ગણીને પૈસા તું તારી પાસે એકઠા કરજે. આજે એટલી બધી માછલી આપણુા હાથમાં આવી છે કે નાખી દેતાં વીશ દીનાર પેદા કરીશું. ચાલ ત્યારે, જોયા શું કરે છે? ચહડી બેસ તારાં ગધેડાંપર ને બે મોટા ટોપલા લઇ આવ."

ખલીફ હારૂનને તો એવુંજ જોઇતું હતું. તે તો પોતાના સોહબતીથી અત્યારમાંજ કંટાળી ગયો હતો, માટે તેનાથી છુટો થવાને ઈંતેજાર હતો. તે પોતાનાં ઝડપ ચાલનાં ટટ્ટુ ઉપર ચહડી બેઠો, અને હરખાતો તથા ખુશી થતો, હસતો અને મલકાતો, જ્યાં વઝીર જાઅફર ભારી આતુરતાથી વાટ જોતો બેઠો હતો ત્યાં આવી પુગ્યો. જાઅફરના ઈંતેજારી ભરેલા સવાલના જવાબમાં ખલીફે કહ્યું કે "મારા ખાબમાં એક નવાઇજેવો બનાવ બન્યો છે અને એક વિચિત્ર માણસ સાથ મને મુલાકાત થઇ છે." આમ કહીને તેણે માછી ખલીફા સાથની પોતાની સર્વ હકીકત પોતાની તેમજ વઝીર અને બીજા સોહબતીઓની ભારી ખુશહાલી વચ્ચે કહી સંભળાવી. માછીએ ખલીફ ઉપર પોતાનાં કપડાં ચોરવાનું કેવું તોહમત મુકયું, અને ખલીફે તેને પોતાનો કીમતી ઝભ્ભો કેમ આપી દીધો, અને તે બેવકુફ માણસે તે ઝભ્ભાને કેવો કાપી નાખ્યો, તેનું જયારે હારૂને બયાન કહી સંભળાવ્યું ત્યારે જાઅફરને તે બુબખ ઉપર બહુ તિરસ્કાર છુટયો. તે બોલ્યો કે—"અએ ઇમાનદારોના પાદશાહ, તારો એ ઝભ્ભો તારી તરફથી નવાઝીશ દાખલ હું પોતે માંગી લેનાર હતો, પણ તે તો તું તે હલકા માણસને આપી આવ્યો! વારૂં, કાંઇ નહિ. હું અબઘડી જઇને તે કંગાળ માછી પાસેથી આ બેમુલો ઝભ્ભો ખરીદ કરી લાવું છું." ખલીફે રમુજમાં કહ્યું કે "તે ઝભ્ભો તને કશા કામને નથી, કેમકે માછીએ તેના ત્રીજા ભાગ જેટલો નીચલો ભાગ તો કાપી નાખીને તેને તદન બે બદામનો કરી નાખ્યો છે.—પણ જાઅફર, મારી વાત સાંભળ. આ માછી મારો ઉસ્તાદ થાય છે. તેણે મને માછલી પકડવાનો હુનર શિખવ્યો છે. મેં પુષ્કળ માછલી પકડી તેથી હું બહુ થાકી ગયો છું. તેણે મને બે મોટા ટોપલા ખરીદ કરવા મોકલ્યો છે, અને નદી કાંઠા ઉપર તે મારી વાટ જોતો બેઠો છે. હવે તું એમ કર કે આપણાં માણસોને હુકમ આપ કે તેઓ જો આ માછલી ખરીદ કરી લાવશે તો દરેકને દર માછી દીઠ એક સોનાનો સિક્કો મળશે."

જાઅફર પોતાના પાદશાહને નમ્યો, અને તેના હુકમથી બાંગીએ લશ્કરમાં પુકાર કીધો કે જે કાંઇ ખલીફને માટે માછલી લાવશે તેને

દર માહી દીઠ એક સોનાનો સિક્કો મળશે. આ ઉપરથી સઘળા ગુલામો કિનારે દોડી ગયા, અને ખલીફા માછી ઉપર તુટી પડી તેની માછલી કસબી રૂમાલોમાં બાંધીને પોતાના પાદશાહ આગળ લઇ ચાલ્યા. બાપડો માછી તો આ તમાશો જોતોજ ઉભો! તેણે મનથી વિચાર્યું કે આ માછલી બેહસ્તના બાગમાંથી વહેતી નદીમાંની હોવી જોઇયે. તેણે જેમ તેમ ચાર માછલી પોતાના હાથમાં બચાવી, અને બાકીની સઘળી લૂટાઇ ગઇ. તે બબે માછલી અકેક હાથમાં લઇ નદીમાં ઉતર્યો, અને તેમને પાણીમાં પાછી હોમાવતી વેળા બોલ્યો કે—"હે ખુદા, આ માછલીને પાછી પાણીમાં છોડી દઇને હું માગું છું કે મારો ભાગ્યો પેલો ગવૈયો જલદીથી આવી લાગે!"

અને ખરેખર એક માણસ એજ વખતે ત્યાં આવી લાગ્યો. પણ તે કાંઇ માછીનો ભાગ્યો ન હતો. તે તો ગુલામોનો વડો હતો. તેણે માછીના હાથમાં ફક્ત ચાર માછલી જોઇ, તે સિવાય બીજી ત્યાં ન હતી. તેણે માછીને બોલાવ્યો અને તેના હાથમાંની માહી વેચાતી માંગી. માછીએ વેચવાની ના પાડી ત્યારે તેણે પોતાની લાકડી તેને મારવા ઉંચકી. ખલીફાએ કહ્યું કે "અય કમ અકલ, મને મારતો ના. લાકડી કરતાં મેહરબાની ઉત્તમ છે." આમ કહીને તેણે પેલી માછલી કિનારે ફેંકી, જે ગુલામોના વડાએ પોતાના કસબી રૂમાલમાં બાંધી લીધી. પણ તપાસ કરતાં તેને જણાયું કે માછીને આપવા માટે તેની કને એકબી સિક્કો ખીસામાં હતો નહિ. તેણે માછીને કબૂલત આપી કે અગરજો તું કાલે ખલીફના મેહલ ભણી આવીને ગુલામોના સરદાર સંદલનું નામ પુછશે તો તને તારૂં દામ જરૂર મળશે."

આ ગોઠવણ કરીને પેલો વડો ગુલામ ખલીફની છાવણીમાં અને માછી પોતાને મકાને શેહર ભણી ચાલ્યા ગયા. જ્યારે ખલીફા પોતાની કોટડી તરફ ચાલ્યો ત્યારે તેણે પેહરેલા ખલીફનાં હજારો દીનારના કીમતી ઝભ્ભા તરફ સર્વેની નજર ખેંચાઇ, અને પોતપોતામાં ઘુસઘુસ કરવા લાગ્યા. ખલીફના દર્જીની દુકાન પણ ત્યાંજ હતી, જેણે તે પીછાનીને હિમતથી દમ કસ્યો કે—"અરે ખલીફા, તું આ ઝભ્ભો કયાંથી

લાવ્યો રે?" ખલીફાએ દમમાંજ ઉત્તર વાળ્યો કે "તું કોણ પુછનાર? એ તો મેં એક જણને માછલી પકડવાનો હુનર શિખવ્યો તેના બદલામાં તેણે મને આપ્યો છે. તે મારો ભાગ્યો થયો છે. તેણેજ મારાં કપડાં ચોરવામાં પોતાનું પાણી બતાવ્યું, અને તેથી બદલામાં આ ઝબ્બો મને આપી દીધો." દર્જી સમજી ગયો કે ખલીફ હારૂને આ બુબખ સાથ મશ્કરી કીધી હશે, અને પોતાનો બેમુલો ઝબ્બો આપી દઇ તેને રાજી કીધો હશે. આથી તે વધારે કશું બોલ્યો નહિ, અને પાછો પોતાની કોટડીમાં ભરાયો.

## રાણી જુબૈદાનો પ્રપંચ.

હવે આપણુ ખલીફ હારૂન અર રશીદના મેહલમાં નજર કરિયે, અને તેના શિકારે ગયા પછી ત્યાં શા શા બનાવો બન્યા તે જોઇયે.

ખલીફને તેની માનિતી કુત અલ કુલૂબના ખિયાલથી વેગળો કરવા માટેજ વજીર તેને શિકારે લઇ ગયો હતો. આમ છતાં ખલીફની વડી રાણીનાં દિલમાં જે અદેખાઇએ ઘર કીધું હતું તે બંધ પડી નહિ. તેણીએ પોતાની તરફની ખલીફની મોહબત બંધ પડેલી જોઇને ખાનપાન તજ્યું હતું, અને ઉંઘ તેને છોડી ગઇ હતી. તેણી ખલીફને બાહેર જવાની વાટજ જોતી હતી, એવી મતલબથી કે તેની નવી માશુકનો પોતે રસ્તો લાવે. હવે જ્યારે ખલીફને શિકારે ગયાની વાત તેણીએ સાંભળી ત્યારે તેણીએ પોતાની દાસીઓને ફરમાવીને પોતાનાં એવાનમાં ભારી ભપકો કરી દીધો, પછી સુફરો બિછાવ્યો અને જાત જાતનાં પકવાનો તૈયાર કરાવી મુકાવ્યાં. અનેક મીઠાઇઓમાંની એક ઘણીજ સ્વાદિષ્ટ ચીનાઇ મીઠાઇ હતી. અલબત તે સૌથી સરસ લેજતદાર હતી, અને તેથીજ તેમાં જુબૈદાએ ભાંગનો ભેળ કરાવ્યો હતો.

આ સઘળી તૈયારી કરાવીને પછી રાણીએ એક ખાસ ગુલામને મોકળી ખલીફની નવી માનિતીને પોતાનાં એવાનમાં બોલાવી મંગાવી. તેણીએ પેગામ મોકલ્યો કે "આજે મેં દવા પીધી છે, મારા જીવને ગમતું નથી, પણ મેં સાંભળ્યું છે કે તું અચ્છી ગાનારી છે અને તારો

આવાજ ઘણોજ મધુર છે, વાસ્તે તું આવીને એકુએ ગાયનથી મને ખુશ કરે તો સારૂં." બાપડી કુત અલ કુલૂબને દગાનો જરાબી વહેમ ન હતો, માટે આ હુકમ તેણે એકદમ માથે ચઢાવ્યો, અને પોતાના વાજીંત્રો સાથે લઇને તે પેલા ગુલામ જોડે જુબૈદાનાં એવાનમાં જઇ ઉભી. તેણીએ વડી રાણીને નમન કીધું, તેને આશિષ દીધા, અને બીજી સાહેલીઓ ઉભી હતી તેઓમાં તેણી જઇ ઉભી. જુબૈદાએ તેણીની ખુબસુરતી જોઈ લીધી, અને તે જોઇ પરવરદીગારના શુક્ર બજા લાવી, અને પછી બોલી કે—"આવ, અય કુત અલ કુલૂબ, તને હું દિલોજાનથી આવકાર આપું છું. બેસ, બહેન, અને તારા સુંદર હલકથી મારા દુખી જીવને ખુશ કર."

કુત અલ કુલૂબ આ સખુનોથી ખુશ થઇ. તેણીએ એક પછી એક અનેક વાજીંત્ર લઇ ૧૪ ગાયનો વગાડયાં અને ગાયાં, અને પછી હાથ ચાલાકીના ખેલો કરી બતાવ્યા. આ સર્વથી સર્વ કોઇ ખુશ ખુશ થઇ ગયાં. વડી રાણીના હરખનો પણ પાર રહ્યો નહિ. તેણી મનથી બોલી કે ખલીફ જેને પોતાનાં દિલની મૂર્તિ માની લીધી છે તેમાં તેનો વાંક નથી. આ પછી તે નાજનીન રાણીને પાછી નમી અને પોતાની જાગા ઉપર બેસી ગઇ. પછી તેણી આગળ લહેજતદાર પકવાનો લાવી મુકવામાં આવ્યાં, પછી મીઠાઇ લાવ્યાં, અને છેલ્લે એક રકાબી એવી આવી કે જેમાં ભાંગ ભેળેલી હતી.

આ સઘળું તેણીએ મર્જી મુઆફેક ખાધું, અને તુરત તેનું માથું ફરવા લાગ્યું, અને તેણી થોડા વખ્તમાં જમીન ઉપર સુઇ ગઇ અને બેધડક ઉંઘવા લાગી. જુબૈદાએ પોતાની દાસીઓને ફરમાવ્યાથી તેઓ તેણીને ઉઠાવીને એક ઓરડામાં લઇ ગઇ. વડી રાણીએ આ પછી એક ખોજાને ફરમાવ્યું કે એક પેટી બનાવી લાવ, અને એક કબર તૈયાર કરાવ, અને એવી ખબર ફેલાવ કે આ નાજનીનને ઘણું ખાધાથી ચુકો થયો ને તેણી મરણ પામી. પછી રાણીએ પોતાની સર્વ દાસીઓને તાકીદ ફરમાવી અને ધમકી આપી કે આ છોકરી જીવતી છે એવું જેનાં મુખથી બાહેર નિકળશે તેણીનો જાન લેવામાં આવશે.

પેલી તરફથી ખલીફ હારૂન શિકારે ગયલો પાછો ફર્યો, અને તેણે પહેલી ખબર જેને માટે પુછી તે પેલી નાજનીન કુત અલ કુલુબ હતી. પણ એજ વખ્તે જુબૈદાનાં ફરમાન મુજબ એક ગુલામે જમીનને બોસ્સો દઇ દિલગીરી સાથ જાહેર કીધું કે તે નાજનીન તો ચુકો થયાથી મરણ પામી હતી. ખલીફ આ સાંભળી બહુજ દુખી થયો, અને દરેક જણને મહોડેથી તેણે પોતાની માનિતીનાં મોતનીજ ખબર સાંભળી. પછી તે નામદારે તેણીની કબર જોવા માંગી, અને જ્યાં કબર બનાવી હતી ત્યાં તેને લઇ ગયા, અને ત્યાં કબર જોઇને ખલીફ રડી પડયો, કબરને બગલગીરી કરવા લાગ્યો અને શેઅર બોલવા મંડી ગયો. અહીં તેણે ભારી દિલગીરીમાં કેટલોક વખ્ત ગુજાર્યો અને પછી પોતાના મહેલમાં દુખા દિલ સાથ ગયો. રાણી જુબૈદાએ હવે જાણ્યું કે મારી ઠગાબાજી ફાવી છે, ત્યારે તેણીએ પેલી નાજનીન વાળી સંદુક મંગાવી, તેમાં તેને સુવાડી, અને બંધ કરીને ગુલામને ફરમાવ્યું કે આ સંદુક બાજારમાં જઇ વેચ, પણ એવી શર્તે વેચજે કે ખરીદદારે તેને પોતાને ઘર લઇ જઇનેજ ઉંઘાડવી, અને એનાં જે નાણાં ઉપજે તે ખેરાતમાં આપી દેજે. આ હુકમ સાંભળીને તે મુજબ અમલ કરવા માટે સંદુક ઉઠાવી પેલો ગુલામ બાજાર ભણી ચાલ્યો.

## ખલીફા માછી ઉપર ગુજરેલો સીતમ.

પેલા માછી ખલીફાને બીજે દિને પોતાની રકમને માટે બહુ ચટપટ થવા લાગી. જે ગુલામ નદી ઉપર તેની કનેથી છેલ્લી માછલી જબરદસ્તીથી લઇ ગયો હતો, અને જેણે મહેલમાં આવીને તે માછલીની કીમત લઇ જવાનો વાયદો દીધો હતો, તે ગુલામ પાસે આ રકમની ઉઘરાણી કરવા જવાને તે તૈયાર થયો. જ્યારે તે મહેલ આગળ જઇ પુગ્યો ત્યારે તેણે ગુલામો અને ખોજાઓ અને નોકરોને ત્યાં ભેગા થઇ ઉભેલા દીઠા. તેઓમાં પેલો માછલીવાળો ગુલામ પણ હતો. માછીએ તેને જોયો અને ઓળખ્યો, અને તે ગુલામે પણ માછીને જોયો. તોપણ તેણે ઝટ બાહેર આવીને માછલીની કીમતના પૈસા ગણી આપ્યા નહિ તેથી ખલીફાનો મિજાજ ગયો. તે બોલ્યો કે—હે ભાઇ, તારી દિયાનત તો એવીજ કે ?

પેલો ખોજો, જેનું નામ સંદલ હતું, તે આ બોલો સાંભળીને હસ્યો, અને માછીને કાંઇ આપવા માટે પોતાનાં ખીસામાં હાથ નાખ્યો. પણ એજ વખ્તે મોટી ગડબડ સંભળાઇ, જે ઉપરથી ખોજાનું ધ્યાન તે શું છે તે જાણવા ઉપર લાગ્યું. તેણે જોયું તો વજીર જાઅફર અલ બર્મકી મહેલમાંથી બાહેર નિકળતો જણાયો. આ ઉપરથી તે ખોજો પોતાની જગાએથી ઉઠી વજીર આગળ ગયો, તેને નમન કીધું, અને પછી તેઓ બંને વાત કરતા થોડેક દૂર સુધી ચાલ્યા. ખલીફા માછીનાં આ જોઇને પાકી આવ્યાં, કેમકે ખોજો આ સઘળો વખ્ત માછીને તદન ભૂલીજ ગયો હોય તેમ તેણે તેના તરફ ઝાંખીને જોયું પણ નહિ. આ ઉપરથી માછી બરાબર તેની સામે જઇને દૂરથી ઉભો, અને ઇશારતથી બોલ્યો કે—"અરે ભાઇ, હવે મને જવા દે; હું ઉભો તે કેટલી વાર રહું?" ખોજાએ આ જાણ્યું, પણ પાછો જવાબ દેતાં તે શરમાયો, કેમકે વજીર આગળ હતો. માછીએ બીજી મરતબે કાલાવાલા કીધા, પણ ખોજાએ એ વખ્ત પણ તેના ઉપર કશું ધ્યાન આપ્યું નહિ.

પણ આ વેળા માછીની ઇશારત વજીર જોઇ ચુકયો હતો, માટે તેણે પેલા ખોજાને પુછ્યું કે—"અરે સંદલ, આ માણુસ તારી કને શું માંગે છે?" આ ઉપરથી વડા ખોજાએ ખુલાસો કીધો કે "ગઇ કાલે જે માછીની માછલીઓ નદી ઉપર નામદાર ખલીફે મંગાવી લીધી હતી તે આ ધણી છે. એની કને જ્યારે હું માછલી લેવા ગયો ત્યારે સઘળી ખપી ગઇ હતી. પણ એના હાથમાં ચાર બાકી હતી તે મેં લીધી, અને પૈસા આપવા આજે બોલાવ્યો હતો તેથી એ આવ્યો છે. પણ હું તારી ખિદમતમાં ઉભેલો છું તેથી એને ચટપટ થાય છે." વજીરે કહ્યું કે—"ત્યારે તું એનું દેવું જે હોય તે ચુકાવી દે. શું તું એને ઓળખતો નથી?" સંદલે કહ્યું કે "એ માછી છે એટલું હું જાણું છું." વજીર બોલ્યો કે—"અરે એ તો નામવર ખલીફને માછલી પકડવાનો હુનર શિખવનાર ઉસ્તાદ છે, અને વળી ખલીફનો માછીના ધંધાનો ભાગ્યો છે. સારું થયું કે એ આવ્યો. એને તું જવા દેતો ના. આજ નામવર ખલીફના જીવને આરામ નથી, વાસ્તે હું ફરીથી જઇને તેને

મળી આવું ત્યાં સુધી તું આ માછીને અહીંજ ઉભો રાખજે. મને લાગે છે કે એ માછીને જોઇ ઇમાનદારોના પાદશાહનો જીવ વેરાશે અને તેનાં દિલને આરામ થશે.”

આમ કહીને વઝીર જાઅફર પાછો ખલીફનાં અએવાનમાં ગયો, અને ત્યાં તેણે તેને માથું નીચું કરીને દિલગીર બેઠેલો તથા ગમનું ગાયન લલકારતો જોયો. વઝીરે પોતાની હાજરી જાહેર કીધી, અને સખુનો બોલવાની પરવાનગી માંગી. ખલીફે માથું ઉઠાવ્યું, અને કહ્યું કે—“અય જાઅફર, તને બોલતો મેં કયાં અટકાવેલો છે? બોલ તારે ગમે તે; તું મારો વડો વઝીર છે.” વઝીર બોલ્યો કે—“ઇમાનદારોના પાદશાહ, તારી આગળથી હું મારે ઘરે જવા નિકળ્યો ત્યારે મેં મેહલના ચોકમાં તારા ઉસ્તાદ તથા તારા ભાગ્યાને દીઠો, કેજે કોઇજ નહિ પણ પેલો ગઇ કાલે નદી ઉપર મળેલો વિચિત્ર રીતભાતવાળો માછી છે. તે તારાથી નારાજ થયલો છે, અને તારે વિશે ફરિયાદ લાવ્યો છે. તે કહે છે કે ‘મેં તેને માછીમારનો હુનર શિખવ્યો, અને તે શિખીને તે બે ટોપલા લેવા ગયો તે હજુ આવ્યોજ નથી; માટે હું નામવર ખલીફ આગળ ફરિયાદ લાવ્યો છું. તે કહે છે કે આ કાંઇ ભાગલાગની રીત હોય નહિ. અને આ કાંઇ ઉસ્તાદ અને ચેલા વચ્ચેનો સંબંધ હોય નહિ. તે કહે છે કે જો તારે ભાગ્યા દાખલ રહેવું હોય તો ફિકર નહિ, પણ જો ન રહેવું હોય તો હું મારો બીજો ભાગ્યો શોધી લઇશ.’”

જ્યારે દુખી દિલના ખલીફ હારૂને આ સખુનો સાંભળ્યા ત્યારે તેને લગરીક હસવું આવ્યું, અને તેની છાતી ઉપરનો થોડોક બાર ઓછો થયલો જણાયો. તેને આ માછી સાથ નવી ગમતમાં ઉતરવાનું મન થયું. તેણે વઝીરને કહ્યું કે “જો એનું નસીબ બુલંદ હશે તો મારા હાથ ઉપર એ સુખી થશે; અગર નહિ તો દુખી થશે.” પછી તેણે કાગજના ટુકડા બનાવી જાઅફરને ફરમાવ્યું કે “હરેક ઉપર તારે હાથે સોનાના એક સિક્કાથી એક હજાર સિક્કા સુધીની ગમે તે વીશ રકમ લખ, અને સર્વેથી નાના અધિકારથી સર્વેથી ચહડતા વઝીરના ઓધ્ધા સુધીના વીશ અધિકાર પણ લખ.

વળી નાનામાં નાની નજીવી સજાથી ગર્દન મારવાની મોટામાં મોટી સજા સુધીની વીશ સજા પણ લખ." વજીર જાઅફરે ખલીફના ફરમાવ્યા મુજબ કીધું, અને તે જોઇને હારૂન પાછું બોલ્યો કે—"અય જાઅફર, હવે તું ખલીફા માછીને અહી તેડી લાવ. હું તેને આ કાગજના ટુકડાઓમાંથી હરકોઇ ઉંચકી લેવા કહીશ, અને તે જે ટુકડો ઉંચકશે તેમાં જે કાંઇ લખેલું હશે તે મુજબની રકમ, યા ઓધ્ધો, યા સજા તે માછીને મળશે. જો તે વજીરના ઓધ્ધાવાળું કાગજ ઉપાડશે તો હું તેને વજીર બનાવીશ; જો તે ગર્દન મરાવા જેટલો કમબખ્ત જણાશે તો હું તેનો જાન લઇશ. વાસ્તે જા, અને તેને અહીં તેડી લાવ."

જાઅફર ગયો. માર્ગમાં તે વમાસવા લાગ્યો કે "જો આ ગરીબ માણસ કોઇ પણ જાતની સજા ભોગવનાર ઠરશે તો તે માટેનો દોષ મારે માથે રહેશે. પણ ખુદા મોટો છે. તે સાહેબ જેવો બળવાન બીજો કોઇ નથી. તેની મર્જી હશે તેમ થશે." હવે તે જ્યાં પેલો માછી હતો ત્યાં જઈ જુએ છે તો તે બીચારાને ગુલામોએ પોતાની વચ્ચે ઘેરી લીધો હતો. તે ફરિયાદ કરતો હતો કે—"અરે આ તો ખાસી વાત! મારી રકમ અદા કરી મને જવા દેવો જોઇયે તેને બદલે તે રકમનાં વ્યાજ દાખલ મને તો આ લોકે પરહેજ કીધો છે." એવામાં વજીરે આવી તેનો હાથ પકડયો, અને એક બોલ બોલ્યા વિના તેને મેહલમાં લઇ જવા માંડયો. આથી થોડાક ગુલામો આગળ અને થોડાક પાછલ એમ વહેંચાઇને ચાલવા લાગ્યા. આ જોઇ માછી ગભરાઇ ગયો. "શું હું નાસી જાઉં છું કે મને પેલાઓએ ઘેરી રાખ્યો હતો? અને તે મારૂં બંદીખાનું શું બસ ન હતું કે વળી આ ગુલામો મારી આગળ અને પાછલ ચાલી મને નેગાહમાં રાખી બીવડાવે છે?"

સાત અગ્રેવાનોમાંથી માછીને ચલાવીને વજીર તેને ખલીફનાં અગ્રેવાન આગળ લાવ્યો. અહીં જાઅફરે ખલીફાના કાનમાં કહ્યું કે—"જોરે, તું નામવર ખલીફની હજુરમાં છે. જે કાંઇ બોલે તે સંભાળીને બોલજે." પછી તેણે સરાપરદા ખિસાડયા, એટલે માછીની નજર ખલીફ ઉપર પડી. ખલીફ હારૂન એક કોચ ઉપર બેઠો

હતો; વજીર વોજરા અને અમીર ઉમરા તેની આજુબાજુ ખિદમતમાં ઉભેલા હતા. માછી તેને જોઇ, થોડોક આગળ જઈ, નમસ્કાર કરી બોલ્યો કે—"અરે ઓ પીપોડી વગાડનાર, આ તું કાંઇ સારૂં નથી કરતો. મને માછલી આગળ વાટ જોતો બેસાડી તું ચાલી જાય, પાછો આવે નહિ, ગુલામો મારા ઉપર ઉલટી પડે, માછલીની લૂટ ચલાવે, ને તું તો ટોપલા લેવા ગયો તે પાછો આવેજ નહિ. એ બધું તારે લીધે થયું. તું જો પાછો ફર્યો હોત તો આપણે સઘળી માછલી એક હજાર સોનાના સિક્કા બદલ વેચી હોત. પણ હવે એ તો રહ્યું. આજે હું આવ્યો છું તે તો કાલે મારી પાસે એક જણ માછલી લઇ ગયો પણ પૈસા આપી નથી ગયો તેની ઉઘરાણી કરવા આવેલો હતો. પણ ભોગ મારા કે મને પૈસા આપવાને બદલે પેલા લોકે મને કેદ કરી રાખ્યો ને જવા દીધો નહિ. પણ વારૂં તનેબી કાણે અહીં કેદ કીધો છે?"

આ નિર્દોષ સખુનો સાંભળીને ખલીફ હસ્યો, અને પોતે પરદામાંથી સર બાહેર કહાડી માછીને કહ્યું કે—"અહીં આવ; આ કાગજની ચીપલીઓમાંથી એક ઉઠાવી લે.

માછી—અરે યાર, કાલે તો તું માછી બન્યો હતો ને આજે નજુમી કયાંથી બની ગયો? પણ તુંને ખબર કે? જ્યારે એક માણસ ઘણા ધંધા કરે છે ત્યારે તેની મુફલેસી વધી જાય છે.

અહીં વજીર વચ્ચે પડી બોલ્યો કે—"ચાલ, મુગો મર. લાંબી ટકટક ના કર, પણ નામદાર ખલીફે ફરમાવ્યું તેમ આમાંથી એક ચીપલી ઉપાડી લે.

માછીએ ખલીફને પોતાનો ભાગ્યો ફરીથી નહિ કરવા સંબંધી કાંઇ બડબડીને એક કાગજ ઉઠાવી લીધું અને ખલીફ આગળ ધરીને બોલ્યો કે—"ચાલ વાંચ, મારા પીપાડીવાળા, આ કાગજમાં શું લખ્યું છે? ખબરદાર, કાંઇ છુપાવતો ના. તું જાણે."

ખલીફે તે ચીપલી લઇ વજીરને આપી, જેણે તે વાંચીને કહ્યું કે "આમાં તો લખ્યું છે કે એ ઉપાડનારને એક સો ફટકા મારવા."

આ હુકમ મુજબ બાપડા માછીને તુરત એક સો ફટકા મારવામાં આવ્યા. માછી પુકારી ઉઠયો કે—"એવા ધંધા ઉપર ફિટકાર હોજો! શું આપણુ વચ્ચે થયલા ભાગલાગના કરારમાં એમબી હતું કે મને કેદ કરવો અને સો ફટકા મારવા?"

જાઅફર વઝીરે ખલીફને અર્જ કીધી કે "આ ગરીબ માણસ તું નામવર જેવી મોટી નદીમાં મીઠું પાણી પીવા આવેલો છે ત્યારે તેને તરસ્યો પાછો જવા દેવો નહિ જોઇયે. એને બીજી મરતબે નસીબ અજમાવવાની રજા આપ. વખ્તે એને નસીબ યારી દેશે અને એ ખુશ થઇને અહીંથી જશે."

ખલીફે કહ્યું કે—"હા, બીજી વાર અજમાવવા દઉં; પણ જો તેનાં પરિણામમાં એને ગર્દન મારવાનું નિકળશે તો હું તો એનો જાન લઇશ, અને તે માટેનું તું કારણ થઇ પડશે."

વઝીરે જવાબ દીધો કે—"જાનથી જશે તો બીચારો છુટશે." આ ઉપ્પરથી ખફા થઇને માછી પુકારી ઉઠયો કે—"મેં તમારૂં શું બગાડયું કે તમો લોકો મારો જાન લેવા માંગો છો?"

જાઅફરે પેલાને થંડો પાડીને સૂચવ્યું કે "ખુદાની યારી માંગીને બીજી ચીપલી ઉઠાવ, કે તે સાહેબ તારો મદદગાર થાય."

ખલીફા માછીએ કંઇક આનાકાની સાથ તેમ કીધું, અને પોતે ઉપાડેલું કાગજ વઝીરને આપ્યું, જે વાંચીને તે તો મુંગોજ ઉભો રહ્યો. ખલીફના પુછવાથી તે બોલ્યો કે "આ ચીઠીમાં એમ લખ્યું છે કે માછીને કાંઇજ આપવું નહિ."

ખલીફે કહ્યું કે—"ત્યારે એને અહીંથી જવા કહે. આપણા હાથ ઉપર એ સુખી થાય એમ નથી."

જાઅફર વઝીરે અર્જ કીધી કે—"અએ ઇમાનદારોના પાદશાહ, એને ત્રીજી મરતબે નસીબ અજમાવવાની પરવાનગી આપ. કદાચ એમાં એ જીતે."

ખલીફે તેમ કરવા દેવાની રજા આપી, પણ ફરમાવ્યું કે આ છેલ્લીજ વાર છે; ફરીથી એવી રજા મળશે નહિ.

માછીએ ત્રીજી મરતબે ચીઠી ઉપાડી, જેમાં લખ્યું હતું કે તેને સોનાનો સિક્કો આપવો. વજીરે તેને કહ્યું કે "મેં તો તને આબાદ કરવા ઘણુંએ ચાહ્યું, પણ એક સિક્કા સિવાય તને વધારે કાંઇ મળ્યું નથી." આમ કહીને માછીનું પાંખડું પકડી તેને બાહેર લઇ ગયો. અહીં પેલો સંદલ ગુલામ હતો તેણે માછી કનેથી ઇનામમાંથી ભાગ માંગ્યો. માછી બોલ્યો કે "અરે કાળી ચામડીના, મને સો ફટકા મારીને એક સિક્કો આપ્યો તેમાંથી તું ભાગ માંગે છે? તો લે આ!" આમ કહીને તેણે પેલો સિક્કો તેના ઉપર ફેંકયો, અને મનથી બહુજ દુખી થયલો હોવાથી તેના ગાલ ઉપરથી આંસુ વહેવા માંડયાં. સંદલની ખાતરી થઇ કે માછી જે કહે છે તે ખરૂંજ છે. તેને દયા આવી, અને તે બીચારો ચાલી જતો હતો તેને પાછો તેડી મંગાવી પોતાની થેલીમાં એક સો સોનાના સિક્કા હતા તે તેને આપી દઈ કહ્યું કે—"લે બિરાદર, આ તારી માછલીની કીમત."

આથી માછી પાછો ખુશ થયો. આ એક સો, અને પેલો ખલીફવાળો એક, મળીને ૧૦૧ સિક્કા લઇને તે ચાલ્યો, અને ફટકાનો માર પડયો હતો તે તો આ ખુશી વચ્ચે ભૂલીજ ગયો.

## એક ભેદ ભરેલી સંદુક.

તે માછી ગુલામ સ્ત્રીઓનું વેચાણ થતું હતું તે બાજારમાંથી રસ્તો કાપતો આગળ ચાલ્યો, જ્યાં તેણે લોકોની મોટી ભીડ જોઇ. આ શું હશે તે જઇને જોઉં, એમ વિચાર કરીને તે નજદીક ગયો તો સોદાગરો એક તાળું મારેલી બંધ પેટી વેચાતી લેવા માટે ભેગા મળેલા જણાયા. એક ખોજો આ પેટી ઉપર બેઠો હતો, અને સોદાગરોને ખબર આપવામાં આવતી હતી કે નામદાર ખલીફના મેહલમાંથી વડી રાણી જુબૈદાએ આ પેટી મોકલાવી હતી; જે ધણી ચહડીને લેશે તેને એ પેટી મળશે; એમાં શું છે તે આગમજથી કહેવાય એમ નથી. આ સખુનો સાંભળીને એક સોદાગરે પહેલી બિડ ૨૦ સિક્કાની કીધી; બીજે ૫૦ સુધી ચહડયો; અને એ રીતે એક પછી એક ૧૦૦ સિક્કા સુધી આ પેટીની કીમત અંકાઇ.

વેચનાર બાંગીએ કાંઇ વધારો કરવા પુછ્યું, ત્યારે કોઇ વધ્યું નહિ, પણ આપણા ખલીફા માછીએ એકસો ને એક સિક્કા બદલ આ ભેદભરેલી પેટી ખરીદ કરવાની ખુશી બતાવી. સોદાગરોએ માની લીધું કે આ માછી માત્ર મશ્કરી કરે છે, અને તેથી તેઓએ વેચનારને કહ્યું કે "૧૦૧ સિક્કા બદલ તારો માલ આ ખરીદદારને વેચી દે." અને તેમ થયું. માછીએ ૧૦૧ સિક્કા ગણી આપ્યા, અને પેલા ગુલામે એ રકમ ત્યાં ને ત્યાંજ જે મુફલેસ લોક હતાં તેઓમાં વહેંચી આપી, અને પોતે મેહલમાં જઇ સઘળી બિનાથી રાણી જુબૈદાને વાકેફ કીધી, જેણી ખલીફા માછીને નસીબે તે પેટી ગયલી જાણીને ખુશી થઇ.

આણી તરફ ખલીફા માછીએ પોતાને નસીબે આવેલી ભેદભરેલી સંદુક ખાંધે મારી, પણ વજન ભારી હતો તેથી અંતે તેને તે માથે ઉઠાવવી પડી. આમ કરતાં તે તેને પોતાની કોટડીમાં લઇ આવ્યો, અને નીચે ઉતારી થાક ખાવા બેઠો. પછી દરવાજો ઉઘાડી પેટીને તે અંદર ખેંચી લઇ ગયો. હવે તેણે તેમાં શું છે તે જાણવાની ખાહેશથી તેને ઉઘાડવા માંગી, પણ ઘણી મહેનત કરવા છતાં ઢાંકણું ઉઘડ્યું નહિ. પોતે આ ખરીદી કઇ ગણત્રી ઉપર કીધી તે બાબે મનમાં પસ્તાઇને પછી તેણે બીજી સહવારે પેટીની કળ ઉખેડવાનું ઠરાવ્યું. હવે તે આ પેટી ઉપરજ સુઇ ગયો, કેમકે ઓરડી એટલી નાની હતી કે તેની તમામ જગા પેટીએજ રોકી દીધી હતી, અને પેટી ઉપર સુવા સિવાય બીજો ઇલાજ હતોજ નહિ. થોડોકવાર સુતા પછી કાંઇ હીલતું હોય એમ તેને જણાયું. તે ચોંકીને ઉઠયો; તેની ઉંઘ ઉડી ગઇ; તેની બુદ્ધ જતી રહી; તે બીધો. તેને લાગ્યું કે "પેટીમાં તો જીન ભરાયલો છે! શુક્ર ખુદાના કે મેં આ પેટી ઉઘાડી નહિ. જો મેં તેમ કીધું હોત તો રાતો રાત એમાંથી જીન લોકોએ નિકલી આવીને મારો ભક્ષ કીધો હોત." આમ બોલીને તે પાછો સુતો અને ઉંઘી ગયો. પણ બીજી મરતબે પેટીમાં હીલચાલ થતી જણાઇ, કેજે પહેલી વાર કરતાં વધારે હતી. ખલીફા માછી ગભરાઇને પાછો ઉઠયો. તેની બીકનો પાર રહ્યો નહિ. તે દીવો

શોધવા મંડયો, પણ દીવો હોય ક્યાંથી કે લાવે ? પાસેથી કાંઈ નહિ એટલે દીવો ખરીદે પણ શેનો ? આથી કંટાળીને તે પોતાનો પાડ પડોશીઓને જગાડવા દોડયો. તે બોલ્યો કે "દીવો લઈને વહેલાં આવો; મારી કોટડીમાં જીન ભરાયો છે !" જેઓ જાગ્યાં તેઓ તેની મૂર્ખાઈ ઉપર હસ્યાં; કોઈએ તેને દીવો આપ્યો, પણ પોતે તો પાછાં સુવા ગયાં.

માછીએ હવે દીવાની મદદથી પેટીનું તાળું ફાડવાની હિંમત કીધી. એક મોટો પથર લઈને તેણે ઠોકઠાક ચલાવી, અને અંતે તાળું ઉઘાડયું. પછી પેટીનું ઢાંકણું ઉઘાડી જુએ છે તો માંહે તેને એક અતિ ખુબસુરત નાજનીન સુતેલી જણાઈ. તેણીને ખવાડવામાં આવેલી ભાંગથી તેણી બેહોશ હતી. આ ભાંગ તેણે પાછી ઓકી કહાડી અને તે હુશિયાર થઈ. તેણીએ આંખ ઉઘાડી અને પોતાની હાલતથી વાકેફ થઈ.

ખલીફાએ તેની એ સ્થિતિ જોઈને પુછયું કે—"અય મારી શેઠાણી, તું અહીં ક્યાંથી ?" તેણીએ ફરમાવ્યું કે—"યાસ્મીન અને નર્ગીસને બોલાવ." આ બે દાસીઓ હતી, પણ માછી તેમને ફુલોનાં નામ સમજીને બોલ્યો કે આ ઓરડામાં તો મેદીનાં ફુલ સિવાય બીજું કાંઈ નથી.

હવે તે બાઈ પોતાની પૂર હુશિયારીમાં આવી, પણ માછીને જોઈ પુછવા લાગી કે "તું કોણ છે ?" પછી પોતાનો હાલ જોઈને બોલી કે—"અરે, પણ હું ક્યાં છું ?" માછી બોલ્યો કે—"તું મારા મકાનમાં છે." તે બોલી કે—"ત્યારે શું હું ખલીફ હારૂન અર રશીદના મેહલમાં નથી કે ?" ખલીફાએ કહ્યું કે—"અરે દેવાની ! અર રશીદ કોણ થાય છે ? તું તો મારી ખરીદ કરેલી લોંડી છે. એકસો ને એક સોનાના સિક્કા આપીને મેં આજેજ તને ખરીદ કરેલી છે. તું તો આ પેટીમાં ઉંઘેલી હતી."

આ સખુનો સાંભળીને તે બાઈએ માછીનું નામ ઠામ પુછ્યું, અને કાંઈ ખાવાનું માંગ્યું. પણ ખલીફાએ કહ્યું કે "મારાં ઘરમાં ખાવાનું

તો નહિજ પણ કાંઇ પીવાનુંબી નથી. હું પોતેબી બે દિવસનો ભુખ્યો છું. મારી પાસે એક ખોટી બદામ પણ નથી. આ તારી પેટી મારૂં સર્વ ખાઇ બેઠી છે. તારે કાજે મેં એ વેચાતી લીધી અને હું નાદાર થઇ ગયો." પેલીને તેના આવા સખુનો સાંભળી હસવું આવ્યું. અને પછી કહ્યું કે, "જા, ઉઠ, તારા પાડ પાડોશમાંથી કાંઇ ખાવાનું લાવ; મને બહુ ભુખ લાગી છે."

એકવાર ફરીને ખલીફાએ પોતાનાં આડોશી પાડોશીઓને જગાડયાં. તેણે ભુખ્યો થવાની ફરિયાદ કીધી, અને કાંઇ ખાવાનું માંગ્યું. આ ઉપરથી કોઇએ રોટી, કોઇએ નાન, કોઇએ પનીર, કોઇએ ફળ વગેરે લાવી આપ્યાં, અને એ વડે પોતાનો ખોળો ભરીને તે કોટડીમાં પાછો ફર્યો. એજ રીતે તે જઇને પાડોશીઓ કનેથી પાણી પણ ભરી લાવ્યો, જેઓ તેનાથી આ રાત્રીએ બહુ કંટાળી ગયાં હતાં. આ રીતે ખાન-પાનથી પેલી ખુબસુર્ત નાજનીન તૃપ્ત થઇ, પછી માછીના પુછવાથી પોતાનો હેવાલ કહેવા લાગી:

"મારૂં નામ ફૂત અલ કુલૂબ છે. હું ખલીફ હારૂનની માનીતી ગુલામડી છું. રાણી જુબૈદા મારી અદેખી પડી. તેણે મને બાંગ ખવા-ડીને બેહોશ કીધી અને પછી આ પેટીમાં સુવાડી. શુક્ર ખુદાના કે એટલાંમાંજ પત્યું, ને કાંઇ બીજી ખરાબી નહિ થઇ. એ ખરાબી નહિ થઇ તે તારાં બુલંદ એકબાલને લીધે. તને ખલીફ હારૂન તરફથી બેશક નાણાંની મોટી રકમ મળશે, અને તું માતબર બનશે."

ખલીફા માછીને આ ભરૂસાની વાત ઉપર ઇતબાર આવ્યો નહિ. તેણે જ્યારે જાણ્યું કે જેના મેહલમાં પોતાને કેદ કીધો હતો તેજ અર રશીદ છે, ત્યારે તે બોલ્યો કે—"અરે ત્યારે તે તો મારો પીપોડી-વાળો! એ શું મને નિહાલ કરતો તો? એના જેવો લોભી સારી જેહાનમાં બીજો એક મળવાનો નથી. તેણે મને ગઈ કાલે લાકડીના સો ઝપેટા મરાવ્યા અને ફક્ત એક સિક્કો આપ્યો, તો જોકે મેં તેને માછલાં મારવાનો હુનર શિખવ્યો, અને મારો ભાગ્યો બનાવ્યો. પણ તે તો મારી સાથે દગો રમ્યો."

આવા હલકા સખુનો ઓચરવાથી પરહેજ રહેવાને પેલી નાજનીને માછીને તાકીદ આપી, અને કહ્યું કે "હવે પછી તું તેની હજુરમાં જવા પામે તો તારી નજર ઉંધાડીને તેના તરફ ભારી આદરમાનથી વર્તજે. તે તુંને નિહાલ કરશે."

આ પછી તેઓ બંને થોડે થોડે તફાવતે સુઇ ગયાં, કેમકે બંને થાકેલાં હતાં.

## માછીનું નસીબ ઉઘડે છે.

બીજે દિને સહવારે પેલી માહબુએ માછી પાસે કાગજ કલમ મંગાવીને જે સોદાગરે પોતાને ખલીફને પહેલવહેલાં નજર કરી હતી તેના ઉપર પોતાની ઉપર ગુજરેલો અહેવાલ લખી તેમાં જણાવ્યું કે ખલીફા નામના માછીનાં મકાનમાં હાલ હું છું, કે જેણે મને ખરીદ કરેલી છે. આ ચીઠી તેણીએ માછીને આપીને કહ્યું કે—"જવાહીર બાજારમાં જઇ ઇબ્ન અલ કિર્નાસ નામના સોદાગરને ગુપચુપ આ પત્ર પુગાડ."

માછીએ આ કામ બરાબર બજાવ્યું. સોદાગરે તેની સલામનો જવાબ આપ્યો, ચીઠી લીધી, પણ માછીની કંગાળ હાલત જોઇ તેને ધિક્કાર્યો, અને પેલી ચીઠી વાંચવાને બદલે ખિસામાં મુકી, કેમકે તે સમજ્યો કે આ ગરીબ માણુસ ભીખ માંગવા આ નામું લખાવી લાવ્યો હશે. તેણે પોતાના એક નોકરને ફરમાવ્યું કે "આ માણુસને કાંઇ આપીને કહાડ."

પણ ખલીફાએ સોદાગરને કહ્યું કે—"હું કાંઇ તારી પાસે ભીખ માંગવા આવ્યો નથી. તું મારૂં આણેલું નામું વાંચ."

આ ઉપરથી સોદાગરે તે વાંચ્યું, અને જ્યારે તેમાં લખેલી બિનાથી વાકેફ થયો ત્યારે તેણે તેને બોસ્સો દીધો, માથે ચહડાવ્યું, અને પછી માછીને તેનાં ઘરની નિશાની પુછી.

આથી માછી ગુસ્સે થયો. તે બોલ્યો કે—"મારા ઘર સાથ તને શું કામ છે? શું તારી મતલબ મારી ખરીદ કરેલી ગુલામડીને ચોરી જવાની છે કે?"

પેલાએ ઉત્તર દીધો કે—"ના ના; હું તારાં ઘરની ધણીઆણી એટલામાટે પુછું છું કે હું કાંઇ ખોરાક ખરીદ કરી તારે ઘર મોકલાવું, કેજે તું અને તેણી ખાજો." આ ઉપરથી માછીએ પોતાનાં મકાનની નિશાની આપી અને સોદાગરે પોતાના બે ગુલામોને બોલાવી કહ્યું કે—"આ ધણીને સાથે લઇ મોહસિન શરાફની પહેડી ઉપર જા, અને તેને મારે નામે કહે કે આ ધણીને સોનાના ૧૦૦૦ સિક્કા આપ, પછી તે સિક્કા લઇને તમો બંને જણુ મારી પાસે આવજો." આ મુજબ બંને ગુલામો ખલીફા માછીને લઇને મોહસિન શરાફની દુકાને ગયા, અને પોતાના ધણીનો સંદેશો કહ્યો. મોહસિને એક હજાર અશ્રફી ગણી આપી, જે લઇને તેઓ પાછા શેઠની પહેડી ઉપર આવ્યા

ઇબ્ન અલ કિર્નાસ સોદાગર આ વેળા તૈયાર થઇ એક હજાર અશ્રફીની કીમતનાં ખચ્ચર ઉપર સવાર થયો હતો, અને તેની બાજુમાં બીજાં એક ખચ્ચરને એજ રીતે માછી ખલીફાને માટે તૈયાર કરી રાખ્યું હતું. જ્યારે પેલાઓ આવી પુગ્યા ત્યારે સોદાગરે માછીને આ ખચ્ચર ઉપર સવાર થવા કહ્યું, પણ ખલીફા બીધો અને ખચ્ચર પોતાને પાડી નાખશે એમ કહીને તેના ઉપર સવાર થવાની તેણે ના પાડી. પણ સોદાગર બજીદ થયો, અને માછી ખચ્ચર ઉપર પિઠ તરફથી સવાર થયો, અને લગામને બદલે તેનું પુછડું પકડી બેઠો. આથી ખચ્ચરે તેને તોડી પાડયો, અને આ તમાશો જોઇ ભેગાં મળેલાં લોકો હસવા લાગ્યાં. ખલીફા ભોંયપર પછડાઇ પાછો ઉઠયો, અને સોદાગરને ઠપકો દેવા લાગ્યો કે—"મેં નહિ તને કહ્યું હતું કે એ મોટું ગધેડું મને પાડી નાખશે—એ પર મને ના બેસાડ ?"

માછીને ત્યાં મુકીને સોદાગર ઇબ્ન કિર્નાસ હવે મહેલ તરફ ચાલ્યો અને ખલીફ હારૂનને જઇ મળ્યો; તેણે તે નામવરને કૂટ અલ કુલૂબ ઉપર ગુજરેલા સર્વે હાલથી વાકેફ કીધો, અને પછી તે નાજનીનને માછીને ઘેરથી પોતાનાં અયવાનમાં લઇ ગયો. જ્યારે માછી પોતાની કોટડીમાં ગયો ત્યારે તેને પાડોશીઓ પુછવા લાગ્યા

કે—" તું પેલી બાઇને ક્યાંથી ખેંચી લાવ્યો હતો ? તું બડો ઉઠાવગીર જણાય છે. રાતની અંધારીમાં છાકટ હાલતમાં જોઇને તું આ મહેબુબને ઉઠાવી લાવ્યો હતો કે શું ? નહિ તો એ તારી કોટડીમાં આવે ક્યાંથી ?" પછી જ્યારે તેણીને ત્યાં જોઇ નહિ ત્યારે માછી પુછવા લાગ્યો, જેનો જવાબ એવો મળ્યો કે "કોઇ સોદાગરના ગુલામો તેણીને અહીં આવીને લઇ ગયા. જો તું તેમને રસ્તામાં મળતે તો તેઓ તને કાપી નાખતે."

આ સાંભળીને માછી સોદાગરની દુકાન ઉપર પાછો દોડયો, અને બખાળવા લાગ્યો કે—" તું સોદાગર થયો તો શું થયું, પણ તારે મારી ગેરહાજરીનો લાભ લઇને મારી ગુલામડીને ઉઠાવી જવી જોઇતી ન હતી." સોદાગરે તેને થંડો પાડયો, અને પછી એક અછી રીતે શણગારેલાં મકાનમાં તે તેને લઇ ગયો, કે જ્યાં કૂટ અલ કુલૂબને ભારી ભપકામાં રાખેલી હતી. અહીં તેણી એક સુંદર એવાનમાં સોનાના કોચ ઉપર બેઠેલી હતી, અને તેની આગળ દશ દાસીઓ ખિદમતમાં ઉભેલી હતી.

સોદાગર ઇબ્ન અલ કિર્નાસે તેણીને જોતાંજ જમીનને બોસ્સો દીધો અને તેની આગળ આદાબથી ઉભો. કુત અલકુલૂબે તેને પુછ્યું કે—" મારો નવો માલિક ક્યાં છે ? તે ભલા આદમીએ પોતાની પાસે જે કાંઇ હતું તે આપી દઇને મને ખરીદ કીધેલી છે." સોદાગરે જવાબ આપ્યો કે—" અય બાનુ, મેં તેને એક હજાર અશ્રફી આપીને ખુશ કીધો છે." અને પછી તેણે ખલીફા માછીને લગતી પોતે જે કાંઇ જાણતો હતો તે સર્વ હકીકત કહી સંભળાવી. આ સાંભળીને તે માહતાબ ચેહેરાની મેહબૂબ હસી પડી, અને બોલી કે—" તુ એ આદમીને ઠપકો દેતો ના; કેમકે એ બીચારો ઉતરતા વર્ગમાંનો છે. આ એક હજાર બીજી અશ્રફી છે તે તું તેને મારી તરફની બક્ષીશ દાખલ આપજે, અને જો પરવરદેગાર મેહરબાન થશે તો નામવર ખલીફ મારે થકી એ ગરીબને નિહાલ કરશે."

# ખલીફા નામના બે નામવરો.

## ( એકવાર ફરીથી. )

આ રીતે તેઓ વાત કરતાં હતાં એટલાંમાં એક ખોજો ત્યાં આવ્યો અને ખલીફને નામે અર્જ કીધી કે તે મેહબૂબે હવે મેહલમાં પધારવું. હારૂનને ખબર હતી કે સોદાગરે તેણીને માછીનાં મકાનમાંથી બીજાં ઉત્તમ મકાનમાં લઇ જઇને રાખી હતી, પણ હવે ખલીફને તેણી વિના સોહવાતું નહિ હોવાથી તેને બોલાવવા આ માણસને મોકલ્યો હતો. કૂત અલ કુલૂબ આ હુકમને તાબે-થવાને બંધાયલી હતી. તેણી એકદમ મેહલ તરફ ઉપડી ગઇ, અને પોતાની સાથે ખલીફા માછીને પણ લેતી ગઇ.

મેહલમાં ખલીફની હજુરમાં જઈ પુગતાંજ તે મેહબૂબે જમીનને બોસ્સો દીધો, અને ખલીફે ઉઠી તેણીને મોહબત ભરેલો આવકાર દઇ પોતાની પાસે બેસાડી, તથા ખેર આફિયત પુછતાં તેણીના નવા માલિક બાબે પરપુછ કીધી. તે બાનુએ સઘળો ખુલાસો કરતાં કહ્યું કે “ મારા નવા શેઠનું નામ ખલીફા માછી છે, અને તે મારી સંગાતે આવી મેહલના દરવાજા ઉપર ઉભેલો છે. તેણે તું નામવર સાથના ભાગ લાગની અને બીજી ઘણી એક રમુજી વાતો મને કહેલી છે.”

ખલીફે હુકમ કરી માછીને બોલાવ્યો. માછીને પેલી રૂપગુણ સુંદરીએ આગમજથી સમજાવેલો હતો તે મુજબ તેણે દાખલ થતાંજ કુર્નસ બજાવી, અને ખલીફને નેક દુઆ ચાહી. ખલીફ તેનાં આ કામથી ખુશ થયો, હસ્યો, અને પોતે ખરીદ કરેલી બાનુ સાથ તેણે કેવી ચાલ ચલાવી તે બાબે પુછ્યું. માછીએ નિર્દોષપણે જે બનાવ બન્યો હતો તે પોતાની રીત મુજબ કહી સંભળાવ્યો, અને તેની રમુજી ઢબમાં વાત કરવાની રીત જોઇ ખલીફને બહુ હસવું આવ્યું. પોતે માછલીના પૈસા વડા ગુલામ કને લેવા આવ્યો હતો તે વેળા પોતાને પૈસા મળવાને બદલે ગુલામોએ કેવો કેદ કીધો, પછી ખલીફે અકેકી ચીઠી ઉચકાવી લાકડીના

સો ઝપેટા કેવા મરાવ્યા, પછી માત્ર એક અશ્રફી આપીને કેવો પોતાને નાસિપાસ કીધો, પછી ગુલામે કેવા સો સિક્કા આપ્યા, પોતે કેવી રીતે ૧૦૧ અશ્રફી આપી દઇ પેલી ભેદભરેલી પેટી ખરીદ કીધી, પછી રાત્રે કેવી રીતે પેટીમાંથી જીને બાહેર નિકળવા માંગ્યું, અને અંદરથી કેવી રીતે માહતાબ ચેહરાની આ મેહરબાન બાનુ મળી આવી, એ સઘળું કહેવા જોડે, માછીએ વળી જણાવ્યું કે બીજે દિને સોદાગરે તેના તરફ કેવો ધિક્કાર બતાવ્યો, પછી પોતાને ખચ્ચર ઉપર બેસાડી કેવો પાડી નખાવ્યો, તથા પોતાની કોટડીની ઇધાણી પુછી લઇને તે કેવી રીતે આ ગુલબદન નારને ગુપચુપ ખેંચી લઇ ગયો, તથા તેણે તેમજ આ બાનુએ પોતાને કેવી રીતે એક એક હજાર અશ્રફી એનાયત કીધી, એ સર્વ વાતો એવી તો રમુજી અને રંગીલી ઢબછબમાં માછી ખલીફાએ ખલીફ હારૂન આગળ પોતાનાં સાદાં અને સાફ દિલથી જાહેર કીધી કે તે સાંભળીને જેમ ખલીફ તેમજ કૂત અલ કુલુબ બે બેખતિયાર હસી પડયાં.

હવે નવાજીશ કરવાની નામવર ખલીફની વારી આવી. તેણે ખજાનચીને ફરમાવ્યું કે આ ધણીને એકદમ ૫૦ હજાર અશ્રફી ગણી આપવી, તથા ઉંચો પોશાક ભેટ આપવો. તથા સવારી માટે એક ખચ્ચર અને ખિદમત માટે ગુલામો આપવાં. ખલીફ હારૂન પોતાની માનિતી પાછી મળી તેથી અત્યંત ખુશહાલ થયો. તેની ખાતરી થઇ કે આ સઘળાં કારસ્તાન રાણી જુબેદાનાં હતાં, અને તેથી કેટલીક મુદત સુધી તે તેણીને મળવા ગયોજ નહિ અને તેની સાથ કશો સંબંધ રાખ્યો નહિ.

પાદશાહના આ ગુસ્સાથી જુબૈદાને બહુ લાગ્યું. પોતાના ધણીનો વાજબી ખોફ દૂર કરવા માટે તેણીએ ઘણી તજવીજ કીધી, પણ તેમાં ફાવી નહિ. તેનો ચેહરો ઉતરી ગયો, અને સેવટે તેણે પોતાના આ પાદશાહ, કેજે તેના કાકાનોજ બેટો હતો, તેના ઉપર એક નામુ લખી પોતાની કસુર કબૂલ રાખી, અને દરગુજર ચાહી. ખલીફનું દિલ પિગળ્યું અને પોતે પાછો જવાબ લખી રાણીની તકસીર માફ કીધી, જેથી જુબૈદાને ભારી ખુશી ઉપજી.

હવે આપણી વાતા પુરી થાય છે. પણ ખલીફા માછીને અમીરી દરજ્જે પુગ્યા આગમજ તે પુરી થતી નથી. હારૂને તેને દર માસે સોનાની ૫૦ અશ્રફીનો પગાર બાંધી આપ્યો, તથા તેનો માન મરતબો ઘણો વધારી દીધો. ખલીફની દરબારમાંથી બાહેર નિકળતાં પેલો વડો ગુલામ આપણા માછીને સામો મળ્યો, અને તેનો ભપકો જોઈને તેનું કારણ પુછ્યું. માછીએ તેને સઘળી બિનાથી વાકેફ કીધો, ત્યારે તે બોલ્યો કે "આ બધું મેં તને ૧૦૦ અશ્રફી આપી હતી તેના પ્રતાપે બન્યું. ત્યારે તું મને કાંઇ ઇનામ નહિ આપશે ?" ખલીફાએ ખિસામાં હાથ નાખી ૧૦૦૦ અશ્રફીની થેલી કહાડી તે ગુલામને આપી, પણ તેણે તે મોટા ઉપકાર સાથ કબૂલ રાખવાની ના પાડીને કહ્યું કે—"મને એની હાજત નથી, ભાઇ. તું કેવો સખી દિલનો છે તે મેં જોઇ લીધું. તારી દોલત તુંજ વાપર અને સુખી થા." પછી પોતાનાં ખચ્ચર ઉપર સવાર થઇ પોતાને મળેલા ગુલામો સાથ ખલીફા માછી પોતાની કોટડીમાં ગયો, અને તેનો આવો ભપકો જોઇ તેના પાડપડો-શીઓ અજબ થઇ તેનું કારણ પુછવા લાગ્યા. ખલીફાએ તેઓને સર્વ વાતોથી વાકેફ કીધા, અને પછી મોટી કીમતનું એક મકાન ખરીદ કરી તેને અછી રીતે શણગાર્યું. પછી એક સોદાગરની બેટી સાથ પોતે શાદી કીધી, અને સુખી થયો. તે જ્યારેબી ખલીફ હારૂનને મળવા જતો ત્યારે તેને માનભરેલો આવકાર મળતો અને તેને નવાજીને તે પાછો મોકળતો. આ રીતે તેણે પોતાની ઉમર ખુશી ખુરમી અને માન મરતબા સાથ ગુજારી, અને હર હમેશ તે પોતાના પેદા કરનારને યાદ કરવા તથા શુક્ર બજા લાવવા લાગ્યો. તેજ સાહેબ એવો છે કે જેની કીર્ત્તિ અને હમેશગી સદાની છે, અને જે સદા હૈયાત છે.

એક ગરીબ પણ મોટા, મુફલેસ પણ સખી, અને ભુખે મરતા પણ સાચા માણસની આ કહાણી છે. મોતાજ માણસો પણ કેવા સંતોષી હોય છે, અને સંતોષમાં પોતાનું સુખ માની ખુદા ઉપર વિશ્વાસ બાંધી અંતે તેનાં રૂડાં ઇનામ કેવા મેળવે છે તે આ વાર્તાપરથી સમજાય છે.

---

# અલીશેર અને જમરૂદ.

## ઓરતની વફાદારીનો તારીફલાયક નમુનો.

### અલીશેર.

ઇરાન સરજમીનના ખુરાસાન મુલ્કમાં અસલના જમાનામાં એક સોદાગર રહેતો હતો, જેનું નામ મજદઉદ્દીન[1] હતું. તેની પાસે પુષ્કળ દોલત હતી, અને સંખ્યાબંધ ગુલામો તથા ખિદમતગારો તે ધરાવતો હતો. છેક ૬૦ વરસની ઉમર સુધી તેને કશું ફર્ઝંન્દ થયું નહિ, પણ ત્યારબાદ એક બેટાની નવાજેશ થઇ, જેનું નામ તેણે અલીશેર[2] રાખ્યું.

આ છોકરો મોટો થતો ગયો તેમ ખુબસુરતીમાં વધતો ગયો. જ્યારે તે પુખ્ત ઉમરનો થયો અને બધી વાતે બાહોશ અને હુશિયાર બન્યો ત્યારે તેનો ઝૈફ પિતા મોતને બીછાણે સુતો. તેણે પોતાના આ બેટાને પોતાની નજદીક બોલાવીને તેને નસીહત દીધી કે—"અય બેટા, આદમીજાદમાં કોઇનોબી જાની મિત્ર થતો મા; જેથી ઇજા અને દુખ ઉત્પન્ન થાય તેથી દૂર રહેજે; બુરી સોહબતથી ખબરદાર રહેજે; એક ખરાબ દોસ્ત એક લુહાડ જેવો છે, કેમકે તેની ભઠીના આતશથી તું દાઝવાનો નથી, પણ તેના ધુંઆથી તને ઇજા થશે. જો, શાએર કેવું મજાહનું કહી જાય છે કે—

(ગજલ)—ન દેશે દુનિયા તુને રફીક માંગે એવો કોઇ,
વફાદારીથી દુખસુખે મદદ લાગે એવો કોઈ;
રહેજે દૂર લોભીથી, કદી વિશ્વાસ મા કરતો,
નમક પરવર્શ નથી તારો દુઃખે જાગે એવો કોઇ.

---

૧ મજદઉદ્દીન=મજહબનો ઝલકાટ.

૨ અલીશેર—વાઘના જેવો બહાદુર અલી.

વળી બીજા શાએરે શું કહ્યું છે તે સાંભળ—

છે છુપો રોગ આદમજાદ ખરાખર,
ભરૂસો મૂક મા તે પર સરાસર;
અગર દાનાઇથી જો તું તપાસે,
જણાશે ફેલ અને મક્કર બરાબર.

પણ એટલુંજ નથી. એક ત્રીજા કવિના આ સખુનો વાજબીજ છે કે—

(તકારૂબ)—નથી આદમીજાદથી લાભ, જાણ;
ગુમાવીશ પાડીશ વેહવાર, માન.
જરૂરત સિવા કામ પાડીશ મા,
વગર કારણે મન લગાડીશ મા."

આ સઘળું સાંભળી લઇને અલીશેર બોલ્યો કે—"પિતાજી, તમે જે કાંઇ કહ્યું તે મેં ધ્યાનથી સાંભળ્યું છે. બીજું તમારે કાંઇ કહેવું છે ?"

તેના બાપે કહ્યું કે—"તારાથી બની શકતું હોય તો ભલું કરવું; માણસજાત તરફ સારી વર્ત્તણુક રાખવી; રૂડાં કામોનો બદલો તેવીજ રૂડી રીતે વાળવાની તક જોતા રહેવું, કાંએકે એક સારાં કામની ખાહેશ રાખીને બેસી રહિયે તો તે કામ પાર પડતું નથી. એ બાબતમાં શાએરના આ સખુનો કેવા લાગુ પડતા છે કે—

(તકારૂબ)—ભલું કામ કરવું સહેલું નથી,
રૂડું હાથ ધરવું વહેલું નથી;
તવાનાઇ છે તો ઉતાવળ પકડ,
થશે ઢીલ, પડશે સજાવાર રખડ."

આ શિખામણ સાંભળી પેલો તાબેદાર બેટો હાથ જોડીને બોલ્યો કે "તમે બરાબર કહો છો, પિતાજી. વારૂ બીજું તમારે શું કહેવું છે?"

બાપે કહ્યું—"બીજું વધારે એ છે, બેટા, કે તારે ખુદાને કદી ભૂલવો નહિ; તેનો વિચાર મનમાં સદા યાદ રાખવો. બીજું એ કે તારે તારી દોલતની સંભાળ રાખવી, અને લખલૂટ ખર્ચ કરવો

નહિ. જો તું પૈસાની જતન નહિ લેતાં વેરવાર કરશે તો તને હલકામાં હલકા ઇનસાનની મદદની જરૂર પડશે. તારા જમણા હાથની મુઠ્ઠી જ્યાં સુધી બંધ હશે ત્યાં સુધી તારૂં માન રહેશે. એ બાબતમાં કવિએ કેવું ખરૂં કહ્યું છે!—

(તકારૂબ)—ઘટે લક્ષ્મિ, મિત્ર દૂરી ધરે;
વધે લક્ષ્મિ, દોસતી સૌ કરે;
દેખી માતબર, દુશમન દોસ્ત થાય;
દેખી મુફ્લસી, મિત્રનું દિલ દુખાય."

"બરાબર કહ્યું, પિતાજી; વારૂં કાંઇ બીજું કહો છો કે એજ ?" અલીશેર હવે ઉતાવળો પડયો હોય તેમ બોલ્યો.

"હા, બીજું એ," તે જૈફ આદમી નહિ બોલાય તોપણ ગળું એંચીને બોલ્યો, "એ બેટા; બીજું મારે તને આ કહેવું છે કે જે તારાથી વડો હોય તેની મસલેહત લેજે; જે કામ કરવાની તારી ખાહેશ હોય તેમાં અણઘટતી ઉતાવળ કરતો ના; તારાથી જે ઉતરતો હોય તેના ઉપર દયા બતાવજે; અને કોઇના ઉપર પણ જુલ્મ ગુજારતો ના, કેમકે ખુદા તારા ઉપર જુલ્મ પાડવાની હરકોઇને શક્તિ બક્ષશે. શાએર એ બાબતમાં શું કહી જાય છે તે જો—

(કતઅ)—હરેક કામે સલાહ લેજે વિચારી,
ભલા બે એક કરતાં નેકકારી;
કદાપિ ભૂલ ખુદીથી કરાએ,
સલાહથી રાસતી જાહેર થાએ.
છે આદમનું મિસાલે આયનો મન,
જુએ સૂરત જેમાં મિસાલ દર્પણ.
મદદગારી અગર બે આરસાની,
ખબરદારી મળે બંને દિશાની.

અય બેટા, શરાબ પીવાથી ખબરદાર રહેજે. દરેક દુખનું મૂળ એજ છે. એથી બુદ્ધિ જતી રહે છે અને પીનાર ઉપર ધિક્કાર વરસે છે. શાએર કેવું ખુશ કહી ગયો છે કે—

(ગજલ)—અગર છે એક મારો જાન, બીજું મારૂં રવાન પાકી,
શું કરશે આ શરાબે લાલ ઉઠાવીને તુફાન ખાકી?
બેફામીથી કરૂં જિન્હાર તારી આશનાઈ હું,
શરાબા દોસતી માનું ખરાબી ખાનોજાન, સાકી!

અય બેટા, આટલું જે મારે તને કહેવાનું હતું તે મેં કહ્યું. આ મારી શિખામણને તારાં હૈડાંમાં કોતરી રાખજે, અને કદી વિસારતો મા. ખુદા તારો નેગેહબાન હોજો!"

આટલું બોલીને તે જૈફ સોદાગર બેભાન થયો. પછી થોડે વારે હોશમાં આવ્યો ત્યારે ખુદાથી માફી ચાહી, અને પોતાના પેદા કરનાર તરફ ચાલ્યો. પોતાના બાપનાં મરણથી અલીશેરને બહુ લાગ્યું. તેણે ઘણી માતમ કીધી, અને પછી બાપની લાશને ધામધુમથી દફનાવી. થોડીજ મુદતમાં તેની મા પણ મરણ પામી અને તેની પણ સઘળી ક્રિયા ઘટે તેમ કીધી. આ પછી હવે તે ખુદાપર વિશ્વાસ મુકીને દુકાનપર જઇ બેઠે, અને પોતાના બાપની વસિયત મુજબ અમલ કરવા લાગ્યો.

એક વરસ દહાડા સુધી આ મુજબ ચાલ્યું, પણ એ પછી તેને ખરાબ સોહબતીઓ મળ્યા, સચ્ચાઇના રાહથી તે ફર્યો, શરાબમાં અને તેને લગતી ખરાબીઓમાં ચકચુર થયો, અને એ રીતે ખરાબ થવા લાગ્યો. તે બોલતો હતો કે મારો બાપ મારે થકી પોતાની મોટી દોલત મુકી ગયો છે, ત્યારે તે હું નહિ ખર્ચું તો બીજું કોણ ખાનાર છે? આ રવેશ તે પોતાની બાપિકી દોલત ખાવા અને ખવાડી દેવા લાગ્યો. એટલીબધી હદ સુધી તે ઉડાઉ બની ગયો કે થોડીજ મુદતમાં તેની તમામ દોલત સાફ થઇ ગઇ અને તે પોતે ભીખારી બની ગયો. તેણે પોતાની દુકાન તથા ઘરબાર અને બીજી માલમતા વેચી નાખ્યાં; એટલુંજ નહિ પણ અંતે તે એટલો કંગાલ બની ગયો કે તેનાં દિલમાંનાં કપડાં સિવાય તેની કને બીજું કશું રહ્યું નહિ.

તે હવે ભુખે મરવા લાગ્યો. અને હવેજ તેને પોતાની ખરી હાલતનું ભાન આવ્યું. તેણે ઘણા દોસ્તોને નવાજ્યા હતા; ઘણાઓની

ગરીબ હાલત સુધારી તેમને રળતા કમાતા કીધા હતા. આ મિત્રો તરફ તેનું મન દોડયું. તેને લાગ્યું કે એઓમાંનો એકબી મને મદદ કર્યાં વિના રહેશે નહિ. એક પછી એક તે સઘળા દોસ્તોને મળ્યો, પણ તેઓમાંના એકેબી તેને આશ્રો આપ્યો નહિ. કોઇએ ઘરનો દરવાજો ઉઘાડયો નહિ; કોઇએ પોતે ઘેરમાં હોવા છતાં નથી એવો જવાબ આપ્યો; અને કોઇએ મુલાકાત લેવાની નાજ પાડી.

## જમરૂદ.

ભુખે હવે તેના ઉપર જબરો ગહઓ કીધો. તે કશા ઇરાદાવિના સૌદાગરી બાજાર તરફ ચાલ્યો. પોતે કયાં જાય છે તેની તેને ખબર ન હતી. સૌદાગરોમાંથી કોઇબી તેને મદદ કરે એમ તો હતુંજ નહિ, તોપણ તે બાજાર ભણી ચાલ્યો. અહીં તેણે સોદાગરોનું ટોળું દિઠું. વધારે આગળ જતાં તેને માલુમ પડયું કે એક ખુબસુરત નાજનીનનું ત્યાં વેચાણ થતું હતું. આ કોઇ અતિ રૂપાળી સ્ત્રી હતી. તેનું નામ જમરૂદ હતું. તેને જોઇ અલીશેર ત્યાંથી ખિસ્યોજ નહિ. તે કેટલી રકમે વેચાય છે અને તેને કયો સોદાગર ખરીદ કરે છે તે જાણવા અને જોવાની તેને ખાહેશ થઇ.

દલાલે અર્જ કરવાથી એક સોદાગરે ૫૦૦ સોનાના સિક્કાની બિડ મુકી. બીજો તેમાં દશ વધ્યો. ત્રીજાએ ૧૦૦ અશ્રફીનો વધારો કીધો. આ ત્રીજો ધણી રશીદઉદ્દીન નામનો એક બુઢો શેખ હતો. તેની ઉપલી ૬૦૦ અશ્રફીની માંગણી ઉપર ચોથા ધણીએ જયારે ૧૦ સિક્કાનો વધારો કીધો ત્યારે આ શેખે ચિરડાઇને એકદમ ૧૦૦૦ અશ્રફીની માંગણી મુકી. બીજાઓથી આ કરતાં વધારે રકમ આપી શકાય એમ ન હોવાથી દલાલે પેલી નાજનીનના માલિકનો વિચાર પુછયો; પણ તેણે કહ્યું કે ગમે એટલી રકમ આવતી હોય, પણ જો નાજનીનની મરજી ન હશે તો હું તેણીને વેચી શકીશ નહિ. જેને તેણી પસંદ કરશે તેનેજ સ્વાધીન તેણી થશે.” આ ઉપરથી દલાલે નાજનીનની મર્જી પુછી, પણ તેણીએ પેલા બુઢા શેખને કબૂલ રાખવાની ના પાડી. આ ઉપર બીજા સોદાગરો તેણીને દેખાડવામાં

આવ્યા, પણ તેઓમાંના કોઇને તેણીએ પસંદ કીધો નહિ. અંતે જ્યારે પોતાને ગમતો સોદાગર સર્વ લોકોમાંથી પસંદ કરવાનું કહેવામાં આવ્યું ત્યારે જમર્રૂદે પેલા મુફલેસ ચિથડિયા અલીશેરને પસંદ કીધો, અને તેની તારીફમાં કવેતો બોલી.

પણ અલીશેર જેવા ચિથડિયાને આ માહતાબ રૂખ્સારની નારને વેચતાં દલાલ લજવાયો. તેણે તેણીના માલિકને આ બાબે ખબર આપી, અને આ નાજનીન કેવાં ઉમદા કવેત જાણે છે તેની સ્તુતિ કીધી. વેચનાર ધણી બોલ્યો કે "આ બાઇ કવેત બોલી જાણે છે એટલુંજ નહિ પણ પોતે કવેત બનાવી પણ જાણે છે, અને તેણી વળી સાત જુદી જુદી ઇસ્તલ્લાહથી લખી જાણે છે, અને આલેમ નથી જાણતો એવા એલમથી એ વાકેફ છે, તથા વળી કુરાન પણ સુંદર હલકે પઢી જાણે છે. બીજું એ કે તેણી રેશમી સરાપર્દા બનાવી જાણે છે, જેમની મોટી કીમત ઉપજે છે. આઠ દહાડે એક પર્દો બનાવે છે તો તેના ૫૦ સોનાના સિક્કા ઉપજે છે. વાસ્તે જા, અને એ જેના ઉપર મેહરબાન થાય તેને સુપુર્દ કર."

આ ઉપરથી દલાલ અલીશેર એક ખુણાંમાં ચંપાઇને ઉભો હતો તેની પાસે ગયો, અને જમરૂદે તેને પસંદ કીધો છે તે વાતથી તથા જમર્રૂદ કેવી કાબેલ અને હુનરમંદ છે તે વાતથી વાકેફ કીધો, અને કહ્યું કે આવા એક બેમુલ નગીનાને તું ખરીદ કરશે તો તને કદી પસ્તાવો થશે નહિ. આ ઓચિંતી માંગણી સાંભળીને અલીશેર વિચારમાં પડી ગયો. તેણે સર જમીન તરફ કીધું, અને તે વિચારવા લાગ્યો કે "આજે મને પેટમાં પુરવા જેટલો ખોરાક મળ્યો નથી, તેમ છતાં હું કેમ કહું કે મારી કને આ નારને ખરીદવા જેટલી રકમ નથી. સોદાગરોમાં મને ખરાબ લાગશે."

પેલી તરફથી જમર્રૂદે અલીશેરને વિચારમાં ગિરફતાર થયલો જોયો. તેણીએ ઇશારતથી દલાલને પોતાની નજદીક બોલાવ્યો અને તેને કહ્યું કે તું મને આ જવાન સોદાગર આગળ લઇ જા. અલીશેરની નજદીક જ્યારે જમર્રૂદ ગઇ ત્યારેબી તેણે નીચેથી ઉંચું જોયું નહિ.

તેણીએ તેને પોતાના ઝીણા મીઠા હલકથી રીઝવ્યો, અને તેને કહ્યું કે "તારે ગમે એટલી ઓછી રકમે પણ તું મને ખરીદ કર. તને એ માટે કશો પસ્તાવો થનાર નથી."

અલીશેરે હવે નીચેથી ઉપર જોયું, અને બોલ્યો કે "શું એક માણસને તેની મર્જી વિરૂધ ખરીદી કરવાની ફરજે પાડશો ? એક હજાર સિક્કા ઘણી મોંઘી કીમત છે." પણ જયારે જમરૂદે તેને નવશો સિક્કા બદલ ખરીદ કરવા કહ્યું ત્યારે, તેમજ તેણી આઠશો ઉપરથી ઉતરતી ઉતરતી ફકત એકશો સિક્કા ઉપર આવી, ત્યારેબી તેણે તેને ખરીદ કરવાની નાજ પાડી. અંતે તેને શરમનો પર્દો ખોલીને કબૂલ કરવાની ફરજે પડી કે "મારી કને એકશો પુરા સિક્કા નથી."

જમરૂદ આથી પણ હટી નહિ. તેણે પુછયું કે "એકશો અશ્રફીમાં કેટલી ખુટે છે ?"—અલીશેર બોલ્યો કે "ખરી વાત તો એ છે કે મારી કને એક ખોટો સિક્કો પણ નથી, વાસ્તે બીજા ખરીદદાર પાસે જા." પણ જમરૂદ હજુ નિરાશ થઈ નહિ. તેણી અલીશેરને સમજાવી પોતાની જોડે એક ગલી તરફ લઇ ગઈ, અને ત્યાં તેને એક હજાર અશ્રફીથી ભરેલી થેલી આપીને બોલી કે "આ તું લે. એમાંથી નવશો સિક્કા મારી કીમત દાખલ ગણી આપ, અને બાકીના એકશો તારી કને રહેવા દેજે. એ આપણને પાછલથી કામ આવશે."

આ રીતે અલીશેરે નવશો સિક્કા દલાલને ગણી આપ્યા, અને જમરૂદને લઇને તે પોતાને ઘર ગયો. પણ ઘર તો તદન ખાલી હતું. તેમાં વાસણ કુસણ કે સરસામાન કાંઇ હતાંજ નહિ. તે તો બધું અલીશેરે વેચી ખાધું હતું. આમ જોઇને જમરૂદે તેને ૧૦૦૦ સિક્કા આપ્યા, અને બાજારમાં જઈ સઘળી જરૂરિયાતની ચીજો ખરીદ કરી લાવવા મોકલ્યો. વળી તેણીએ તેની પાસે રેશમી કપડું અને સોના રૂપાના દોરા તથા સાત જાતના રેશમના દોરા મંગાવ્યા. આ સઘળાંથી અલીશેરનું ઘર ભરપુર થયું, અને આ બંને ખુશીમાં જિંદગી ગુજારવા લાગ્યાં.

## શયતાન.

જમરૂદનો પ્યાર અલીશેર ઉપર કેટલો હોવો જોઇયે તે તેણીની ઉપલી સઘળી વર્ત્તણુક ઉપરથી જણાઇ આવે છે. અને અલીશેરે પણ તે મોહબતનો બદલો વફાદારીથી વાળી આપ્યો. ઘરનાં કામકાજથી પરવારી જમરૂદ રેશમી સરાપર્દા બનાવવામાં મશગુલ થતી. તે ઉપર પક્ષીઓ તથા જંગલી જાનવરોની આકૃતિ ભરતી, અને આઠ દહાડા સુધી આ કામ પાછલ મંડેલી રહી તે પુરો કરતી, અને પછી તે પર્દાને ઝલકતો બનાવીને અલીશેરને વેચી આવવા આપતી. તે કહેતી કે બાજારમાં જઇ ૫૦ સોનાના સિક્કા બદલ સોદાગરોને આ વેચજે, પણ કોઇ રસ્તે ચાલતા રાહદારીને વેચતો ના. આપણા દુશ્મન ઘણા હશે, જેઓ આપણાં સુખના અદેખા હશે. તેઓને આ કામની ખબર પડવી નહિ જોઈએ; અગર નહિ તો કાંઇ એવુંબી બની જાય કે આપણુ વચ્ચે અણગમતો વિયોગ પડે."

અલીશેર પોતાની વહાલીના કહેવા મુજબ કરતો, અને એ રીતે તેઓ અરસપરસનાં સુખમાં પોતાના દહાડા પસાર કરતાં. આ રવેશે એક વરસ પસાર થયું. ત્યારબાદ એક દિને સુંદર જમરૂદનો બનાવેલો રેશમી પર્દો અલીશેર એક દલાલને બતાવતો હતો એટલામાં એક ઇસાઇ મજહબવાળાએ તેમની વાત સાંભળી લઇને પચાસને બદલે સાઠ સિક્કા આપી તે પર્દો ખરીદ કરવાની ખાહેશ દેખાડી. અલીશેરે જમરૂદની શિખામણ યાદ કરીને આ ધણીને પર્દો વેચવાની સાફ ના પાડી. પેલો ઇસાઇ તો કાંઇબી કરીને આ દાગીનો ખરીદ કરવાને ખાહેશમંદ હોવાથી તેણે તેના ૧૦૦ સિક્કા આપવા માંડયા, તથા દલાલ-ને ૧૦ સિક્કાનું ઇનામ આપીને પોતાની બાજુમાં ખેંચી લીધો. આથી આ દલાલ તથા બીજા સોદાગરો તે ઇસાઇ તરફથી બોલવા લાગ્યા, અને તે સારો માણસ છે એવી ખાતરી આપી. જોકે અલીશેરની મુતલક મરજી ન હતી, અને તેનાં દિલમાં દેહશત પેઠી હતી, તોપણ અંતે તેણે પોતાની મતા તે ખ્રિસ્તીને વેચી, અને બાજારમાંથી બીજું રેશમી કપડું તથા દોરા વગેરે ખરીદ કરીને તે ધ્રુજતાં દિલે પોતાનાં

ઘર તરફ વળ્યો. માર્ગમાં તેણે પેલા ઇસાઇને પોતાની પુઠે પુઠે આવતો દીઠો, જેનું જ્યારે કારણ પુછ્યું ત્યારે તે બોલ્યો કે "મને આ મહોલ્લાના નાકા ઉપર કામ છે તેથી હું ત્યાં જાઉં છું." પણ ત્યાંથી જ્યારે અલીશેર આગળ વધ્યો ત્યારે તે ઇસાઇ પાછો તેની પુઠેજ લાગેલો જણાયો. એમ કરતાં અલીશેર જ્યારે પોતાને મકાને આવી પુગ્યો ત્યારેબી તેણે તે બદમાશને પુઠે ને પુઠેજ દિઠો. અને આમ કરવાનું જ્યારે કારણ પુછ્યું ત્યારે બોલ્યો કે—"અય મહેરબાન, મને બહુ તરસ લાગી છે, વાસ્તે થોડું પાણી પા."

અલીશેર સમજ્યો કે એને ખરેખર તરસ લાગી હશે, અને તેથી તે પાણી લેવા પોતાનાં મકાનમાં દાખલ થયો. જમરૂદને તેણે સિક્કા ગણી આપ્યા ત્યારે તેણીએ હંમેશના ધારા મુજબ પુછ્યું કે પર્દો કોણને વેચ્યો ? અને અલીશેરે શરેસ્તા મુજબ જવાબ દીધો કે સોદાગરને. પછી તેણે પાણીનો લોટો ભર્યો ત્યારે ફરી પુછ્યું કે એ કોણને જોઇયે છે ? ત્યારે તે બીજીવાર જુઠું બોલ્યો કે દલાલ તરસો થયો છે તેને પાણી જોઇયે છે.

જ્યારે તે પાણી લઇને બાહેર આવ્યો ત્યારે તેણે પેલા ઇસાઇને પોતાનાં મકાન ઉપર આવેલો દીઠો. અલીશેરે તેને આ માટે ધમકાવ્યો, પણ પેલાએ બચાવ કીધો કે હું તો પાણી પીને અહીંથી ચાલ્યો જનાર છું, માટે જરા બેઠો છું. તેણે પાણી પીધું, પણ પછી તે ત્યાંથી ઉઠયોજ નહિ. અને પાણી પીધું માટે હવે ભોજનની માંગણી કીધી. અલીશેર ખિજાયો. તેણે કહ્યું કે મુગો મુગો ઉઠી જા. મારાં ઘરમાંથી કાંઇ ખાવાનું મલશે નહિ. પણ પેલો બદમાશ પોતાનાં કર્તુકને માટે તૈયાર થઇનેજ આવેલો હતો, માટે તે બોલ્યો કે જો તારાં મકાનમાં ખુરાક નહિ હોય તો લે આ ૧૦૦ સિક્કા, અને બાજારમાં જઇ ગમે તે સુકું પાકું ભોજન લઇ આવ. આ વાત સાંભળી અલીશેર સમજ્યો કે આ માણુસ દીવાનો છે. તેને લોભ પેદા થયો, અને થોડીક રકમનો ખુરાક ખરીદી લાવી બાકીનું નાણું પોતે રાખવાની તેને લાલચ થઇ. તે પોતાનાં મકાનના દરવાજા બંધ કરી, તાળું

મારી, કુંચી પોતાના ખીસામાં મુકીને તે ભોજન લેવા ગયો, અને થોડેક વારે કેળાં, મધ, નાન, પનીર વગેરે ખરીદ કરી લાવ્યો. પેલા ખ્રિસ્તીએ તેને પોતાની જોડે ખાણું લેવાની ઓહોસ કીધી, પણ અલીશેરે તેનો ભાગ્યો થવાની ના પાડી. પણ જ્યારે તે દગાબાજ બોલ્યો કે એક મેજબાનનાં ઇજન છતાં મેહમાન ના પાડે તો તે સારી બુન્યાદનો નહિ ગણાય. આ ઉપરથી અલીશેરને પેલાની સાથે ખાણું લેવાની ફરજ પડી. થોડુંક ખાઇને તે ઉઠવા જતો હતો એટલાંમાં તે ખ્રિસ્તીએ એક કેળું છોલી તેના બે ટુકડા કરી, એકમાં બંજ (ભાંગ)ની ભૂકી ભભરાવી, પછી તેને મધમાં બોલીને અલીશેરને ખાવા માટે બહુ આગ્રહથી આપી. તે બદમાશે સોગંદ ખાઇ કહ્યું કે "અય મારા શેઠ, મારા મજહબના કસમ, આ તારે ખાવુંજ જોઇશે." એવકુફ અલીશેર શરમાયો. તેણે કેળું મોમાં મુકયું, અને તે તેનાં પેટમાં ગયું કે તરત તેને ભાંગ અને અફીણની કેફ ચઢી અને તે અતિ લાંબી ઉંઘમાં ત્યાં મસ્ત થઇ પડયો!

## કેદી.

પેલો ઇસાઇ અલીશેરના ખિસામાંથી પેલી ચાવી લઇ તેને ત્યાંજ પડેલો મુકીને પોતાના ભાઇને જઇ મળ્યો, અને તેને સર્વ વાતોથી વાકેફ કીધો. આ તેનો ભાઇ તે કોઇજ નહિ પણ પેલોજ બુઢો શેખ રશીદ ઉદ દીન હતો કે જેણે જમરૂદની ખરીદીને દિને એકદમ એક હજાર સિક્કા આપવાની માંગણી કીધી હતી, પણ જેને કબૂલ નહિ કરતાં ખુબસુરત જમરૂદે અલીશેરને પસંદ કીધો હતો. આમ થવાથી તે શેખે દિલમાં કીનો પકડયો હતો, અને કોઇબી પ્રકારે જમરૂદને પોતાના કબ્જામાં લેવાની તદબીર રચવા માંગી હતી. તેણે પોતાના ભાઇ બાર્સૂમને આ બનાવથી વાકેફ કીધો હતો, અને ગમે એટલો ખર્ચ કરવાની તેને પરવાનગી આપી હતી; જે ઉપરથી તે શયતાને ઉપર મુજબ અલીશેરનો ઘાત ઘડયો હતો.

જ્યારે આ સઘળી વાતોથી રશીદ ઉદ દીન—કેજે બાહેરથી મુસલમાન પણ અંદરખાનેથી ખ્રિસ્તી હતો તે—પોતાનાં ખચ્ચર ઉપર સવાર

થઇ અલીશેરનાં ઘર તરફ ચાલ્યો, અને તે મકાન પેલી ચાવી વડે ઉઘાડીને પોતાના માણસો પાસે બાપડી જમરૂદને પકડાવી, અને તેને ધમકી અપાવી કે જો તે બૂમ પાડશે તો તત્કાળ જાન લેવામાં આવશે. પછી અલીશેર ઉંઘમાં પડેલો હતો તેની આગળ પેલી ચાવી નાખીને રશીદ ઉદ દીન જમરૂદને લઇ પોતાનાં મકાનમાં આવ્યો, અને તેણીને પોતાના જનાનાની ઓરતોના સ્વાધીનમાં આપી. તે પોતાની જોડે ૧૦૦૦ સિક્કાની થેલી લઇને બાહેર નિકળ્યો હતો, એવી મતલબથી કે અગરજો શેહરનો વાલી રસ્તામાં મળે તો તેને તે થેલી આપીને તેનું મ્હોડું દાબે. પણ વાલી કે બીજો કોઇબી અમલદાર મળ્યો નહિ, અને એક પણ સિક્કાના ખર્ચ વિના તે બુઢો કીનેવર શેખ ગરીબ બીચારી જમરૂદને પોતાને ઘેર પકડી લાવ્યો.

અહીં તે ઘાતકી બુઢાએ તેણીને પોતાનો મજહબ કબૂલ રાખવાની તથા પોતાની ઓરત થવાની માંગણી કીધી, અને જમરૂદે રડતી આંખે જ્યારે એવું કશું કરવાની ના પાડી ત્યારે તે બદમાશે તેણીને માર મરાવ્યો અને ભુખી રાખી. બીજે દિને પણ તે બીચારી ઉપર માર પડયો; પણ સઘળું સંકટ ખુદા ઉપર ભરોસો રાખીને તેણીએ સંતોષથી ખમ્યા કીધું.

## દીવાનો.

પેલી તરફથી અલીશેર, કે જે ભાંગ અને અફીણની ઝુમમાં મુર્દા માફક પડેલો હતો તે, બીજે દિને સહવારે ખુમારી ઉતરવાથી શુદ્ધિમાં આવ્યો. તેણે પુકાર મારી જમરૂદને બોલાવી, અને જવાબ નહિ મળ્યો ત્યારે પોતે મકાનમાં જઈ જુએછે તો તેણી ત્યાં હતીજ નહિ. હવે તે સઘળું સમજી ગયો. તેને પોતાની ચાલ માટે પસ્તાવો થયો. પણ હવે પસ્તાવો કામનો ન હતો. તે જો જુઠું બોલ્યો ન હોત અને જમરૂદને ખરી બિનાથી વાકેફ કીધી હોત તો તેઓ બંને ઉપર હાલની આફત આવી પડત નહિ. તે બે પથરા લઇ ઘરની બાહેર નિકળ્યો અને "યા જમર્રૂદ! યા જમર્રૂદ!" બોલી છાતી પર મારવા લાગ્યો. મહોલ્લામાં છોકરાં તેને દીવાનો સમજી ઠેકડી

કરવા લાગ્યાં, પણ જેઓ તેને ઓળખતાં હતાં તેઓ તો તે બીચારાની કદર ખાવા લાગ્યાં, અને બોલ્યાં કે "આ તો અલીશેર. એ બીચારાને શું થયું હશે ?"

આખો દિવસ આ રીતે ભટકયા પછી જ્યારે રાત પડી ત્યારે એક ગળીમાં જઇ કોઇના ઓટલાપર તે સુઇ ગયો. બીજે દહાડે પણ તે પેલા પથરા લઇને શેહેરમાં ફર્યો, અને રાત્રે પોતાને મકાને સુવા ગયો. તેની પડોશમાં એક બુઢી ઓરત રહેતી હતી, કેજે ઘણી ભલી હતી. તેણીને તેના હાલ ઉપર દયા આવી અને તેની આગળ જઇ પુછવા લાગી કે "તને શું થયું છે ? તું એમ કાંય કરે છે ?" અલીશેરે જવાબ આપ્યો કે—

( કતઅ )—કહે લોકો "જુઓ પેલો દીવાનો,
ભમે છે ધૂંડતો દિલબર ખજાનો !"—
"ખરૂં, ભાઇ, દીવાનો છું બીગાનો,
દીવાનાની મજાહ તમ શું પીછાનો ?
અગર દિલબર કરો હાજર, બિરાદર,
ટળે દીવાનગી મારી સરાસર."

આ સાંભળીને પેલી ઓરત સમજી કે એની માશુકથી એ છુટો પડયોછે. તેણીએ તેને ધીરજ આપી, અને તેની ખરી કૈફિયત સાંભળવા માંગી, અને કહ્યું કે ખુદા કરશે તો હું તને મદદ આપી શકીશ. આ ઉપરથી અલીશેરે પોતાની ઉપર વિટેલી સર્વ હકીકતથી તે બાઇને વાકેફ કીધી, જે સાંભળીને તે ઓરત બોલી કે—

( બેત )—"દુખો આશકીનાં જેહાને છે ભારી,
ખુદાવંદ ! કમતર છે દોજખ બીમારી.
ફના મોહબતની તલબગારીમાં જે
થયા, તે ગયા પાક દિલદારીમાં છે."

વળી તેણીએ વધાર્યું કે—"હવે તું ઉઠ, બેટા, અને સોની વાપરેછે તેવી મોટી થાળી ખરીદ કરી લાવ, તેમજ બાંગડી અને

મોહર કરવાની અંગુસ્તરી, અને ઇયરિંગ, અને ઓરતોને લાયકની એવીજ બીજી જિનસો ખરીદ કર. પૈસા ખર્ચ થાય તે તરફ જોતો ના. પછી એ સર્વેને પેલી થાળીમાં મુકી મારી આગળ લાવ. એ થાળી હું મારે માથે ઉઠાવીને માતબર લોકોને ઘરેઘર વેચવા જઇશ, અને તારી ઓરત બાએ છુપી શોધ કરીશ, અને ખુદા મેહરબાન થશે તો તેનો પત્તો મેળવીશ."

## પત્તો.

આ સખુનો સાંભળીને અલીશેર ખુશ ખુશ થઇ ગયો અને પેલી બુઢીના હાથ ચુમવા લાગ્યો. પછી બાજારમાં જઇને તેણીએ કહ્યા મુજબની વસ્તુઓ ખરીદ કરી લાવ્યો. પછી તે ઓરત થાળી માથે ઉઠાવીને, તથા હાથમાં એક લાકડી લઇને આગળ ચાલી. તેણી ગળીએગળી અને ઘરેઘર, મહોલ્લે મહોલ્લે અને લત્તે લત્તે ફરી અને પોતાની વસ્તુઓ વેચવાને બહાને જમરૂદની શોધ કરવા લાગી. આયંદેહ ખુદાની રહેમથી તેણી પેલાજ ખ્રિસ્તી રશીદ ઉદ દીનનાં મકાન તરફ જઇ લાગી, અને ત્યાં તેણીએ કોઇનો મિનતજારીનો સાદ સાંભળ્યો. તેણીએ દરવાજો ઠોકયો, અને એક લોંડીએ આવીને તે ઉઘાડયો. બુઢી તરેહવાર જિનસો વેચવા લાવીછે એમ જોઇને તે લોંડી તેણીને અંદર લઇ ગઇ, અને તેની આસપાસ બીજી લોંડીઓ ટોળે મળીને બેઠી. દરેકે કાંઇ કાંઇ વસ્તુ ખરીદ કીધી, અને બુઢીએ શીરીન જબાનથી કામ લીધું તથા પેલી જિનસોની કીમત બહુ ઓછી કહી તેથી સઘળી છોકરીઓ ખુશ ખુશ થઇ ગઇ. આ રીતનો મામલો જોઇ બુઢીએ આજુબાજુ નજર દોડાવી તો તેણીને એક બીજી જવાન ઓરત પથારીપર પડીને રોતી જણાઇ. બુઢીને લાગ્યું કે અલીશેરની ચોરાઇ ગયલી જમરૂદ તે આજ છે. તેણીએ પેલી લોંડીઓ સાથ વધુ મીઠાસથી કામ લીધું અને પછી બેદરકારીથી પુછ્યું કે આ પથારીપર પડેલીને બોલાવો કે તેબી કાંઇ માલ ખરીદ કરે. પેલીઓએ જવાબ દીધો કે એને તો બાંધેલીછે, અને અમારા શેઠે એને એજ હાલતમાં રાખવાનો હુકમ આપેલોછે. અમને એ

રીત પસંદ નથી, તોપણ અમો કશું કરી શકતાં નથી. અમારો શેઠ સફરે ગયો છે." આ ઉપરથી બુઢીએ અતિઘણી માયાથી પેલી છોડીઓને કહ્યું કે—"અરે મારી બેટીઓ, મુજ ગરીબની સલાહ માનો. ખુદા તમારૂં ભલું કરશે. તમો આ છોડીના બંધ છોડી નાખો, અને એને તમારી જોડે છુટથી ફરવા દો, અને જ્યારે તમારા શેઠજી પાછા આવનાર હોય ત્યારે એના બંધ પાછા બાંધજો." આ વાત પેલી લોંડીઓએ ખુશીથી કબૂલ રાખી, અને બુઢીના દેખતાં તેના બંધ છોડી તેને છુટી કીધી, અને તેને ખાવાપીવાનું આપ્યું.

આ સઘળો વખ્ત બુઢી ત્યાંજ હતી, જેણીએ જમરૂદને એકલી પડેલી જોઇ તેની આગળ જઇ પોતે કોણ છે અને કયાંથી આવીછે તે બાબે તેને વાકેફ કીધી. પછી કહ્યું કે "આવતી કાલે રાત્રે તું કાંઇ આવાજ સાંભળે ત્યારે બારી આગળ આવી ઉભી રહેજે. તારો ખાવિંદ નીચે ઉભો રહેલો તને જણાશે. તે સીસોડી વગાડશે, એટલે તું પણ પાછી સીસોડી વગાડજે, અને એક દોરડું બાંધી તે વડે નીચે ઉતરજે, એટલે તે તને મારે ઘર લઇ જશે." આ ઠરાવ મુજબ અમલ કરવાને જમરૂદે કબૂલત આપી, અને એ પછી ખુશ થઇને બુઢી ત્યાંથી ચાલી ગઇ.

તેણીએ ઘરે જઇ અલીશેરને સઘળી બિનાથી વાકેફ કીધો, અને બીજી રાત્રે કયાં જવું અને શું કરવું તેની સઘળી માહિતી આપી. આ મુજબ અલીશેરે કીધું. પોતાને અપાયલી નિશાની મુંજબ તે પેલા ખ્રિસ્તીનાં મકાન આગળ ગયો, પણ હજુ મધરાતને વિલંબ હતો તેથી તેને ઉંઘનો ઝોંકો આવ્યાથી તે લગાર ઉંઘી ગયો. અત્તેફાક એવો બન્યો કે તે ઉંઘતો હતો તે વેળા ત્યાં એક ચોર આવી લાગ્યો. તે પેલા ખ્રિસ્તીનાં મકાનમાંજ ચોરી કરવા જવા માંગતો હતો, પણ ઉપર ચઢવાનો લાગ જણાતો ન હતો. તેણે અલીશેરને ઉંઘતો દીઠો. તેની પાઘડી ખેંચી લઇને તે વડે માળાપર ચઢવાની તજવીજ કરવા લાગ્યો. એટલાંમાં બારીએથી જમરૂદે જોયું. તે સમજી કે અલીશેર પોતેજ છે. તેણીએ સીસોડી વગાડી. ચોર કાંઈ ભેદ છે એમ સમજી ગયો. તેણે પાછો ઉત્તર દીધો. આને અલીશેરનો જવાબ સમજીને જમરૂદ ઉપરથી

દોરડું બાંધી નીચે ઉતરી પડી. તેણી પોતાની જોડે સોનાના સિક્કાઓની થેલીઓ લેતી આવી હતી.

## ચોરી.

આ સઘળો તમાશો જોતો ચોર ઉભો હતો. તે સમજ્યો કે જે બનેછે તે કિસ્મતની કરામતથી બને છે. તેણે જમરૂદે આપેલી સોનાની થેલીઓ લીધી, અને પછી તેણીને પોતાની પીઠે ઉઠાવી વિજળીની ઝડપે તે નિકળી ચાલ્યો. જમરૂદે તેને આ રીતે હિમત અને જોરથી દોડતો દીઠો ત્યારે તે અચરત થઇ અને બોલી કે—"પેલી બુઢ્ઢી તો મને કહેતી હતી કે મારે લીધે તમો નાતવાન થઇ ગયા હતા; પણ હવે તો તમને પાછું કુવત આવેલું જણાયછે." ચોરે આ સખુનો સાંભળ્યા, પણ કશો જવાબ દીધો નહિ. આ ઉપરથી જમરૂદે તેનાં મહોડાં ઉપર હાથ ફેરવી જોયો તો તેની દહાડી સુટારાના સોટા જેવી સખ્ત જણાઇ. આ જોઇ તેણી બીધી, અને પુકાર મારીને બોલી કે—"અરે નીચ, તું કોણ છે?"

ચોરે હવે જવાબ દીધો કે— "અય નાજનીન, હું તો પેલો પ્રખ્યાત કુર્દીસ્તાની ચોર જવાન છું—અહમદ અદ દનફની ટોળીમાંનો છું. અમારી ટોળીમાં બધા મળીને ચાલીશ જવાનો છે." આ સખુનો સાંભળીને જમરૂદને મોટી ધાસ્તી પેઠી. તેણી રડવા અને બાલ તોડવા તથા પોતાના ગાલપર તમાચા મારવા લાગી. એક બલામાંથી છુટી બીજી બીજીમાં ગિરફતાર થવા માટે તેણી અફસોસ કરવા લાગી. તોપણ જે કાંઇ થાયછે તેમાંથી આયંદેહ કાંઇ સારૂંજ થશે એમ મન મોટું કરી, ખુદા ઉપર વિશ્વાસ રાખીને તેણી મુગી રહી.

હવે આ જવાન કુર્દીએ પોતાના સરદાર અહમદ અદ દનફ સાથ આ મુજબની ગોઠવણ આગમજથી કરી રાખી હતી. તેણે તેને કહ્યું હતું કે—"અય સરદાર, શેહર બાહેર એક ગુફા છે ત્યાં ચાલીશ જવાનોનો સમાસ થાય એમ છે. ત્યાં આવતી કાલે હું તને આપણા સઘળા સોહબતીઓ સુધાં જિયાફત આપીશ. પહેલાં હું મારી માતાને ત્યાં લઇ જઇ રાખીશ. પછી હું શેહરમાં જઇ તારે લાયકની રકમ

અને માલ લઇ આવીશ, અને પછી બીજે દિને આપણુ મારે ખર્ચે રંગ ઉડાવીશું." અહમદ અદ દનફે આ ગોઠવણુ કબૂલ રાખી અને જવાન કુર્દીએ ગુફામાં પોતાની માતાને લઇ જઇ રાખી. પછી બાહેર નિકળ્યો ત્યારે એક સવારને તેણે ઘોડો બાંધી સુતેલો દીઠો. તેનું ગળું કાપી, તેનો પોશાક પહેરી લઇ, જવાન તેના ઘોડાપર સવાર થઇ ગુફામાં પાછો ગયો. અહીં તેણે ઘોડો બાંધ્યો, અને કપડાં તથા હથિયાર ગુફામાં સંતાડયાં. આ પછી તે શેહરમાં ગયો, અને ઉપર જોયું તેમ જમરૂદને ઉઠાવી ગુફામાં આવ્યો. તેણે આ નાજનીનને પોતાની માના સ્વાધીનમાં આપી અને સિક્કાની થેલી ઉંચી કરીને તે પાછો નવી ચોરી કરવા નિકળી પડયો.

## છુટકારો.

હવે જમરૂદને વિચાર આવ્યો કે આ લૂટારો તો બીજી સહવારે પાછો ફરવા કહી ગયોછે, માટે ત્યાંસુધી હું અહીં શા માટે પડી રહું? હું મારા છુટકારાનો કાંઇ ઇલાજ શોધી કહાડું. તેણીએ લૂટારાની માના બાલ હોરવા માંગ્યા, અને તે બુઢીએ એ કામ કરવાની જમરૂદને ખુશીથી રજા આપી. બાલ એવા સફાઇથી હોરાયા કે તેની ધીલીથી બુઢી ઉંઘી ગઇ. આ તકનો લાભ લઇ જમરૂદે પેલા ખૂન થયલા સવારનો છુપાવેલો પોશાક તથા તેનાં હથિયાર પહેરી લીધાં, અને બાહેર બાંધેલા તેનાજ ઘોડા ઉપર સવાર થઇને તથા સાથે પેલી સોનાની થેલીઓ લઇને, ખુદાનું નામ જબાન ઉપર લઇ તથા તેની રહેમત માંગીને, ત્યાંથી નિકળી ચાલી.

તેણી પાછી શેહરમાં ગઇ નહિ, કેમકે ત્યાં તો પેલા માર્યા ગયલા સવારનાં ખેશીઓ તેનો પોશાક અને ઘોડો ઓળખી કહાડશે અને મને ખૂની ઠરાવી સજા અપાવશે, એમ સમજીને તેણી જંગલ તરફ ચાલી, અને માર્ગમાં જે કાંઇ કંદમૂળ મળ્યાં તે ખાઇને તથા નદીનાં પાણી પીને તેણીએ દશ દિવસ ગુજાર્યા. અગ્યારમે દહાડે તેણી એક આબાદ શેહર ભણી જઇ પુગી. એ વેળા બહારની મોસમ હોવાથી જ્યાં જોઇએ ત્યાં ફુલો ખીલી નિકળ્યાં હતાં, નદીનાં પાણી વહેતાં હતાં, અને

પક્ષીઓ ગાતાં હતાં. આવાં એક શેહરની ભાગોળ આગળ જમરૂદ જઇ પુગી ત્યારે ત્યાં તે શેહરના અમીરો અને સરદારો અને લોકોને ભેગાં મળેલાં દીઠાં. તેણી આ તમાશો દૂરથી જોતી પોતાનો ઘોડો દોડાવતી તેમની તરફ જતી હતી, અને તેણે સિપાહ મર્દનો લેબાસ લીધો હતો તે જોતાં અમીરો વગેરે તેને આવી પુગવાનીજ રાહ જોતા હતા. જ્યારે તેણી બહુ નજદીક આવી પુગી ત્યારે લશ્કર તેને સામે લેવા ગયું, અને બંને સામસામે થયાં ત્યારે લશ્કરી સવારોએ ઘોડા ઉપરથી ઉતરી પડીને કુર્નસ બજાવી, અને એક આવાજે બોલ્યા કે—"ખુદા તને સલામત રાખે, અય અમારા સુલતાન!"

હવે સઘળા અમલદારો, અમીરો વગેરે જમરૂદની આસપાસ ફરી વળ્યા, સિપાહીઓએ ભેગાં મળેલાં લોકોને બે હારમાં ગોઠવીને ઉભાં રાખ્યાં, અને પછી સર્વ જણ જમરૂદને પોતાનો નવો પાદશાહ ગણીને દુઆ દેવા તથા તેની લાંબી જિંદગી ઇછવા લાગ્યાં. જમરૂદ અચરત થઇને પુછવા લાગી કે—"અય ભલાં લોકો, તમારી કેફિયત શી છે તે મને સમજાવો." આ ઉપરથી વડા વજીરે નમીને ખુલાસો કીધો કે—

"અએ જવાન પાદશાહ, ખુદા તારા ઉપર મેહરબાન થયોછે, અને તેણે તને અમારા સુલતાન દાખલ અમારી ઉપર અમલ ભોગવવા મોકલ્યોછે. તું જાણ, અએ સુલતાન, કે આ શેહરનો એવો રેવાજ છે કે જ્યારે અમારો પાદશાહ મરણ પામે, અને તેને કોઇ ફરજંદ નહિ હોય ત્યારે તમામ લોક શેહરની બાહેર નિકળી ત્રણ દહાડા સુધી ત્યાંજ ઉભાં રહી તું જે દિશાએથી આવ્યો તે દિશાએ નજર રાખેછે, અને તે દિશાએ જેબી ધણી આ ત્રણ દિવસમાં આવી પુગે તેને પોતાનો સુલતાન કબૂલ રાખેછે. તું તે દિશાએથી આવ્યોછે તો તારા જેવો ખુબસુરત ચેહરાનો પાદશાહ અમને કબૂલ છે. અગરજો ઓછા ખુબરૂ ચેહરાનો ધણી અમને એજ રીતે આવી મળ્યો હોત તો તેનેબી અમો સુલતાન દાખલ કબૂલ રાખી, તેના હુકુમ માથે ચહડાવત."

આ વાત સાંભળીને જમરૂદે ડહાપણથી જવાબ દીધો કે—"અય સરદારો અને લોકો, મને તમો કોઇ સાધારણ માતપિતાનું ફરજંદ

સમજતા ના. હુ ખાનદાની નબીરો છું. હું મારાં માલેતુજ્જાર કુટુંબથી ચોક્કસ સબબની ખાતર છુટો પડી આ તરફ નિકળી આવ્યોછું. જુઓ આ સોનાની થેલીઓ. રસ્તામાં મને જે કોઇ ગરીબ મલ્યા તેમને સખાવત કરતો આવ્યોછું, અને આ તમામ રકમ એવીજ રીતે હું ખર્ચી નાખીશ."

આ સખુનો સાંભળી તમામ ખલ્કત ખુશી થઇ. પછી સઘળી સવારી શેહરમાં દાખલ થઇ અને મેહલ તરફ ચાલી. મેહલમાં દાખલ થયા બાદ અમીરો અને વજીરોએ તેણીને બગલમાં હાથ આપીને તખ્ત ઉપર બેસાડી, પછી સઘળાઓએ કુર્નસ બજાવી જમીનને બોસ્સા દીધા. પછી તેણીના હુકમથી ખજાનાના દરવાજા ઉઘાડયા, અને જમરૂદે લશ્કરને છુટે હાથે બક્ષીશ આપીને ખુશ કીધું. સર્વ લોકો રાજી થયાં, નવા સુલતાનને આશિષ દીધા, અને તમામ મુલુકમાં નવા સુલતાનની આણ ફરી.

થોડીક મુદત રાજ્ય ચલાવવામાં ગુજરી ગઇ. જમરૂદની સખાવતથી અને ઇનસાફથી લોકો તેના ઉપર ફિદા થઇ ગયાં. તેણીએ લોકોને માથેના કર માફ કીધા, બંધવાઓને છોડી મેલ્યા, ગરીબોની દાદ લીધી, અને એ રીતે તેમનો માનીતો પાદશાહ થઇ પડી.

આ સઘળાંથી જમરૂદના દિવસો સુખમાં પસાર થવા લાગ્યા. પણ તેમ છતાં તેણી વારંવાર અસુખી રહેતી હતી. તેણીને પોતાનો ખાવંદ યાદ આવતો હતો, અને તેની જુદાઇથી તેણીને બહુ લાગતું હતું. તે વારંવાર રોતી હતી, અને ખુદાને કરગરીને અર્જ કરતી કે તેની સાથ પોતાનો મેળાપ કરાવી આપે. એક વાર તેણી આ મુજબના સખુન ગાવા લાગી કે—

(ગજલ)—" જુની તારી યાદી હજુ તાજી છે આ દિલમાં;
આંજુથી જોખમાઇ આંખો જુએ સૌ મેહફિલમાં;
રોતીતો નથી, વ લેકિન રોઊં પ્યાર-દુખથી;
શું જખમ જુદાઇનો રૂઝાય બીજાં સુખથી ?"

## જિયાફત.

તેણીએ જનાનખાનાની રાણીઓને બક્ષીશ આપીને રાજી રાખી, પણ પોતે સદા એકાંત વસતી અને કહેતી કે હું તો મારો વખ્ત ખુદાની એબાદતમાંજ ગુજારીશ. આવો મામલો જોઇ વજીરો અને અમીરો તથા લશ્કરીઓ અને લોકો એમજ સમજતાં કે આપણો સુલતાન બહુજ પરહીજગાર છે. જમરૂદે માત્ર બેજ જવાન ખોજાઓને પોતાની નજદીક રાખ્યા હતા.

આ રીતે એક વરસ પસાર થઈ ગયું, પણ એ બાર માસની મુદતમાં પોતાના ખાવંદ સંબંધી તેણીને કશી ખબર મળી નહિ. તેણીએ વજીરો વગેરેને બોલાવીને મેહલની નજદીક ઘોડદોડની શર્ત માટે એક મોટું મેદાન તૈયાર કરાવ્યું. તેમાં તેણીને માટે ખાસ ડેરો બંધાયો, અને ત્યાં તેણીએ તરેહવાર જાતનાં ઉમદા પકવાનોથી ભરેલો સુફરો તૈયાર કરાવ્યો, અને તેના હુકમ મુજબ સઘળા વજીરો, અમીરો અને સરદારો જમવા બેઠા. આ કામથી ફારેગ થયા પછી તેણીએ તેઓને હુકમ કીધો કે દર મહિનાની ચાંદરાત વેળા એજ રીતનાં પકવાનો તૈયાર કરાવવાં અને શેહરમાં જાહેર કરવું કે સર્વ કોઇએ પોતાનાં કામકાજ બંધ કરીને સુલતાન તરફની જિયાફત ચાખવા માટે ત્યાં હાજર થવું; પણ જો કોઇ તેમ નહિ કરતો જણાશે તો તેને તેના દરવાજા ઉપરજ ફાંસી દેવામાં આવશે.

આ હુકમ મુજબ દર મહિને જિયાફત અપાવા લાગી, અને તમામ પ્રજાનાં લોક તે ખાવા માટે આવવા લાગ્યાં. જમરૂદ ગોળ ફરતા સુફરાની વચ્ચે બેસતી અને ચોતરફ નેગાહ કરતી અને જોતી, જે ઉપરથી દરેક જણ એમ સમજતો કે સુલતાન મારી તરફ જુએ છે. તેઓ બોલતા કે આની માયા મેહરબાની કોઇ બીજો સુલતાન પોતાની પ્રજા તરફ બતાવતો ન હશે. તેઓ આશિષ દઇ ખુશ થઇ પોતાને ઘરેબારે પાછા ફરતા. અને જમરૂદ પણ ખુશ થઇ મેહલમાં

જતી. તે મનથી સંતોષ લેતી કે "આ તદબીરથી શાયદ મારો ખાવંદ મને કોઇ દિન મળી જશે ખરો."

## કીનો.

એમ કરતાં એક રોજે જિયાફતનું કામ ચાલતું હતું અને જમરૂદ સર્વેને જોતી બેઠી હતી ત્યારે તેણીની નજર એકાએક પેલાજ ખ્રિસ્તી બાર્સૂમ ઉપર પડી, કે જેણે અલીશેર કનેથી પર્દો ખરીદ કીધો હતો. આ ધણીએ પોતાની નજદીક જે જે સ્વાદિષ્ટ વાણીઓ હતી તે નહિ ખાતાં દૂરથી ચાવલની રકાબી ખેંચી પોતાની આગળ મુકી, જે ઉપર ખાંડ ભભરાવેલી હતી. તેને આમ કરતાં જોઇ એક માણસે ઠપકો દીધો, અને કહ્યું કે આ વાણી તારા જેવાને વાસ્તે નહિ પણ અમીરોને વાસ્તે છે, માટે એ તું રહેવા દે, અને તારી આગળ જે નિયામત મુકેલી છે તેજ તું ખા." આ વાત પેલા ખ્રિસ્તીએ માની નહિ, અને પેલા પુલાવમાંથી એક બુક ખાધો, અને બીજો ખાવા માટે હાથ લાંબો કીધો; પણ આ તમાશો જમરૂદ દૂર બેઠી બેઠી જોયા કરતી હતી, અને તેણીએ બાર્સૂમને ઓળખ્યો હતો, માટે સિપાહીઓને હુકમ કરીને બીજો બુક ખાવા દેવા આગમજ તે ખ્રિસ્તીને પોતાની આગળ બોલાવી મંગાવ્યો.

જમરૂદે તેનું નામ પુછ્યું, પણ તેણે ખરૂં નામ આપવાને બદલે કહ્યું કે "મારૂં નામ અલી છે, અને હું ફલાને શેહરથી અહીં રોજગાર કરવા આવેલો છું. હું વણકર છું." જમરૂદે તુરત રમલ જોવાનું પાટિયું મંગાવ્યું, અને તેના ઉપર એક વાંદરાની શિકલ પાડીને પછી તે બોલી કે—"અય કુતરા, તું જુઠું બોલેછે. તું મુસલમાન નહિ પણ ખ્રિસ્તી છે. તારૂં નામ તો બાર્સૂમ છે, અને તું કોઇ જુદીજ મતલબથી આ મારાં શેહરમાં આવેલોછે. બોલ સાચું, તું કોણ છે, અને શા માટે અહીં આવ્યો છે? જો પાદશાહો આગળ જુઠું બોલશે તો તારૂં સર બદનથી તુરત જુદૂં પડી જશે."

બાર્સૂમ ગુચવાવા લાગ્યો. અમીરો વગેરે પોતાનો જવાન પાદશાહ રમલ જોનાર છે એમ જાણીને આફ્રીન કરવા લાગ્યા. જમરૂદે ફરીથી પેલા ખ્રિસ્તીનો જાન લેવાની ધમકી આપીને ખરી હકીકત જાણવા માંગી. અંતે તે બીધો, અને બોલ્યો કે—"અય પાદશાહ, તારા રમલના હુનરથી તેં જે કાંઇ કહ્યું તે ખરૂંજ છે." આ ઉપરથી લોકો પાદશાહની અકલ વખાણવા લાગ્યા. જમરૂદના હુકમથી તેણીનાં સુખને દુખમાં બદલી નાખનાર આ શખ્સનો તુરત જાન લેવામાં આવ્યો.

## લૂટારો.

બીજે મહિનેની ચાંદરાંતની જિયાફત વેળા ઉપર મુજબનો બનાવ બન્યા પછી, ત્રીજે મહિને વળી પાછું ખાણું અપાયું અને સૌ લોક આગળ મુજબ જમવા આવ્યા. પણ તેઓ સર્વ જ્યાં જ્યાં ખાંડ ભભરાવીને ચાવલ મુકયા હતા તે રકાબીવાળી જગા ઉપર બેસવાથી પરહેજ રહ્યા, અને પોતપોતામાં બોલવા લાગ્યા કે "જે ધણી આ પલાવ ખાશે તે જાનથી જશે." હવે આ જિયાફત વેળા જમરૂદ પોતાનાં તખ્ત ઉપર બેસીને સર્વ તરફ નજર કરતી હતી એટલાંમાં એક માણસ મેદાનમાં દાખલ થવાના દરવાજામાંથી ઝડપમાં અંદર આવ્યો અને પોતાને માટે કોઇ બેઠક જોવા દોડયો. જમરૂદની નજર તેના ઉપર પડતાંજ તેણીએ તેને જવાન કુર્દીસ્તાની દાખલ પીછાન્યો, કેજે લૂટારાએ પેલા ઉંઘમાં પડેલા સવારને કાપી તેનો પોશાક અને ઘોડો લૂટયા હતા.

આ લૂટારાને લગતી પાછલી હકીકત આ ઠેકાણે ટુકમાં કહી શકાશે. જમરૂદને પોતાની માના સ્વાધીનમાં આપીને તે અહમદ અદ દનફને જઇ મળ્યો, અને તેને કહ્યું કે "મેં એક સવારનો જાન લીધોછે, તેનો ઘોડો અને હથિયાર તથા પોશાક ગુફામાં રાખ્યાંછે, તથા વળી મેં એક માહતાબ ચેહરાની નાજનીનને તેના બે થેલા ભરીને સોના સાથ હાથ કીધીછે, અને તેને મારી માના કબ્જામાં સોંપીછે. માટે હવે ચાલો આપણે ગુફામાં જઇ મજાહ મારિયે." પણ જયારે સઘળા

ત્યાં ગયા ત્યારે જવાનની માદરે તેને સઘળી હકીકતથી વાકેફ કીધો, જે ઉપરથી પશેમાન થઇ તેણે સોગંદ લીધા કે આ નાજનીનને કેયેથો પણ શોધી કહાડીને તેના ઉપર વેર લેવું. તે શેહરે શેહર ભટક્યો, અને શેવટે જમરૂદવાળાંજ શેહરમાં આવ્યો, જ્યાં કોઇપણ મર્દને નહિ જોઈને તે અચરત થયો, પણ બારીએ ઉભેલી ઓરતોએ તેને ખબર આપી કે "દર મહિને આ શેહરનો સુલતાન સઘળા મર્દોને ખાણું આપેછે તે ખાવા તેઓ ગયાછે વાસ્તે ગમે તો તું પણ ત્યાં જા."

આ ઉપરથી જવાન જિયાફતમાં શામેલ થવા આવ્યો, પણ પેલી ખાંડ ભભરાવેલા ચાવલવાળી રકાબી સામેની બેઠક સિવાય બીજી કોઇ પણ બેઠક તેણે ખાલી જોઇ નહિ. તે અજાણો હતો માટે ત્યાં બેઠો અને પેલીજ પલાવવાળી રકાબી ઉપર હાથ લંબાવ્યો. બીજાઓએ તેને આ કામથી વાર્યો અને કહ્યું કે એ ખાશે તો જાનથી જશે, પણ જવાન આ ધમકીથી બીધો નહિ, અને પલાવ ખાવા લાગ્યો. આ સઘળો તમાશો જમરૂદ જોતી હતી તેણે હવે આ કુર્દી લૂટારાને પોતાની નજદીક બોલાવી મંગાવ્યો, અને તેનું નામનિશાન પુછ્યું. જવાન જુઠું બોલ્યો કે "મારૂં નામ ઉસ્માન છે, અને હું બાગબાન છું, અને એક જિનસ મેં ગુમાવીછે તેની શોધમાં હું નિકળ્યોછું."

આ સાંભળીને જમરૂદે રમલનું પાટિયું મંગાવ્યું, અને તે ઉપર કાંઇ લખાણ કરતી હોય તેમ કરીને તથા થોડો વાર વિચાર કરીને તે બોલી કે—"અય બદમાશ, પાદશાહો આગળ તારૂં જુઠાણું કેમ તકી શકે? તારૂં નામ ઉસ્માન નહિ પણ જવાન કુર્દી છે; તારો ધંધો બાગબાનનો નહિ પણ રાહજનનો છે, તું લોકોના જાન લેછે અને ખોદાના બનાવેલા ઇનસાનોનું ખૂન રેડેછે. ચંડાળ, તારી ખરી હકીકત કહે, નહિ તો અબ ઘડી તારૂં સર તનથી જુદું થશે."

પેલાં લૂટારાએ જ્યારે આ સઘળી વાતો સાંભળી ત્યારે તેનો ચેહરો જર્દ મારી ગયો. તે જાનથી બીધો અને બોલ્યો કે "અય નામવર સુલતાન, તું કહેછે તે ખરૂં છે. પણ આજથી હું પસ્તાવો કરી મારાં બદ કામોથી પાછો ફરૂંછું, અને ખુદા પાસ માગુંછું

કે હવે મારાથી એવાં કામો નહિ થાય." પણ જમરૂદે તેને જીવતો રાખ્યો નહિ. તેના હુકમ મુજબ સિપાહીઓએ જવાન કુદીને પકડી તેનો જાન લીધો, અને પછી સઘળાં લોક પોતપોતાને ઘેર ગયાં.

## ફકરે.

ચોથે મહિને પાછી જિયાફતની ધુમચકરી ચાલી. વળી પાછી પેલીજ બેઠક ખાલી રહી, કે જ્યાં ખાંડ ભભરાવેલા ચાવલની રકાબી મુકેલી હતી. અહીં એક નહિ પણ ચાર માણસો બેસી શકે એટલી બધી જગા ખાલી હતી. જમરૂદે તે જોઈ, અને એજ જગા ઉપર એક માણસને આવીને બેસતાં તેણે દિઠો. જમરૂદે તેને તુરત પીછાન્યો તે કોઇજ નહિ પણ તેણીને ફસાવનાર ખ્રિસ્તી રશીદ ઉદ દીન હતો, તેણી મનથી ખુશ થઇ કે જિયાફતનો ઈલાજ કામે લગાડયાથી અંતે આ દુશ્મન પણ હાથમાં સપડાયો.

રશીદ ઉદ દીન આ શેહરમાં કેમ આવી લાગ્યો તેનું બયાન જાણવાજોગ છે. જ્યારે તે પોતાની સફરથી પાછો ફર્યો ત્યારે તેને ખબર મળી કે જમરૂદ તો સોનાના થેલા લઇને નાસી ગઈ હતી. આ સાંભળીને તેણે કપડાં ચાક કીધાં, દાઢીના બાલ પિંખ્યા, અને પોતાના ભાઇ બાર્સૂમને તેણીની શોધમાં દોડાવ્યો, પણ બાર્સૂમનો પત્તા પણ તેને કેટલીક મુદત સુધી મલ્યો નહિ ત્યારે તે પોતે તેની તેમજ જમરૂદની શોધમાં નીકળ્યો, અને ફરતો ફરતો જમરૂદનાંજ શેહરમાં આવી લાગ્યો, અને જિયાફતની ખબર ઓરત લોકોથી સાંભળતાંજ તે ખાવા માટે શર્તનાં મેદાનમાં આવીને પેલા પલાવની રકાબીવાળી જગાએ ગોઠવાયો. તેણે જેવો તે રકાબી ભણી હાથ લંબાવ્યો કે જમરૂદના હુકમથી સિપાહીઓ આવી તેને તેણી આગળ પકડી લાવ્યા.

જમરૂદે તેનું નામ પુછવાથી રશીદ ઉદ દીન બોલ્યો કે—"અય સુલતાન, મારૂં નામ રૂસ્તુમ[1] છે; મારો ખાસ ધંધો કાંઇ નથી, કેમકે હું તો ગરીબ દર્વીશ છું." પણ રમલમાં જોઇને જમરૂદે તેને કહ્યું

---

૧ અરબો 'રૂસ્તમ'નો 'રૂસ્તુમ' ઉચ્ચાર કરેછે.

કે—"અય કુતરા, તું જુઠો છે. તું તો એક ખ્રિસ્તી છે અને તારૂં નામ તો રશીદ ઉદ્દ દીન છે. વળી તારો ધંધો તો બીજા ધણીઓની ઓરતોને ઠાગાથી ખેંચી જવાનો છે. તું તો બાહેરથીજ મુસલમાન છે, પણ અંદરખાનેથી તો તું નસરાની છે. ખરી વાત બોલી દે, નહિ તો તારો જાન ગયો એમજ સમજજે."

રશીદ ઉદ્દ દીન પ્રથમ ગળગળ્યો, પણ પછી તેણે સર્વ વાતો કબૂલ કીધી. જમરૂદને તેના ઉપર ધિક્કાર છુટયો, અને તેને જાનથી બેજાન કરાવ્યો.

## ઉમેદ.

આ પછી લોકો રાબેતા મુજબ ખાણાંથી તૃપ્ત થઇને પોતપોતાને મકાને ગયાં, અને જમરૂદ પોતાનાં એવાનમાં જઇ પરવરદેગારનો ઉપકાર માનતાં બોલી કે—"ખુદાની ખુશનુદી હોજો! જેઓએ મારૂં બુરૂં કીધું હતું તેઓને તે સાહેબે મારા હાથમાં સજા માટે લાવી મુકયા તે માટે હજારો હજાર શુક્ર બજા લાવુંછું." પણ એજ વેળા જમરૂદને તેનો ખાવંદ અલીશેર યાદ આવ્યો, અને તેની જુદાઇમાં તેણી જાર જાર રોવા લાગી. એ પછી વિચાર કરતાં તેણે ધીરજ પકડી કે—"શાયદ, જે સાહેબે મારા દુસ્મનોને સજા કરવાની મને શક્તિ બક્ષીછે તેજ સાહેબ મારા વહાલાને પણ મારી આગળ પાછો લાવી મુકશે." આમ સબ્યારો લીધા બાદ તેણી ખુદાની મારી ચહાવા લાગી. તેણી ફરીથી બોલી કે "ખુદાતઆલા મારા ખાવંદ સાથે મને પાછી મેળવી આપશે, કાંએકે તેને જે ગમે તે કરવાને તે સાહેબ કેવળ શક્તિવાન છે; પોતાના બંદાઓ ઉપર તે સદા મેહરબાન છે; તેમની મુરાદથી તે જાણીતો છે."

આ રીતે જમરૂદ ફરીફરીથી હકતઆલાની બંદગી કરવા લાગી, ફરીફરીથી ઉપકાર માનવા લાગી, ફરીફરીથી મારી ચહાવા લાગી. પછી તેણી તે સાહેબને જે ગમે તે ખરૂં, એમ મનથી માની લઇને તેના ઉપર પોતાનો આધાર બાંધી બેઠી. તેની ખાતર જમા હતી કે

જે ચીજની શુરૂઆત હોય તેની આખેરી પણ હોયજ. તેણી શાયરના બેતો ગાવા લાગી કે—

(ગજલ)—પડે તે ખમ, અયા જાની, ખમે દુખો તે સાબેર છે;
જે તાબે થાયે તકદીરને, ધણી તેનો તે કાદેર છે:
મના કીધું તે તુજ મનથી ફના સમજી દુખી મા થા;
ફનામાંથી પેદાયશ જો, ખલકમાં કેવી જાહેર છે!

આ રીતે જમરૂદે તે આખો મહિનો દિવસે ઇનસાફ તોલવામાં, અને રાત્રે પોતાના વહાલાની જુદાઇમાં આંસુ પાડવામાં ગુજાર્યો. ચોથે મહિને પાછી ખાણાપીણાની તૈયારીઓ ચાલી, અને પેલીજ પલાવની રકાબી આગળની જગા છોડી દઇને સઘળાઓ જયાં ગમે ત્યાં જમવા બેસી ગયા. જમરૂદ પોતાની શરેસ્તાની જગાએ જઇ બેઠી, અને દરવાજામાંથી દાખલ થનાર દરેક જણને ધ્યાનથી જોવા લાગી. આ વેળા તે પાછી હકતઆલાની બંદગી કરતી હતી કે—"અય સાહેબ, મારા ધણી અલીશેરને મારા હાથમાં પાછો મેળવી આપ. તું સર્વ પેદાયશનો સાહેબ છે; તુ ચાહે તે બનાવી શકેછે; આડે માર્ગે જનારાઓનો તું ભોમિયો છે; દુખીની ફરિયાદનો તું સાંભળનાર છે; મુરાદ ચાહનારાઓની ખાહેશનો તું બર લાવનાર છે. તું મારી અર્જ સાંભળ......"

હજુ તો આ રીતે જમરૂદ પોતાની અર્જ ગુજારે છે એટલામાં તેની નજર દરવાજામાંથી દાખલ થતા એક નવજવાન ઉપર પડી, કેજે સીધા કદનો પણ ગળાઇ ગયલાં તનનો હતો. તેનો ચેહરો જર્દ મારી ગયો હતો. તે સર્વથી છેલ્લો આવ્યો, અને પેલીજ ખાંડ ભભરાવેલા ચાવલવાળી રકાબી આગળની જગા સિવાય તેને માટે બીજી એકે ખાલી જગા ન હતી, એટલામાટે આ ખુબસુરત જવાન તેજ જગા ઉપર બેસી ગયો. તેને જોઇને જમરૂદનું દિલ ઉછળવા લાગ્યું. તેણી હરખથી ચીસ પાડી દે એમ તેને લાગ્યું. તેણીએ તે જવાનને પીછાન્યો. તે તેનો વહાલો અલીશેર પોતેજ હતો. લોકોમાં પોતાની બેઇજતી થાય તે તેણીને ગમતું નહતું. એટલામાટે તેણી મન મારીને મુગીજ બેઠી.

## અલીશેર.

અલીશેર આ શેહરમાં કેમ આવી પુગ્યો તે અહીં મુખ્તેસરમાં જણાવી જઇશું. વાંચનારને યાદ હશે કે પેલી બુઢી પાડોશણે જમરૂદને કેદ કરનાર ખ્રિસ્તી રશીદ ઉદ દીનનું મકાન શોધી કહાડી, જમરૂદને પોતાની મતલબથી વાકેફ કરીને, અલીશેરને મધરાતે તે મકાનની બારી આગળ જમરૂદની વાટ જોતો ઉભો રહેવા ફરમાવ્યું હતું. અહીં અલીશેર ગયો ખરો, પણ મધરાત હજુ થઇ ન હતી માટે તે ત્યાંજ ઉંઘી ગયો. જવાન કુર્દી ( લૂટારો ) એજ વખ્તે ત્યાં આવી ચઢયો અને તે જમરૂદને લઇ ચાલ પડયો. આ બનાવ પછી અલીશેર જાગી ઉઠયો. પોતાની પાઘડી નહિ જોઇને તે દિલગીર થયો. જમરૂદ તેને દેખાઇ નહિ. તે પોતાને ઘેર પાછો ફર્યો, અને પાડોશણનું બારણું ઠોકી તેને જગાડી, અને સર્વ વાતોથી વાકેફ કીધી. આ બાઇએ અલીશેરને તેની ચાલ માટે સખ્ત ઠપકો આપ્યો અને કહ્યું કે "તારી મુસીબતનું કારણ તું પોતેજ છે." તેણીના બીજા ઘણાએક કઠણ સખુનોથી અલીશેર ગભરાઇ ગયો. તેનાં નાકમાંથી લોહી જારી થયું, અને તે બેહોશ થઇને પડયો. જ્યારે તે પાછો સાવધ થયો ત્યારે પોતાની ખાતર પેલી ઘરડી ઓરતને રડતી તેણે દીઠી. તે આ દેખાવ જોઇને નીચલી મતલબની બેત બોલવા લાગ્યોઃ—

(તકારૂબ)—રે જુદાઇનું જેહર કાતેલ છે,
જેહાંથી કરે સુખ બાતેલ છે;
મુલાકાતનો દારૂ છે બેમિસાલ,
કરો જાન મારો, ખુદા, ખુશહાલ.

પછી પેલી બુઢીએ તેને ત્યાંજ બેસાડીને જમરૂદની ખબર જાણવા પોતે ગઇ. બપોર થયા ત્યાંસુધી તેણી પાછી ફરી નહિ, પણ જ્યારે પાછી આવી ત્યારે તેણી માઠી ખબર લેતી આવી. તે બોલી કે—" અય અલી, મને લાગે છે કે તું તારી દિલગીરીનોજ ભોગ

થઈ પડશે. હવે તું તેણીને શીરાત[1] સિવાય બીજે કયે ભેટી શકનાર નથી. જે મકાનમાં તેણી હતી ત્યાંથી તે બે થેલા ભરી સોનાના સિક્કા લઈને રાત્રે નાસી ગઇછે. હું ત્યાં ગઇ ત્યારે શેહરનો વાલી પોતાના માણસો સાથ તપાસ કરવા આવેલો હતો. ખુદાની કરામતને કોઇ પહોંચતું નથી.”

જ્યારે અલીશેરે આ સઘળી હકીકત સાંભળી ત્યારે તેની આગળ અંધકારનો પર્દો ફરી વળ્યો. તે જિંદગીની આશા મુકી બેઠો, અને મોતની નજદીકી માની બેઠો. તે પાછો બેહોશ થઇ પડયો, અને પછી તેણે લાંબા દિવસો સુધી બીમારી ભોગવી. એક આખું વર્ષ તે એજ હાલતમાં રહ્યો, અને એ મુદત દરમિયાન પેલી ભલી ઓરતે તેની સેવા બજાવી. તેણી હકીમોને બોલાવી લાવી, દવાદારૂ કીધાં, અને તેની ખિદમતમાં રહી. જ્યારે તે પાછો તનદુરસ્ત થયો ત્યારે એજ બાઇએ તેને હિમત આપી અને ભલામણ કીધી કે આમ ઘેરમાં બેસી રહ્યાથી તારી માશુક તને મળી શકનાર નથી, માટે તું ઉઠ, કમર કશ, અને આસપાસનાં શેહરોમાં ખબર કહાડ; શાયદ કે તે તને કયેથી પણ મળી આવશે.” પછી તેણીએ તેને હમામમાં મોકલીને સારીપેઠે નહવાડયો, કપડાં બદલાવ્યાં, શરાબ પાયો, અને મરઘાંનો રસ આપ્યો. એક મહિનો સુધી આ રીતે તેની બરદાસ કીધી, અને પછી જ્યારે તેને પુરતું કુવત આવ્યું ત્યારે તે હિમત રાખીને બાહેર નિકળ્યો, અને શેહરે શેહર જમરૂદની શોધ કરતો અંતે તેનાજ શહેરમાં જઇ પુગ્યો.

હવે જ્યારે અલીશેર જમરૂદનાં શહેરમાં દાખલ થયો, અને પછી ખબર કહાડીને જ્યાં સઘળાઓ ખાણાપર બેઠા હતા ત્યાં આવી લાગ્યો, ત્યારે પેલીજ ચાવલવાળી રકાબી આગળ બેસી ગયો. તેણે હવે હાથ

---

૧. “શીરાત” તે પુલનું નામ છે કે જેને માટે કહે છે કે કેયામતને દિને સર્વે ઇનસાનોને તે પસાર કરવો પડશે. એ પુલને માટે કહેછે કે તે દોઝખના અર્ધા રસ્તા સુધી બંધાયલો છે; બાલ કરતાં તે બારીક છે, અને તલવારની ધાર કરતાં પણ તિક્ષણ છે.

બાવ્યો અને ચાવલ ખાવા લાગ્યો. આજુબાજુ બેઠેલાં લોક તેને તેમ કરતો અટકાવ્યો અને કહ્યું કે—"અય જવાન, જે કોઇ આ રકાબીમાંના ચાવલ ખાયછે તેના ઉપર મુસીબત આવી પડેછે, વાસ્તે તું એ ખાવાથી પરહેજ રહે." અલીશેરે જવાબ દીધો કે—"બિરાદરો, મને એ ખાવા દેઓ. મને ગમે તેવી સજા મળે તો મળવા દેઓ. હું તો આ કંટાળાભરેલી જિંદગીથી ફારેગ થવાને ઘણો ખાહેશમંદ છું."

આમ બોલીને તેણે પહેલો બુક ખાધો, અને એજ વકતે જમરૂદે તેને બોલાવી મંગાવવાનું મન કીધું. પણ તે ભુખ્યો હશે એમ વિચાર કરીને તેણીએ તેને પેટભરીને જમવા દીધો. પછી તેણીના હુકમથી માણસો આવ્યા, અને તેને પાદશાહનાં ફરમાનથી વાકેફ કીધો. અલીશેર તુરત ઉઠયો અને તેઓની સાથે જમરૂદ આગળ ગયો. કોઇ લોક બોલી ઉઠયાં કે—"એ બીચારો હવે જાનથી જવાનો;" પણ બીજાઓએ કહ્યું કે—"નહિ; પાદશાહથી એનું ભલુંજ થશે; કેમકે જો તે એનો જાન લેનાર હોત તો એને પેટભરીને જમવા દેત નહિ."

અલીશેર જ્યારે જમરૂદની હજુરમાં જઇ ઉભો ત્યારે તેણે જમીનને બોસ્સો દીધો, અને કુર્નસ બજા લાવ્યો. જમરૂદે તેની સલામનો પાછો જવાબ દીધો, અને પછી તેનું નામઠામ તથા ધંધો પુછયો. અલીશેરે જવાબ દીધો કે—"અએ પાદશાહ, મારૂં નામ અલીશેર છે; હું સોદાગરનો બેટો છું; હું ખુરાસાનનો વતની છું. આ શેહેરમાં આવવાનું કારણ એ છે કે મારી માશુક મેં ગુમાવીછે તેની શોધમાં નિકળેલો હું અહીં આવી ચઢયોછું. તે મને મારા જાન કરતાં વહાલી હતી. તેને મેં ગુમાવી ત્યારથી મારૂં દિલ તેના ઉપરજ લાગેલુંછે. મને બીજું કાંઇ ભાવતું નથી. આ મારો હેવાલ છે." આમ બોલીને તે બેએખ્તિયાર રોવા લાગ્યો, અને પછી બેહોશ થઇ ગયો. જમરૂદે ગુલાબ જળથી તેને પાછો હોશમાં આણ્યો, અને પછી રમલ મંગાવીને કલમથી કાંઇ લખ્યું. થોડો વાર વિચાર કરીને તે બોલી કે—"તું જે બોલ્યોછે તે કેવળ સાચું છે. ખુદા તારી ઓરત સાથ તને જલદીથી મેળવશે; વાસ્તે તું દિલગીર મા થા."

આ પછી જમરૂદે મેહલના કારભારીને હુકમ કરી અલીશેરને હમામમાં મોકળાવ્યો, અને સારી પેઠે સ્નાન કરાવીને તેને પાદશાહી પોશાક બદલાવ્યો. પછી એક ભપકાદાર સાજવાળા તેજ ઘોડા ઉપર તેને બેસાડીને સાંજ પડતે મેહલમાં લઇ આવ્યા. આ સઘળું પોતાની નજરે જોઇને લોકો તરેહવાર વાતો કરવા લાગ્યાં. કોઇ પુછતું કે પાદશાહ આ ગરીબ માણુસ તરફ આટલીબધી મેહરબાનગી શા વાસ્તે બતાવેછે? બીજો બોલતો કે એને પેટ ભરીને જમવા દઇને પછીજ પાદશાહે એને બોલાવ્યો ત્યારેજ મને લાગ્યું કે એનો જાન નહિ લે. વળી એ જવાન ચેહરે નમુન કેવો છો આ રીતે કોઇ કંઇ બોલતા અને કોઇ કંઇ અટકળ કરતા વિખરાઇ ગયા.

## જમર્રૂદ.

રાત્રે જમરૂદે પોતાનાં એવાનમાં જઇને ત્યાં અલીશેરને બોલાવી મંગાવ્યો. તેણે આવીને જમીનને બોસ્સો દીધો અને પાદશાહ ઉપર દુઆ કીધી. તેણીનું દિલ પોતાના વહાલા ખાવંદને મળવાને માટે ઠડક ઠડક થતું હતું. પણ પ્રથમ તેણે તેને પેટ ભરીને જમાડયો. તે દર વેળા કાંઇ ને કાંઇ સવાલો પુછીને તેનો મીઠો સાદ સાંભળતી. "અરે અલી, તું હમામમાં ગયો હતો કે? હા, હા, તું થાકેલો હશે. લે આ મુર્ગ અને ગોસ્ત છે તે ખા. આ શાકરનું શર્બત છે તે તું પી. આ શરાબ તારી થાક ઉતારી નાખશે. તું પેટ ભરીને જમ; અને પછી પરવારીને અહીં પાછો આવજે."

અલીશેર ઉપકાર માનીને જમવા ગયો, અને જ્યારે પરવારીને પાછો આવ્યો ત્યારે જમરૂદે તેને પોતાના ઓરડામાં તેડીને તેને કહ્યું— "અરે અલી, આખો દહાડો થયો હું તારા તરફ આટલીબધી રેહમ બતાવુંછું તોપણુ શું તું મને ઓળખતોજ નથી?"

"અએ નામવર પાદશાહ, તને મારા ધણી દાખલ હું પીછાનુંછું. બીજો તું કોણ છે કે—" આમ બોલતાં અલીશેરે જમરૂદ તરફ બારીકીથી જોયું. તેને આ ચેહરો યાદ આવ્યો. પણુ તે બીધો. "હા.

હા, હુંજ તારી જમરૂદ છું." આ સખુનો સાંભળતાંજ અલીની ખાતરી થઈ. તે તેણીને એકદમ વળગી પડયો, બોસ્સા લેવા લાગ્યો, અને પોતાનો હરખ જાહેર કરવા લાગ્યો.

બીજી સહવારે જમરૂદે તમામ લશ્કરને, અમીર ઉમરાઓ અને વજીરોને બોલાવી મંગાવ્યા, અને તેઓ આગળ એવું જાહેર કીધું કે હું આ માણુસ ( અલીશેર ) ને વતન મુસાફરીએ જાઉંછું, માટે હું પાછો ફરૂં ત્યાંસુધી મારી જગા ઉપર કામ ચલાવી શકે એવા એક નાયબને તમો પસંદ કરો."

આ પછી જમરૂદે મુસાફરીનો સર્વ અસ્બાબ તૈયાર કરાવ્યો અને તે ઉંટો તથા ખચ્ચરો ઉપર લાદ્યો. ખજાનો, ખોરાકી અને બીજી અનેક ઉપયોગી વસ્તુ તે લઇ ગઇ, અને એ રીતે શેહરમાંથી સર્વની દિલગીરી અને આશિષ વચ્ચે ઉપડીને તે અલીશેર જોડે તેને વતન જઇ પુગી, અને તેનાં મકાનની તથા તેના જાનની એક વાર ફરીને રાણી બની. તેમને પેટે ફર્જન્દો થયાં અને તેઓ બહુ સુખમાં જિંદગી ગુજારવા લાગ્યાં. પેલાં શેહરની પ્રજાએ ફરીથી પોતાના તે પાદશાહને દીઠોજ નહિ, કેજે દર ચાંદરાતે શેહરીઓને જિયાફત આપીને ખુશ કરતો હતો.

ઓરતની વફાદારીનું એક અસરકારક ચિત્ર આ કિસ્સો રજુ કરે છે. માતપિતાની શિખામણ નહિ માનનાર છોકરો પોતાની ગમે એવી લખલુટ દોલતની બરબાદી કરી નાખીને શેવટે કેવો તંગીમાં આવી પડે છે તે આ વાર્તાનો બીજો રૂડો બોધ છે.

# જાઅફર નામું :

## યાને ખલીફ હારૂન અર રશીદના વઝીર જાઅફર ઉપર ગુજરેલી આફતનું ઘણુંજ અજાયબ જેવું અને રમુજી દાસ્તાન.

### ખલીફની ખફગી.

વડા વઝીર જાઅફર ઉપર ખલીફ હારૂન અર રશીદને મોટો વિશ્વાસ હતો. તે પોતાના પાદશાહનો સલાહકાર, દોસ્ત અને ખેરખાહ હતો. પણ એકવાર એવું બન્યું કે વઝીરનાં સુખના આફતાબનું તેજ વાદળમાં ઢંકાઇ ગયું અને તે જમાનાની ઇસ્લામી શાહાનશાહાતને એવોજ ભય પૈદા થયો કે જે વખ્ત જાય છે તેમાં બર્મેકનાં મોટાં અને વગવાળાં ઇરાની ખાનદાનનો નાશ થવાનો, કેમકે તે અસલી પાર્સી ખાનદાનનો વડો જાઅફર વઝીર હતો.

આ ભયનું કારણ આ હતું. રમ્જાન મહિનો ચાલતો હતો. ખલીફ એ માસમાં સત યકીનથી રોજા પાળતો હતો. એક દિને વખ્ત પસાર કરવો મુસ્કેલ જણાયાથી તે પોતાનાં દફતરખાનાંમાં દાખલ થયો. તેની જોડે તેના હમેશના સોહબતીઓ વઝીર જાઅફર અને ગુલામ મસરૂર હતા. જે ખાનાંમાં પોતાનાં ઘણાંજ કીમતી દસ્તાવેજો રહેતા હતા તે ઉઘાડીને તેમાંથી જે દફતર સૌથી પહેલું હાથમાં આવી જાય તે પોતાને [illegible] આપવાનો ખલીફે જાઅફરને હુકમ કીધો; અને વઝીરના હાથમાં એ રીતે અમલ કરતાં એક હસ્તલેખ આવ્યો, કેજે "જઅફર નામુ"[1] એ નામે ઓળખાતો

---

[1] આ કેતાબને માટે કહેછે કે ગઈ સદીની શુરૂઆતમાં તે ફ્રાન્સના પાદશાહી કેતાબખાનામાં મોજુદ હતી. એ કેતાબના હસ્તલેખો ખલીફ હારૂનના જમાનામાં ઈસ્લામી શાહનશાહતના ઘણા ભાગો ખાતે હોય એવું આગળ ચાલતાં આ વાર્તામાં બનતા જતા બનાવો ઉપરથી જણાયછે.

હતો. આ કેતાબની તારીફ આખાં રાજ્યમા રોશન હતી. એ કેતાબ ભવિષ જોવાની હતી અને તે ગણિત વગર સમજી શકાતી ન હતી. તેમાં ભવિષમાં બનનારા ચોકસ બનાવોની નોધ હતી.

ખલીફે આ કેતાબ ઉંચાડીને તેના થોડાક સફા વાંચ્યા. આમ કરતી વેળા પ્રથમ તે બેએખ્તિયાર હશી પડયો ; પછી તેના ચેહરા ઉપર દિલગીરી ફરી વળી; પછી તેણે આંસુ ખેરવવા માંડયાં. શેવટે તેના ચેહરા ઉપર પાછી ખુશહાલી ફરી વળતી જણાઇ, અને તે સંતોષ પામેલો જણાયો. આ એક પછી એક જણાયલી લાગણીનું કારણ વજીરે ખલીફથી જાણવા ચાહ્યું. ખલીફે તરત પોતાના હાથમાંની ચોપડી બંધ કરીને બાજુએ મુકી, અને વજીર તરફ ફરી ગુસ્સાથી કહ્યું કે—"અહીંથી તું અબઘડી જા, અને જે સવાલ તેં પુછયોછે તેનું ખરૂં કારણ તું પોતેજ શોધી લાવ. અગરજો તું ખરો ખુલાસો લાવ્યા વિના મારી હજુરમાં ફરીથી દેખાયોછે તો તારૂં સર તનથી છુટું થશે."

આ ગુસ્સા અને ધમકી ભરેલા સખુનોથી વજીર બહુ અચરત થયો. તે ગમ અને દુખ સાથ પોતાને ઘેર ગયો. તે મનથી બડબડયો કે "ખલીફ નહિ મલી શકે એવો જવાબ મારી કનેથી માંગેછે, અને તેના અવેજમાં તે મારૂં સર તનથી જુદું કરવાને તૈયાર થયો છે." તેની આગળ ઉંચાં પકવાનો આવ્યાં, પણ તેમણે તેણે હાથ લગાડયો નહિ. તે પલંગ પર સુતો, પણ તેને ઉંઘ આવી નહિ. તે તમામ ગમમાં ગિરફતાર થઇ ગયો.

જાઅફરની ઓરત ફાતિમા તેના કાકાની દીકરી થતી, માટે તે તેને બેવડી વહાલી હતી. પણ આ વફાદાર ઓરત પણ પોતાના ખાવિંદના ગમનું કારણ જાણી શકી નહિ. તેણીને પણ જાઅફરે પોતાના ગમનું કારણ કહ્યું નહિ.

આ રીતે ત્રણ દિવસ પસાર થઇ ગયા, અને પછી જાઅફરનો જઇફ પિતા યહિયા બર્મકી પોતાને વતન જઇ રહ્યો હતો ત્યાંથી બગદાદમાં આવ્યો. ફાતિમાએ પોતાના આ કાકા અને સસરા આગળ

પોતાના ખાવિંદની હાલતની વાત કીધી, જે ઉપરથી યહિયા પોતાના બેટાને મળ્યો અને પુછવાથી તેના ગમનું ખરૂં કારણ જાણી શકયો. બાપની આગળ પોતાનાં દિલનો ભેદ જાઅફરે ખુલ્લો કીધો, જે સાંભળીને યહિયા બોલ્યો કે—"તું શાંત થા, બેટા. ખુદાતાલાનો જે હુકમ હશે તે મુજબ થયા વિના રહેવાનું નથી. જઅફરનામાંની કેતાબ આપણાજ કોઇ નિયાગાને લખેલી છે, જેમાં ખલીફે કાંઇ એવું ભવિષ વાંચેલું હોવું જોઇયે કે જેમાં તારી શામેલગીરી હશે. તેણે જે જવાબ માંગ્યો છે તે તારી ઉપર જે વાતો ગુજરે તેમાંથી મળી આવવો જોઇયે. હવે તારે બગદાદ શેહેર છોડી જવું જોઇયે, અને કોઇ નહિ પીછાની શકે તેમ તું સાથે કોઇપણ નોકર વિના દમશ્ક શેહરનો રસ્તો ધર. ત્યાં તું અજાયબ વાતો બનતી જોશે, અને તે વાતો ઉપરથી ખલીફના સવાલનો ભેદ મળી આવશે, અને ત્યારેજ તારાં મન ઉપરનો બાર ઓછો થઇ તું પાછો સુખી થશે."

પોતાના બુજર્ગ બાપની દાનાઈ ઉપર જાઅફરને મોટું યકીન હતું, માટે તેણે તેના ફરમાવ્યા મુજબ અમલ કીધો. તે પોતાની ઓરત ફાતિમા અને ફરજંદોને મળ્યો, અને તેમની રજા લઇ વેશ બદલીને એક ખચ્ચર ઉપર સ્વાર થઇ કોઇ નહિ જાણે તેમ તેણે દમશ્કની રાહ ધરી.

## સખાવતનો શાહ.

દમશ્ક શેહેર શામ દેશનું પાયતખ્ત હતું. એ શેહેરમાં આ વેળા હબીબ નામે એક દોલતમંદ ઇસ્લામી શેઠિયો વસતો હતો. તે માતબર હતો એટલુંજ નહિ પણ સખી અને દયાળુ હતો. તે પરદેશીઓની ભારી મદારત કરતો અને પોતાનાં મકાનમાં તેમને ઉતારો આપ્યા વિના જવા દેતો ન હતો. હબીબને દરવાજે દરરોજ ખેરાત થતી હતી. જ્યારે તે મકાન છોડી બાહેર જતો ત્યારે તે જરૂર કોઇ દુખીને મદદ કીધા વિના પાછો ફરતો નહિ. તેનું મકાન એ રીતે કમનસીબ લોકોનું ધામ થઇ પડયું હતું. તે આખા દહાડામાં પાંચ વખ્તની નિમાજ ભણતો અને રમજાન મહિનામાં રોજા પાળતો. આવા એક ખરા મુસલ-

માનની ખુબી દમસ્ક શેહેરમાં મશહુર હતી, એટલુંજ નહિ પણ તેના સદ્દગુણોને લીધે તેનું નામ ચોતરફ પંકાયલું હતું.

શેહેરની બાહેર પણ તેનું એક મકાન હતું, કેજે એક સુંદર બાગમાં બાંધેલું હતું, અને અહીં તેણે પોતાના કેટલાક દોસ્તોને જિયાફતે બોલાવેલા હતા. એજ વખ્તે જાઅફર પોતાનાં ખચ્ચર ઉપર સ્વાર થઇને છુપે વેશે આ બાગ આગળથી વિચારમાં પસાર થઇ જતો હતો, એટલામાં સુંદર પોશાક પહેરેલા એક ગુલામે આવી તેને અર્જ કીધી કે "સાહેબ, તમો પરદેશી જણાઓ છો. હાલ મધબપોરનો વખ્ત થયલો છે. ખાણું તૈયાર છે. શેહર તો હજુ કેટલુંક દૂર છે, અને તમારૂં ખચ્ચર થાકી ગયલું જણાય છે. મારા શેઠ હબીબની એલતેમાસ છે કે ધુપમાં તમારી મુસાફરી આગળ નહિ લંબાવતાં તમોએ તેની જોડે આ મકાનનો આશ્રો લેવો. કોઇબી રીતે તમો તેની અર્જ કબૂલ રાખશો તો તે પોતાની ઉપર પરવરદેગારની મેહરબાની ઉતરેલી સમજશે."

આવું માનભરેલું ઇજન અને તેબી વળી જાઅફરે જે હલકો વેશ લીધેલો હતો તેવા એક મુસાફરને થયલું જોઇને જાઅફર ઘણોજ અચરત થયો. તેને લાગ્યું કે મારા બાપે જે સખુનો કહ્યા હતા તે ખરા પડવાની આ શુરૂઆત છે. તેણે હબીબ તરફનું ઇજન કબૂલ રાખ્યું, કેમકે શેહેરમાં શા શા વિચિત્ર બનાવો બને છે તે જોવા માટેજ તે આવેલો હતો, અને તે અંદર દાખલ થયો. તે જઇને જુએછે તો દમસ્કના આગેવાન લોકોની એક ટોળકી ત્યાં હાજર હતી અને સઘળાઓ જમવા બેસવાની તૈયારીમાં હતા. સુફરો બિછાવેલો હતો અને જાત જાતનાં પકવાનોનો સોડમ આવતો હતો. આવા એક મોટામોટિયારોના મેળાવડામાં હબીબે જાઅફર જેવા એક અજાણ્યા મુસાફરને જે માન આપ્યું તેથી સર્વ કોઇ અચરત થયા. સુફરા ઉપર તેને સૌથી ચઢતી બેઠક મળી; તેની આગળ સોનાના ખાનચા ગોઠવવામાં આવ્યા; અને હાથ લુછવાનો રૂમાલ પણ તેવોજ કીમતી હતો. આ સઘળું માન એક અજાણ્યા પરોણાને મળે તેથી બીજા સર્વ પરોણાઓ અચરત થાય તેમાં નવાઇ નથી.

ભોજન લીધા પછી હબીબ પોતાના પરોણાને એક બાજુએ લઈ જઈ કહેવા લાગ્યો કે—" તમો થાકેલા લાગોછો ; જો આ મકાન તમને પસંદ પડતું હોય તો એને તમારૂં પોતાનુંજ ગણીને સુખેથી અહીંજ રહેજો ; પણ જો તમારે શેહરમાં જવાની જરૂર હોયતો ત્યાં પણ તમારે માટે મકાન તૈયાર છે અને તે તમારી સેવામાં હાજર છે." જાઅફરે શેહર જોવાની ખાહેશ બતાવી, જે ઉપરથી હબીબ પોતાના બીજા દોસ્તોની રજા લઇ તેમનાથી છુટો પડયો, અને જાઅફરને શેહરમાં લઇ જઇ પોતાનાં મકાનમાં ઉતારો આપ્યો. અહીં વઝીર પોતાના મેજબાનની મેહેમાનદારી જોઇને અચરત થયો. તે જેવો નમ્ર તેવોજ ભલો અને અશ્રાફ જણાયો. આ સઘળું છતાં જાઅફરને બીજી અચરતી એ લાગી કે હબીબનાં મકાનમાં તેનાં કોઈ ફરજેન્દોની વરતી જણાતી ન હતી. હબીબ ભર જવાન ઉમરનો હતો, અને તેવો એક દોલતમંદ માણુસ આજ સુધી શાદી કર્યા વિના કેમ રહ્યો હશે, એ વઝીર જાઅફરની નવી અચરતી હતી.

આ ઉપરથી તેણે હબીબને સવાલ નાખ્યો કે " તમારી શાદી થઇ નથી તેનું કારણ શું ? "—હબીબે આના ઉત્તરમાં પાછું પુછ્યું કે " મારી શાદી નથી થઇ એમ માનવાનું તમને શું કારણ મલ્યું ? "

જાઅફર—જે રીતે તમો મારી પરોણાગત કરોછો, રાતની વેળાએ તમારાં મકાનમાં જે ચુપકીદી ફેલાયછે, અને અહીં તમો અને હું સિવાય બીજું કોઈ દેખાયુંજ નથી,—એ સઘળાં કારણો ઉપરથી મને લાગેછે કે તમો હજુ પરણેલા નથી. "

હબીબ—" જો હું આમ એકલો તમારી સેવામાં નહિ રહું તો પછી તમારા જેવા પરોણાની ચાકરી જેવી જોઇએ તેવી રીતે મારાથી કેમ બને ? તમો જેવા મેહમાનને તો હું મારાં મકાનમાંજ નહિ પણ મારાં દિલમાં આરામ આપવાની ખાહેશ રાખુછું."

આવા એક ઉમદા ખવાસના સખી મર્દની આટલી બધી માહેરજત છતાં જાઅફરનાં મન ઉપર ખલીફના હુકમનો જે ગમ હતો તે

હજુ દૂર થયલો ન હતો. હબીબે તે જોઇ લીધો, અને તે ઉપરથી તેણે તેના ગમનું કારણ પુછ્યું. વજીરને લાગ્યું કે આવા એક મેહરબાન રફીકને પોતાની ખરી હકીકત કહેવામાં ખોટું નથી. આ ઉપરથી તે બોલ્યો કે—"અય ભલા હબીબ, તારી આગળ જે માણસને તું જુએ છે તે કોઇજ નહિ પણ ઇસ્લામી શાહાનશાહાતનો વડો વજીર જાઅફર છે, કે જેને ખલીફ હારૂને પોતાની હાજરીમાંથી કહાડી મુકયો છે."

હબીબે જવાબ આપ્યો કે—"અય મોટા શાહજાદા, જોકે આગળ મેં તને કદી જોયો નથી તોપણ તને હું અછી રીતે પીછાની ચુકયો છું. જયારે તેં મારા બાગમાં દેખાવ દીધો ત્યારે તો હું તારી આવી પુગવાની વકી રાખતોજ હતો.

"એમ કેમ બને ?" જાઅફરે અચરત થઇને પુછ્યું.

"મારે કબુલ કરવું જોઇએ કે એ બાબે મને નવાઇજેવી રીતે ખબર મળી છે," હબીબે ખુલાસો કીધો. "મારાં કેતાબખાનાંમાં એક કીમતી કેતાબ છે, કેજે તારાજ કોઇ નિયાગાને લખેલી છે. તેને 'જાઅફર નામુ' કહેછે. ચોકસ વખ્તેજ તે ઉઘાડીને વંચાય છે. એ કેતાબનાં બીજાં દફતરમાં જીમ, બે અને વાવ એવા ત્રણ હરફો મારા વાંચવામાં આવ્યા. આ ઉપરથી એ હરફોને મળતી સંખ્યા મેં તપાસી, અને પછી ફરમાવ્યા મુજબની ગણત્રી કીધી તો મને માલુમ પડયું કે જીમ એટલે જાઅફર, બે એટલે બર્મકી, અને વાવ એટલે વડો વજીર પોતાનાં નસીબ સંજોગે દમસ્કમાં આવશે અને આ શેહરમાં કેટલીક કહાણી તેના ઉપર ગુજરશે; તે એકલોજ આવશે, તે વેશ બદલીને આવશે, અને ફલાને ચોકસ વખ્તેજ બેગાના દાખલ આવશે. આમ ખુલાસો મેળવતાંજ હું શેહર બાહેરના મારા વજીફામાં દોડતો ગયો, અને બર્મકી ખાનદાનના વડાના મોટા આબકારને છાજતી સર્વ તૈયારીઓ મેં કરી રાખી. પછી શું બન્યું તે તો તું જાણે છેજ."

"અય હબીબ, જે કેતાબને વાસ્તે તું બોલે છે તેજ કેતાબ મારી નામુસીનું અને મારી દમસ્કની મુસાફરીનું કારણ થઇ

પડીછે." આમ કહીને વઝીરે ખલીફ સાથ બનેલી સર્વ બિનાથી હબીબને વાકેફ કીધો, અને હબીબે પોતાથી બની આવ્યું તેમ જાઅફરનો ગમ વિસારવાની તજવીજ કીધી. તેને ભલી ભલી વાતો અને અકલપસંદ હકીકતો કહી સંભળાવી, અને એવા ઇલાજો લીધા કે જાઅફર દમશ્કની મજાહ ખુશીથી ભોગવતો થયો. કોઇ દહાડો તે શેહેરનાં હમામમાં ગુસલ ઉતારવા જતો, કોઇ દિન ત્યાંની મોટી મસ્જીદમાં જતો; કોઇ વાર ઘોડેસ્વાર થઇ શેહેરમાં ફરવા નિકળતો, અને કોઇ વખ્ત શેહેરની બાહેર પરાંઓમાં મજાહ મારવા ઉતરી પડતો.

## વજીર ઉપર વિટેલો વાતો.

પણ એ સઘળું છતાં વઝીરનો વખ્ત પસાર થવો ભારી પડતો. હબીબને તે જણાયું, અને હવે વઝીર જેમ બગદાદમાં છુપે વેશે નગરચર્ચા જોવા ફરતો તેમ દમશ્કમાં ફરવા નિકળવાને તૈયાર થયો, ત્યારે હબીબે તેને તેની ખાહેશ મુજબ અમલ કરવાની ના પાડી નહિ. આ ઉપરથી એક દિને વઝીર શેહેરમાં વેશ બદલીને ફરવા નિકળ્યો. પ્રથમ જુમા મસ્જીદમાં જઇ ત્યાં વુજુ કરીને તે નિમાજ પઢયો, અને પછી બાહેર પડીને આગળ વધ્યો ત્યારે તેને એક આબરૂદાર દેખાવનું કાવાખાનું નજર આવ્યું. અહીં તે દાખલ થયો, જ્યાં તે વેળા પાંચ છ માણુસો બેઠેલાં હતાં. આ લોકો મધેનો એક કોઇ દાના હતો, જેણે પોતપોતા વચ્ચે ચાલતી વાતો દરમિયાન કહ્યું કે "વડો વઝીર જાઅફર આજ વખ્તે દમશ્ક શેહેરમાં હોવો જોઇયે.

તેના એક સાથીએ પુછયું કે—"તમે કેમ જાણ્યું ?"

પેલા દાના માણુસે જવાબ આપ્યો કે—"આપણા પાદશાહ અબ્દ અલ માલિકની દરબારમાં હું કેતાબ વાંચું છું. આજ પચીશ દિવસની વાત ઉપર પાદશાહના હુકમથી મેં 'જઅફરનામું' નામની કેતાબ વાંચી હતી. તમને ખબર હશે કે એ કેતાબ વરસમાં બેજ વખ્ત વંચાય છે; એક રમ્જાનના રોજા દરમિયાન, અને બીજી અરાફતના દિવસો ઉપર. હવે એ કેતાબ વાંચીને ગણત્રી કરતાં અમને જણાયું કે રમ્જાનની ૧૭ મી તારીખે બર્મકી શાહજાદો આપણાં શેહેરમાં

આવવો જોઇયે. આ ઉપરથી પાદશાહ અબ્દુલ માલિકે આ વડા વજીરને પોતાના મેહલમાં ઉતારો આપવાની તમામ ગોઠવણ કરી રાખેલી છે."

આ સખુનો જાઅફરે સાંભળ્યાથી તે ચોંકયો, અને રખે પોતે જણાઇ જાય એમ સમજીને તે કાવાખાનાના ધણી પાસે ગયો અને તેના પૈસા ગણી આપવા માંગ્યા. પણ તે મકાનના ધણીએ કહ્યું કે "તમારી કને મારૂં કાંઇજ નિકળતું નથી." પછી તેણે ધીમેથી જાઅફરને સમજાવ્યો કે—" ત્રણ કારણને થકી તમો મારા દેવાદાર નથી. ૧ લું એ કે તમો નામીચાં અને ઉમદા બર્મક ખાનદાનના શાહજાદા છો; ૨જું એ કે તમો ખલીફ હરૂનના વડા વજીર છો; અને ૩ જું એ કે તમો પેલા દુનિયામાં પોતાની પરોણાચાકરીને માટે વખણાયલા અમીર હબીબના પરોણા છો. હબીબની સખાવત સુકી જમીન ઉપરના વરસાદ જેવી છે, અને ઉજડ બિયાબાનમાં ધુપને વખ્તે થાકેલા મુસાફરને આશ્રો આપનારાં ઝાડ જેવી છે. તમે કોણ છો તે મને જઅફરનામા ઉપરથી માલુમ પડયું છે એમ કહું તો તમો અચરત થતા ના. તે ઉપરથીજ મેં જાણ્યું કે આજે તમો મારી દુકાનમાં ભોજન લેશો."

અચરત થતો નિકળીનો વજીર હવે શેહરમાં ભટકવા લાગ્યો, અને આમ તે હવે દરરોજ કરતો. એક દહાડે ગર્મી પુષ્કળ પડતી હતી તેથી શર્બત પીવાની મતલબથી તે એક દુકાનમાં દાખલ થયો, અને દ્રાક્ષનું શર્બત બરફમાં થંડું કીધેલું માગ્યું. અહીં બીજા ઘણાં લોક વચ્ચે જાઅફરે પોતાની જગા લીધેલી હતી, માટે દુકાનનો ધણી તેનો હાથ પકડીને તેને એક ખાનગી ઓરડામાં લઇ ગયો, અને બોલ્યો કે—"અય મારા શાહજાદા, તમો તમારા દરજાને લાયકની જગામાં બેઠેલા ન હતા. હું તમોને પીછાનુંછું. તમો આપણી કોમના વડા અને શાહાનશાહાતના વડા વજીર, અને ખલીફના જમણા હાથ છે." આમ કહીને તે હલવાઇએ જાઅફરને એક સુફા ઉપર બેસાડયો, જેની આસપાસ ફુલોથી ભરેલાં કોડીનાં વાસણો ગોઠવેલાં હતાં. અહીં ત્રણ ખુબસુરત જવાનો વજીરને સલામ કરવા આવ્યા, જેઓએ સ્વચ્છ પોશાક પહેરેલો હતો. પેલા મીઠાઇગરે તેમને કહ્યું કે—"બેટાઓ, જુઓ

આ તમારો તેમજ મારો શાહજાદો ! આપણા અસલી નિયાગાનો લખી ગયા છે કે તે આજે અહીં આવશે. એ સાહેબને લાયકનું આદર-માન તમો એને આપો."

પેલા જવાનોએ વજીરની આગળ સુખડની બનાવેલી એક ટેબલ ગોઠવી, અને પછી તેઓમાંના એકે ઘુંટણીએ બેસીને જાફરે માંગેલું દ્રાક્ષનું શર્બત હાજર કીધું. બીજાએ એક નાની દાબડીમાં ખુશબોઇ ભરી, જેના સુવાસે પેલા કુન્જમાંનાં ફુલો સાથ મળી જઇને આખા ઓરડાને મઘમઘતો બનાવી દીધો.

જાફરે પોતાનીજ કોમના આ ત્રણ નવ જવાનોને ભારી હરખ સાથ જોયા, જેઓ તેને પોતાનો પિતા જેવો ગણીને તેનું રક્ષણ શોધતા આવ્યા હતા. પણ આજે તે કોઇ પણ કિસમનું રક્ષણ તેમને આપી શકે એમ હતુંજ ક્યાં ? તેણે પોતાના હાલ ઉપર થોડો વાર અફસોસ સાથ વિચાર કીધો. તે મનથી બડબડયો કે "એક વાર એમ હતું ખરૂં કે હું મારા ખાનદાનીઓનો રક્ષણહાર હતો. તે વખ્તે જો આ નવજવાનો મને આવી મળ્યા હોત તો કેવું સારૂં." આમ વમાસીને તેણે દરેક જવાનને સોનાની પચાશ મોહર ભેટ આપી, અને હવે અંગુરનાં શર્બતને માટે તે એવેજ દુસ્લે જીવે દામ આપવા ઉઠયો. પણ પેલા મીઠાઇવાળાએ તેને તેમ કરતો અટકાવ્યો.

"દામ શું ને વાત શી ? મારા સાહેબ, આ મકાન અને તેનો ધણી તારા ગુલામ છે. અમો સઘળા તારાજ ખાનદાની છિયે. તું તો આપણી કોમનો શાહજાદો, ગુંડો અને રોશની છે. મોટા ખલીફનો તું દોસ્ત છે, અને તે સખાવતે મશહુર હબીબનો તું પરોણો છે કે જેનાં માનમાં કૈબત અલ નસરના[1] ગુંબજ ઉપર રોશની કરવામાં આવે છે. આ રોશનીમાંની પહેલી બતી ખલીફની પોતાની તરફથી થાય છે, જેનો દાખલો બીજા શાહજાદાઓએ પકડેલો છે, કાંએકે તેઓએ પણ સખી

---

૧ દમસ્કની પડોશમાં આ નામની ઈમારત એક ઉચી ટેકરી ઉપર આવેલી હતી.

હબીબની મેહમાનદારી ચાખેલી છે. અગરજો માહતાબ ગ્રહણને લીધે યા વાદળાંને લીધે પ્રકાશતો બંધ પડે તો બગદાદનાં લોકોની નજર રાતની વેળાએ કૌબત અલ નસરની રોશની તરફ ખેંચાય છે. આ બતીઓની રોશની એટલી બધી છે કે ચંદ્રમાની જગા તે સાચવે છે, અને બુલંદ ખવાસના હબીબની સખાવતને નહિ ખૂટે એવો ઝળકાટ આપે છે."

પોતાના દોસ્ત હબીબની ખુબીઓની આ રીતની તારીફ સાંભળીને જાઅફરને ઘણી ખુશહાલી પેદા થઇ. આ વખાણ કરનાર કોઇ સાધારણ હલવાઇ ન હતો. જાઅફરના પુછવાથી તેણે કહ્યું કે વડો વઝીર દમસ્કમાં પધારેલો છે તે બિના જાઅફરનામા ઉપરથી તેણે જાણી હતી.

## એક માછીનાં મનની મોટાઇ.

ઉપર મુજબ દમસ્કમાં છુપ્યો ફરતાં એક દિને જાઅફર નદી કિનારે જઇ પુગ્યો. અહીં તેણે જોયું કે એક ગરીબ માછી વારંવાર જાળ નાખી પાછી ખેંચતો હતો, પણ જાળમાં એકપણ માછલી આવતી ન હતી. અંતે તે બાપડો નિરાશ થઇને બોલ્યો કે—"હવે શું કરૂં ? ઘેર ખાલી હાથે જઇને મારી ઓરત તથા ચાર દીકરી અને ત્રણ દીકરાઓને શું ખવાડું ? ખાવા માટે રોટી પણ નથી, અને આજ ચાર ચાર દહાડા થયા માછલી તો એકબી મળતી નથી. ખુદાની અને પેગમ્બરની મદદ માંગી તે પણ મળતી નથી. ઓ પેલી રહી કૌબત અલ નસર ! ભલા હબીબની સખાવતથી તે કેવી ખીલી રહી છે ! લાવ ત્યારે એ સખાવતે બહાદૂરનું નામ દઇને ફરીથી જાળ નાખું. જોઉં તો ખરો કે જે દોલતમંદની સખાવતની વાતો દુનિયાના છેડા સુધી ફરી વળેલી છે તેનાં નામથી નાખેલી જાળમાં શું આવેછે ?"

આમ બોલીને પેલા માછીએ હબીબનું નામ જબાન ઉપર લઇ જાળ ફેંકી, અને પોતાના દોસ્તનાં નામથી ફેંકાયલી જાળમાં શું આવે છે તે જાણવાની ખાહેશથી વઝીર જાઅફર આ મછીમારનો

તમાશો જોતો ત્યાં ઉભોજ રહ્યો. તરતજ માછીએ જાળ ખેંચી. તે ભારી જણાઇ. બાહેર કહાડી ત્યારે તેમાં કેટલીક તો મોટી માછલીઓ પકડાયલી જણાઇ.

હવે વજીર નજદીક આવ્યો અને માછીથી જાણવા માંગ્યું કે "આ હબીબ કોણ છે કે જેનાં નામથી નાખેલી જાળમાં આટલી બધી માછી સપડાઇ આવી ?"

માછી અચરત થઇને બોલ્યો કે—"ત્યારે તું આ સરજમીન ઉપર કેવળ અજાણોજ છે કે શું? સખી હબીબથી કોઇ અજાણ્યું નથી. હવામાં ઉડનારાં પંખેરાં, જેઓ તેના હાથમાંથી પોતાનો ખોરાક ખાય છે, તેઓએણી તેની ખુબીની વાતો દેશેદેશ ફેલાવી દીધી છે. જ્યારે ખલીફ ઉમરે દમશ્ક ફતેહ કીધું ત્યારે તેને જે હબીબે મદદ આપી હતી તેના બેટાનો જે બેટો તે હાલનો સખી હબીબ છે. આ નબીરાના બપાવાએ ઉમર અને તેનાં લશ્કરને ત્રણ દહાડા સુધી જિયાફત આપી હતી. આ સેવાના બદલામાં ખલીફ ઉમરે તે હબીબને દમશ્કમાં એક મોટી ભપકાદાર હવેલી બાંધી આપી, જેના એક સ્તંભ ઉપર પોતાના ફતેહમંદ દસ્તનો છાપ પડાવ્યો, કે જેને આજ સુધી સઘળા સાચા મુસલમાનો તરફથી માન મળે છે. જ્યારે ખલીફ હાદી દમશ્કમાં આવ્યો ત્યારે તેણેબી હબીબને એવીજ રીતે નવાજયો, અને હાલના ખલીફે સંગે મરમરમાં તેનું નામ સોનેરી હરફે કોતરાવ્યું."

આ રીતે હબીબની તારીફ થાય તે જાફરને મનથી તેની પોતાની સ્તુતિ થતી હતી. હવે તેને લાગ્યું કે હબીબનાં નામમાં તો બરકત છેજ, પણ મારાં પોતાનાં નામમાં કાંઇ છે કે નહિ તે જાણી લેવું. એટલામાટે તેણે પેલા માછીને સમજાવીને જાળ એક વાર ફરીને નદીમાં નખાવી અને તેને કહ્યું કે તેમ કરતી વેળા જીમ-બે-વાવ એવા હરફો યાદ કરવા. આપણે આગળ જોઇ ગયા તેમ આ હરફો વજીરનાં પોતાનાં નામના હતા. એ હરફોથી જાળ નાખતાંજ તે તરત માછલીઓથી ભરાઇ ગઇ અને જ્યારે તેને બાહેર કહાડી ત્યારે તેઓ અતિ મોટાં કદની જણાઇ. જાળ ખેંચતી વેળા માછી પેલા

હરૂફા ધીમે સ્વરે ફરીથી બોલ્યો અને વજીર કને તે પાછા બોલાવ્યા. આ પછી તેણે પોતાની લાકડી વડે રેતી ઉપર કાંઇ આકૃતિ ચિતારી અને કાંઇ ગણુત્રી કીધી. જે પરિણામ આવ્યું તે જોઇને તે અચરત થયો, અને પછી વજીર તરફ ફરીને બોલ્યો કે "હવે જાળ એક વાર ફરીથી નાખી જોઉં. અને તે નામવર ખલીફનાં નામથી નાખું. મેં હબીબને નામે નાખી અને વજીર જાઅફરને નામે પણ નાખી, કેજે વજીરોનો વજીર છે, બર્મક ટોળાનો મુરબ્બી છે, અને ખલીફનો જમણો હાથ છે. એ વજીર જાઅફર હાલમાં આ ઘડીએ દમસ્કમાં હોવો જોઇયે અને હબીબનો તે પરોણો હોવો જોઇયે.

એક માછી જેવા શખ્સને પણ આટલી બધી ખબરદારી છે એમ જાણીને જાઅફરને મોટી અજાયબી ઉપજી. એ બીચારા રંક માણસનું કાંઇ કેતાબખાનું નથી સિવાય કે આકાશ, અને કોઇ કેતાબ નથી સિવાય કે રેતી. ત્યારે એણે કેમ જાણ્યું કે વજીર જાઅફર દમસ્કમાં હબીબનો પરોણો છે? પણ એ બાબે લાંબી તકરાર નહિ કરતાં હવે વજીર અને માછી વિચારમાં પડયા કે માછलीનો જે અતિ મોટો જથો મળી આવ્યો હતો તેનું કેમ કરવું? જાઅફરને યાદ આવી ગયું કે ભલો હબીબ દરેક જાનદાર પેદાયશ તરફ દયાળુ છે. એટલામાટે તેણે પેલા માછીને કહ્યું કે "ભાઇ, સખી હબીબનાં કામોને હું વખાણું છું, અને બર્મકી ટોળાના વડાની વાતો સાંભળવા જેટલું મને ગમે છે તે કરતાં વધારે બીજા કોઇને ગમતું ન હશે. જે ઘણી નેક હોય તેને હું માન આપું છું, પછી તે ગમે તેવી હોય. તું મને સમજતો હશે તે કરતાં હું વધારે દોલતમંદ છું, વાસ્તે તારાં કુટુંબનાં ગુજરાનને માટે આ બસો સોનાના સિક્કા લે, તેમજ તારે ગમે એટલી માછલી પણ ઉપાડી લે, અને બાકીની માછલીને હબીબને નામે નદીમાં પાછી છોડી દે, કે જેથી ફરીને તેઓ દરિયાનાં ઉંડાં તળિયાંમાં જઇ તે સખી મર્દની સખાવતોની વાતો પોતાના બીજા ભાઇબંધોમાં જાહેર કરે."

માછી આ વાતોથી ખુશખુશ થઇ ગયો. તે બોલ્યો કે—"અય મારા શાહજાદા, હું પોતે એક પણ માછલી રાખનાર નથી.

તું પોતે કોણ છે તે હું પામી ગયો છું. તું વજીર જાઅફર પોતેજ છે. તારી નેકીએ તને જાહેર પાડયો છે. જે દિને તારા જેવા સાહેબની મુલાકાતનો મુજ ગરીબને લાભ થયો તે દિને કુદરતની કોઇ પણ પેદાયશ મારા હાથ ઉપર દુખી થવી નહિ જોઇયે. હું સઘળી માહીને તેઓ જયાંથી આવી ત્યાં છોડી દઉં છું.

## જીમ-બે-વાવ.

આમ થયું અને વજીર છુટો પડયો. પણ આવા ખબરદાર માણસથી છુટું પડતાં જાઅફરને દિલગીરી ઉપજી. આવા એક ગરીબમાં આવી હુશિયારી જોડે વળી દયા અને સખાવતના ગુણો જોઇને તે તેને માન આપવાને તૈયાર થયો. તેઓ બંને જુના દોસ્તો હોય તેમ છુટા પડયા. આગળ ચાલતાં વજીરે એક મોહું કાવાખાનું દીઠું કે જેને લગતા બાગમાંથી નદીને લગતું નાળું પસાર થતું હતું. બાગમાં સંગેમરમરની બનાવેલી એક બેઠક ઉપર તે બેઠો. પછવાડે દ્રાક્ષના વેળાઓથી બનાવેલો એક માંડવો હતો. તેમાં દાખલ થવાના ત્રણ દરવાજા હતા, અને દરેક દરવાજે એકેક દર્વીશ અકસ્માતિક રીતે દાખલ થયો. જાઅફરે દ્રાક્ષના વેળાઓની વચ્ચેથી જોયું તો તેઓ સઘળા એક બીજાથી અજાણ્યા જણાયા. તેઓ પોતપોતાની કૉફી ગુપચુપ પીતા હતા. અંતે તેઓ વાતે વળગ્યા. તેઓમાંનો એક જે વધારે બુજર્ગ હતો તેની વાતોપરથી જણાયું કે તે ચીનમાં નામીચાં ખાનદાનનો હતો, પણ પોતાનાં વતનનો ધર્મ તેને પસંદ આવ્યો નહિ તેથી તે પોતાની જવાનીથીજ દુનિયાની સેર કરવા નિકળ્યો. બુત-પરસ્તી ઉપર તેને ધિક્કાર છુટયો; ખુદાને બદલે ઇનસાનની પરસ્તેશથી તેને કમકમાટ ઉપજયો; હબીબની સખાવતોની વાતો સાંભળીને તે દમસ્કમાં આવ્યો, તેની વાતો માનીને તેણે ( દર્વીશે ) ઇસ્લામી મજહબ એખ્તિયાર કીધો, અને આજે પાછો તે દમસ્કનાં પાયતખ્ત ખાતે પોતાના એજ મેહરબાન દોસ્તને મળવા આવ્યોછે.

બીજા દર્વીશે કહ્યું કે—હબીબની નેકી અને ખુબીઓની વાતો સાંભળીનેજ હું હિંદુસ્તાનથી અહીં સુધી આવ્યોછું, અને એજ ભલા

આદમીની સમજાવટથી મેં મૂર્તિપૂજા તર્ક કીધીછે. ત્રીજા દર્વીશે પોતાનો અહેવાલ કહેતાં જણાવ્યું કે હું તો જન્મથીજ મુસલમાન છું, પણ હબીએ મને નેકી અને નીતિના ઘણાજ ઉત્તમ સબકો આપ્યાછે.

આ દર્વીશોએ હબીબ તરફની નવાજેશના અનેક દાખલા આપ્યા, અને એક આવાજે કબૂલ થયા કે તે કાંઇ માણસજાતનોજ દોસ્ત નથી, પણ તમામ પેદાયશનો છે. વડા દર્વીશે કહ્યું કે—"ભાઇઓ, હબીબનો સેતારો બુલંદ છે, પણ સેતારાઓનું એક બીજું નક્ષત્ર વધારે બળવાન છે. આપણ સઘળા હબીબને નામે અહીં ખેંચાઇ આવ્યા છિયે, પણ આ જગાએ આપણ ભેગા મળ્યા છિયે તે જીમ-બે-વાવને નામે છિયે. આ હરૂફોનીજ મને તો ખબર છે, પણ એ હરૂફોવાળું નામ હું જાણતો નથી. જ્ઞાનનો પાયો કેતાબોથી નખાયછે, પણ સંગીન શિક્ષણ તો બનાવો બનવા ઉપરથીજ મળેછે. આપણ આજે શા કારણસર ભેગા મલી ગયા છિયે તે જાણવા માટે આપણે ધીરજ રાખવી જોઇશે." આ પછી પેલા દર્વીશો ત્યાંથી ઉઠીને છુટા પડયા.

આ દર્વીશોની વાતો જાઅફર સાંભળતો બેઠો હતો તેના ઉપર આથી ઘણીજ નવાઇજેવી અસર થઇ. તે જાણીને ખુશ થયો કે હબીબ જેવા જગજાહેર સખીમર્દ કરતાં પણ તેનો પોતાનો સેતારો બુલંદ છે. પણ એ ખુશહાલીમાં ગરૂરી લેશ માત્ર ન હતી. નેકીના સદગુણની ખરી પીછાન તે ધરાવતો હતો. તે મનથી બોલ્યો કે—"હબીબનો સેતારો આકાશમાં બુલંદ હશે, પણ હું તો ખલીફનો વજીર છું તેથી મારો સેતારો ફકત આ જમીન ઉપરજ બુલંદ હોવો જોઇયે, કે જયાં તાજ અને તખ્ત ધરાવનારા હર હંમેશ નેક હોતા નથી."

## બધી મોહકાણ મોહબતની.

એક દહાડે જાઅફર શેહરમાં ફરવા નિકળ્યો હતો ત્યાંથી પાછો ફરી હબીબને ઘર જતો હતો એટલામાં તે ગર્મીથી બહુ કંટાળી ગયો, અને જોકે તે મકાન ૩૦૦ થી ૪૦૦ કદમ કરતાં વધારે દૂર ન હતું તે છતાં ત્યાં જઇ આરામ લેવાને બદલે તે એક પથરની બેઠક ઉપર

દમ ખાવા બેસી ગયો. તે જ્યાં બેઠો હતો તેની સામે એક ભપકાદાર મેહેલ હતો, જેને છવીશ સ્તંભો ઉપર ઉઠાવેલો હતો, અને જેની ચોવીશ બારીઓ હતી. આ દરેક બારીની નીચે એકેકો નાનો બગીચો બનાવેલો હતો.

જાઅફર આ મેહલની આ રીતે તપાસ લેતો હતો એટલામાં પેલી બારીઓ મધેની એક ઉઘડી, અને આશરે સોળેક વરસની એક નવજવાન નાજનીન તેની નજરે પડી, કે જેની ખુબસુરતી આંખને આંજી નાખે એવી હતી. તેની આ ખુબસુરતીની તારીફ બોલતો જાઅફર બેઠો હતો એટલે પેલી નાજનીને પેલા બગીચાનાં ઝાડોને પાણી શીપ્યું, કે જેઓ તેની હાજરીથીજ ગોયા જીવતાં અને ખુશ થતાં હતાં. આ રીતે પાણી પાઇને પેલી માહબુબ બારી બંધ કરીને ચાલી ગઇ. વજીરે માની લીધું કે હવે તેણી બીજાં ઝાડોને એજ રીતે પાણી શીપવા માટે બીજી બારી ઉઘાડશે, પણ તેની એ ધારણામાં તે ઠગાયો. તે તો હવે ત્યાંજ બેસી રહ્યો, અને રાત પડી તોપણ તે ત્યાંથી ઉઠયો નહિ. અગરજો હબીબે પોતેજ આવીને તેને ત્યાંથી જગાડયો ન હોત તો જાઅફર ત્યાં ને ત્યાંજ પેલી નાજનીનની ખુબસુરતીની આચરતી અને અંદેશામાં પડી રહ્યો હોત. હબીબ તેની સલામતી માટે ચિંતાતુર બનીને તેને શોધવા નિકળ્યો હતો. તેણે આવતાંની વાર જોયું કે જાઅફર પેલા મેહલની ૨૪ બારીઓની નજરબંદી તળે વિંટળાઇ ગયલો હતો.

"તું અહીં શું કરેછે, બિરાદર ?" તેણે વજીરને પુછ્યું. "હું બીધો કે રખેને તું કાંઇ મુસીબતમાં આવી પડયો હોય."

"હું આજે બહુ રખડયોછું, દોસ્ત," જાઅફરે ઉડાવનારો જવાબ આપ્યો, "તેથી આ બાંકપર જરા બેઠો હતો."

"ચાલો, ત્યારે હવે ઘેર જઇયે;" આમ બોલીને હબીબે વજીરનો હાથ પકડયો, અને જાઅફરને જોકે ત્યાંથી ઉઠવા ગમતું ન હતું તોપણ તે બહુ આનાકાનીથી હબીબ સાથે ઘેર જવા નિકળ્યો. પેલી આકાશી પરીની ખુબસુરતીએ તેને તો ત્યાં ગોયા નજરબંદીની મેખથી

જડી લીધો હતો. ઘેર ગયા બાદ સુફરો આવ્યો, પણ ભાતભાતનાં પકવાનથી જાઅફરની ઉદાસીમાં જરાબી ફેર પડયો નહિ. તે ગમગીન હાલતમાં બીછાને ગયો, અને તેની એ હાલત જોઈ હબીબ ચોંકયો.

જાઅફરને આખી રાત ઉંઘ આવી નહિ. બીજી સહવારે હબીબ તેને ઉઠાડવા ગયો ત્યારે વઝીરની નાડ બહુ જોશમાં ચાલતી જોઇને, તેમજ તેની તબિયત સારી નહિ જોઇને તે બીધો. તરત પોતાના ખાસ હકીમને બોલાવી મંગાવ્યો, કેજે ઘણો બાહોશ અને અનુભવી હતો. તેણે જાઅફરનો દમ તપાસ્યો, આંખ જોઈ, નાડીની તપાસ લીધી અને એ રીતે પા કલાક સુધી વઝીરનાં શરીરની પરીક્ષા લીધા બાદ ખાડયો કલમ લઈને દવા ફરમાવી, અને કાગજ હબીબના હાથમાં મુકયું. તેમાં એમ લખેલું હતું કે—

“તમારો રફીક એક જાતના જબરા જુસ્સાથી પિડાયછે; એ દર્દનું મથક દિલ છે; ચશમ સાથ ચશમ મળવાનું એ પરિણામ છે. એનો ઇલાજ એકજ છે, અને તે એ કે જે કારણથી એ પિડાય છે તે કારણ પોતેજ આ દર્દ દૂર કરી શકે. બીજા તમામ ઇલાજ ફોકટ છે.”

હકીમના ગયા પછી હબીબે આ કાગજ પોતાના દોસ્તના હાથમાં મુકયું. જાઅફર તે વાંચીને અચરત થયો. તેની અચરતી જોઇને હબીબે તેને હસીને, દિલાસાથી, આતુરતાથી પુછયું કે—

“અય મારા દોસ્ત, મારા બિરાદર, અય મારા મેહમાન, તેં આ વાત મારેથી કાં છુપાવી? મને તારાં મનની હાલતથી શા વાસ્તે બીગાનો રાખ્યો? તારાં મનની વાત હકીમજીથી મને ખબર થવી જોઇયે કે તારેથી? હવે તબીબ તો એ બાબતમાં કાંઈ પણ કરી શકતો નથી, ત્યારે તું મારી મદદ કાં નથી માંગતો? તારાં સુખને માટે મારા કરતાં વધારે ઉલટથી કામ કરે એવો બીજો કોઇ છે? એ તારાં સુખની શોધ આ દમસ્ક શેહરમાંજ થઇ શકશે કે કોઈ બીજે ઠેકાણે? બિરાદર, જે હોય તે મને એકદમ કહી દે; ઢીલ મા કર. તારાં મનનું સમાધાન હું કરી આપીશ.”

હબીબના આ સર્વ સખુનોથી વજીર ઉપર ભારી અસર થઈ. તે તરત બોલી ઉઠયો કે—"અય દોસ્ત, તેં મને જે જગા ઉપર ગઇ સાંજે દીઠો તે જગા ધ્યાનમાં લે. ત્યાં મેં એક પરી કરતાં પણ વધારે ખુબસુરત નાજનીનને એક નાના બાગમાં પાણી સીપતી દીઠી. તે નવજવાન બાનુના જેવી મોહબતવંતી ચશ્મ મેં કદી દીઠી નથી. એવો ઝળકાટ અને તેની સાથે વળી એવો મીઠાસ! તે ઝળકાટથી પેલાં કુંડાંમાં સીપાયલાં પાણીએ વરસાદની કમાનનો રંગ પકડયો. સહવારે આફતાબ તલુ થતી વેળા જેમ બામદાદ હસતી હસતી ચાલી જતી જણાય છે તેવી રીતે તે પણ હસતી ચાલી ગઇ. તેના કાળા બાલ ઉપર છાંટેલાં અત્તરની બુથી આસપાસની હવા મઘમઘી રહી. તે ખુબસુરત નાજનીન કોણ હશે?"

હબીબ હસ્યો, અને બોલ્યો—"અય મારા સાહેબ, આ કામ બનાવવાનું મારા હાથમાં છે એમ જાણીને મને કેવો સંતોષ મળે છે! તે બાનુને હું પીછાનું છું. તે તારી ઓરત થશે એમ ખાતરી રાખજે. જેવી તે બાહેરથી તેવીજ તે અંદરથી પણ ખુબસુરત છે. નિર્દોષપણું કેવું હોય તે જો તું નહિ જાણતો હોય તો તેણીના દેખાવ ઉપરથી તે જાણી લે. યાદ રાખજે કે તે પરણેલી છે, પણ તેણીનો ખાવિંદ આજ રોજેજ કોઈ અકસ્માતિક સંજોગને લીધે તેણીને તલાક આપનાર છે."

આમ બોલીને ભલો હબીબ વજીરની રજા માંગી તેના ઓરડામાંથી પાછો ફર્યો, અને પોતાના બાગમાંથી રસ્તો લઇને તે પેલા ૨૪ સ્થંભવાળા એવાનમાં દાખલ થયો, કે જેની સામેની બેઠક ઉપરથી વજીર જાઅફરે તે મેહેલમાં ઝાડોને પાણી સીપતી પેલી રૂપસુંદરીને જોઇ હતી.

આ પરીપેકર બાનુ કોણ હતી? એ બેહસ્તની હુરી જેવી સુંદર માશુકનો ખાવિંદ કોણ હતો? બર્મક ખાનદાનના વડા, ખલીફ હરૂનના વડા વજીર, ભલા હબીબના હાલના મોટા દોસ્ત જાઅફરને એ બાબે કશી ખબર ન હતી. પણ વાંચનારને એ ખબર પહેલી મળવી જોઇયે. આ પરીનાં હોસ્ન ધરાવનારી રૂપગુણસુંદરીનું નામ નજમત અલ સોબા

હતું, અને તેણીના ખાવંદનું નામ જકેમ તાઈ હબીબ હતું. તે તેજ હબીબ હતો કે જેની સખાવતો દમસ્કમાં અને તેની આસપાસ જગ જાહેર હતી; હા, તે તેજ હબીબ હતો કે જેની સર્વથી નાની, સર્વથી ખુબસુરત અને સર્વથી છેલ્લી ઓરત નજમત અલ સૌપા ઉપર તેનોજ દોસ્ત અને પરોણો વજીર જાઅફર મોહિત થયો હતો! કેવો કઢંગો સંજોગ!

## મોહબત ઉપર દોસ્તીનો કાબુ.

હબીબ પોતાની આ મીઠી મોહરદારને મળ્યો, અને તેણી સાથ વાત કરતાં ભેદ મલ્યો કે ફુલનાં કુડાંમાં પાણી સીપનારી તેણીજ હતી અને તેનેજ વજીરે જોયલી હોવી જોઈએ. આ હકીકત પછી હબીબ પોતાના સસરા શેફંદર અજનને જઇ મલ્યો, અને તેને વાકેફ કીધો કે "એક બુલંદ દરજાવાળો સાહેબ—મારા કરતાં અતિ મોટા દરજાનો—તમારી બેટીની ખુબસુરતીની વાતો સાંભળીને તેણી ઉપર મોહિત થયો છે. નજમત મારે મનથી મારી ચસ્મનું મોતી છે; પણ તમારા અને તમારાં ખાનદાનના લાભને માટે હું એ મારી માશુક ઉપરનો તમામ હક છોડી દેઉં છું. તમો તમારી એ બેટીને અહીંથી તમારે મકાને લઇ જાઓ, અને જે કામથી તેણીને પોતાને મોટો લાભ છે તે કામ કબૂલ રાખવાને તેણીને સમજાવો."

શેફંદર પોતાની બેટીને પેલા મેહલમાંથી પોતાને ઘેર લઇ ગયો, અને હબીબે પોતાને જે વાતો કહી હતી તે સઘળી તેણીને કહી સંભળાવી.

પેલી તરફથી હબીબ પોતાના સસરાને મળીને વજીર જાઅફર આગળ પાછો આવ્યો, અને તેને ધીરજ આપી કે—"અય મારા સાહેબ, સઘળું કામ તારી ખાહેશ મુજબ બનશે. તોપણ તારાં સુખને પરિપૂર્ણ થતાં એકજ હરકત નડે એમ છે. તું પોતે કોણ છે તે જ્યાંસુધી જાહેર કરવાને તું રાજી થાય નહિ ત્યાં સુધી તું તે માહબૂબને પરણી શકે એમ નથી. તારી સર્જતની અસરને આધીન થઇ તને અત્રે આવવું પડેલું છે, વાસ્તે તું કોણ છે તે જાહેર થવાનાં

કામને પણ સર્જંત ઉપરજ રહેવા દેશે તો સઘળી મુશ્કેલી આપોઆપ વખ્ત જવે દૂર થઇ જશે."

વજીર રાજી થયો. તેને પોતાના ભલા દોસ્તની સલાહ ડહાપણભરેલી લાગી. તે બોલ્યો કે—"અય મેહરબાન, તારી ડાહી શીખામણ સિવાય બીજી કોઇ રીતે હું અમલ કરીશ નહિ. તેં જે ઉમેદ મને આપી છે તેજ તરત વેળા મને પુરતી થશે, અને ભવિષમાં મારૂં નસીબ કેવી વળણ લેછે તેની હું ધીરજથી વાટ જોતો રહીશ."

## ખ્વાબી શાદી અને તેનો ફેજ.

જાઅફ્ફર હવે ખુશહાલ થયો. તેનો ગમ દૂર થયો. તે આગળની પેઠે પાછો શેહરમાં છુપે વેશે ભટકવા લાગ્યો. એક દહાડે જુમા મસ્જીદ ભણી જતો હતો એટલામાં તેણે બે અપંગ ભીખારીઓને પોત પોતામાં વાતો કરતા સાંભળ્યા, જેઓ એકબીજાને તેમના આવાજ ઉપરથી ઓળખતા હતા. તેઓમાં જે વડો હતો તે નાનાને ઓળખી બોલ્યો કે—"અરે ભાઇ, તું મને આજે મળી ગયો તો ઘણું સારૂં થયું. મારે તને બે ત્રણ વાતો કહેવી છે. તું જાણેછે તો ખરો કે મારી ઓરત ભૂત ભવિષની વાતો જાણેછે, અને ત્યુનિસ શેહેરમાંનાં ગુંબદે દાન્યાલ નામનાં સંગ્રહસ્થાનમાં જે કેતાબો છે તે સઘળી તેણી વાંચી ચુકેલીછે. તેણીએ મને ખબર આપીછે કે બર્મક ખાનદાનનો મોટો મુરબ્બી થોડાક માસ થયા દમસ્કમાં આવી રહેલોછે, અને જાઅફ્ફરનામાંમાં કાંઇક ભવિષ વર્ત્તેલું છે તેને લીધે વજીર જાઅફ્ફરને આ શેહેરમાં આવવું થયલું છે. તે ભવિષનો ખુલાસો નામદાર ખલીફ઼ે પોતાના આ વડા વજીર પાસેથી માંગ્યો છે, અને તે ખુલાસો મેળવવાની શોધમાં એ વજીર ફરે છે.—પણ ઉભો રહે, ભાઇ. મને લાગે છે કે આવી વાતો કરવાની આ જગા ઠીક નથી. ચાલ બીજી ખાનગી જગામાં જઇ બેસી બે ઘડી સુખ દુખની વાતો કરિયે."

"ના રે ના, અહીં કોણ છે જે? બધાં લોક તો નિમાજ પઢવા ગયલાં છે, ને આપણ બે એકલાજ છિયે." નાના આંધળાએ કહ્યું, જે ઉપરથી

વડાએ પોતાની લાકડી આજુબાજુ ફેરવી જોઇ. જાઅફર તેઓની પડોશમાંજ ઉભો રહી તેમની વાતો સાંભળતો હતો, માટે તે ખસી ગયો, અને લાકડીથી દૂર રહ્યો.

પોતાની નજદીકીમાં કોઇ નથી એવી ખાતેરી આ રીતે કીધા પછી પેલા આંધળાઓએ પોતાની વાત આગળ ચલાવી. હવે નાનો બોલ્યો:—"તારી ઓરતે તને કહ્યું કે વજીર જાઅફર દમસ્કમાં છે. પણ હું તને એ કરતાં વધારે નવાઇની ખબર આપું છું તે સાંભળ. મારા બાપે મને કહ્યા મુજબ જોકે વજીર પોતે કોણ છે તે બનતી સંભાળથી છુપાવે છે તોપણ બે દિવસમાં તે પોતાની મેળે ઉઘાડો પડી જશે." આના સંબંધમાં પેલા નાના અપંગે એક લાંબી અને કંટાળા ભરેલી વાત કહી, જેનો ખુલાસો આગળ ચાલતાં વાંચવામાં આવશે.

જાઅફરે આ સઘળી વાતો ધ્યાનથી સાંભળી. પછી તે છુટો પડી પોતાના દોસ્ત હબીબને જઇ મળ્યો. તેણે પેલા આંધળાને મુખથી હબીબ અને તેના બાળક બેટાના સંબંધમાં ઘણી નવાઇજેવી વાત સાંભળી હતી, પણ હબીબે તેને અત્યાર સુધી જણાવ્યુંજ ન હતું કે મારો એક બાળક બેટો છે, અને તેથી જાઅફરે તેની આગળ પોતે સાંભળેલી તેના બેટા વિશેની વાતનો કશો ઇશારો કીધોજ નહિ. બંને દોસ્તોએ તે રાત ખુશીમાં ગુજારી, પણ જાઅફરે જોયું કે હબીબ કોઇ કોઇ વાર બહુ ગમગીન જણાતો હતો. વજીર સમજ્યો કે પેલી રૂપસુંદરીના સંબંધમાં કોઇ નવી ખલલ નિકળી આવી હશે; પણ હબીબે તેને ખાતેરી આપી કે એ બાબે જરાબી અંદેશો રાખવો નહિ. તોપણ હબીબે પોતાની ગમગીની વિશે તેને આ રીતે ઇશારો કીધો:—"મારાં કુટુંબમાં કંઇએક બનાવ બન્યો છે તેથી હું લગાર દિલગીર છું, તે વાત તારી આગળ લંબાવવામાં માલ નથી. કદાચ આવતી કાલે દુખનું વાદળ વિખેરાઇ જશે. આ દુનિયામાં માનવી જાત શેત્રંજનાં મોહરાં મિસાલ છે, જેમની રમત ચલાવનાર પોતાની મરજી મુજબ તેમને પેચે છે, યા પાછાં ખેંચી લે છે, યા મારમાં આપે છે. એટલા માટે આપણાથી જેબી ભલાં કામ થતાં હોય તે આપણે કરી લેવાં

જોઇયે. આપણુ મોહરાંઓની રમત ચલાવનાર ગેબી સાહેબે આપણુ સર્વેને પોતપોતાનાં કામો નેમી આપેલાં છે."

આવી આવી વાતો પછી બંને દોસ્તો પોઢી ગયા. બીજે દિને સહવારે વજીર ગુનેહગારોને ફાંસી દેવામાં આવતા હતા તે જગાએ ગયો. તેણે વેશ બદલેલો હતો, માટે તે ગર્દન મારવાની જગા આગળનાં એક ઝાડ ઉપર ચઢી બેઠો, અને તેની પછી ત્રણ ભીખારીઓ આવ્યા તેઓએ પણ તેજ ઝાડની જુદી જુદી ડાળ ઉપર પોત પોતાની જગા લીધી. જાઅફરને આ ઠેકાણે આવવાનું કારણ એ હતું કે એ દિને એક નવજવાન ખુબસુરત મુસાફરને ફાંસી દેવામાં આવનાર હતો. તેને એ બાએની ખબર આગળે દિને મસજીદ આગળ વાત કરનારા પેલા બે આંધલા ફકીરોથી મળી હતી, જેમાં નાના ફકીરે એમ કહ્યું હતું કે હેરકની શાહજાદીની શાદી છુપી રીતે પરીઓની રાણી તંતુરાએ હબીબના ખુબસુરત બેટા સાથ કરીને તેમને શાદીની વીંટી પહેરાવી હતી. એ ક્રિયા રાણીએ હબીબના બેટાને હેરક ખાતે રાતની વેળાએ તેના બાપનાં મકાનમાંથી ઉપાડી લઇ જઇને કીધી હતી, અને તે પછી તેને તેના બાપનાં મકાનમાં પાછો લાવી મુકયો હતો. શાહજાદીને આ શાદી બાબે ખબર હતી, કેમકે એ ક્રિયા વેળા તે ઉંઘવાના ઢોંગ કરીને જાગૃત પડી રહી હતી. એટલામાટે પોતાના ખાવિંદને મળવા થકી બીજે દિને તેણી દમસ્ક ખાતે આવીને એક ગરીબ કુટુંબનો આશ્રો લઇ રહી હતી, જે વેળા તેણીએ એક જવાન મુસાફરનો વેશ લીધેલો હતો. આ કુટુંબમાં ૧૬ વરસની વયની એક સુંદર છોડી હતી, જે આ જવાન મુસાફરની નજરે પણ નહિ પડે એવી રીતે તેને તેનાં માતપિતાએ છુપી રાખી હતી. તોપણ બીજી સહવારે તે છોડીની લાજ લુટવાનું તોહમત પેલી મર્દનો વેશ લેનારી શાહજાદી ઉપર તેને આશ્રો આપનાર માતપિતાએ મુકયું. અગરજો આ વેળા તે શાહજાદી ચાહત તો પોતે કોણ છે તેનો ખરો એકરાર કરીને પોતાને માથેનું જબુન તોહમત દૂર કરી શકત. પણ તેણીએ તેમ કીધું નહિ, અને તોહમત સાબેત થવા દીધું, જેનાં

પરિણામ દાખલ દેશના કાયદા મુજબ તેને મોતની સજા મળી. શાહજાદીને યકીન હતું કે તેનો છુટકારો આયંદેહ થયા વિના રહેશે નહિ, અને તેથી તેણી બેફિકર હતી. આ શાહજાદી કેવળ બેગુનાહ છે, એમ પેલા આંધળાની વાત ઉપરથી જાઅફર વજીરની ખાતેરી થયલી હતી, માટે આજે શો તમાશો બને છે તે જોવા અને બને તો પોતે તેમાં ભાગ લેવા માટે વજીર છુપે વેશે ઝાડ ઉપર ચઢી બેઠો હતો.

અહીં વજીર તથા લોકો ભેગાં થયા પછી પેલી શાહજાદીને લઇને ન્યાયના અધિકારીઓ આવી લાગ્યા, અને તેને ગર્દન મારવાની તૈયારી કરવા લાગ્યા. એજ વખ્તે પેલી શાહજાદી, જેનું નામ જીજિયાલ હતું, તેણીએ જાઅફરને પેલાં ઝાડ ઉપર બેઠેલો જોયો અને પીછાન્યો. તેણી પુકાર મારીને બોલી કે—"અય જાઅફર, બર્મક ખાનદાનના શાહ, નામદાર ખલીફથીજ ઉતરતો દરજ્જો ભોગવનાર! હું જાણું છું કે તું અહીં હાજર છે, અને મને જુએ છે. હું નિર્દોષ છું એવી તને ખબર મળી ચુકેલી છે, વાસ્તે આ કવખ્તનાં મોતમાંથી તું મારો છુટકારો કર, અને બેઇજતીભરેલી સજામાંથી મને બચાવી લે. દમસ્કમાં હવે તું ઝાઝો વાર છુપ્યો રહી શકનાર નથી; તું જલદીથી પરખાઇ આવશે; તારા સખી દિલગુર્દાને લાયકનું આ કામ કરીને ઉંધાડો પડવાની આ તક હાથ કરી લે."

આ સખુનો સાંભળતાંજ લોકોની નજર પેલાં ઝાડ ઉપર દોડી, પણ ત્યાં ચઢી બેઠેલા પેલા ત્રણ ફકીરો સર્વે કોઇને જાણીતા હતા, માટે ચોથો માણસબી તેઓમાંનોજ કોઇ હશે એમ સમજીને કોઇએ પણ તેની કશી દરકાર કીધી નહિ.

## વજીર જાઅફરની દમસ્કમાં શોધ.

જાઅફર વજીરનું નામ સાંભળતાંજ ગર્દન મારવાનું કામ અટક્યું. આ વાત જાણીતી હતી કે દમસ્કનો તે જમાનાનો પાદશાહ અબ્દ અલ માલિક બિન મર્વાન વજીર જાઅફરના દમસ્કમાં આવવા બાબે ઘણો બેચેન હતો; તે તેને શોધી કહાડવાને ઘણો ખંતી હતો,

પણ પોતાની નેમમાં તે હજુ ફાવ્યો ન હતો. હવે વજીરનું નામ પેલો જવાન આરોપી પોકાર્યો હતો, માટે તે જાઅફર બાબેની ખબર પાદશાહને આપી શકશે એમ સમજીને ન્યાયના અમલદારોએ ગર્દન મારવાનું કામ અટકાવી પાડયું, અને તેને પાદશાહના મેહલમાં હાજર કરી ઉપલી સઘળી વાતોથી અબ્દ અલ માલિકને જાણીતો કીધો.

"શાહજાદો જાઅફર દમસ્કમાં છે એમ તને કોણે કહ્યું?" સઘળી વાતોથી વાકેફ થઇને પાદશાહે આરોપીને પુછયું.

"અય નામદાર, મેં તેની સાથે વાતો પણ કીધી છે," પેલી મર્દનો લેબાસ લેનારી શાહજાદીએ જવાબ આપ્યો. "ત્રણ ફકીરો જોડે તે એક ઝાડ ઉપર ચઢી બેઠેલો હતો. હું તેને નજરે ઓળખું છું અને સારીપેઠે પીછાનુંછું. અગરજો તું નામવર જાહેર જિયાફત આપવાનું જાહેર કરશે તો તે જરૂર તેમાં શામેલ થવા આવશે, અને તેને પીછાનીને હું તને ચેતાવીશ. તેણે ગમે એવો છુપો લેબાસ લીધો હશે તોપણ હું તેને ઓળખી કહાડીશ."

પાદશાહ અબ્દ અલ માલિકે જીજિયાબને પાછી કેદખાને મોકલાવી, અને જાહેર જિયાફત બાબે શેહેરનાં લોકને ખબર અપાવી.

હવે પેલી તરફથી ગર્દન મારવાનું કામ બંધ પડેલું જોઇને જાઅફર પેલાં ઝાડ ઉપરથી ઉતર્યો, અને ગળીકુચીઓમાંથી રસ્તો લઇને જલદીથી હબીબનાં મકાનમાં જઈ પુગ્યો, અને આજે પોતે શું જોયું તેથી તેને વાકેફ કીધો. તોપણ પોતે પેલી મર્દનો વેશ લેનારી શાહજાદી બાબે કાંઇપણ જાણે છે એવું તેણે હબીબને જણાવ્યું નહિ. આ પછી જાઅફરે પોતાની સર્જતની ફરિયાદ કીધી, પણ હબીબે તેને ધીરજ આપતાં કહ્યું કે "બીજાઓ કરતાં તારૂં નસીબ વધારે ખરાબ નથી. દરેક આદમીજાદને દુખ તો લખી આપેલું છેજ. આ જોની, મારા હાલ કેવા છે! મારો એકજ બેટો છે, જેને હું મારાં ઘડપણનો ટેકો ગણતો હતો; તું અહીંથી રૂખસત લે તે આગમજ તેને તારી કદમબુસી માટે હું હાજર કરનાર હતો, તથા તારી સાહેતા

હેઠલ તેને બગદાદ મોકલવા ધારતો હતો. પણ તે આગમજ હું તેની શાદી મારા એક જાની દોસ્તની બેટી સાથ કરવા માંગતો હતો. પણ કેવી નિરાશી ! આ મારો એકપુરો બેટા તે મારા રફીકની દીકરી સાથ શાદી કરવાની ના પાડે છે; તે કહે છે કે હું તો પરણી ચુકેલો છું, અને તે ઓરત અતિ ખુબસુરત છે. શાદીમાં તેને મળેલી અંગુસ્તરી તેણે મને બતાવી છે, કેજે અતિ ઘણી મુલ્યવાન છે. તે મોહબતની આગથી બળે છે, અને તેની માદર તેનાં દુખનું કારણ શોધી કહાડવાને મથેલી છે. આ કારણથી હું કેવળ નિરાશ થઇ ગયો છું."

આ હકીકત સાંભળીને વજીર જાઅફર ચાહત તો હબીબને સઘળી વાતો જે તે પોતે જાણતો હતો તેથી વાકેફ કરીને તેનાં મનનું સમાધાન કરત. પણ હજુ તે કામનો વખ્ત આવ્યો નથી એમ સમજીને તે મુગો રહ્યો, અને હબીબના બેટા આજાદ હબીબને મળવાની પોતાની ખાહેશ બતાવી. આ જવાન આ વખ્તે પોતાના બાપના શેહરની બાહેર પરાંમાં આવેલા બંગલામાં હતો, જ્યાં જ્યારે જાઅફર તેને મળવા ગયો ત્યારે તેણે વજીરને મોટાં આદરમાનથી આવકાર દીધો, અને પછી બંને ખાનગી ગોફતગુમાં પડયા. આ વાતચીત દરમિયાન તે જવાને પોતાની શાદીને લગતી સર્વ વાતોથી વજીરને જાણીતો કીધો, કેજે સઘળી વાતો જાઅફરે પેલા અપંગ ફકીરોથી સાંભળી લીધી હતી. પછી જાઅફરે તે જવાનને સમજાવીને પેલી પરી તંતૂરાની પહેરાવેલી વીંટી તેની કનેથી લીધી, અને તે તેના બાપ હબીબને બતાવીને તે જવાનની શાદી જે બાઈ સાથ કરવાની તેના બાપની ધારણા હતી તેને થોડીક મુદત અટકાવવાની વજીરે કબૂલાત આપી.

જાઅફરે આ અંગુસ્તરી પોતાના મેહરબાન દોસ્ત હબીબને બતાવી, જે તે જોઇને હેરત પામ્યો. તેનો હીરો મોટો અને બેમુલો હતો. હબીબે અંતે પોતાના બેટાની ધારેલી શાદી મુલતવી રાખી, અને સર્જત શો માર્ગ લે છે તે જોતો બેઠો.

બીજે દિને હબીબ, તેનો બેટો અને જાઅફર શેહરમાં પાછા ફર્યા ત્યારે પાદશાહ અબ્દ અલ માલિક તરફની જાહેર જિયાફતનાં

જન બાંગીને મહોડેથી સાંભળ્યાં. જાઅફરની મર્જી આ જિયાફતમાં ાગ લેવાની થઇ, અને શેહેરના મોટામોટિયારો જોડે રહેવાસીઓ ાને પરદેશીઓને પણ જમણનું નોતરૂં હતું માટે હબીબે તેને પોતાની ાડે લઇ જવાની કબૂલાત આપી. જાઅફરે કહ્યું કે," હું તારા નજીમી ખલ આવીશ, અને હિંદુ જોષિના જેવો પોશાક અને પાઘડી પહેરીશ."

પાદશાહી જિયાફ્ત ભપકાદાર હતી. અબ્દ અલ માલિક લોભી તો, પણ તે પોતાને સખી દેખાડવાને ખંતી હતો. કોઇ વાર તો તે ખલૂટ ખર્ચ કરી દેતો. આજની જિયાફ્તમાં વજીર જાઅફરને છક્ક રવાનો તેનો ઇરાદો હતો, અને હબીબની પરોણાગતને પણ તે ાજનાં ભોજનથી વિસરાવવા માંગતો હતો. આખાં શેહરનું લોક મવા આવ્યું, તે જોઇને પાદશાહે પોતાના કેદીને પુછ્યું કે આટલાં ધાં લોકમાંથી તું વજીરને કેમ પીછાની શકશે? જીજિયાલે અબ્દ લ માલિકને ચોકસ નિશાની આપી, અને કહ્યું કે તે ફલાના ંબુમાં છે. પાદશાહ તે તંબુ ભણી ગયો, અને ત્યાં તેણે હબીબ, ના બેટા અને પેલા બ્રાહ્મણ જોષિને દીઠા. આ બ્રાહ્મણ તેજ વજીર ાવો જોઇયે એમ તે સમજી ગયો અને તેને નમ્યો. વજીરે જોયું કે ારા છુપા વેશ છતાં પરખાઇ આવ્યો છું, માટે તે હવે જાહેર ડયો અને પાદશાહને યોગ્ય આવકાર દીધો. હવે પાદશાહ આ ત્રણેને ોતાના પાદશાહી તંબુમાં તેડી ગયો, અને ભેગી મળેલી આલમમાં ધળી વાત જાહેર થતાંજ તે પુકાર મારી ઉઠી કે—" બુલંદ દરજ્જાનો ાહજાદો જાઅફર અને પાદશાહ અબ્દ અલ માલિક ઘણું જીવો!"

આ વેળા પાદશાહનાં દિલમાં તરેહવાર અંદેશા પેદા થતા હતા. ાનો અમલ દયાળુ નહિ પણ બેદાદ હતો, અને પોતે ભલા હબીબને ેક્કારતો હતો, તેથી તે સમજ્યો કે હબીબે નામવર ખલીફ ઉપર ારી ફરિયાદ લખી મોકલી હશે, અને તે ઉપરથી ખલીફે તપાસ રવા માટે પોતાના વજીરને દમસ્ક ખાતે છુપ્યો મોકલ્યો હશે. વળી ાને આમ પણ વિચાર આવ્યો કે વજીરને ખલીફે બરતરફ કીધો હશે, મને તેથીજ તે આટલા બધા મહિના થયા દમસ્કમાં પડી રહેલો હશે."

પાદશાહ આ રીતે અંદેશો કરતો હતો એટલામાં વજીરે જે જવાન ઉપર જનાકારીનો મોટો અપરાધ હતો તેને હાજર કરવાની માંગણી કીધી. અબ્દ અલ માલિકે તેમ કરવાની ના પાડીને કહ્યું કે નામવર ખલીફ પોતેજ કોઇ પણ તકસીરવારને માફી બક્ષી શકે.

આ જવાબથી વજીર કાંઇક ગુંચવાયો, પણ એટલાંમાં કર્નાયના આવાજ થયા અને નગારાં ઠોકાયાં. નવા પરોણાઓ પાદશાહની જિયાફત ખાવા આવેલા જણાયા. બર્મકી ખાનદાનનો એક ટોળો જોરાનને નામે ઓળખાતો હતો, અને એ ટોળાવાળાઓ ખલીફના "લાઇફ ગાર્ડ" યાને તે નામવરની જિંદગીની સંભાળ લેનારા ગણાતા હતા. તે લશ્કરનો વડો અલ મુકદ્દન હસન એક ટુકડી સાથ આ વેળા ત્યાં આવી પુગ્યો. તે ખલીફ તરફથી એક નામું લાવ્યો હતો, જેમાં ફરમાવ્યું હતું કે જાફરે એકદમ બગદાદ ખાતે પાછું ફરવું. એ નામામાં ખલીફે પોતાના આ વજીરને દોસ્તી અને મેહરબાનગીના સખુનો લખ્યા હતા. એ પત્ર વજીરે હબીબને વાંચવા આપ્યો, અને તે વાંચીને તે ભલો મર્દ ઘણોજ ખુશહાલ થયો; પણ જ્યારે અબ્દ અલ માલીક એ નામાંની મતલબથી વાકેફ થયો ત્યારે તે ઉદાસ થયો. તેણે જોઇ લીધું કે વજીર ઉપર તો ખલીફની પુરેપુરી મેહરબાનગી છે. એટલામાટે તેણે પેલી તકસીરવાર શાહજાદીને વજીરને સ્વાધીન કરી દેવાનો પોતાના માણસોને હુકમ આપ્યો. તેણે જાફરને પોતાના મેહલમાં ઉતારો આપવાની માંગણી કીધી, પણ વજીરે તે કબૂલ રાખવાની સાફ ના પાડી હબીબનોજ પરોણો રહેવાની મર્જી દેખાડયાથી પાદશાહને બહુ ખેજાલત લાગી.

જ્યારે જાફર પોતાના દોસ્તને ઘેર પાછો જઇ પુગ્યો ત્યારે તેણે ત્યાં પેલી ખુબસુરત શાહજાદીને પોતાના સ્વાધીનમાં અપાયલી દીઠી. અહીં જીજિયાલને જોતાંજ જવાન આજાદ હબીબ બેહોશ થઇ ગયો, તો જોકે તેણીએ હજુ મર્દનોજ લેબાસ ધારણ કરેલો હતો. જીજિયાલ પોતે પણ પોતાના ખાવિંદને આ હાલતમાં જોઇ દુખી થઇ. વજીર જાફર આ સઘળાંનું કારણ જાણતો હતો માટે તેણે પોતાના

દોસ્ત હબીબને તેના બેટાની બેહોશીના સંબંધમાં દિલાસો દીધો અને કહ્યું કે "જે દુખથી થોડા દિવસ ઉપર હું પોતે પિડાતો હતો તેજ દુખ એની હાલની હાલતનું કારણ છે, અને તે જલદીથી મટી જશે."

જીજિયાલને એક ખાનગી ઓરડામાં રાખવાને હુકમ થયો હતો, માટે એક તરફથી હબીબને દિલાસો દઇને વજીર જાઅફર બીજી ગમથી તે શાહજાદીની વધુ હકીકત જાણવા તેને જઇ મળયો. વજીરે તેણીને જણાવ્યું કે "તારી હકીકતથી હું જાણીતો થયલોછું, અને હવે મારી સલાહ એવી છે કે તારે આજાદ હબીબની નજરે ફરીથી પડયા વિના એક ખોજાનો વેશ ધારણ કરી રાણી જુબૈદાની સેવામાં રહેવું, કેમકે આજાદ હબીબ તને ફરીથી જોશે તો કદાચ તેનું મોત નિપજશે." હેરકની શાહજાદીએ વજીરની સલાહ મુજબ અમલ કરવાની હા પાડી, અને હવે જાઅફરે બે ચીજ ઉપર ધ્યાન લગાડયું : ૧ લું—નજમત સાથની પોતાની શાદી, અને ૨જું—બગદાદ તરફ પાછું ફરવું.

## મોહબત ઉપર દોસ્તીની ફતેહ.

હબીબ પોતાનાં સઘળાં દુખ છતાં જાઅફરનાં સુખને માટે ઘણો ખંતી હતો. બીજે દિને તેણે કાજીને બોલાવ્યો, અને પોતાની ઓરતને તલાક આપી તેણીની શાદી જાઅફર સાથ કરવા માટેનો કબાલો તૈયાર કરાવ્યો, જે ઉપર બંને પક્ષો તરફથી સહીઓ મુકવામાં આવી. પેલી રૂપગુણસુંદરી નજમત પોતાનાં કિસ્મતને તાબે થઇ. તેણી નવા ખાવિંદની ઓરત થઇ, પણ પોતાની દિલગીરી તેણી છુપાવી શકી નહિ.

જાઅફરે દમશ્કથી ઉપડી જવા આગમજ પેલા કાવાખાનાવાળાને સોનાના સિક્કાની બે થેલી ભેટ આપી, તથા તેના ત્રણે દીકરાઓને નામદાર ખલીફની "લાઇફ ગાર્ડ" ફોજમાં દાખલ કરાવ્યા. પેલા માછીને તે શોધી કહાડી શકયો નહિ, પણ પેલા બંને આંધળા ફકીરોને તેડાવી મંગાવી તેઓમાંના દરેકને દર સાલ ૧૫૦ ) સોનાના સિક્કાઓનું સાલિયાનું આપવાનો દમશ્કના હાકમને હુકમ કીધો. પેલા

ત્રણુ દર્વીશોની પણુ જાઅફરે શોધ કરાવી, પણુ તેઓ શેહર છોડી ગયલા જણુાયા.

આ સઘળાં કામો બજાવીને વજીર જાઅફર જ્યારે દમસ્કથી નિકળ્યો ત્યારે તેને તેના ઓધ્ધાને લાયકનું મોટું આદરમાન મલ્યું. દમસ્કનો હાકમ પોતે તેને કેટલીક મંજલ સુધી પોતાના સઘળા દરબારીઓ સાથ મુકવા ગયો, અને એક ઠેકાણે વજીરને મોટા પાયા ઉપર જિયાફત આપીને ખુશ કીધો. પણુ એ સઘળું છતાં તેનાં દિલમાં વજીર વિશે ધિક્કાર હતો અને હબીબ વિશે કીનો હતો. તેણે હબીબને વગર કારણે પોતાનો દુશ્મન માની લીધો હતો.

જાઅફર અને હબીબ બહુ દિલગીરી સાથ એકબીજાથી છુટા પડયા. તેઓની દોસ્તી અચુક અને તદન સાચી હતી. જાઅફર બનતી ઉતાવળથી આગળ વધ્યો, કેમકે તેને જેમ ખલીફનો હુકમ બજાવવો હતો તેમ તેને પોતાનાં કુટુંબને ભેટવાની પણુ ખાહેશ હતી. દમસ્કથી ઉપડયા પછી બીજે દિને સહવારે વિસામો લેવા માટે બે નદીઓના સંગમ આગળ એક ખુલ્લાં મેદાનમાં તેણે તંબુ માર્યો. અહીં જેમ સારો છાંયડો હતો તેમ ચરાણુની જગા પણુ મોટી હતી. પોતાની નવી ખાતુન નજમતને માટેનો તંબુ તેણે ઘણીજ ખુશનોમા જગા ઉપર મરાવ્યો, અને તેણીના સોહબતી દાખલ પેલી હેરકની શાહજાદીને તેની નોકરીમાં આપી, કે જેણે એક ખોજાનો વેશ ધારણુ કીધો હતો, અને જેને એજ લેબાસમાં નામવર ખલીફની વડી રાણીની ખિદમતમાં આપવાની હતી.

આ રીતની સર્વ ગોઠવણો કર્યા પછી વજીરે રૂપગુણસુંદરી નજમત ઉપર કહેણુ મોકલ્યું કે જો તારી રજા હોય તો આજે હું તારી સાથે ભોજન લઈશ. એજ વેળા તેણે તેણીને માટે એક સુંદર કીમતી અંગુસ્તરી ભેટ મોકલાવી. સુંદર નજમતે આ ઇજન તથા ભેટ માન સાથ કબૂલ રાખ્યાં. જ્યારે જાઅફર તેણીના તંબુમાં દાખલ થયો ત્યારે સઘળાં માણુસો તે સુંદરી આગળથી ખસી ગયાં. વજીરને આવતો જોઇ તેણી પોતાના ગાદી તકિયા ઉપરથી ઉઠી ઉભી થઇ અને પોતાના

નવા ખાવિંદની ખિદમત બજાવી. તેણીએ તેને નમીને સલામ કીધી, પણ પોતાના મુખડા ઉપરનો બુર્ખો ઉઠાવ્યો નહિ. આથી જાઅફરને ઘણી નવાઇ લાગી. જેણીનો પોતે હકદાર ભર્તાર હતો તેણી પોતાની હજુરમાં મહોડાંપરથી નેકાબ ઉઠાવે નહિ એમાં તેણે કાંઇ ભેદ સમાયલો ધાર્યો. પણ એ બાબતમાં તેણીએ તેને જણાવ્યું કે "મારી આમ કરવાની મતલબ જ્યારે તું જાણશે ત્યારે તારા અમીરી ખવાસને લીધે, તારા સખી દિલગુર્દાને લીધે, તથા તારાં મનની મોટાઇને લીધે, તું મારાં એ કામને ખચીત પસંદ કરશે."

જાઅફરની અચરતીનો હવે પાર રહ્યો નહિ. તેણે તેણી તરફનો ખુલાસો જાણવાની ખાહેશ બતાવી, અને ભલી નજમતે ધીરજથી તેને જાણ કીધી કે તેના ભલા ખવાસના દોસ્ત હબીબે તેને સુખી કરવા માટે પોતાનાં સુખનો કેવો મોટો ભોગ આપ્યો હતો. આ ખુલાસા પછી હવે શું કરવું તે બાબે વજીર અંદેશામાં પડયો. એક તરફ મોહબત અને બીજી તરફ દોસ્તી, નિમકહલાલી અને સાચી ઇજત એઓ વચ્ચે જબરી લડત ચાલી. જાઅફરનાં દિલમાં ચાલેલી આ લડાઇ જોશભરી હતી ખરી, પણ તે લાંબો વખત ચાલુ રહી શકી નહિ. તકલીદી જુસ્સા ઉપર બાપદાદાથી ઉતરી આવેલી નેકી ફાવી.

વજીરે સુંદર નજમત ઉપરના પોતાના તમામ હક ઉપરથી એકદમ હાથ ઉઠાવ્યો. હબીબની આ નેકજાદ ઓરતને પાછી હબીબને સ્વાધીન કરવાનો તેણે પક્કો ઠરાવ કર્યો. તે બોલ્યો કે—"બાનુ, તમો હવે મારી નહિ પણ હબીબની ઓરત છો. આજ પછી તમોને હું મારી સદાની વહાલી બહેન દાખલ ગણુતો અને માન આપતો રહીશ."

આ ઉમદા સખુનો સાંભળતાંજ નજમતે એકદમ પોતાનો નેકાબ ઉઠાવ્યો અને પોતાનો માહતાબ સરખો ચેહરો વજીર આગળ ખુલ્લો કીધો. તે બોલી કે—"જે સાહેબે પોતાનાં મનની ખુબસુરતી મને દેખાડવાની જરાબી ઢીલ કીધી નથી તે ધણી આગળ મારાં તનની ખુબસુરતી હું શી રીતે છુપાવી શકું? અય સાહેબ, મેં ખુલ્લું જોઇ લીધું કે હબીબના તમો ખરેજ સાચા અને નીતિમાન દોસ્ત છો."

"આવા સખુનોને લાયક થવાને હું બનતું કરીશ," વઝીર જાઅફર બોલ્યો. "અય નજમત, હવે જ્યારે તું મારી બહેન થઇ ચુકી છે ત્યારે તો દુનિયાનાં લોકના ઠપકામાંથી આપણે બચવાની તજવીજ કરવી જોઇયે. અગરજો તને હું દમસ્ક ખાતે પાછી ફરવા દઉં તો લોકો જે ગમે તે ખોટી વાતોનો ફેલાવો કરશે. વાસ્તે તું મારી સાથે બગદાદ ચાલ; મારા મેહલમાં તને એક લાયક એવાન મલશે. જેમ હબીબનો હું પરોણો હતો તેમ મારી ફાતમા તારી પરોણાચાકરી કરશે." નજમતે આ મેહરબાનગી કબૂલ રાખી, અને વઝીર હવે હેરકની શાહજાદીના તંબુમાં દાખલ થયો.

"અય શાહજાદા," તેને જોઇને જીજિયાલ બોલી, "મને લાગે છે કે મુસાફરીની થાકથી આજાદ હબીબની તબિયત ઉપર સારી અસર થઇ નથી. આફતાબની ગર્મીથી બચવા માટે જેવું મારે માથે શીરછત્ર છે તેવું તેને માથે નથી. વાસ્તે એને મારી ગાડીમાં મુસાફરી કરવાની પરવાનગી આપો, અને હું તો ઘોડેસ્વાર થઇ આગળ વધી શકીશ."

## ખલીફ અને વઝીર.

વઝીરે આ વાત કબૂલ રાખી, અને એ રીતે મુસાફરી ચાલુ રાખતાં અંતે સઘળો રસાલો બગદાદને પાદરે જઇ પહોંચ્યો. એ મોટાં પાદશાહી શેહરના મિનારા દેખાવા માંડયા, અને ઘોડેસ્વારની એક ટુકડી વઝીરને ઇસ્તીકબાલ લેવા માટે સામી આવી મળી. ખલીફનો હુકમ હતો કે વઝીરને શેહરમાં ભારી ધામધુમ સાથ દાખલ કરવો. જોરાન ફોજનો વડો અલ મુકદન નજમત અને આજાદ હબીબને વઝીરના મેહલમાં લઇ ગયો, અને જાઅફર 'પોતે હેરકની શાહજાદીને લઇને ખલીફના મેહલ તરફ ચાલ્યો.

ખલીફ હરૂન અર રશીદે પોતાના વઝીરને જે મિજાજમાં પોતાની આગળથી કહાડી મુકયો હતો તે કરતાં જુદાજ મિજાજથી તેણે તેને ભારી આવકાર દીધો. તે નામદારે જાઅફર ઉપર શું શું ગુજર્યું હતું તેનો બારીક અહેવાલ પુછયો, અને તે કહી સંભળાવતાં જ્યારે જાઅફરને

મુખથી તે નામદારે નજમત માટેની તેની મોહબતની વાતો સાંભળી ત્યારે તે બેએખ્તિયાર હસી પડયો, અને હબીબની સખાવતની વાતો સાંભળીને ઘણોજ શાદમાન થયો.

હવે ખલીફે પોતાના માનપાનસહિત પાછા ફરેલા વજીરને પુછયું કે—"હવે મને જવાબ દે, જાઅફર, કે જાઅફરનામું વાંચતાં હું હસ્યો હતો તેનું કારણ શું?"

"કારણ કે તે ઉપરથી તું નામવરે જોઇ લીધું હતું કે મેં મોહબતમાં પડવાની બેવકુફી કીધી હતી."

"વારૂં ત્યારબાદ હું લગાર દિલગીર થયો હતો તેનું કારણ બતાવ?" ખલીફે બીજો સવાલ મુકયો.

"તું નામવરે જોયું કે હબીબ દોસ્તીને ખાતર પોતાનાં સુખનો ભોગ આપી નિકળ્યો હતો."

"પણ શેવટે મેં આંસુ પાડયાં તેનું કારણ તું જાણે છે?" ખલીફે ફરીથી પુછયું, અને જાઅફરે અજાણપણું બતાવ્યું ત્યારે હરૂન બોલ્યો કે—"ત્યારે તે કારણ મારે તને સમજાવવું જોઇશે. તે કારણ એ કે તારાં કામથી તું દમસ્કના એક સૌથી નીતિમાન ધણીને નીચમાં નીચ તોહમતમાં લાવી મુકશે." આ સખુનોથી જાઅફરને અચરત થતો જોઇને ખલીફે પોતાનું ભાષણ આગળ ચલાવ્યું કે—"હબીબને માટે તું કાંઇ ફિકર ના કર, કેમકે પરવરદેગારનો તેને માથે હાથ છે. આજ રોજે ખુરશેદ ગુર્બ થતાંજ હું દમસ્ક તરફ ઉપડી જવાનો ઇરાદો રાખું છું, વાસ્તે મારા તેમજ તારા તબેલામાંનાં સર્વેથી ઝડપ ચાલનાં ઉંટોને તૈયાર રખાવ, અને મારી ખાસ લશ્કરી ફોજને સાથે રહેવા માટેની તૈયારી કરવા તેના વડા અલ મુકદ્દન હસનને ફરમાવ. આ રીતે જેટલી મુદત સુધી હું પાયતખ્તથી દૂર રહું એટલી મુદત બગદાદના સ્વતંત્ર હાકમ દાખલ તારે અહીં અમલ ચલાવવો."

આ રીતે વાતો કરીને જાઅફર જ્યારે પોતાને મકાને આરામ લેવા ગયો ત્યારે રાત વીટીને સહવારૂં પડવા માંડયું હતું.

રાણી જુબૈદાએ પેલી હેરકની શાહજાદીને પોતાની નોકરીમાં રાખી, અને તેણીની ખિદમતમાં એવાન તથા બાંદીઓ અને ખોજાઓને મુકરર કરી આપ્યાં. પેલી તરફથી સુંદર નજમત વઝીરજાદી ફાતિમાની સોહબતમાં સુખચેનથી રહી, અને ખલીફની દરબારમાં તેણીને ઘણો સારો આવકાર મળ્યો. જવાન આજાદ હબીબને વઝીરે પોતાની પોરસ્તપનાહીમાં રાખ્યો, અને તેને રાજદરબારને લગતું જોઈતું જ્ઞાન આપવા માંડયું.

## નેકી ઉપર બદીનો ધુજારો.

આ રીતે જ્યારે બગદાદમાં સઘળું સમાધાન ચાલ્યું જતું હતું ત્યારે દમસ્કમાં તુફાન ભેગું થતું જતું હતું. આપણે ઉપર વાંચી આવ્યા કે ત્યાંનો હાકમ અબ્દ અલ માલિક વઝીરને વિદાય કરીને પાછો ફર્યો ત્યારે તેનાં દિલમાં જેમ તેને માટે ધિક્કાર તેમ ભલા હબીબને માટે કીનાએ ઘર કર્યું હતું. કૌબત અલ નસરના ગુંબજ ઉપર અનેક દીવાઓની રોશની થતી હતી તેમાં વઝીર જાફરે હબીબ તરફનાં માનની ખાતર એક નવી બતી પોતાની તરફથી મુકાવવા માંડી હતી, અને ખલીફ હરૂન તરફથી મુકાતી બતી કરતાંજ તે ઉતરતી હતી. હવે દમસ્કના હાકમને એમ લાગ્યું કે હબીબ દમસ્કમાં ખલીફના છુપા જાસુસ દાખલ રહેલોછે, અને વડો વઝીર શેહરમાં આવી ગયો તે મારા અમલ બાબે લોકવિચાર જાણવા માટેજ હોવો જોઇયે.

આવા ખોટા વિચાર ઉપરથી અબ્દ અલ માલિકે પ્રથમ હબીબનો નાશ કરવાનો વિચાર કીધો. હબીબ શેહરના જે ભાગમાં વસતો હતો ત્યાં એક સુથાર પણ રહેતો હતો, જેની ઓરત અતિ ખુબસુરત હતી. પણ એ બાઇ જેવી બાહેરથી તેવી અંદરથી સુંદર ન હતી. તેનાં તન જેવું તેનું મન ખુબસુરત ન હતું. આ બાઇને પોતાના હાથમાં લઇને પેલા વેહમી પાદશાહે હબીબનો નાશ કરવાની યુક્તિ રચી. તે યુક્તિ એ હતી કે આ બાઇના ખાવિંદને ઠાર કરાવવો, અને તેણીએ તે તકસીરનું આળ હબીબ ઉપર મુકવું.

અબ્દ અલ માલિક કોઇ કોઇ વાર સખીમાં ખપવાની તજવીજ કરતો હતો, અને તેવાં કામ દાખલ તેણે હબીબને એક અંગુસ્તરી ભેટ આપી હતી, અને હબીબને જ્યારેથી મેહલમાં જમવાનું ઇજન થતું ત્યારે તે આ વીટી પહેરીને જતો હતો. હવે આ અંગુસ્તરી તથા હબીબની એક કટારી હાકમના એક માણસે કોઇ તદબીરથી ચોરી. એ પછી એક દિને સાંજે પેલો સુથાર પોતાને ઘેર આવ્યો ત્યારે હબીબનાં મકાન આગળ તેનું ખૂન થયું, ખૂનીઓ ગેબ થઇ ગયા, પણ હબીબની કટારી ત્યાં પડેલી જણાઇ. મરનારની વિધવા સાથ હાકમના એક દરબાનને દોસ્તી હતી, જેની ઉશ્કેરણીથી તેણીએ પોતાના ખાવિંદનાં ખૂનનો વાંક હબીબ ઉપર મુકયો. તેણીએ એવું તોહમત મુકવાની હિંમત કીધી કે મારા ધણીને પડતો મેલી હબીબ સાથ શાદી કરવાની તેણે મને લાલચ આપી હતી, અને તેની જામિનગીરી દાખલ પોતાની આ અંગુસ્તરી મારા ઉપર મોકલાવી હતી.

મરનારનું ખૂન કરતાં હબીબને નજરેનજર જોવા માટેના ચાર સાહેદીઓને તૈયાર રાખવામાં આવ્યા. એક દિને અબ્દ અલ માલિક દરબાર ભરીને બેઠો હતો, જેમાં હબીબ પણ એક દરબારી તરીકે હાજર હતો ત્યારે પેલી વિધવા જેમ દરબાને ઉશ્કેરી હતી તેમ ઇનસાફ માંગવા આવી. તેણીએ મહોડાં ઉપર નિકાબ પહેરેલો હતો. તેણીએ સઘળી બનાવટ કીધેલી વાત કહી સંભળાવી અને હબીબ ઉપર ખૂનનું તોહમત મુકયું. તેણીએ પેલી હબીબની ચોરાયલી અંગુસ્તરી રજુ કીધી, અને ચાર સાહેદોને હાજર કીધા, જેઓએ ખૂન કરતી વેળા વાપરવામાં આવેલી હબીબની પેલી ચોરાયલી કટારી બતાવી.

તપાસને માટે બીજો દિવસ મુકરર કરી હાકમે દરબાર બરખાસ્ત કીધી. હબીબ બીચારો ભારી સંકટમાં આવી પડયો. તેનાં મકાનને હાકમના માણસોએ ઘેરી લીધું. તેને હુકમ થયો કે તેણે તપાસવેળા પોતાનો બચાવ કરવાને દરબારમાં હાજર થવું. તેના ઉપર ખૂનનો તથા મરનારની બાયડીને ફુસલાવવાનો વાંક હતો એમ તેને ખબર આપવામાં આવી.

આ આફતમાંથી પોતાનો છુટકારો કરવા માટે નેક મનસ્નીના હબીબે ખુદાતાલાની બંદગી કીધી અને તે સાહેબની મદદ માંગી. પછી ખાણું લઈ તે આરામ કરવા ગયો. દમસ્કનાં લોકોમાં ભારી ગભરાટ ચાલ્યો. સર્વ કોઇ હબીબને ઓળખતાં અને ચાહતાં તથા માન આપતાં હતાં, માટે તેના જેવો ભલો આદમી આવું કામ કરે એ કોઇના માનવામાં આવ્યું નહિ. ગરીબ લોકો જેમનો હબીબ મુરબ્બી હતો તેઓએ તેને માટે શોક કરવા માંડયો, પણ હાકમના જેવા જે થોડાક અદેખાઓ હતા તેઓ હબીબ ઉપર આવી પડેલી આફતથી ખુશ થવા લાગ્યા.

બીજે દિને સહવારે બે આંધળા માણુસો જુમા મસ્જીદમાં હબીબના છુટકારા માટે બંદગી ગુજારવા આવ્યા. તેઓમાંના મોટાએ નાનાને કહ્યું કે—"ગઇ રાત્રીએ મારી ઓરતે નવાઇ જેવો ખ્વાબ દીઠો. કોબત અલ નાસરના ગુંબજ ઉપરની સઘળી બતીઓ લગભગ ઓલવાઇ ગયલી તેને જણાઇ, પણ પછી એક ધીમી લહેકી આવી અને આ સઘળી બતીઓ પાછી રોશન થઈ, એટલુંજ નહિ પણ આગળ કરતાં વધારે તેજ સાથ તેઓ પ્રકાશ આપવા લાગી."

એજ સહવારે ત્રણ દર્વીશો મસ્જીદમાં દાખલ થયા, અને તેજ વખ્તે પેલો મીઠાઇવાળો, માછી, અને કાવાખાનાંવાળો પણ દાખલ થયા. હલવાઇના હાથ ઉપર એક પોપટ હતો કેજે એમ બોલતો હતો કે "હબીબ બેગુનાહ છે." કાવાખાનાવાળાની કમરે એક થેલી લટકતી હતી, અને તેની પુઠે એક જવાન માણુસ ચાલતો હતો. થોડાક દિવસની વાત ઉપર શકભરેલા દેખાવના ચાર માણુસો તેનાં કાવાખાનામાં દાખલ થયા હતા, અને એક થેલીમાં ભરેલા સોનાના સિક્કા વહેંચી લેવા બાબે તેઓ વચ્ચે વાંધો ઉઠયો હતો. આ વાંધા ઉપરથી તેઓ વચ્ચે કજિયો થયો, અને મારામારી કરતા તેઓ ચાલી ગયા તે વેળા તેમની થેલી ત્યાં પડી ગઇ, જેમાં બે સીકવિન રહી ગયલા હતા. કાવાખાનાવાળો આ સિક્કા સાથની થેલી લઇને આવ્યો હતો, એવી મતલબથી કે જેઓની તે હોય તેમને તે હવાલે કરે.

સઘળાઓએ મસ્જીદનાં પવિત્ર મકાનમાં દાખલ થઇ હબીબના છુટકારા માટે દુઆ ગુજારી, અને એ કામથી ફારેગ થઇને તેઓ હબીબની તપાસ ચાલવાની હતી ત્યાં ગયા. કચેરીમાં હાકમ અબ્દ અલ માલિક પાદશાહી પોશાક પહેરીને પોતાનાં તખ્ત ઉપર આવી બેઠો. હબીબને ત્યાં ઉભો કરવામાં આવ્યો, જેની સામે પેલી વિધવાએ બુર્ખો પહેરીને પોતાની જબાની આપી. પણ એજ વખતે પેલા પોપટે "હબીબ બેગુનાહ છે" એવો પુકાર ઉઠાવ્યાથી તથા વળી કર્નાયના આવાજની નકલ કર્યાથી તમાશગીરોનું ધ્યાન તેના તરફ ખેંચાયલું રહ્યાથી પેલી વિધવાની વાતો કોઇએ સાંભળી નહિ.

## સચ્ચાઇની ફતેહ.

પણ એજ વખતે ખરેખરી કર્નાયના પુકારા સંભળાયા. ખલીફ હરૂન ખુન થયું તેજ સાંજે બગદાદથી નિકળેલો ઉતાવળી મંજલ કાપતો દમશ્ક આવી પહોંચ્યો. અબ્દ અલ માલિક પોતાના પાદશાહને જઈ મળવા માટે તખ્ત ઉપરથી ઉતરી સાગો ગયો. ખલીફ મજબૂત કદમ માપતો દરબારમાં દાખલ થયો. તે નામદાર બોલ્યો કે—" દમસ્કના પાદશાહ, અહીં મારા આવવાથી તું અચરત થતો ના. મુસલમાન આલમનાં સુખ માટે નિગેહબાની રાખવાનું મારૂં કામ છે. હું જોઉંછું કે તું ઇનસાફ ચુકવવાનાં કામમાં રોકાયલોછે, અને એક તાજદાર પાદશાહની દુખભરેલી ફરજમાંની આ એક છે માટે તને તારાં કામમાં મદદ આપવાને હું ખુશી થઇશ, અને તારો ચુકાદો આપવામાં તને મદદ લાગીશ."

ખલીફના આ સખુનો સાંભળીને દમસ્કનો હાકમ અચરત થયો. તે જવાબમાં કાંઇ બોલ્યો ખરો, પણ તે કોઈ સમજી શકયું નહિ. હરૂન તખત ઉપર બિરાજયો, અને થરથર ધુજતો અબ્દ અલ માલિક તેના ડાબા હાથ ઉપર બેઠો. મરનાર હુસૈનની વિધવા ખલીફનાં નૂર આગળ ઝંખવાણી પડી ગઇ. તે તમામ જુઠું બોલવાના ઇરાદાથી જબાની આપવા આવી હતી, પણ આ તેજ આગળ તેનું જુઠાણું પીગળી

ગયું. તે તેની જબાન ઉપરથી ઉડીજ ગયું. તે એક હર્ફ પણ બોલી શકી નહિ. અંતે તેની જે જબાની લખી લેવામાં આવી હતી તે વાંચી સંભળાવવામાં આવી. પેલી અંગુસ્તરી અને કટારી પુરાવા દાખલ રજુ કરવામાં આવી. હબીબે કબૂલ કીધું કે એ જિનસો ખરી પોતાની છે. તેણે ખુલાસો કીધો કે એ બંને એકજ વખતે મારી પાસેથી ચોરાઇ ગઇ હતી. તેણે તેમને બારીકીથી તપાસીને કહ્યું કે તેઓમાં જડેલા ખરા હીરા કહાડી લેવામાં આવ્યાછે અને ખોટા હીરા બેસાડવામાં આવેલાછે.

ખલીફે હાકમ તરફ ફરીને કહ્યું કે "મને લાગેછે કે આ કટારી મને શક ભરેલી લાગે છે, કેમકે હબીબ જેવો સખી દિલગુર્દાનો માણુસ પોતાની કટારીમાં ખોટા હીરા જડે નહિ." હવે પેલા ચાર સાહેદોને બોલાવ્યા. ખલીફના પુછવાથી તેઓએ એક પછી એક જણાવ્યું કે મરનારનું ખૂન કરતાં હબીબને તેઓએ નજરેનજર જોયો હતો. પણ દર વેળા પેલો પોપટ બોલતો કે "એ જુઠું બોલે છે." લોકોએ જોઇ લીધું કે વખ્તોવખ્ત જે આવાજ વચ્ચે વચ્ચે બોલતો સંભળાતો હતો તે તો આ પોપટનો હતો. પેલી વિધવા સાથ દોસ્તી ધરાવનાર દરવાને આ પોપટની ડોક મરડી નાખવાની તજવીજ કીધી, પણ તેણે તેને ચાંચ મારીને તેની આંગળીને જખમી કીધી. દરવાન લોહીલુવાન થયો, એટલુંજ નહિ પણ તેની આંગળીએ લટકાવેલી વીટીમાં જડેલો હીરો નિકળી પડીને ગબડતો ગબડતો હબીબ બેઠેલો હતો ત્યાં ગયો. તેણે તે ઉપાડી લીધો, અને મોટે સાદે તે બોલી ઉઠયો કે—"જે હીરો મારી કટારીની મૂઠમાં જડેલો હતો તે આ રહ્યો. નામવર ખલીફ, આ હીરો તમો નામદાર પીછાનશો, કેમકે આ કટારીની નવાજેશ તમો તરફથીજ મિસ્કીનને થયલીછે."

આ અને બીજી અનેક વાતોથી ખલીફ હરૂન પોતાની ચતુરાઇથી સર્વે મામલો સમજી ગયો. તેણે હાકમને કહ્યું કે—"મને લાગે છે કે હબીબ સામે કાવતરૂં રચાયલું છે. એ કેમ રચાયું તેની મને ખબર નથી; પણ તે શોધી કહાડવાના ઇલાજ મારી પાસે છે." પેલો

હીરા હબીબ કનેથી લઇ તે નામવરે તેના ધણીને પોતાની નજદીક બોલાવ્યો, અને તેને ખખરાવીને પુછ્યું. તેણે વળી પેલી વિધવાની બંધ થયલી જબાન ખુલાવીને તેની હકીકત જાહેર કરવાની ફર્જે પાડી. પેલા ચારે સાહેદોને બીજી મરતબે સાચું બોલવા માટે નજદીક બોલાવ્યા. આ સઘળાં ખરા ઇનસાફને જેબ આપનારાં કામોથી જે સચ્ચાઇ હતી તે એકદમ બાહેર આવી, અને આ કાવતરાંની હેઠાણમાં દમસ્કનો હાકમ પોતે છે એમ ખુલ્લું જાહેર થયું. સઘળા તકસીરવારોને તેમના ગુનાહને લાયકની સજા મળી. હાકમ પોતેબી ગુનેહગાર સાબેત થયો અને પોતાની સજાને પામ્યો. ખલીફ મોટી ખુશીથી ભલા હબીબનાં મકાનમાં તેનો મેહમાન બન્યો, અને તે નામવરની મર્જી અને હુકમને તાબે થઇને હબીબે ભારી આનાકાની સાથે દમસ્કની પાદશાહી કબૂલ રાખી.

હબીબને તેની નેકીનું ઇનામ આ રીતે બક્ષીને ખલીફ બગદાદ તરફ પાછો ફર્યો, અને જ્યારે હબીબને માથે આવી પડેલાં આફતની વાતો જાઅફરે સાંભળી ત્યારે તે બહુ દુખી થયો. જાઅફરનામામાં લખેલું તમામ ભવિષ આ રીતે સાચું પડયું. હવે ખલીફને વચ્ચે નાખીને જાઅફરે આજાદ હબીબ અને શાહજાદી જીજિયાલની શાદી કરી અપાવી. એ વેળા હેરકનો હાકમ તેમજ હબીબ પોતે બગદાદ ખાતે આવ્યા અને પોતાનાં ફરજંદોને સુખી જોઇ ખુશ થયા. હબીબે રૂપગુણ-સુંદરી નજમતને પાછી પોતાની ઓરત બનાવી, અને એ રીતે સર્વનું શેવટ ખુશીખુરમીમાં આવ્યું.

આ વાર્તા બહુ રસીલી છે, પણ તેમાં નજુમ, ભવિષવાણી, અને જાદુઇની વાતોનો ભેળ કરેલો છે, તે તે જમાનાના લોકોની રાહરસમ અને યકીનને અનુસરતો છે. વાર્તાનો હેતુ નેક માણસ ઉપર કેવાં કેવાં સંકટો આવી પડેછે અને તે સંકટો આયંદેહ દૂર થઇ બદી ઉપર નેકીની કેવી ફતેહ થાયછે તે દર્શાવવાનો છે. વળી અંદર દોસ્તીની ખાતર મોહબતનો ભોગ આપવાના બનાવો ઉત્તમ બોધ આપે એવા છે.

# બાળકને જન્મ આપનાર કાજીની વાત.



## સૂમનો માલ સખી ખાય.

આફ્રિકાનાં ત્રીપોલી શેહેરમાં ખલીફ હરૂન અર રશીદની હકુમતના જમાનામાં એક બખીલ કાજી રહેતો હતો, જેનો કારોબાર જુલ્મ્માત ભરેલો હતો. તેનાં મકાનમાં ઘરનો કારોબાર કરનારી એક લોંડી સિવાય બીજું કોઇ હતું નહિ. તે થુલાંનાં નાન અને કાંદા સિવાય કશો મજેહદાર ખોરાક લેતો ન હતો, અને સખાવત જેવું તો તે કશું જાણુતોજ ન હતો.

એક દહાડે તેના દોસ્તોએ તેને ગંભિરાઇથી સલાહ આપી કે તેણે હવે શાદી કરવી જોઇએ. કાજીએ તેઓની સર્વ વાતો સાંભળીને જવાબ દીધો કે અગરજો કોઇ ઓરત મારે લાયકની હોયતો શોધી કહાડજો અને મને ચેતાવજો. આ ઉપરથી કાજીના એક દોસ્તે કહ્યું કે મારી ખુશનુમા ચેહેરાની એક બેટી છે તેને તારી ઓરત દાખલ આપવાને હું રાજી છું. કાજી ખુશ થયો, અને શાદીના કરાર થયા તેજ દિને પેલા દોસ્તે પોતાની બેટીને કેટલુંએક ઝવેરાત અપીને કાજીને ઘેર રવાના કીધી, એવી મીઠી ઉમેદમાં કે એ ફરજંદ કાજીની ઓરત થઇને ઘણું સુખ ભોગવશે.

કાજીએ આ ઓરતને ઝવેરાત વગેરે સાથ આવેલી જોઇને મોટી ખુશી સાથ તેની જોડે સાદી કીધી. બીજે દિને કાજીની ઓરત નાસ્તાની વાટ જોતી બેઠી, પણ સહવારની બપોર થઇ તોપણ નાસ્તા જેવું તો કશું તેણીએ દીઠું નહિ. બપોરે કાજીજી ખાણું લેવા આવ્યા ત્યારે લોંડીએ સુફરો બીછાવી થુલાંનાં નાન અને કાંદા લાવી મુકયાં. કાજીજીતો મોટી ખુશીથી આ ભોજન લેવા લાગ્યા, પણ સુતરો ખોરાક ખાનારી તેમની નવી ઓરતને ગળે તો કાંદા અને નાન ઉતર્યાં નહિ. ત્રણ દહાડા સુધી એ રીતે તે બીચારી ભુખી રહી. ચોથે દિને તેણીએ આ ભુખમરાની ફરિયાદ ઉઠાવીને પોતાના બાપને તેડી લાવવા માટે એક માણુસને દોડાવ્યો.

તેણીનો આવાજ સાંભળીને કાજીએ લોંડીને પુછ્યું, અને તેણીએ ખુલાસો કરતાં કહ્યું કે "તમારી બખીલાઇથી કંટાળીને તમારી ઓરત તલાક લેવા ચાહેછે." આ ઉપરથી કાજીએ રીશે ભરાઇને પોતાની ઓરતનો ચોટલો પકડી તેણીને માર મારી તલાક આપ્યા, અને પોતાનાં ઘરમાંથી કહાડી મુકી.

આ રીતે તેણે એક પછી એક સાત ઓરતો કીધી, અને સાતેને એક પછી એક ભુખમરો પાડી તલાક આપી હાંકી કહાડી. આ વાત આખી ઇસ્લામી સલતનતમાં ફરી વળી, અને તેમ મુસલ શેહરમાં પણ કાજીની બખીલાઇની વાત જાહેર થઇ. આ વખ્તે એ શેહરમાં એક ખુબસુરત ઓરત વસતી હતી, જેણે મનમાં વિચાર કીધો કે હું આ કાજી સાથ શાદી કરૂં અને એના ઉપર એની સાતે ઓરતોનો કીનો લઇ એની બખીલાઇ મુકાવું." આમ મનસુબો કરીને તેણી ત્રીપોલી શેહર ખાતે જવા નિકળી કેજે ઘણું દૂર હતું.

એતેફાક એવો બન્યો કે આ ઓરત જયારે કેટલીક મુદતે શેહરમાં દાખલ થઇ ત્યારે શેહરનો કાજી પોતે પણ હવા ખાવા નિકળ્યો હતો તે પોતાનાં ખચ્ચર ઉપર બેસીને તેને સામો મલ્યો. કાજીએ આ ઓરતની ખુબસુરતી જોઇ તેને સવાલ કીધો, અને શેહરમાં આવવાનું કારણ પુછયું. પેલીએ કહ્યું કે હું શાદી માટે છેક મુસલ શેહરથી અહીં આવીછું. કાજીએ પોતાનું નામ ઠામ અને દરજજો કહો અને જો તેણી કબૂલ થાયતો પોતે તેની સાથે શાદી કરવાની તૈયારી દેખાડી. પેલી સ્ત્રીતો ખામખા કાજી સાથેજ પરણવા આવી હતી, માટે મનથી મઘન થઇ, પણ આ કાજી પોતેજ શેહરનો પેલો બખીલ કાજી છે કે કોઈ બીજો છે તે બાબે પોતાને શક હોવાથી તેણીએ તેને બીજે દિને જવાબ આપવા કહ્યું, અને પોતે શેહરમાં પોતાનાં જે ખેશીને ત્યાં ઉતરનાર હતી તેનું નામ ઠામ બતાવી દીધું.

બીજે દિને આ ઓરતે ખબર કહાડીને કાજી ઉપર કેહણુ મોકલાવ્યું કે જો તારે શાદી કરવી હોય તો પચાશ દીનાર ગણી આપવા. કાજીએ તુરત આ રકમ આપી અને પેલી ઓરત સાથ શાદી કરી

તેને પોતાનાં મકાનમાં રાખી. બીજે દિને સુફરા ઉપર નાન અને કાંદા આવ્યા, જે જેમ કાજી અને લોંડીએ શરેસ્તા મુજબ ખાધાં, તેમ નવી ઓરતે પણ શુક્ર બજા લાવીને એ ખાણું નિયામત કીધું. તેને આવી સબુરીવાળી જોઇને કાજી મનથી ખુશ થયો અને બોલ્યો કે ખુદાએ મને આવી સંતોષી ઓરત બક્ષી છે તો તે હમેશાં મારી ફરમાબરદારી કરશે.

આમ એકાદ દિવસ ચાલ્યા પછી જ્યારે એક દિને કાજી પોતાની ઇનસાફની કચેરીમાં ગયો ત્યારે તેની નવી ઓરતે આખાં મકાનમાં ફરીને સર્વ અસબાબની તપાસ લીધી, અને એક મોટી સંદૂક અશ્રફીથી ભરેલી છે એવી ખબર પેલી લોંડીથી મેળવી. તે વેળા તો આ ઓરત કશું બોલી નહિ, પણ પછી લોંડીને પોતાનાં ખેશીને ત્યાં કામે મોકલાવીને પોતે પેલી સંદૂકમાં નીચેથી બકારૂં પાડી માંહેથી ઘણીએક અશ્રફીઓ કહાડી લીધી. લોંડી કામેથી પાછી ફરી ત્યારે તેની શેઠાણીએ તેને એક અશ્રફી આપીને બાજારમાં મોકલાવી અને ગોસ્ત તથા કાચો સીધો તથા મેવો અને ફળ મંગાવ્યાં, અને તે પકાવીને તેઓ બંને પેટ ભરીને જમ્યાં. લોંડીએ શેઠાણીની ચાહ્ના પોતાની ઉપર જોઇને તેને દુઆ દીધી, અને કહ્યું કે આજ ઘણે વરસે તેણી પેટ ભરીને જમી હતી. શેઠાણીએ કહ્યું કે તું જો મારી મર્જી મુઆફિક ચાલશે તો સુખી થશે. અને એ રીતે શેઠાણીને રાજી રાખીને લોંડી ચાલવા લાગી.

બપોરે જ્યારે કાજી જમવા આવ્યો ત્યારે લોંડીએ નાન અને કાંદા જોડે પેલું ઘરમાં પકાવેલું ભોજન પણ તેની આગળ મુકયું, જે જોઇ કાજીની ખુશીનો પાર રહ્યો નહિ. તે બાબે પુછતાં તેની ઓરતે ખુલાસો કીધો કે મારી કાકીએ એ ભોજન મોકલાવ્યુંછે. કાજીને ઘણી મજાહ પડી, અને ઓરત તથા લોંડી રખેને આ લેહજતદાર પકવાન ખાવા માંડે અને પોતાના ખાવામાંથી એટલું ઓછું થાય, એવો એકલપેટો વિચાર કરીને તે પોતેજ સઘળું ભોજન પોતાની નજદીક ખેંચી લઇને ઝડપ ઝડપથી ખાવા મંડી ગયો.

બીજે દિને એજ મુઆફિક કાજીના ગયા પછી લોંડીએ શેઠાણીના હુકમ મુજબ ખાણું પકાવ્યું, અને તેઓ બંનેએ આગમજથી ખાઇ

લઇને કાજીને વાસ્તે થોડુંક રાખ્યું. કાજી આવ્યો ત્યારે તે આ ખાણું જોઇ અજબ થયો, પણ તેને ખુલાસો મળ્યો કે તેની ઓરતનાં ખેશીઓ શેહરમાં ઘણાં છે, અને તેઓ તરફથી આ ખાણું આવેછે. આ ભોજન જમીને કાજી મનમાં બોલવા લાગ્યો કે "આ ઓરત મને ઘણીજ નેક મળી ગઇછે કે દરરોજ તેનાં ખેશીઓ તરફથી પકવાન આવેછે તે પોંતે ખાતી નથી ને સઘળું મનેજ ખવાડી દેછે અને મારી માવજત કરેછે." આ રીતે કાજીની અસ્ત્રીઓની ખુબીથી ત્રણ જણાનુંજ નહિ પણ કોઇ કોઇ વાર પાડોશીઓનું પણ પોષણ થતું હતું, પણ તે બાબે બખીલ કાજીને કશી ખબર ન હતી. એક વરસ દહાડા સુધી આ મિસાલનો મામલો ચાલુ રહ્યો, અને એ મુદતમાં કાજીની ઓરતે આસપાસ સૌ સાથ સહિયારૂં માંડી તેઓનાં દિલ જીતી લીધાં, તથા પોતાના ખાવિંદને બહુ ફર્બે બનાવ્યો.

એતેફાક એવો બન્યો કે તેની એક સહીમિત્રીને હમેલ હતા, માટે જ્યારે તેને પુરા દહાડા થયા ત્યારે કાજીની ઓરતે તેની સાથ એવી છુપી ગોઠવણ કીધી કે તું હમેલથી ફારેગ થાય ત્યારે મને ખબર કરજે. જ્યારે આ ખબર મળી ત્યારે કાજીની સ્ત્રીએ વાળ અને બીજી બદહજમી પેદા કરનારી અને પવન છોડવનારી વસ્તુઓનું ભોજન પકાવ્યું અને તે કાજીજીને એવું તો લેહજતદાર લાગ્યું કે તેવણે તે હદથી જયાદા ખાવાની બખીલાઇ કીધી નહિ. પરિણામ એ નિપજ્યું કે પેટમાં પવન પેદા થયો, પેટ ફુગી આવ્યું અને બહુ દુખારો ચાલ્યો. કાજીને દુખી જોઇને તેની ઓરત બાહેરથી ગભરાટ બતાવવા લાગી, અને તેનું પેટ પસવારવા તથા દાબવા લાગી. પણ એથી તો કાજીની વેદના વધી પડી. હવે તેની ઓરતે મકર લડાવ્યાં. તે બોલી કે—"આ તો કાંઇ અજાયબ જેવી વાત જાહેર થાય છે."

કાજીએ પુછ્યું કે "તે તે વળી શું છે?"—ઓરત બોલી કે "તમને જે દુખ થાય છે તેનું કારણ તો તમારાં પેટમાંનું બચ્ચું છે."

આ સખુનો સાંભળી કાજી ગુસ્સો કરી પોતાની ઓરતને ગાળબોલ કરવા લાગ્યો અને કહેવા લાગ્યો કે "અય કમઅકલ ઓરત,

શું મર્દ છોકરાં જણુતો હશે ?"—ઓરત બોલી કે "તે સાહેબની કુદરતનો કાંઇ પાર નથી. તેનો જો હુકમ થાય તો મર્દ શું પણ હેવાન-બી માણુસને જન્મ આપે."

હવે કાજીજીનાં પેટનો દુખારો બહુ વધી ગયો, અને તે દુખ નહિ ખમાયાથી તેઓ બેહોશ થઇ ગયા. આ તકનો લાભ લઇને પેલી ઓરતે પોતાની સહીને ઘેર જઇ તેનું તુરતનું જન્મેલું બાળક લાવી કાજીનાં બીછાના ઉપર મુકયું. હવે જયારે કાજી કેટલેક વારે હોશમાં આવ્યો ત્યારે તેણે એક બાળકને રડતું સાંભળ્યું. પોતાની પછવાડે જોયું તો તેણે એક તુરતનાં જન્મેલાં બચ્ચાંને દીઠું. આ ખેલ જોઈ તેની અકલ હેરાન રહી. તે બહુ શર્મિંદો થયો અને પોતાની ઓરતને બોલાવી કહેવા લાગ્યો કે "તેં જે વાત કહી હતી તેજ અંતે ખરી પડી. આ બાળક મારેજ પેટે તવલ્લુદ થયું છે." આમ સાંભળીને પેલી ઓરત ઘણુંએક મક્કર અને તાલમેલ કરવા લાગી, અને તે બાળકને પોતાના ખોળામાં લઇ તેને પટાવવા અને રડતું અટકાવવા માટેના ઇલાજો લેવા લાગી. પછી તેને માટે કોઇ ધવાડનારીની શોધ કરતી હોય તેમ તે બાળકની ખરી માતાનેજ બોલાવી લાવીને તેને હવાલે તે બચ્ચું આપ્યું.

આ બનાવથી કાજીની શર્મિંદગીનો પાર રહ્યો નહિ. તેની ઓરતે દશ દહાડા સુધી તેને ઓઢીને સુવાની સલાહ આપી, અને જરાબી પવન ખાવાની મના કીધી, તથા કહ્યું કે "બાહેર નિકળશો અને પવન લાગશે તો તમારી બચ્ચું જણવાની નબળાઇને લીધે તમને સંધિવા લાગુ પડશે અને તમારો જાન જોખમમાં આવી જશે." આ રીતે કેટલાક દિવસ ઘેરમાં છુપાઇ રહ્યા પછી બાહેર નિકળતાં કાજીને બહુ ભારી પડયું, માટે ગુપચુપ બીજાં શેહરખાતે થોડાક મહિના ગુજારી આવવાનો વિચાર કરીને તે થોડીક અશ્રફી લઇ દેશાવર નિકળી ગયો, એવી મતલબથી કે પોતાની ઉપર ગુજરેલી વાતની કોઇને ખબર પડે નહિ. તેની ઓરતે રડવા કુટવાનાં મક્કર કીધાં, અને જલદી પાછા ફરવાની કબૂલાત લઇ તેણીએ કાજીજીને વિદાય કીધા. ત્રીપોલીથી નિકળીને કાજી દમસ્ક શેહરમાં જઈ રહ્યો અને એક મુસાફરખાનાંમાં

દિવસો ગુજારવા લાગ્યો. પણ જેમ બીજાં ગામોમાં તેમ અહીં પણ ખબર પડી ચુકી હતી કે ત્રીપોલીના કાજીએ છોકરો જણ્યોછે; માટે બીજા મુસાફરોમાં એ વિશે વાતો ચાલતી સાંભળીને બાપડા કાજીને બહુ દુખ થયું; તોપણ અહીં પોતાને કોઇ ઓળખતું ન હતું માટે તેણે કેટલીક મુદત દમસ્કમાંજ પસાર કીધી, અને બખીલાઈથી ખર્ચ કર્યા છતાંબી જ્યારે તે જે રકમ લાવ્યો હતો તે પુરી થઇ ગઇ ત્યારે તે મજુરી કરીને ગુજરાન ચલાવવા લાગ્યો.

પેલી તરફથી તેની બાહોશ ઓરત કાજીના વિદાય થયા પછી તેનો ખજાનો જેમ ગમે તેમ છુટથી વાપરવા લાગી. કેટલીએક રકમ તેણે ધર્મખાતે આપી દીધી, ભુખાં લોકોને જમાડવા લાગી, અને જે જે ઓરતોનું પલ્લું લઇ મુકી તે બાપડીઓને તલાક આપી કાજીએ કહાડી મુકી હતી તે આને ઓરતોનાં પલ્લાંની અસલ રકમોમાં થોડી થોડી બીજી ઉમેરીને દરેકને પાછી હવાલે કીધી. આથી શેહરમાં આ ઓરતની વાહ વાહ થવા લાગી, અને બોલાવા લાગ્યું કે સૂમ કાજીની સખી ઓરત તેના બખીલાઈથી ભેગા કરેલા ખજાનાનો જેવો રૂડો ઉપયોગ કરેછે તેવો તો પાદશાહોથી પણ થઇ શકતો નથી.

હવે આ બાહોશ ઓરતનાં આવાં કામોની ખબર ખલીફને કાને પડી ત્યારે તે નામવર પાદશાહે તેણીને પોતાની દરબારમાં બોલાવવાનો હુકમ આપ્યો, એવી મતલબથી કે તેના ખાવિંદે બાળકને જન્મ આપવાના અકુદરતી બનાવનો ખરો અહેવાલ એ ઓરતથી સાંભળે.

આ રીતે જ્યારે બગદાદમાં ખલીફનો હુકમ નિકળ્યો ત્યારે એજ શેહરમાં પેલા બખીલ કાજીનું પણ આવવું થયું. દમસ્કમાં મહેનત મજુરી કરતાં તે બીચારાની દૂમ ઝરી ગઇ હતી અને તેના ઉપર વાખા પડતા હતા. પેટ પુરતું ખાવાનુંબી તેને મળતું ન હતું. એટલામાટે તે પોતાને વતન પાછો ફર્યો, એવું ધારીને કે મારે માટે જે અફવા ચાલી રહી હતી તે હવે બંધ પડી ગઇ હશે અને મેહેં છોકરું જણવાની વાત સૌ કોઇ ભૂલી ગયાં હશે. પણ જ્યારે ત્રીપોલીમાં આવીને તે પોતાનાં મકાનમાં દાખલ થયો ત્યારે મહોલ્લામાં રમતા બે છોકરાઓમાંના એકને

તેણે એવું બોલતો સાંભળ્યો કે "પેલા કાજીએ છોકરું જણ્યું હતું તે વાતની તને યાદ છે?" બીજા છોકરાએ શો જવાબ દીધો તે સાંભળવાની દરકાર નહિ રાખતાં કાજી બીચારો પોતાનાં ઘરમાં દાખલ નહિ થતાં પાછો ફર્યો અને શેહર છોડીને બગદાદ તરફનો માર્ગ પકડયો. ત્યાં કેટલીક મુદતે જઇ પુગીને ત્યાંના મુલ્લાંઓમાં ભેળાયો અને તેઓ સાથ દીનઆઇનની વાતો કરવા લાગ્યો. તેના જેવા એક ખબરદાર માણસને મુફલેસ હાલતમાં જોઇને મુલ્લાંઓએ તેને ભલામણ કીધી કે નામવર ખલીફની દરબારમાં જઇ તારી કાબેલિયત દેખાડ કે તને તારાં પોષણ માટે કાંઇ લવાજમ બાંધી આપે. આ સલાહ પસંદ પડયાથી કાજી દર્વીશનો લેબાસ લઇને ખલીફની દરબારમાં હાજર થયો.

પણ એક તરફથી જેમ તે તેમ બીજી તરફથી તેની ઓરત પણ દરબારમાં દાખલ થઇ. તેણીએ પોતાના ખાવિંદને તુરત પીછાન્યો, પણ પોતાનાં મુખ ઉપર બુર્ખો હતો માટે પોતે તેની પીછાનમાં આવી શકી નહિ. જ્યારે ખલીફની સામે તેને હાજર કરવામાં આવી ત્યારે તે નામવરે તેને સવાલ કીધો કે—"અય ઓરત, તારા મર્દે એક બાળકને જન્મ આપવાની વાત ખરી છે કે નહિ? ખરું કહેજે, નહિ તો ખતા પામશે."

પેલી ઓરત આ સવાલનો જવાબ નહિ દેતાં નીચી નજર કરીને ચૂપ ઉભી રહી. ખલીફે તેને બિધેલી જાણીને ધીરજ આપી, અને તેની તકસીર માફ કરવાની કબૂલત આપી, તથા વળી કહ્યું કે આ સઘળું કાજીની બખીલાઇથી બનેલું લાગેછે.

આ રીતના સખુનો સાંભળી તે ઓરત બોલી કે "અય દીન અને દુનિયાના પાદશાહ, મારા મર્દ કાજીએ મારી આગમજ એક પછી એક સાત ઓરતો સાથ શાદી કરી, તેમનાં પલ્લાંની રકમ પચાવી, તેમના ઉપર ભુખમરો પાડી, તેમને નાહક તલાક આપી કહાડી મુકી હતી. એ વાતની ખબર મને મુસલ શેહરમાં પડવાથી આ કાજી ઉપર મારી બહેનપણીઓનો કીનો લેવાની મકસદથી મેં ત્રીપોલી જઇ તેની સાથે શાદી કીધી, એવી નેમથી કે એ બખીલનો પૈસો સખાવતનાં કામોમાં ખર્ચું." આ પછી જે કાંઇ હકીકત બની હતી તે સઘળી તે બાઇએ ખલીફ આગળ ખરેખરી જાહેર કીધી, જેમાં બચ્ચું જણવાની તદબાર સાંભળી ખલીફ

તથા તમામ દરબાર ખડખડ હસી પડયાં. પછી તે ઓરતે ખલીફની વધારે નજદીક જઇ ખબર આપી કે બાળકને જન્મ આપનાર કાજી દરબારમાં હાજર છે, અને તેણે દર્વીશનો લેબાસ લીધેલોછે.

ખલીફે આ દર્વીશને આગળ બોલાવી તેણે જન્મ આપેલાં બાળકની માંગણી કીધી. દરબારની ભારે હસાહસ વચ્ચે કાજી શર્મિંદો પડી બોલ્યો કે "અય દુનિયાના પદશાહ, વળી એમ બનતું હશે કે ઓરતને બદલે મર્દ બચ્ચું જણે?"—ખલીફે કહ્યું કે "ત્રીપોલીના કાજીએ બાળકને જન્મ આપવાની વાત ઇસ્લામી શાહાનશાહાતમાં મશહુર છે, અને મારી ખબર મુજબ તે કાજી તું પોતેજ છે." પણ કાજીએ એ વાતનો સાફ ઇનકાર કીધો, જે ઉપરથી તેની ઓરતે તેની નજદીક જઇ તેને જુઠું બોલવા માટે ઠપકો દીધો, અને કેટલાક તાનાજનીના સખુનો કહ્યા. જ્યારે કાજીએ પોતાની ઓરતનો આવાજ પીછાન્યો ત્યારે તેણે ખરી વાત વધારે વખ્ત નહિ છુપાવતાં બખીલાઇની તકસીર કબૂલ કીધી, અને ખલીફ કને માફી ચાહીને અર્જ ગુજારી કે આ મારી ઓરતને મારી સાથે મોકલ. હું હવે પછી બખીલાઇ અને તંગદસ્તી હર્ગીજ નહિ કરૂં અને એના ઉપર ભુખમરો નહિ પાડું, પણ ઘરનો તમામ વહિવટ એનેજ સોંપું.

જોકે પેલી ઓરતે પોતાના ખાવિંદના આ વચનો ઉપર એતેકાદ લાવવાની સાફ ના પાડી, તોપણ ખલીફે સમજુત આપ્યાથી તેણી કાજી સાથ જવાને રાજી થઇ, અને ખલીફે તે તદન ઘડાઇને ડાહ્યા બનેલા હુશિયાર મર્દને કુફાનો કાજી નેમી મોકલ્યો, કે જ્યાંનાં લોક બાળકને જન્મ આપનાર કાજી દાખલ તેને ઓળખતાં ન હતાં.

શેખ સાઅદી ખરૂંજ કહી ગયો છે કે સખીઓ પોતાના માલમતાનાં મીઠાં ફળ ખાય છે અને બખીલો સોનાં રૂપાંથી ઉપજતો ગમ ખાય છે. બખીલ માણસ પોતાના ખજાના ઉપર બેઠેલા એક સર્પ મિસાલ છે. પોતે તેનો ઉપયોગ કરતો નથી અને બીજાને કરવા દેતો નથી. સૂમ દોલત વધાર્યો જાય છે પણ ખાઇ શકતો નથી; સખી તેની તે દોલત પેદા કરવાની કશી પિડા વિના પોતે ખાય છે અને બીજાંઓને ખવાડી ખુશહાલ કરે છે. એજ ધડો આ નાની વાર્તા આપે છે.

## જાઆફરની જુટી:

### યાને ખાસડાંએ બજાવેલાં અજાયબ જેવાં પરાક્રમ.

બગદાદ શેહરમાં અબૂ કાસમ નામે એક દોલતમંદ સોદાગર વસતો હતો, કેજે જેમ પોતાના મોટા ખજાનાને માટે વખણાતો હતો તેમ વળી પોતાના અતિ લોભને થકી પણ આખાં શેહેરમાં જાણીતો હતો. તે બુઢો હતો, પણ નાની જગામાં મોટી વસ્તુનો સમાસ કરી જાણતો હતો. તેના ખજાનાની જગા નાની હતી, પણ અશ્રફીઓથી તે છલછલ થતી હતી. તે પોશાકમાં થોડાંજ કપડાંનો ઉપયોગ કરતો, પણ તે કપડાં મેલાં, ગંદિલાં, અને ફુવડ હતાં. તે ઉપર મેલ, કચરો અને જંતુઓ હતાં. કપડાં ઉપર બેશુમાર ઠીગડાં હતાં. પાઘડી જાડી ખાડીની હતી, જે એટલાં બધાં વરસની જુની હતી કે તેનો અસલ રંગ બદલાઇને તદન જુદોજ બની ગયો હતો. પણ તેના પોશાકની જિનસોમાં સર્વથી ધ્યાન ખેંચનારાં તો તેનાં જુટિયાં હતાં. દશ વરસ જેટલાં તે પુરાણાં હતાં. તેમનાં તળિયાં ખીલા ઠોકીને લોખંડનાં બનાવ્યાં હોય તેવાં મજબૂત હતાં. પંજાનું ચામડું તો અસલ કેવું હશે તે માલુમ પડતુંજ ન હતું, કેમકે તે ઉપર એટલી બધી ઠીગડીઓ મારેલી હતી કે જ્યારેબી નવી ઠીગડી મુકાવા અબૂ કાસમ જુટિયાંને મોચી કને લઇ જતો ત્યારે તે કયાં મુકવી અને કેમ મુકવી તેનો તે કારીગરને મોટો અંદેશો પડતો હતો. આ રીતે ખીલા અને ઠીગડાંથી આ જુટિયાં વજનમાં એટલાં બધાં ભારી બની ગયાં હતાં કે જ્યારે કોઇ વજનદાર વસ્તુ વિશે બોલવું હોય ત્યારે તેને અબૂ કાસમનાં જુટિયાંની મિસલ આપવામાં આવતી હતી.

એક દિને અબૂ કાસમે અતિ ઘણી ઓછી કીમતે કાચની શીશીઓનો અતિ મોટો જથો ખરીદ કીધો. સસ્તી કીમતે તે સુંદર શીશીઓ વેચવાની હતી, પણ અબૂ કાસમે તે કીમતમાં પણ પોતાની મરજી મુજબનો ઘટાડો કરાવ્યો, અને એ રીતે આ બાટલીઓ ખરીદ કરીને તે કમાઇ ગયો. વળી તેને એજ વખ્તે એવી ખબર મળી કે એક

અત્તારીએ દીવાળું ફુંકયાથી તેણે પોતાની દુકાનમાં ભરેલું ગુલાબજળ પાણીને મૂલે વેચી નાખવા કહાડયું છે. આ ખબર મળતાંજ અબૂ કાસમ તે અત્તારીની દુકાને દોડયો અને તેનો સઘળો માલ ખરીદ કરી લીધો. આ ગુલાબજળને તેણે પેલી સુંદર ઘાટની શીશી અને શીશામાં ભર્યાં, અને પોતે કરેલી ખરીદીથી ખુશ ખુશ થઇને પોતે એક કામ કીધું, અને તે એ કે હમામખાનાંમાં જઈ બદન સાફ કીધું અને સોજા કપડાં પહેર્યાં. ઘણાએક મહિના થયા તેને સ્નાન કરવાનું બની શકયું ન હતું, અને કપડાંની પણ જોગવાઇ થઇ શકી ન હતી.

એતેફાકથી માણસનું નસીબ ઘડાયછે. અબૂ કાસમનાં નસીબના સંબંધમાં આજ દિને એવાજ એતેફાક બન્યા. પહેલાં તો તે પોતાનાં વાસમારતાં કપડાં ઉતારતો હતો તેવામાં તેનો એક દોસ્ત હમામ તરફ આવી લાગ્યો, જેણે તેને ભલામણ કીધી કે "ભલા માણસ, જ્યારે સઘળાં કપડાં ઉતારી નવાં પહેરેછે ત્યારે આ જુટિયાં કાં નથી નવાં પહેરતો ! એબી તારે બદલવાં જોઇયે."—અબૂ કાસમ બોલ્યો કે "વાત તો ખરી. હું કેટલા મહિના થયા એજ વિચારમાં છું, પણ મને લાગેછે કે નવાં પહેરવા જેટલાં આ જુનાં થયાં નથી." આમ બોલીને તે હમામમાં દાખલ થયો.

બીજો એતેફાક એવો બન્યો કે એક ગમથી આપણો દોસ્ત અબૂ કાસમ હમામમાં દાખલ થયો કે બીજી ગમથી શેહરનો કાજી ત્યાં આવી લાગ્યો, અને તે પોતે પણ કપડાં ઉતારી અંદર દાખલ થયો. હવે હજુતો કાજીજી હમામમાં હતા એટલામાં અબૂકાસમ નાહી ધોઇને તથા કપડાં પહેરીને બાહેર આવ્યો. તેણે પોતાના જોડા પહેરવા માટે શોધ્યા, પણ જ્યાં મુકેલા હતા ત્યાંથી તે ગેબ થઇ ગયલા જણાયા. આપણો મિત્ર સમજી ગયો—અને હર કોઇ માણસ એમજ સમજી જાય—કે પેલા દોસ્તે મને આ જુનાં જુટિયાં બદલી નવાં પહેરવા માટે ભલામણ કીધી હતી, માટે મારાં જુનાં જુટિયાંને બદલે આ નવાં તે મારે માટે મુકી ગયલો હોવો જોઇયે. આમ માની લઇને અબૂ કાસમે શેહરના કાજીજીનાં જુટિયાં કેજે નવાં હતાં અને પોતાના

જોડાને બદલે ત્યાં આવી પડેલાં હતાં તે પહેરી લીધાં, અને ખુશ થઇને બાહેર નિકળી ચાલ્યો.

બીજી તરફથી કાજીજી નાહી ધોઇ પોશાક બદલીને બાહેર આવ્યા કે તેમના નોકરો તેમના જોડા લેવા દોડયા. પણ જોડા હોય કયાંથી કે લાવે ? ઘણી ખોળ કીધી ત્યારે કાજીજીનાં નવાં જુટિયાંની ચોરી થયલી જાહેર થઇ. જેઓ આખાં શેહરનો ઇનસાફ કરે અને ચોરોને સજા ફરમાવે તેમનાંજ જુટિયાંની ચોરી થાય એ કેવો જુલ્મ ! વધારે બારીક ખોળ કરતાં એક ખુણાંમાંથી કોઇનાં જુનાં પુરાણાં, મેલાં ઘેલાં, ફાટાં તુટાં, ભારી પથર જેવાં, બદશીકલ અને બિયામણાં પગરખાં મળી આવ્યાં. આ શોધ કરી માણુસો કાજીજી આગળ આવ્યા. એ કયાંથી આવ્યાં ? એ કોણ મુકી ગયું ? જેનાં એ જુટિયાં હોય તેજ કાજીજીના જોડાનો ચોર હોવો જોઇયે. હવે અબૂ કાસમનાં જુટિયાંથી તો શેહરનું એકેએક માણુસ જાણીતું હતું. અને આ મળી આવેલાં જુટિયાં તો તેનાંજ ઓળખાઇ આવ્યાં. તુરત માણુસો દોડયાં, અને એક સપાટામાં ચોરને કાજી સાહેબ આગળ હાજર કીધો. આ ધણી કોઇજ નહિ પણ આપણો રફિક અબૂ કાસમ પોતેજ હતો. ખરૂં પુછાવો તો તે કાજીજીનાં પગરખાં પહેર્યાથી ઘણો સોહામણો લાગતો હતો. ને જોડા તેના પગમાં બરાબર આવી રહેલા હતા. આ જોડાથી તેના પગ શોભતા હતા. ગોયા આ જોડા તેના પગને વાસ્તે અને તેના પગ આ જોડાને વાસ્તેજ કુદ્રતના ખાવિંદે બનાવ્યા હોય એમ અબૂ કાસમને હમામમાંથી બાહેર નિકળ્યા પછી એક હજાર ને એક મરતબે લાગ્યા કીધું હતું.

એવો એક માણુસ ચોર હોયજ કેમ ? અબૂ કાસમે ખરેખરો ખુલાસો કીધો, કેમકે તે આખી જિંદગીમાં એક વાર જુઠું બોલ્યો ન હતો. પણ એવા સાચા માણુસની જબાની ઉપર ઇનસાફના ધણી કાજી સાહેબે મુદલ ધ્યાન આપ્યું નહિ, અને બાપડા અબૂ કાસમને કેદની સજા ફરમાવી. પણ અબૂ કાસમ જેવો માતબર સોદાગર બંદીખાને જાય તો પછી તેની દોલત અને આબરૂના શા હાલ થાય ?

જાતે બખીલ તો ખરો, પણ ઇનસાફનો ગુસ્સો દૂર કરવા માટે જે ઇલાજો લેવા જોઇયે તે લેવા માટે કાંઇ ખર્ચવું પડે તો તે ખર્ચ કરવાથી ડરે એવો આપણો આ દોલતમંદ દોસ્ત ન હતો. તે તરત છુટીને ઘેર આવ્યો.

પણ ઘેર આવ્યા પછી જે રકમ ઘસડાઇ ગઇ તેનો તેને બહુ ખોફ થયો. તેણે દહાડી પીખી, અને પેલાં કમબખ્ત પગરખા ઉપર ગુસ્સો ખાલી કીધો. ઉંધાડે પગે તેને લાતોનો સ્વાદ ચખાડયો, જેમ કરતાં એક ખીલો પગમાં ભોકાયો, અને લોહી નિકળ્યું. આથી વધારે ગુસ્સે થઇને અબૂ કાસમે પોતાનાં ઝુટિયાં સાથ સદાની જુદાઇ કરવાનો પાકો ઠરાવ કર્યો. તેણે આ નાપાક ઝુટિયાંને પોતાનાં ઘરની બારી વાટેથી ટાઇગ્રિસ નદીમાં ફેંકી દીધાં. ભર્તીનાં પાણી વડે ઝુટિયાં તણાઇ નદીને તળિયે જઇ બેઠાં, અને હવે આપણા દોસ્તને કરાર થયો.

પણ એતેફાક બનતાજ રહ્યા. એવું બન્યું કે નદીમાં માછલી માટે જાળ નાખનારા માછીની જાળમાં કોઇ ભારી વસ્તુ સપડાયલી જણાઇ. માછીઓ ખુશ ખુશ થયા, કે આજે ઘણી મોટી માછલી સપડાઇ છે. પણ જ્યારે જાળ ઉપર ખેંચી લઇને જોયું તો માંહેથી કોઇના જોડા મળી આવ્યા. અરે, એ તો અબૂ કાસમનાં ઝુટિયાં હતાં! માછીઓએ તેમને ઓળખી કહાડયાં. તેઓ ગુસ્સે તો થયલા હતાજ અને નદીના કાંઠા ઉપરજ અબૂ કાસમનું મકાન પણ હતું, અને તે મકાનની જે બારી વાટેથી તેના ધણીએ આ કમબખ્ત પગરખાં ફેંકી દીધાં હતાં તે બારી ખુલ્લી પણ હતીજ, માટે માછીઓએ એક પછી એક બંને જોડા તેજ બારી વાટે ભારી જોશથી અંદર પાછા ફેંકયા. તે ફેંકવા સાથે અંદરથી કાંઇ કાચકામનો ભારી ખખડાટ સંભળાયો. માછીઓ ત્યાંથી વંજો માપી ગયા.

આ શું થયું હતું? પેલી ગુલાબજળથી ભરેલી સુંદર શીશીઓ અને શીશાઓ બારી આગળજ ગોઠવાયલાં હતાં, માટે એક પછી એક બંને ઝુટિયાં આવીને આબાદ તેમની ઉપરજ પડયાં, અને તેમના

આંચકા સમેત સઘળું કાચકામ ખંણુણુ કરતું નીચે આવ્યું. સઘળા શીશા ફુટી ગયા, અને આખો ઓરડો ગુલાબજળથી બેહદ બેહદ થવા લાગ્યો.

ગરીબ બીચારો અબૂ કાસમ! તે આ વખ્તે હાજર હતો. સારૂં થયું કે એક ઞુટી તેને પોતાને લાગી નહિ. તેણે તેમને જોઇને પીછાની પોતાનું માથું કુટયું, સર્દ હાય મારી, અને બૂમ પાડી બોલ્યો કે—"અરે કમબખ્ત ઞુટિયાં, તમે મારો પીછો નહિજ છોડવાનાં?" આમ બોલીને તે પોતાનાં ઘરને લગતા બગીચામાં ગયો અને ત્યાં ખાડો ખોદીને આ પ્રખ્યાત વસ્તુઓને તમામ આલમથી હંમેશગી સુધી છુપી રાખવા માટે દાટી દીધી.

પણ એજ વખ્તે નવો એતેફાક એ બન્યો કે તેના એક પડોશીએ અબૂ કાસમને બાગમાં ખોદકામ કરતો દીઠો. આ પડોશીને અબૂ કાસમ ઉપર મોહબત હશે નહિ, કેમકે એ અદેખાએ જઇને કાજીને ખબર આપી કે મારા આ પાડોશીને બાગમાં ધનનો ચરૂ હાથ લાગ્યોછે! તરત અબૂ કાસમને પકડી મંગાવવામાં આવ્યો. ગરીબ બીચારો! તેણે ઘણોએ બચાવ કર્યો, અને બચાવમાં સઘળું સાચુંજ કહ્યું, તોપણ કાજીએ આવા એક ગબ્બર બિલ્લુને સપડાયલો જોઇ તેને સહેલાઇથી છટકવા દીધો નહિ. તેણે અબૂ કાસમનો સઘળો બચાવ સાંભળ્યો—પેલાં કમબખ્ત પગરખાંને દાટીને નાપેદા કરવાની સઘળી વાતો તેને કહેવા દીધી—પણ પછી માંગણી કીધી કે ધનનો ચરૂ લાવ! અંતે કાજીજીના ખીસા ભરવાની ફર્જ અદા કરી અબૂ કાસમ પેલાં ઞુટિયાં ઉપર ગાળોનો વરસાદ વરસાવતો, હેરાન અને પરેસાન થતો પોતાને મકાને ગયો.

પણ આ નજીસ, નાપાક, નાપેકાર, નાલાયક, નાચીજ ઞુટીને નાબુદ તો કરવીજ જોઇયે, નહિતો વળી તે પોતાને નવી વિપત્તિમાં લાવી નાખશે, એવો વાજબી ડર રાખીને અબૂ કાસમ શેહરના એક દૂરના ભાગમાં ગયો અને ત્યાંથી પસાર થતી નેહરમાં પેલી નાશકારક વસ્તુને ફેંકી દીધી. તે હવે ખાતરીથી માનવા લાગ્યો કે હવે એ જોડાતેને નડવાના

નથીજ. પણ આ વેળાબી તે પોતાની ગણત્રીમાં ભૂલ્યો. જોડા તો તણાતા તણાતા નેહરનાં મુખ આગળ જઇને અટક્યા, અને તેમની જોડે બીજો કચરો જઇને બાઝયો, જેથી પાણી વહેતું બંધ થઇ ગયું. આથી પુકારો ઉઠ્યો, પાણી નહિ મળવાની ફરિયાદ થઇ, અને સરકારી અમલદારોને તપાસ ચલાવતાં જણાયું કે અબૂ કાસમના જોડા આ સઘળા ગભરાટનું કારણ હતા. તેઓએ એ બાબે કાજી આગળ ફરિયાદ ગુજારી. કાજીએ તેમના ધણી દાખલ અબૂ કાસમને બોલાવી મંગાવી તપાસ ચલાવી, અને તકસીર સાબેત થવાથી તેને આગળ કરતાં પણ વધારે મોટા દંડની સજા ફરમાવી. દંડ ભરીને અબૂ કાસમે દુખી દિલથી રસ્તો લેવા માંડયો, પણ દાના કાજીએ એક અપક્ષપાત અને ઇમાનદાર ઇનસાફદારને છાજતી લાયકીથી કહ્યું કે અબૂ કાસમને તેની મતા એકદમ હવાલે કરવી જોઇયે; તે ઉપર બીજા કોઇનો હક નથી— નામદાર સરકારનો પણ નહિ !

ભટ પડો એ મતા ઉપર! આગ લાગો એ બદબખ્ત જુતી ઉપર। ગરીબ બીચારો અબૂ કાસમ જુતી ઉઠાવીને હવે તેનો નિકાળ કેમ આણવો તેનો શેવટનો વિચાર કરતો ઘેર ગયો. તેણે વિચાર કીધોકે આ શેતાનનાં ચામડાંને સળગાવી મેલ્યાં હોય તો સારું. પણ પાણીમાં અનેકવાર પડેલાં હોવાથી તે ભીનાયલાં હતાં, માટે તેણે અગાસી ઉપર તેમને સુકાવા મુક્યાં. અહીં પડોશમાં વસતા એક ધણીનો કુતરો તેમને શિકારી પક્ષિઓ સમજીને અગાસીઓ કુદાવતો આવી લાગ્યો, અને આ ખાસડખુટાં ખાસડાં સાથ રમવા અને ગેલ કરવા લાગ્યો. એમ કરતાં એક ખાસડું નીચે પડયું, અને ત્યાં બેઠેલાં એક બાળકનાં માથાં ઉપર લાગ્યાથી તેનું તત્કાળ મોત નિપજ્યું. તે બચ્ચાંનાં માતપિતા ફરિયાદ ગયાં, અને કાજીએ ભારી ગુસ્સા સાથે અતિમોટો દંડ કરીને અબૂ કાસમને ઘણો એક ઠપકો દીધો.

અબૂ કાસમને તેની જુતી પાછી મળી, જે લઇને તે ઘેર ગયો ; પણ ત્યાંથી તે જુતિયાં ઉઠાવી તે પાછો કાજી પાસે આવ્યો, અને ભારી મિનત સાથ કહેવા લાગ્યો કે આ નાપાક પગરખાંએ મને ખુઆર

કરી મેલ્યોછે માટે હવે એનો ગમે એવી રીતે સરકારે નાશ કરવો કે એ શેતાનના જોડા મને ફરીથી દુખી કરે નહિ.

કાજીને દયા આવી. તેનાથી આ અર્જ નાકબૂલ થઇ નહિ. તેણે અબૂ કાસમનાં જુટિયાંનો નાશ કરાવ્યો, અને નવા જોડાનો ખર્ચ બચાવવા જતાં કેટલી બધી ખોટ ખમવી પડી હતી તેનો અનુભવ મેળવી અબૂ કાસમ ઘેરે બેઠો.

## વઢકણી બીબી કેમ ઠેકાણે આવી.

અમીર બેહરામની બેટી હુસૈની ખુબસુરત હતી ખરી, પણ તેણીના પાજી સ્વભાવને લીધે તેણી અળખામણી થઇ પડી હતી. અમીર બેહેરામ ઇરાનના અસલી પાદશાહોથી ઉતરેલો હતો, અને એવા ધણીની દીકરીનો હાથ મેળવવા ઘણાએક અરબ સરદારો તલબગાર થયા, પણ હુસૈનીએ તેઓમાંના કોઇને પસંદ કીધો નહિ, અને જે આવતો તેને બેઇજત કરીને તેણી કહાડતી.

સાદિક બેગ અમીરનો ખાસ સવાર હતો. તે પણ અસલી પાદશાહોથી ઉતરી આવેલાં આબરૂદાર ખાનદાનનો નબીરો હતો. પણ જાતે ગરીબ હતો, તેથી અમીર બેહેરામની નોકરીમાં રહેલો હતો. તે ખુબરૂ અને બહાદૂર હતો; તે અકલમંદ અને હિમતવાન હતો. તલવાર અને ઘોડો તેના એકલા સાથી હતા. અમીર બેહરામ તેને ચાહતો હતો. તેની નોકરીથી રાજી હતો. તેને પેતાનો બેટો કરી રાખવાને તે આતુર હતો. તેણે સાદીકને પોતાનો જમાઇ કરવાનો ઠેરાવ કીધો, એ વાતથી તે જવાનને વાકેફ કીધો, અને સાદીક કબૂલ થયો.

પણ સાદીકના દોસ્તોને એ વાત ગમી નહિ. તેઓએ તેને હુસૈની જેવી મિજાજી ઓરતના ફાંદામાં ફસતો ઘણો વાર્યો. પણ સાદીકનો જવાબ એકજ હતો. તે કહેતો કે "હુસૈની મને પસંદ કરશે ત્યારેજ મારી

શાદી થશે. તે કબૂલ કરશે નહિ તો હું ક્યાંથી તેનો ખાવિંદ થવાનો હતો? અને જો હુસૈની મને પસંદ કરશે તો પછી તેને કેમ સમજાવી લેવી તે મારૂં કામ છે." હુસૈનીને પોતાની શાદીની ખબર પડી. સાદીક જેવા એક નોકરને પોતાનો ખાવિંદ કબૂલ રાખવો તે એક ગુલામને કબૂલ રાખવા બરાબર ગણાય. એવું લગ્ન કજોડું ગણાય. બંનેની પદવી એક સરખી જોઇયે— બલકે ખાવિંદનો દરજ્જો ઓરત કરતાં આલા જોઇયે. તેને બદલે આ તો તેથી ઉલટોજ મામલો હતો. હુસૈનીએ આ બાબતમાં પુરતો વિચાર કીધો, તોપણ અંતે તે એવા ઠરાવ પર આવી કે આ નીચાં કુળના શખ્સની ઓરત થઇને તેને તથા પોતાના પિતાને તેમજ આખી ખુરાસાનની સરજમીનને બતાવી આપવું કે હુસૈની સાથ શાદી કરવા નિકળતું તે કાંઈ સહેલ કામ નથી. એકજ કારણને થકી હુસૈની સાદીકને રાજી કરવા આગમજ તેની ઓરત થવાને કબૂલ થઈ હતી, અને તે એ કે તે અસલી પાદશાહોથી ઉતરી આવેલો હતો, તે પુરાતન ઇરાનનો બેટો હતો, અને તે પોતાનો દૂરનો ખેશી હતો. વળી તેની ચાલચલણની ઓતરફ તારીફ થતી હતી. એટલામાટે તેની સાથની પોતાની શાદીની ખબર પોતાના બાપ અમીર બેહરામ તરફથી તેણીએ સાંભળી ત્યારે આ પહેલીજ વાર આ બાઇ ગુસ્સે થઇ નહિ, તુફાન જગાડયું નહિ, મિજાજ ખોયો નહિ અને ગુપચુપ પેદરની વાતો સાંભળી લીધી. તેનાં મનમાં એમજ હતું કે એક વાર શાદી તો કરવી, પણ તે કરવા નિકળનારને શાદી માટે હિંમત કરવાનો પુરતો સ્વાદ દેખાડવો.

શાદી થઇ. સાદીક અને હુસૈની ધણીધણિયાણી થયાં. અને બંનેને વસવા માટેનું ઠેકાણું અમીર બેહરામના મેહલમાંજ મુકરર થયું. આ શાદીની વાતો સાદીકના રફીકોને કાને આવતી ગઈ તેમ તેઓમાંના કોઇ ખુશ થયા અને કોઇ દિલગીર થયા. દિલગીર થનારાઓ સાદીકનું ભલું ચાહનારા હતા, પણ ખુશ થનારાઓ તેના જેવાને તેની ઓરત કેમ ઠેકાણે લાવે છે તે જોવાને આતુર હતા.

આવા ધણીઓમાંનો એક મર્દક નામનો હતો. તે જવાન પણ ઢિંગણી કાઠીનો હતો. તે પરણેલો હતો, પણ તેને એક એવી

ઓરત મળી હતી કે જે હુસૈનીની જોડની હતી. તેણીએ બીચારા મર્દકને પોતાના ગુલામ જેવો બનાવી દીધો હતો. તેને તે એક ઘડીનું પણ સુખ આપતી ન હતી. તેણીના એક પણ હુકમની સામે મર્દકથી ચું કે ચાં થતું ન હતું. ટુંકમાં તે બાપડો આ ઓરતના મિજાજ અને દમામથી કેવળ કંટાળીને દુખી જિંદગી ગુજારતો હતો.

હવે આ મર્દકે જ્યારે પોતાના મિત્ર સાદીકને હુસૈની જેવી ઓરતનો ખાવિંદ થયલો જોયો ત્યારે તેની ખુશીનો પાર રહ્યો નહિ. બીજા કેટલાક મિત્રોએ પણ સાદીકની શાદી તરફ ખુશી બતાવી હતી, એટલામાટે કે તેનું નસીબ હવે ફરી જશે, અને અમીર બેહરામના લાગવગથી તેને પાદશાહી દરબારમાં નોકરી અને દરજ્જો મળશે. પણ મર્દકની ખુશીનો સબબ જુદોજ હતો. તે તો એટલામાટે મગન હતો કે આજ સુધી તેજ એકલો બાયડીનો ગુલામ હતો, પણ હવે સાદીક પણ તેની બાયડીનો ગુલામ થશે; અને આજ સુધી સઘળા દોસ્તો મર્દકનેજ ચિડવી મજાહ મેળવતા હતા તેમ હવે તેઓ સાદીકનેબી ચિડવશે; અને એ કામથી આજસુધી મર્દક એકલોજ દુખી થતો હતો તેને બદલે હવે સાદીક પણ બાયડીથી તોબાહ બોલશે.

સાદીક અને હુસૈનીની શાદીને એક મહિનો ગુજરી ગયો, પણ એ મુદતમાં નહિ હુસૈનીનાં તુફાનની વાતો આગળની પેઠે બાહેર આવી કે નહિ તલાકની વાતો જાહેર થઇ. બંને ધણીધણિયાણી સુખ-ચેનથી વસતાં હોય એવી રીતે તેમનાં ઘરનો કારોબાર ગુપચુપ ચાલવા લાગ્યો. પણ મર્દકને એ બાબે ઘણી ચટપટ થઇ. તે અદેખો પડવા લાગ્યો. તે પોતાના મિત્રો આગળ સાદીકની કાંઇ કાંઇ વાતો લાવતો અને તે ખરેખર દુખી છે એવી તેમની ખાતરી કરવા માંગતો. પણ સાદીક સદા કહેતો કે તે પોતાની શાદીથી તદન સુખી છે, અને હુસૈની જેવી ઓરતનું સુખ થોડાજ ખાવિંદોને મળતું હશે.

પણ મર્દક એ વાત કેમ માને! તેણે પોતાના આ દોસ્તને મુબારકબાદી આપી અને તેનું સુખ કાયમ રહે એવી ઉમેદ બતાવી.

સાદીકે તેનો ઉપકાર માન્યો અને કહ્યું કે "મારી શાદીથી તારા જેવા રફીકોને ખુશી ઉપજે છે તે જોઇને હું ખરેજ ખુશ છું."

"હવે મસ્ખરી છોડી ખરેખરૂં કહી દે, સાદીક દીકરી, શું તું ખરેખર સુખી છે?" મર્દકે કંઇક અદેખાઇથી પુછ્યું.

"બેશક. મને મારી ઓરત તરફથી જરા પણ દુખ મળ્યું નથી," સાદીકે ઇમાનદાર દિલથી એકરાર કીધો.

"જા રે જા, તું કોણને ભમાવે છે?" મર્દકે મરડાટથી કહ્યું. "ગામ નથી જાણતું કે તારી બીબી કેવી માછણ છે? તેના મિજાજ અને તેના બાપદાદાની ઇજતને લીધે તે તને સુખી તો કરેજ ખરી, કેમ?" આમ કહીને આપણા બચુકલા મર્દક મિયાંએ કદાવર સાદીકની પીઠ ઉપર હાથની છાપટ મારી તેની ઠેકડી બનાવવાની તજવીજ કીધી અને પોતે ખડખડ હસી પડયા.

આ જાતની રમુજથી સાદીક જરાબી કચવાયો નહિ. તે મર્દકને ચાહતો હતો; સંસારમાં તે બાપડો સુખી ન હતો તે તે જાણતો હતો; અને તેથી પોતાના સંસારને પણ તે તેવોજ સમજીને દિલાસો લેવા માંગે છે એમ તે સમજતો હતો. એટલામાટે મર્દકની ગમતથી તેને ગુસ્સો ઉપજયો નહિ. તેણે તેને સારી પેઠે હસવા દીધો, અને પછી આસ્તેથી કહ્યું કે—"બિરાદર, તારી ખુશીનો સબબ હું સારી પેઠે સમજું છું; મારાં સંસાર સુખ બાબે તને જે ફિકર પેદા થઇ છે તેનું કારણ મારાથી અજાણું નથી. મારી વહાલી બીબી સાથની મારી શાદી આગમજ મેં તેણીના પાજી સ્વભાવ બાબે ઘણી ખરાબ વાતો સાંભળી હતી, એ વાત ખરી છે. પણ આજે તને કહેતાં મને હરખ ઉપજે છે કે મને તો મારી ઓરતના સ્વભાવના સંબંધમાં તદન જુદોજ અનુભવ મળ્યો છે. તેના જેવી સમજુ અને શિયાણી, ઘરરાખુ અને તાબેદાર ઓરત બીજી થોડીજ હશે."

મર્દક ગભરાયો. તેની ખુશહાલી હવામાં ઉડી ગઇ. તે સાદીકનો અદેખો પડયો. તેણે પુછ્યું કે "ત્યારે આ બધો ફેરફાર એકાએક કેમ થઇ ગયો?"

સાદીક—તું જો સાંભળવાને ઇંતેજાર હોય તો તને મારી હકીકતથી વાકેફ કરતાં મને ખુશી ઉપજશે. જો સાંભળ. જે મોજેજો બન્યો છે તે મારાથીજ બન્યો છે. અમારી શાદીની ક્રિયા પુરી થયા બાદ હું મારી બીબીના ઓરડામાં ગયો. એ વેળા મારો લશ્કરી લેબાસ સજેલોજ હતો. મારી શમ્શીર મારી કમરે લટકતીજ હતી. હુસૈનીને મેં ખુબ તોરમાં બેઠેલી દીઠી. મને આવેલો જોવાને તે રાજી તો હતીજ નહિ, માટે હું દાખલ થયો ત્યારે તેણીએ મને કોઇ પણ પ્રકારની ઇજ્જત આપી નહિ. મારા તરફ તેણે નજર તો કીધીજ નહિ, પણ મારી હાજરીની દરકાર પણ કીધી નહિ. હું દાખલ થયો ત્યારે એક ખુબસુરત બિલાડી મ્યાઉં મ્યાઉં કરતી મારી આગળ આવી. હું જાણતો હતો કે આ જાનવર હુસૈનીનું માનીતું હતું. તે આપડીના આવકારનો બદલો મેં જુદીજ રીતે વાળી આપ્યો. મેં ઝટ તલવાર મિયાનથી ખેંચી કહાડીને તે પશુનું સર તનથી જુદું પાડી દીધું, અને ખુબ ગુસ્સામાં તેનું માથું તથા ધડ ઉઠાવી લઇને બારી વાટે ફેંકી દીધાં. હુસૈનીએ આ તમાશો ચુપચુપ જોયા કીધો. તે ગભરાઇ. ઉપલું કામ બજાવીને હું તુરત તેણી તરફ ફર્યો. મને બીક હતી કે તેણી મને ગાળોનો સરોપા આપશે, યા કાંઇ તુફાન મચાવશે, યા અપમાન કરશે. પણ નહિ. બિલાડી ઉપર કરેલા અખ્તરાથી તેણીએ જોઇ લીધું કે કોની જોડે કામ પાડવાનું છે. તે ગભરાઇ અને સઘળો તોર ભુલી ગઇ. મને પોતાની તરફ આવતો જોઇને તે ઉઠી અને મને યોગ્ય આદરમાન આપ્યું. મારો હુકમ માથે ચહડાવ્યો અને મારી તાબેદારી કરવા લાગી. તે દિવસથી આજસુધી તેના તરફની તાબેદારી સિવાય મેં બીજું કાંઇ જોયું નથી."

મર્દેકે બારી ઇંતેજારીથી આ વાત સાંભળી લીધી. અને તે સાંભળતાંજ તેણે સાદીકની રજા માંગી. તે કાંઇક ઉતાવળમાં પડેલો જણાયો. તેણે સાદીકનો ઉપકાર માન્યો, અને એટલુંજ બોલ્યો કે "ચતુરને ચેતવણી બસ છે." તે ખુશી થતો ચાલી ગયો, અને તેની પૂઠે થોડો વાર નજર રાખીને પછી સાદીક પણ પોતાને કામે ચાલ્યો.

ઉપલી વાતચીત થઇ ત્યારે સાંજનો વખ્ત હતો. રાત પડી ત્યારે મર્દક પોતાને ઘર ગયો. તે બાજારમાંથી એક કટારી ખરીદ કરી ગયો હતો. તે પોતાની પાજી સ્ત્રીના ઓરડામાં દાખલ થયો. તેની ખાંધે ગુસ્સો બાંધેલો હતો. તુરત તેની ઓરતની પાળેલી માનિતી બિલાડી તેની આગળ ગેલ કરતી આવી. મર્દક એ પશુની પીઠ પસવારતો અને તેને રમાડતો હતો, અને તેથી પોતાના શેઠ સાથ રમવા બિલાડી આવી. પણ શેઠ તો બીબીને ઠેકાણે લાવવાના વિચારથી આ બાપડાં જાનવરનું ખુન કરવાના ઇરાદાથીજ આવેલા હતા, માટે બિલાડી આવી કે તુરત તેણે પોતાની નવી કટારી તેનાં ગળાં ઉપર ફેરવી દીધી અને તનથી સર છુટું પાડી નાખ્યું. અહીં સુધી તો સઘળું કામ બરાબર પાર ઉતર્યું. હવે ડોકું અને ધડ ઉપાડીને બારી વાટે ફેંકી દેવાં જોઇયે, કેમકે સાદીકે પણ તેમજ કીધું હતું. એટલામાટે આમ કરવા થકી મર્દક વાંકો વળ્યો, અને જેવો વાંકો વળ્યો તેવોજ તેની બોચી ઉપર એક એવો ફટકો પડયો કે તે બાપડો મોટા ધબકારા સાથ ભોંય ઉપર પડયો.

આ ફટકો બીબી તરફનો હતો. કોણની સુઝે પોતાનો ખાવિંદ ચાલ્યો હતો તે આ બાઇ જાણતી હતી, કેમકે સાદીકે પોતાની સ્ત્રીને કેમ શિયાણી બનાવી હતી તે વાત એક જનાનાથી બીજા જનાનામાં વિજળીને વેગે ફેલાઇ ચુકેલી હતી.

"બિલાડી મારીને મને બીવાડવા આવ્યોછ કે મુઆ? લે આ અને આ વળી બીજો!" આમ બોલીને બીબીએ બાપડા મર્દકને બે ચાર મુક્કા લગાવ્યા. પછી છેલ્લી શિખામણ એમ દીધી કે—"મુઆ દીવાના! બીબીને જેર કરવી હતી તો બિલાડીને શાદીની રાતેજ મારવી હતી. આજે કોણ ખાસડું તારો ડર કરનાર હતું?"

કહેવત ખરીજ છે કે—"લાંબાની સુઝે ટુંકો જાય,
તે મરે નહિતો માંદો થાય."

# અબૂસીર અને અબૂકીર:

## યાને ભલાની ભલાઈ અને બુરાની બુરાઇ.

### નફ્ટ રંગારો અને ભોળો હજામ.

સિકંદરિયા શેહરમાં એક રંગારો અને એક હજામ રહેતા હતા. હજામનું નામ અબૂસીર અને રંગારાનું નામ અબૂકીર હતું. બાજારમાં તેઓની દુકાનો એક બીજાની જોડમાં હતી. રંગારો બડો લુચ્છો, ઠગારો, જુઠો અને ધાતકી હતો. તેનો રાબેતો એવો હતો કે રંગવાને માટે કપડું લેતી વેળા પહેલું દામ લેવું, અને તે માટે બહાનું એમ બતાવતો હતો કે રંગ માટે સામાન ખરીદવો જોઇયે. પણ આ રકમ તે ખાણપાણમાં ખર્ચી નાખતો, અને પછી પેલું રંગવા માટે મળેલું કપડું વેચી ખાતો. વળી તે હમેશ સારૂં સારૂંજ ખાતો, અને સર્વથી સરસ સિવાય બીજો છાંટો મોં પર મુકતો નહિ. ઘરાક રંગેલું કપડું પાછું માગવા આવતો ત્યારે તે બીજા દિવસની સહવારનો વાયદો કરતો. બીજે દિને ઘરાક પાછો આવી માંગણી કરતો ત્યારે કાંઇ કાંઇ બહાનાં કાઢી રંગારો તેને બીજે દિને બોલાવતો. કોઇ વાર પરોણાનું, કોઇ વાર બાયડીએ બાળકને જન્મ આપવાનું, કોઇ વાર કાંઇ બીજી રોકાણનું તે કારણ બતાવી બાપડા ઘરાકના ટાંટિયા તોડાવતો અને તેનું કપડું રંગીને આપતો નહિ. અંતે જ્યારે પેલો કંટાળેલો ધણી પોતાનું કપડું પાછું માંગતો ત્યારે તે તેની આગળ કરગરીને ખરી વાત કહેવાના કસમ લેતો અને બોલતો કે "અરે બાવા, ખુદા શાહેદ છે, તારૂં કપડું તો મેં એવું સરસ રંગીને વાખાતું નાખ્યું હતું કે તે પર ઠરેલી આંખ ખીસેજ નહિ, પણ શું કરૂં, કોઇ બદમાશ આવીને દોરી પરથી કપડું ચોરી ગયો, જેની ઘણીબી શોધ કરવા છતાં પત્તો મળતો નથી." હવે જો કપડાંનો ધણી કોઇ ભલું માણસ હોય તો તે રંગારાની વાત ખરી માની બોલે કે—"કાંઇ ફિકર નહિ; ખુદા મને આપી

રહેશે." પણ બીજાઓ તો આ ઠગારાની વાત મુદલ માનેજ નહિ અને તેની ભારી બેઇજતી કરે. પણ તેઓ તેને કાજી આગળ ઘસડી લઈ જાય તોપણ પોતાનું કપડું તો તેઓ મેળવી શકેજ નહિ.

રંગારા અબૂકીરની આવી વર્તણુકથી તેનું નામ વાયડું થયું હતું, અને સૌ કોઇ તેને એક લુચ્ચા દાખલ પીછાનતાં હતાં. કોઇ તેને પોતાનું કામ સોંપતું નહિ, અને તદન બીગાના સિવાય બીજું કોઇ તેનાથી છેતરાતું નહિ. લોક તેને થુ થુ કરતું, અને દરરોજ તેની બેઇજતી થતી. આથી તે નઠારાનો ધંધો પડી ભાગ્યો, અને કોઇ ઘરાક આવવા લાગ્યું નહિ ત્યારે તે પોતાના પાડોશી હજામની દુકાને જઈ બેસતો.

એક દિને એક અજાણ્યો ધણી તેના હાથ ઉપર ફસ્યો. તેની કને લીધેલું દામ અબૂકીરે પોતની આદત મુજબ ખર્ચી ખાધું, તેમજ તેનો માલ પણ તેણે વેચી ખાધો. પેલો અજાણ્યો ધણી વાયદા પ્રમાણે રંગેલું કપડું લેવા આવ્યો ત્યારે રંગારો દુકાનપર દેખાયોજ નહિ. તે તો તે ધણીને આવતો જોઇને હજામની દુકાનમાં ભરાઇ બેઠો, જે ઉપરથી તે અજાણ્યા શખ્સે કાજી આગળ જઇ ફરિયાદ કીધી, અને કાજીના અમલદારે અબૂકીરની દુકાનને ખીલા ઠોકી તાળાં માર્યાં, અને પડોશમાં કહ્યું કે રંગારો આવે ત્યારે કહેજો કે આ ધણીનો માલ તેને હવાલે કરશે ત્યારે તારી દુકાનની ચાવી કાજીની કચેરીમાંથી પાછી મળશે."

અબૂસીર હજામે હવે અબૂકીર રંગારાથી જાણવા માંગ્યું કે આ દરરોજનો ઢેડફજેતો શો છે? જેબી ઘણી વારે ત્યાં માલ લાવે છે તે ચોરાઇ કેમ જાયછે? આ અજાણ્યા માણસનાં કપડાંનું શું થયું?" —રંગારાએ જવાબ દીધો કે "ખુદાનો બંદો હોય તો માનજે, દોસ્ત, કે તેનું કપડું કોઇ ચોરી ગયું છે."—હજામ બોલ્યો કે "બહુજ નવાઇ જેવું! જ્યારેબી તને કોઇ કપડું આપી જાય છે ત્યારે તે ચોરાઇ જતું હશે? શું શેહરના સઘળાજ ચોરો તારા દુશ્મન છે? મને તો લાગે છે કે તું જુઠું બોલે છે. ખરેખરૂં કહે, તું આ લોકોની મતાનું શું કરે છે?"

આ ઉપરથી અબૂકીરે હજામ આગળ પોતાનું પાપ ખોલીને કહ્યું. તે નફ્ફટ બોલ્યો કે "મારાં ઘરાકોનો માલ હું વેચી ખાઉંછુ. શું કરૂં, મુફલેસીને લીધે આમ કરવું પડે છે. ધંધામાં કાંઇ સાર મળે નહિ, ને મારી પાસે કાંઇ છે નહિ, તેથી મને આ રસ્તો લેવો પડેછે." ધંધાની વાત આવી ત્યારે હજામ અબૂસીર પણ બડબડવા લાગ્યો કે "હા, બિરાદર. ધંધો તો મારોબી બરાબર ચાલતો નથી. આપણ ગરીબ માણસોનાં નસીબજ ફુટેલાં છે. જોકે હું મારા હુનરમાં ખબરદાર છું તોપણ કોઇ મારી દુકાન ઉપર હજામત કરાવવા આવતું નથી, કાંએજે હું ગરીબ પડયો. આથી મને એ ધંધા ઉપર બહુ અભાવ પેદા થયો છે."

અબૂકીર બોલ્યો કે "અય બિરાદર, મનેબી મારા ધંધાપર એવોજ અભાવ છે. પણ ત્યારે આપણ એવા ધંધાને વળગી રહીને શું કરિયે? કયાં સુધી ભુખે મરિયે? તું જો રાજી હોય તો ચાલ આપણ આ શેહેર છોડી જઇ મુસાફરીએ નિકળિયે અને જુદાં જુદાં દેશોનું પાણી પીજિયે, અને આપણો હુનર ત્યાં અજમાવિયે અને ધંધો કરી પાંચ પૈસાનું મહોડું જોઇયે. મુસાફરીમાં આપણુને ખુલ્લી સ્વચ્છ હવાનો ફાયદો મળશે અને મન ઉપરની ચિંતા દૂર થશે. મુસાફરીના ફાયદા કેવા કેવા અને કેટલાબધા છે તેનું શાયર આ રીતે બયાન કરી ગયો છે:—

"મળે જયાં માન ને મોટાઇ જાવું,
ઘરે બેસી પરાયું અંન ન ખાવું;
સફર કરવી સજાવાર આદમીને,
દુખી હાલત સુધારે પાંચ દિને.

સફરના લાભ છે રૂડા જુઓ પંજઃ—
ગરીબાઇ જવે આવે ઘરે ગંજ;
ખબરદારી વધે, ને શાણુ શોગત,
શીખાએ, મેળવાએ મીરી સંગત.

અગર સંકટ સફરથી થાએ હાંસિલ,
રફીકોની જુદાઇ હોએ કાતિલ.
અગર છોડી વતન જાવું રવા નિસ્ત,–
તો મુફલેસીની સિવા મોત હેવા નિસ્ત.
અદેખાઇ ને નાલિસી મિયાને,
છે બદતર જીવવું એવે મકાને;
બહેસ્તી જે બુરી હાલત ધિકારે,
ખુદાનો દોસ્ત તે જે જાન સમારે."

આ રીતે રંગારાએ મુસાફરીની વાતોથી હજામને એટલો તો રિઝવ્યો કે અંતે અબૂસીર સિકંદરિયા શેહેર છોડીને દેશાવર ભોગવવા જવાને કબૂલ થયો. તેઓ બંને એકેકના ભાઇ બન્યા, અને લુચ્ચા રંગારાની દરખાસ્ત ઉપરથી હજામે કબૂલ કીધું કે બંનેમાંથી જેને ધંધો મળે તેણે બીજાને પોતાની કમાઇમાંથી જમાડવો, અને જે નાણું બચે તે એક પેટીમાં સાચવી રાખવું અને સિકંદરિયા ખાતે પાછા ફર્યા પછી બંને જણે સરખે હિસ્સે વહેંચી લેવું. આ કરાર ઉપર તેઓ બેઉ ફાત્યો ભણ્યા.

બીજે દિને હજામે પોતાની દુકાન બંધ કરીને તેની ચાવી દુકાનના ધણીને હવાલે કીધી, અને પછી પોતપોતાના ધંધાનો ખપ જોગો અસબાબ લઇને બેઉ દોસ્તો એક વહાણ ઉપર ચઢી બેઠા, કે જેમાં બીજા ૧૨૦ ઉતારૂઓ હતા. હજામનાં નસીબ મોટાં કે આ સઘળા ઉતારૂઓમાં એકબી હજામ ન હતો, માટે તે પોતાનો તોબરો અને લુંગી અને પ્યાલો લઇને ઉતારૂઓમાં ફરવા લાગ્યો, અને થોડા થોડા જણ દરરોજ હજામત કરાવવા લાગ્યા. તેઓ કનેથી બબે નાન તથા એકેકું પનીર હજામતના બદલામાં લેતો અને એ રીતે તે પોતાનું અને પોતાના મિત્ર રંગારાનું પેટ ભરતો. વહાણના નાખુદાએ પણ હજામત કરાવી, અને તેના બદલામાં બે નાન અને એક પનીર આપ્યાં, એટલુંજ નહિ પણ હજામના સખુનોથી રાજી થઇ તેને તથા તેના મિત્રને દર રાત્રે પોતાની સાથે જમવાનું નોતરૂં દીધું. પણ રંગારો તો

હજામ કમાઈ લાવ્યો હતો તે નાન અને પનીર સઘળાં ખાઇને એવો તૃપ્ત થયો હતો કે તે તો હજામની જોડે નાખુદાના સુફ્રા ઉપર જમવા ગયો નહિ, જે ઉપરથી તે ભલા નાખુદાએ એક રકાબી ભરીને ગોસ્ત અને રોટી વગેરે હજામને આપી મોકલ્યો, એવું કહીને કે તારા બીમાર મિત્રને આ ખવાડજે. અને અબૂકીર આ નવો ખોરાક પણ ખાઇ ગયો!

આ રીતે વહાણ ઉપર તેઓએ ૨૦ દિવસ ગુજાર્યા, અને એ દિવસો ઉપર હજામ બાપડો રળી કમાઇને લાવતો તે રંગારો ખાતો, અને આખો દીવસ સુઇ રહેતો. તે બહાનું કહાડતો કે મારા જીવને સારૂં નથી તેથી મને તું જગાડતો ના. અને એ રીતે પેટભરીને ખાણું ખાઇ બાકીનો તમામ વખ્ત તે ઐયાસીની માફક પડી રહેતો. વીશ દહાડા સુધી દરિયાની મુસાફરી કરીને હવે ૨૧ મે દિને તેઓ એક શેહેરને કિનારે જઇ પુગ્યા, અને ત્યાં ઉતરીને બંને દોસ્તો એક ખાન અથવા ધર્મશાળામાં ઉતર્યા. અહીં બેસવા સુવા માટે ચટાઈ કે શેત્રંજી જેવું કાંઇ હતું નહિ માટે હજામ પોતે શેહરમાં જઇને તે ખરીદ કરી લાવ્યો, તેમજ થોડુંક ગોસ્ત લાવીને પકાવ્યું. અબૂકીર તો ખાનમાં આવ્યો ત્યારથી અત્યાર સુધી પડીજ રહ્યો હતો માટે હજામે તેને ભોજન લેવા જગાડયો, પણ જમીને પાછો તે પોઢી ગયો, કેમકે તેના કહેવા પ્રમાણે તેનું માથું ફરતું હતું અને તેને ચક્કર આવતા હતા.

આ હાલતમાં હજામ અને રંગારો ૪૦ દિવસ સુધી તે શેહેરમાં રહ્યા. સહવારથી હજામ પોતાનો અસ્બાબ લઇને ફરવા નિકળતો અને નસીબ સંજોગે જે કાંઇ મળતું તે પેદા કરી પાછો પોતાની કોટડીમાં આવતો, જે વેળા રંગારો તો તેને ઉંઘતોજ જણાતો. હજામ પકાવતો, અને જમતી વેળા ઉઠીને અબૂકીર સારી પેઠે પેટભરીને જમતો, અને પછી તુરત પાછો સુઇ જતો. અબૂસીર તેને સમજાવતો કે “આ શેહેર જોવા અને ફરવા લાયક છે માટે ઉઠ અને ફરવા ચાલ.” પણ પેલો ઐયાસી પાડો તેને જવાબ દેતો કે “ભાઇ, તું મારૂં માથું ના ખા; મને કાંઇ ગમતું નથી. મને બે ઘડી પડવા દે.” આથી હજામ તેને સુવા દેતો, અને તેનું દિલ દુખે એવા સખુન કહેતો નહિ.

પણ હવે એતેફ્રાક એવો બન્યો કે ૪૦ દહાડા સુધી આ રીતનો મામલો ચાલુ રહ્યા બાદ ૪૧ મે દિને બાપડો હજામ બીમાર પડયો. હવે રંગારાની ફરજ હતી કે તેણે પોતાનો ધંધો ચલાવી નાણું પેદા કરી બંનેનું પેટ ભરવું. પણ તે તો પોતાની જગાએથી ઉઠયોજ નહિ, ત્યારે હજામે ખાનના માણસને અર્જ કરીને ખોરાકી મંગાવી તૈયાર કરાવી, કેજે પેટ ભરીને જમતી વેળા રંગારો હુશિયાર થતો હતો. ચાર દિવસ સુધી આમ ચાલ્યું, પણ પાંચમે દિવસથી હજામની તબિયતમાં વધારે બિગાડો થયો અને તે બીચારો બેહોશ હાલતમાં પડી રહ્યો. આથી ખાણુ પાણુની કશી ગોઠવણ તે કરી શકયો નહિ, પણ એથી અબૂકીર રંગારાના હકમાં મોટો ગેરઇનસાફ થયો! તે બીચારાને તો કકડીને ભુખ લાગી. નહિ ઉઠાય તોપણ ઉઠવાની ફરજ પડયાથી તેણે હજામના ખીસામાં તપાસ કરી જોઇ તો તેમાંથી કેટલુંક નાણું મળી આવ્યું, જે લઇને તે ઓરડીનું બારણું બંધ કરી, પોતે કયાં જાય છે તે વિષે કોઇને કશી ખબર આપ્યા વિના, બાહેર નિકળી પડયો. ખાનનો રખેવાળ પણ આ વેળા બાજારમાં કામે ગયલો હતો, માટે તેણે પણ રંગારાને બાહેર નિકળતો દીઠો નહિ.

## રંગારાનો રંગ.

અબૂકીરે બાહેર નિકળી પ્રથમ સોજો પોશાક ખરીદ કરી પહેરી લીધો, અને પછી શેહરમાં ફરવા નિકળ્યો. તેને લાગ્યું કે આવું સુંદર શેહર તેણે કદી જોયું ન હતું. તેને જણાયું કે શેહરના સઘળાં રહેવા-સીઓનો પોશાક સફેદ અને નીલા રંગનો હતો. માર્ગમાં તેને એક રંગારીની દુકાન મળી, જ્યાં પોતાની કનેનો રૂમાલ કહાડી તેણે રંગવા આપ્યો. રંગારાએ તેના ૨૦ રૂપાંના સિક્કા માંગ્યા. અબૂકીર બોલ્યો કે "એટલા રૂમાલના અમારાં શેહરમાં બેજ સિક્કા આપવા પડેછે." —"ત્યારે જા તારે ગામ, ને ત્યાં જઇ રંગાવ. હું તો વીશથી ઓછું નહિ લઇશ." અબૂકીરે પુછયું કે "તું કયો રંગ દેશે?"—પેલાએ જવાબ દીધો કે—નીલો. પણ અબૂકીરે તેને લાલ, લીલો, પીળો, નારંગી, કિરમજી, વગેરે અનેક રંગોનાં એક પછી એક નામ દઇ તે

રંગોમાં રંગવા પુછ્યું, ત્યારે તે રંગારાએ કહ્યું કે—"આ શેહરમાં અમો ચાલીશ રંગારા છિયે, અને અમો સઘળા નીલા સિવાય બીજો કાંઇ રંગ રંગી જાણુતા નથી." અબૂકીરે તેને કહ્યું કે "હું પોતે રંગારો છું, અને હું જાતજાતના રંગો રંગી જાણું છું, માટે તું જો મને તારી દુકાને નોકરી રાખશે તો તારો ધંધો વધી જશે અને તારી આબરૂમાં મોટો વધારો થશે." પણ પેલા રંગારાએ કહ્યું કે "પરદેશીને અમો નોકરીમાં લઇ શકતા નથી." અબૂકીરે પુછ્યું કે "હું પોતે જુદી દુકાન કહાડું તો?" પેલાએ કહ્યું કે "એમ તારેથી થાય નહિ—તને અમો જુદી દુકાન કહાડવા દઇયે નહિ."

આ ઉપરથી અબૂકીર સઘળા ૪૦ રંગારાઓને મળવા અને પુછવા ગયો, પણ તે સઘળાઓએ ઉપલાના જેવોજ જવાબ દીધો ત્યારે તે રંગારાઓના શેખ પાસે ગયો, પણ તેણુંબી કહ્યું કે "પરદેશીથી અમારાં શેહરમાં ધંધો થઇ શકે નહિ." આથી કંટાળીને તથા ગુસ્સે થઇને અબૂકીર શેહરના હાકમ પાસે ગયો, અને પોતાની ઉપર ગુજરેલી સર્વ વાતોથી તેને વાકેફ કરી ફરિયાદ ઉઠાવી, અને પછી બડાઇ મારી કે હું જાત જાતનો લાલ, જાત જાતનો લીલો, જાત જાતનો કાળો, જાત જાતનો પીળો, નારંગી, વગેરે રંગો રંગી જાણુંછું. તેની આ વાતોથી ખુશ થઇ હાકમ તેના ઉપર મેહરબાન થયો, અને તેને શેહરમાં પસંદ પડે તે જગાએ તેની દુકાન બાંધી આપવાની તથા તેને શુરૂઆતના ખર્ચ માટે નાણું આપવાની ખાહેશ દેખાડી. હાકમે તેને ઉંચો પોશાક બક્ષ્યો, તેને સોનાના એક હજાર સિક્કા આપ્યા, બે ગુલામો તેની ખિદમતમાં રોકયા, તથા તમામ સાઝ સાથનો એક ઘોડો બેસી ફરવા માટે આપ્યો, આથી અબૂકીર રંગારાનાં રંગ રૂપ ફેરવાઇ ગયાં અને તે એક અમીર જેવો બની ગયો. વળી હાકમે તેને વસવા માટે એક મકાન આપ્યું અને તેને રાચરચીલાંથી આરાસ્તા કરાવ્યું.

બીજે દિને અબૂકીર ઘોડે બેસીને શેહરમાં ફરવા નિકળ્યો, અને ફરતાં ફરતાં એક જગા પોતાને ઘણીજ પસંદ પડી ત્યાં પોતાની

દુકાન બાંધવાનો હાકમના માણસોને હુકમ આપ્યો. તે જગા ઉપર જે ધણી વસતો હતો તેની કનેથી તે ખાલી કરાવી, અને એ જગાનું જે દામ થાય તે કરતાં વધારે રકમ હાકમે તે ઘરધણીને આપીને રાજી કીધો. પછી ત્યાં રંગારાની દુકાન બાંધવાનું કામ ચાલુ થયું, અને અબૂકીરે કહ્યું તે પ્રમાણે તે દુકાન બંધાઇને તૈયાર થઇ. એ મકાન ઘણું શોભાયમાન બન્યું હતું અને તે પાછળ હાકમના આપેલા હજાર સિક્કા ખર્ચાઇ ચુકયા હતા, માટે અબૂકીરે સરસામાન અસ્બાબ વગેરે માટે માંગણી કરવાથી તે ભલા હાકમે બીજા ૪૦૦૦ સિક્કા ગણી અપાવ્યા, અને કહ્યું કે એ રકમ અનામત રાખી જે કાંઇ તેમાંથી ખર્ચાય તેનો હિસાબ રાખવો અને તે હાકમને બતાવ્યા કરવો.

આ રકમ લઇને અબૂકીર રંગારો બાજારમાં ગયો, જ્યાં ગળી મોટા જથામાં તેણે જોઇ, પણ તે બહુજ સસ્તે ભાવે મળતી હતી. આ ગળી તેમજ બીજો રંગવાનો તમામ સામાન જે તેને જોઇતો હતો તે તેણે ઉપલી રકમમાંથી ખરીદ કર્યો. આ પછી હાકમે રંગવા માટે ૫૦૦ તાકા કપડાંના તેની દુકાને મોકલી આપ્યા, અને અબૂકીરે જાત જાતના રંગથી તે એવા તો ખુશનુમા રંગ્યા કે જ્યારે તેણે તેમને દોરડાં ઉપર સુકાવા મુકયા ત્યારે શેહરનાં લોક અચરતી સાથ તે જોવા અને જોઇને બહુ ખુશ થવા તથા ખુબી ગાવા લાગ્યાં. તેઓએ અચરત થઇ થઇને પેલા રંગો વિશે પરપુછ કીધી, અને અબૂકીર દરેક રંગનું નામ તેમને સમજાવતો અને ખુલાસો કરતો ગયો. આ ઉપરથી તેઓ પોતપોતાનાં કપડાં તેની કને લાવ્યાં અને તે રંગાવવાની ખાહેશ બતાવી.

અબુકીર હાકમના ૫૦૦ તાકા તરેહવાર રંગોથી રંગીને જ્યારે તેની દરબારમાં લઇ ગયો ત્યારે તે જોઇને હાકમ તથા તેના દરબારીઓ બહુજ ખુશ થઇ ગયા. તેણે તેના ઉપર ઘણીએક નવાજીશ કીધી, અને પછી હાકમના સિપાહીઓ અને લશ્કરીઓ પણ પોતાને મનપસંદ રંગોથી કપડાં રંગાવી પહેરવા લાગ્યા. આ રીતનો મામલો ચાલુ રહેવાથી અબૂકીર રંગારાનો દહાડો ફરી ગયો, અને તેની દુકાન

ઉપર સોના અને રૂપાંના સિક્કાઓની ગોયા ટંકશાળ ચાલી. તેની દુકાનની ખુબી ચોતરફ ફરી વળી, અને એ દુકાન સુલતાનની રંગવાની દુકાનને નામેજ ઓળખાવા લાગી. દરેક તરફથી નસીબ દેવી અબૂકીર ઉપર મેહરબાન થઇ અને તેની હાલત એકદમ બદલાઇ જઇને તે પૈસે ટકે ભરપુર થઇ ગયો. શેહરના પેલા ૪૦ રંગારાઓ તેની દુકાનની આ ખુબી જોઇને હવે બહુજ નરમ પડી ગયા, અને તેની આગળ આવીને તેના હાથને બોસ્સા દેવા તથા પોતે તેને નોકરીમાં નહિ લીધો હતો તે માટે પસ્તાવો કરવા અને દરગુજર ચહાવા લાગ્યા. એટલુંજ નહિ પણ હવે તેઓ પોતે તેની નોકરીમાં રહેવાને તૈયાર થયા. પણ અબૂકીરે તેઓમાંના એકને પણ નોકરીમાં નહિ લીધો, અને પોતાના હબશી ગુલામો અને ગુલામડીઓ મારફતેજ તે પોતાનું કામ બજાવવા લાગ્યો. આ રીતે તેણે પુષ્કળ દોલત જમા કીધી, પણ પોતાના ચહડતા વખતમાં તેણે એકબી દિવસે પોતાના મેહરબાન દોસ્ત તે પેલા હજામ અબુસીરને યાદ પણ કીધો નહિ.

## હજામની હાડમારી.

હવે આપણ અબુસીર તરફ નજર દોડાવિયે. તેને તદ્દન બેહોશ હાલતમાં બીમારીનાં બીછાનાં ઉપર પડેલો મુકીને તથા તેણે ભેગું કરેલું નાણું લઇને અબૂકીર રંગારાને ચાલી ગયલો આપણે દીઠો હતો. હવે આ રંગારો પોતાના આ માંદા મિત્રને મુકીને ઓરડીનું બારણું બંધ કરી ગયો હતો, અને તેથી ત્રણ દહાડા સુધી તે દરવાજો ઉઘડયાજ નહિ, કેમકે બાપડા હજામમાં ઉઠવા બેસવાની પણ શકિત ન હતી. પણ ધર્મશાળાના રખેવાળે જયારે આ દરવાજો આટલા બધા દિવસ સુધી બંધ રહેલા જોયા, અને માંહેથી કોઇને નિકળતો કે અંદર દાખલ થતો જોયો નહિ, ત્યારે તે મનથી વમાસવા લાગ્યો કે " મબાદા પેલા બંને મુસાફરો મારૂં ભાડું આપ્યા વિના રાહે પડી ગયા હશે, અથવા મરી ગયા હશે. પણ જોઉં તો ખરો કે ઓરડી ખાલી છે કે કેમ ? "

આમ વિચાર કરીને તે ઓરડી આગળ આવ્યો તો તેણે અંદર કોઇનો કાંસવા અને દુખની બરાડ મારવા જેવો આવાજ સાંભળ્યો. આ ઉપરથી તેણે બારણાં ઉઘાડયાં. પેલો રંગારો ઓરડીને તાળું મારી તેની ચાવી એક બાજુએ ખોશીને ગયો હતો, માટે આ ચાવી વડે રખેવાળે તાળું ઉઘાડયું અને અંદર દાખલ થઇને જુએ છે તો બાપડો હજામ દુખી થતો અને બરાડ મારતો હતો. તેણે તેને દિલાસો દીધો અને તેના સોહબતી બાબે પુછયું. હજામે જવાબ દીધો કે—"અય બાઇ, હું તો આજ ત્રણ દહાડા થયા તાવે પડેલો છું, અને એટલા દહાડા શું થયું તેની મને કશી ખબર નથી. હમણાજ હું જરા સાવધ થયો છું, અને હમણાજ મેં પુકાર માર્યા, પણ મને તારા સિવાય બીજા કોઇએ જવાબ આપ્યો નથી. હવે જ્યારે તું મારી મદદે આવ્યો છે, અને મારો સોહબતી કયાં ગયો છે તે હું જાણતો નથી, ત્યારે તો તું મારા તકિયા તળે મારી થેલી છે તેમાંથી થોડાક પૈસા લઇને મારે વાસ્તે કાંઇ ખોરાક લાવી આપ, કેમકે મને બહુ ભુખ લાગી છે, અને ખાધા વિના હું બહુ નબળો થઇ ગયો છું."

આ સખુનો સાંભળતાંજ રખેવાળે બીમારના તકિયા તળે તપાસ કરીને થેલી ખેંચી કહાડી, પણ ઉઘાડીને જોતાં તે તદન ખાલી માલૂમ પડી. તેણે એ વાતથી હજામને વાકેફ કીધો, અને તે સમજી ગયો કે ભેગા કરેલા સધળા પૈસા લઇને અબૂકીર નાસી ગયો હતો. રખેવાળ-ને પુછવાથી તે બોલ્યો કે "મેં તારા સોહબતીને આજ ત્રણ દહાડા થયા જોયો નથી. હું તો એમ સમજ્યો કે તમો બંને જણ દેખાયા નહિ તેથી મારી કોટડીનું ભાડું આપ્યા વિના તમો શેહર છોડી ગયા હશો."— હજામ બોલ્યો કે "જઇયે કયાં? પણ આ મારા સોહબતી-નો ડોળો મારા પેદા કીધેલા પૈસામાં ભરાયો હતો અને તેથી મને બેહોશ પડેલો જોઇ મને મરતો મુકીને તે મારા પૈસા લૂટી ગયો છે."

આમ બોલીને બાપડો હજામ રડવા લાગ્યો, પણ પેલા રખેવાળે કહ્યું કે—"બાઇ, તું ના રડ! ખુદા સારૂં કરશે. અને આ લૂટારાની લુચ્છાઇનો બદલો તેને ખુદા તરફથી મળ્યા વિના રહેશે નહિ." આ

પછી તે રખેવાળ બીમાર હજામને માટે કાંઇક શેરવો પકાવી લાવ્યો, અને એ રીતે બે મહિના સુધી તેની બરદાસ્ત કીધી. આ સઘળો વખ્ત તે ભલા માણસે પોતાનેજ પૈસે અબુસીરની માવજત કીધી, કેમકે બીચારા હજામ પાસે કાંઇ પણ પૈસા હતાજ નહિ. અંતે હજામને પુષ્કળ પરસેવો પડવા માંડયો અને પછી તે સાજો થયો. સાજો થઇને તે હવે પોતાને ધંધે પાછો લાગ્યો, જેમ કરતાં તેણે રખેવાળને સધ્યારો આપ્યો કે—"ખુદા મારો મદદગાર થશે તો હું તારી આ બરદાસ્તનો બદલો વાળી આપીશ; પણ ખુદાની બક્ષીશ વિના કોઇથી એ કામ બનતું નથી."—રખેવાળ બોલ્યો કે—"બિરાદર તને તનદુરસ્તી મળી તેને વાસ્તે ખુદાના શુક્ર બજા લાવ. તે પરવરદેગારને જોવાની અને મળવાની ખાહેશ વિના બીજી કોઇ ખાહેશથી મેં તારી સેવા બજાવી નથી."

એતેફાક એવો બન્યો કે અબુસીર જે દિને પહેલોજ શેહરમાં ફરવા નિકળ્યો તે દિને ફરતાં ફરતાં તે તે બાજારમાં જઇ પુગ્યો કે જ્યાં તેના જુના સોહબતી રંગારા અબુકીરની મોટી દુકાન બાંધેલી હતી. અહીં તેણે જાતજાતના રંગોમાં રંગેલાં કપડાં દોરી ઉપર લટકાવેલાં દીઠાં, જે જોવાને લોકોનાં ટોળાં મળેલાં હતા. આ જોઇને હજામે એક માણસને આ સઘળાંનો સબબ પુછયો, અને આ દુકાન કોણની છે તે જાણવા માંગ્યું. જેને સવાલ પુછવામાં આવ્યો હતો તેણે ખુલાસો કીધો કે "આ તો સુલતાનના રંગારીની દુકાન છે, અને અબુકીર નામના એક પરદેશી રંગારાને તેણે એ બાંધી આપી છે. અમારાં શેહરમાં તરેહ તરેહના રંગોમાં કપડાં રંગે એવા રંગારા નથી, તેથી જ્યારેબી અબુકીર નવા રંગમાં કપડાં રંગે છે ત્યારે તે જોવા અને વખાણવા અમો તેની દુકાન આગળ ભેગા મળિયે છિયે." આમ કહીને પેલા ધણીએ અબુકીરને લગતી તમામ હકીકત જે બની હતી તે કહી સંભળાવી.

આ અહેવાલ સાંભળીને અબુસીર ખુશ થયો અને પરવરદેગારના શુક્ર બજા લાગ્યો કે તે સાહેબ તેના આ સોહબતીનો મદદગાર થયો

અને તે ગરીબનો દહાડો ફેરવી નાખ્યો. અબૂસીર મનથી વિચારવા લાગ્યો કે આટલા દહાડા થયા અબૂકીરે મારી કશી ખબર અંતર લીધી નથી તેમાં તેનો ઝાઝો વાંક કહેડાય નહિ, કેમકે તે આ દુકાનની અને પોતાના ધંધાની ગડબડમાં હોવો જોઇયે. તોપણ તેને ફેર ચક્ર આવતા હતા ત્યારે મેં ધંધો કરીને તેને જમાડયોછે, વાસ્તે આજે હવે ખુદાતઆલાએ એનો દહાડો ફેરવી નાખ્યો છે ત્યારે એ મને મદદ કરવાને કદી ચૂકનાર નથી. મને જોઇને એ ખુશહાલ થશે, મારી તરફ ઘણીજ માયા મોહબત બતાવશે, અને મારા ઉપકારનો બદલો વાળશેજ."

આમ મનમાં વમાસીને અબૂસીર દુકાન તરફ આગળ વધ્યો. તેણે નજદીક જઇને નજર ફેંકી તો તેને અબૂકીર રંગારો એક ઉંચા ગાદી ઉપર બેઠેલો જણાયો. તેણે સુલતાનનો બક્ષેલો પોશાક પહેરેલો હતો અને તેની ખિદમતમાં ચાર કાળા અને ચાર ગોરા ગુલામો ઉભેલા હતા, જેમનો લેબાસ પણ સ્વચ્છ હતો. વળી બીજા દશ ગુલામો રંગવાનું કામ કરવામાં મશગુલ હતા, જેમને વેચાતા લઇને અબૂકીરે તેમને આ ધંધો શિખવ્યો હતો. અબૂકીર પોતે ગાદી તકિયે બિરાજેલો હતો, અને પોતાને હાથે કશું કામ કરતો ન હતો, પણ તે કરવા માટેના માણસોને હુકમ આપતો હતો. અબૂસીર હજામ તેની છેક નજદીક ગયો, એવી ઉમેદથી કે મને જોતાંજ મારો દોસ્ત મને ખુશીથી બોલાવશે અને પોતાની નજદીક બેઠક આપશે. પણ બનાવ તો એથી જુદોજ બન્યો. હજામે ભલાઇના બદલાની ઉમેદ ભલાઇથીજ મેળવવાની ઉમેદ રાખી હતી તેમાં તે બીચારો ઠગાયો.

અબૂકીર અને અબૂસીર (યાને રંગારા અને હજામ) ની ચશ્મો એકેક સાથ મળતાંજ ધડાકો થયો. પેલો રંગારો પોતાના સોહબતીને જોતાંજ છેડાયો અને આ રીતે બખાળ્યો—"અય લુચ્છા, બદમાશ, ચોર! કેટલી મરતબે હું તને કહી ચુકયો કે તું તારૂં કદમ મારી દુકાન આગળ ના લાવતો? લૂટારા, શું તારી મતલબ એવી છે કે આ લોકોનાં દેખતાં મને નામુસી લગાડવી?" આમ બોલીને તેણે

પોતાના માણુસોને હુકમ આપ્યાથી તેઓ બાપડા ગાભરા પડેલા હજામને પકડવા દોડયા. હજામે નાસવા માંડયાથી ગુલામોએ તેની પૂઠે જઈને તેને પકડયો, અને જયારે દુકાન આગળ તેને લઇ આવ્યા ત્યારે તે બીચારાને હેઠો તોડી પડાવીને પેલા ઘાતકી રંગારાએ હાથમાં લાકડી ઉઠાવી તેની પિઠ ઉપર એકસો ફટકા લગાવ્યા ! આ રીતની ખૂની વર્ત્તણુક ચલાવતી વેળા તે લુચ્છો રંગારો બોલવા લાગ્યો કે " અય બદમાશ, ઓ નીચ ઠગારા, યાદ રાખ કે આજ પછી જો હું તને ફરીથી મારી દુકાન આગળ ઉભેલો જોઈશ તો હું તને નામદાર સુલતાન આગળ મોકલી આપીશ, અને તે નામદાર શેહરના વાલીને તારૂં સર તનથી જુદું કરવાનો હુકમ આપશે. ચાલ નિકળ અહીંથી ! કાળું કર, અને ખુદા તારૂં કદી ભલું મા કરજો ! "

## અબૂસીરનું નસીબ ફરેછે.

આ રીતના સખુનોનો તેમજ મારનો સરોપા લઈને ગરીબ બીચારો હજામ ત્યાંથી હાય અફસોસ કરતો ચાલી ગયો. આ સઘળો ઘાતકી તમાશો જોવાને લોકોનું મોટું ટોળું દુકાન આગળ ભેગું મળ્યું હતું, તેઓમાંથી કોઇએ પુછ્યું કે—" આ માણુસ કોણુ છે અને એણે શો ગુનાહ કીધો ? " ત્યારે અબૂકીરે સચ્ચાઈનું ડોળ ઘાલીને જવાબ દીધો કે—" લોકોનાં રંગવા આપેલાં કપડાં મારી દુકાન ઉપરથી ઉઠાવી જનારો આ ચોર છે. એણે આમ ઘણી વેળા કીધું ત્યારે મેં મનથી વિચાર કીધો કે ખુદા એનુંબી ભલું કરે, કેમકે બીચારો મુફલેસ જણાય છે. આમ સમજીને હું એને જવા દેતો અને જેમનાં કપડાં ચોરાયલાં હોય તેમને પૈસા આપી રાજી કરતો. મેં આ બદમાશને અનેક મરતબે કહ્યું હતું કે હવે ફરીથી આ કામ નહિ કરવું. પણ એણે મારૂં માન્યુંજ નહિ. હવે ફરીથી જો એ ચોરી કરવા દુકાન ઉપર આવશે તો હું એને સુલતાન આગળ મોકળી આપ્યા વિના નહિજ રહીશ. તે નામદાર એનો જાન લેશે અને પછી શેહરના ભલા લોકો એક એજાઅમાંથી છુટશે."

ગરીબ બીચારો અબૂસીર! વગર વાંકે માર ખાઈ, બેઇજત થઇને પાછો ખાન યાને ધર્મશાળામાં આવ્યો, અને પોતાનાં શરીરનું દુખ નરમ પડયું નહિ ત્યાં સુધી પોતાની કોટડીમાંજ રહ્યો. પાછો ફરતો હરતો થયો ત્યારે તે પોતાની ગરીબ હાલત ઉપર અફસોસ કરતો હમામખાનાંમાં બદન સાફ કરવા જવાને ઉઠયો. શેહરનાં બાજારોમાં ફરતાં તેને હમામ જેવું કશું નહિ જણાયાથી તેણે એક માણસને પુછ્યું કે "અય બિરાદર, હમામ કયાં છે?"—"હમામ તે શું?" પેલાએ અચરત થઇને પુછ્યું. હજામ બોલ્યો કે "હમામ એટલે જ્યાં લોકો પોતાનું શરીર સાફ કરવા જાય છે અને અંગ ધુએ છે, અને સ્વચ્છ બને છે તે. દુનિયાની સર્વેથી સરસ ચીજોમાંની એક તે આ હમામ છે."—"અંગ ધોવું હોય તો દરિયામાં પાણી બેશુમાર છે ત્યાં જા. અમે હમામ જેવું કાંઇ જાણુતા નથી. અમો સઘળા દરિયામાં જઇ સ્નાન કરિયે છિયે. નામદાર સુલતાન પોતેબી જરૂર પડે ત્યારે અંગોળ કરવા દરિયેજ જાય છે."

આ હકીકત સાંભળીને અબૂસીર અચરત થયો. તેણે મનથી વિચાર્યું કે આ લોક હમામની ખૂબી જાણુતા નથી અને હમામ વિશે કશી ખબર ધરાવતા નથી, ત્યારે તો હું સુલતાનની દરબારમાં જઇ એ બાબેની અર્જ કરૂં. આવા વિચારથી આપણો હજામ કચેરીમાં ગયો અને સુલતાનની હજુરમાં કુર્નસ બજાવી તથા જમીનને બોસ્સો દઇને અર્જ ગુજારી કે—"અય નામવર, હું પરદેશી માણુસ છું. મારો ધંધો હમામખાનું રાખવાનો છે. તારાં શેહરમાં હું આવ્યો, અને મને લાગ્યું કે અહીં જો હમામખાનાં બિસ્માર હાલતમાં હોય તો તેમને દરૂસ્ત કરૂં. પણ તલાસ કરતાં મને એકબી હમામ નજર આવતું નથી. એમ કાંય કે આવાં સુંદર અને બપકાદાર શેહરમાં એક પણુ હમામ નથી, કે જેના જેવી મોજ દુનિયામાં થોડીજ હોય છે?"

સુલતાને અચરત થઇને પુછ્યું કે "હમામ તે શું? તે કેવું હોય?" આ ઉપરથી હજામે હમામ કેવું હોય અને તેના ફાયદા અને ઉપયોગ શા શા છે તે સઘળું લંબાણુથી સમજાવ્યું અને પછી બોલ્યો

કે "એક પણ હમામ વિના તારૂં શેહર દરેક રીતનું આબાદ ગણાય નહિ."—સુલતાન બોલ્યો કે —"ચાલ ત્યારે તું તેની એ ખોટ પુરી પાડી આપ." હજામે હમામ બાંધી આપવાનું કબૂલ કીધું અને સુલતાને તુરત તેને પાદશાહી સરપા એનાયત કીધો, તેને એક ઘોડો તથા બે ગુલામ આપ્યા, તેમજ ચાર લોંડી અને બે ગોરા ગુલામોને તેની ખિદમતમાં રાખ્યા. વળી તે નામદારે તેને રહેવા માટે એક મકાન આપ્યું, અને તેને પેલા લુચ્છા રંગારા કરતાંબી વધારે ઇજત આબરૂ બક્ષી. પછી સુલતાને માણસોને હુકમ કીધો કે જે જગા આ અકલમંદ પસંદ કરે અને ફરમાવે ત્યાં એના હુકમ મુજબનું હમામ બાંધજો.

હજામ માણસોને લઇને શેહરના મધ્ય ભાગમાં ગયો, અને ત્યાં એક જગા પસંદ કરીને તે ઉપર હમામ બાંધવાનો હુકમ આપ્યો. સઘળી દેખરેખ તેણે પોતેજ રાખી, અને દરેક બાબતમાં તેના હુકમ પ્રમાણેનુંજ બાંધકામ થયું. જ્યારે તે દરેક વાતે તૈયાર થયું ત્યારે અબુસીરે તેને રંગાવ્યું, અને તે પછી આ મકાન એવું તો સુંદર અને ભભુકદાર બન્યું કે લોકો તે જોઇને બહુજ ખુશ થવા લાગ્યાં. આ સઘળું કામ પુરૂં થયા બાદ અબુસીર સુલતાન પાસે ગયો અને પોતાનું કામ પુરૂં થવાની ખબર આપી. હવે તેમાં જોઇતી જિનસો પુરી પાડવી જોઇયે, માટે સુલતાને તેને સોનાના દશ હજાર સિક્કા ગણી અપાવ્યા, જે લઇને હમામમાં જોઇતી દરેક ચીજ અબૂસીરે પુરી પાડી. લોકોએ આવું મકાન અને તેનો આવો ભપકો અને તેનો ખાસ ઉપયોગ આગળ કદી જોયલાં કે જાણેલાં નહિ તેથી તેઓ ઘણાંજ અચરત તેમજ ખુશહાલ થયાં. પણ જ્યારે અબૂસીરે હોજ બનાવી તેની અંદર ફુંવારો બાંધ્યો, તથા ગરમ તેમજ થંડાં પાણીના નળ છોડી મુકયા, અને પાણી ફરતું થઇ હમ મમાં દોડતું થયું, ત્યારે તે જોઇને તો લોકોની અચરતી અને ખુશહાલીનો પાર રહ્યો નહિ. પછી અબૂસીરે સુલતાનને અર્જ કરીને દશ નાના ગોરા છોકરાઓ મેળવ્યા, અને તેમના હાથમાં ખીસા આપીને તેમને શિખવ્યું કે જેઓ હમામમાં નહાવા આવે તેમનું આ રીતે દિલ ચોળજો.

આ રીતે સઘળું કામ ખલાસ થયા પછી તેણે બાંગીઓ મોકળીને શેહરમાં ખબર આપી કે જેઓએ સ્નાન કરવું હોય તેઓએ આ સુલતાનના હમામમાં આવવું. આ ખબર પછી લોકો હમામમાં આવવા લાગ્યા, અને ગોરા ગુલામ છોકરાઓ તેમનાં દિલ ચોળવા લાગ્યા. પછી લોકો હોજમાં ઉતરી નહાવા લાગ્યા, અને નાહીને સોજાં કપડાં પહેરી ખુશ થવા અને આફ્રીન પઢવા લાગ્યા. આ મુજબ ત્રણ દિવસ સુધી હમામનો લાભ તેઓએ મુફ્ત લીધો.

ચોથે દિને અબૂસીરે નામદાર સુલતાનને હમામમાં દાખલ થવાનું નોતરૂં દીધું, અને તે નામદાર પોતાના વજીરો અને દરબારીઓની સવારી સાથ હમામ જોવા અને તેમાં સ્નાન કરવા ગયો. સુલતાને કપડાં કહાડયા પછી અબૂસીરે પોતે તેનું દિલ ચોળ્યું, અને સેવનાં જેવો મેળ તેનાં શરીર ઉપરથી કહાડી બતાવ્યો, જે જોઇને સુલતાન ખુશ થયો. પછી પોતાનું દિલ તેણે એટલું તો ચોખ્ખું અને સુવાળું જોયું કે તે ઉપર પોતે હાથ ઠોકતો તો આવાજ થતો હતો. આ રીતે સુલતાન-નું શરીર ચોળીને ધોયા પછી અબૂસીરે હોજનાં પાણીમાં ગુલાબ-જળ નાખીને તેને સુગંધદાર બનાવ્યું જે વડે નહાઇને સુલતાન બાહેર નિકળ્યો ત્યારે તેની ચામડી ઘણીજ નરમ થયલી જણાઇ. તેને એવી તો ગમત પડી અને જીવને એવી તો રાહત થઇ કે જેવી મોજ તેણે આગળ કદી મેળવી હતી નહિ. હોજમાંથી બાહેર નિકળ્યા પછી પેલા ગોરા છોકરાઓએ સુલતાનની ચામડી નરમ હાથે મસળવા માંડી તથા ચંપી કરવા માંડી, અને એજ વખ્તે અગર તથા બીજી ખુશબો પેદા કરનારી વસ્તુઓ બળવા લાગી.

આ સઘળાંથી સુલતાન એટલો તો ખુશ થઇ ગયો કે તેણે અબૂ-સીરને ભારી શાબાશી આપી, અને કહ્યું કે—આ હમામ જો ન હોત તો મારૂં શેહર શેહર દાખલ નહિજ ગણાત. પછી તેણે અબૂસીરને પુછ્યું કે—તું દર માણસ દીઠ કેટલો દર લેશે ? અબૂસીર બોલ્યો કે —સુલતાન ફરમાવે તેટલી રકમ લઇશ. સુલતાને કહ્યું કે—દર માણસ દીઠ ૧૦૦૦ સોનાના સિક્કા લેવા. અને તે મુજબનો સુલતાને હુકમ

આપ્યો. પણ અબુસીર વાંકો વળી નમસ્કાર કરી બોલ્યો—"અય શાહે જમાન, સઘળાં માણસોની હાલત એકસરખી હોતી નથી—કોઈ તવંગર અને કોઇ ગરીબ હોય છે. વાસ્તે સર્વે કનેથી એકસરખું દામ લેવાનું કરૂં તો ગરીબોને હમામનો લાભ મળે નહિ, અને હમામ ઉજડ પડે." પછી સુલતાનના પુછવાથી તે બોલ્યો કે—"જેવી જેની શક્તિ તે રવેશે તેની પાસે દામ લેવું, અને દરેક જણની મર્જી ઉપર દામ આપવાનું રાખવું. જેઓ તવંગર છે તેઓ મોટું દામ આપશે અને ગરીબો પોતાની ગુંજાસ મુજબનું આપશે. એક હજાર સિક્કા તો નામવર સુલતાન પોતેજ આપી શકે, પણ બીજા કોઇથી અપાય નહિ. જો તેમ લેવાનું કરિયે તો હમામ બંધ કરવું પડે."

સુલતાનના વજીરો અને દરબારીઓએ અબુસીરનો વિચાર પસંદ કીધો અને તે મુજબનોજ અભિપ્રાય આપ્યો. સુલતાનને કબૂલ કરવાની ફર્જ પડી કે—"તમો સઘળા કહો છો તે ખરી વાત છે, પણ આ અબુસીર પરદેશી ઉસ્તાદ છે, ગરીબ માણસ છે, વાસ્તે તેની તરફ સખી દિલથી કામ લેવાની આપણી ફર્જ છે. તેણે આપણાં શેહરમાં જેવું હમામ બનાવ્યું છે તેવું આપણે આપણા જન્મારામાં જોયું નથી, અને એ વિના આપણા શેહરને અછો શણગાર મળત નહિ. એટલા વાસ્તે એ માતબર થાય અને સુખી બને તેમ આપણે કરવું જોઇયે."—આ ઉપરથી દરબારીઓ બોલ્યા કે "આ પરદેશીને જો માતબર અને સુખી કરવો હોય તો સુલતાને પોતાનો ખજાનો આપીને તેમ કરવું લાયક છે, અને બીજાઓને તો પોતપોતાની ગુંજાસ મુજબનો દર આપીને હમામનો લાભ લેવા દેવો જોઇયે, કેજે બક્ષેશને માટે સર્વ પ્રજા સુલતાનના હકમાં દુઆ દેશે. પણ જો તું ૧૦૦૦ સોનાના સિક્કા આપવાનો હુકમ કહાડશે તો અમો તારી માતબર રૈયત છિયે તોપણ અમારૂં દિલ તે આપવાને ચાલતું નથી, તો બાપડા ગરીબ લોક એ રકમ કેમ આપે અને કયાંથી લાવે?"

આ સઘળી તકરાર સાંભળીને સુલતાને હુકમ કીધો કે "તમો સઘળાઓએ પહેલી મરતબે એક એક શો સિક્કા આપવા અને સાથે

એક ગોરો અને એક કાળો ગુલામ તથા એક લોંડી આ ઉસ્તાદને આપવા; અને ત્યારબાદ તમારી શક્તિ મુજબનો દર આપવો.” સઘળા વજીરો અને દરબારીઓ, અને માતબરો અને અકાબરો વગેરે, જેઓ મોટા દરજ્જાના હતા તેઓએ સુલતાનનો આ સખુન માથે ચઢાવ્યો. સુલતાનની જોડે તે દિને રાજ્યના ૪૦૦ મોટામોટિયારોએ હમામનો લાભ લીધો હતો અને તેથી દરેકના એક શો રવેશે ગણતાં અબૂસીરને તેજ દિને ૪૦,૦૦૦ સિક્કા તથા ૪૦૦ કાળા ગુલામ, ૪૦૦ બાંદી અને ૪૦૦ ગોરા ગુલામો મલ્યા. બીજા હાથ ઉપર સુલતાને પોતે તેને ૧૦૦૦૦ સોનાના સિક્કા, અને દશ ગોરા તથા દશ કાળા ગુલામો અને તેટલીજ બાંદીઓ બક્ષ્યાં. આ તમામ બક્ષીશથી બહુજ ખુશખુશ થઇને અબૂસીરે સુલતાનની કદમબૂસી કીધી, અને અર્જ ગુજારી કે અય શાહે જમાન! અય બખ્તે બુલંદ પાદશાહ! આ સઘળા ગુલામો સાથે હું કયાં મકાનમાં જઇને વસું? એ સઘળાં માણુસો ઉપરની સરદારી તો પાદશાહોનેજ છાજે. અગરજો એઓને બદલે મને રોકડું નાણુ તેં અપાવ્યું હોત તો હું ઘણો ખુશ થાત, કેમકે આ ગુલામોનું લશ્કર જે કાંઇ ખાશે, પીશે અને પહેરશે ઓઢશે તેથી મારી ગમે એટલી દોલત હશે તે પણુ ખર્ચાઇ જશે.”

આ સાંભળીને સુલતાન ખડખડ હસી પડયો. તે બોલ્યો કે “તું ખરૂં કહેછે. અમારી મતલબ એવી હતી કે તું જ્યારે તારે વતન જશે ત્યારે ત્યાં આ ગુલામોથી તારો ભપકો વધશે અને તને મોટું આદરમાન મળશે. પણુ એમનાં ખાનપાનનો ખર્ચ તને ભારી પડી જાય એ ખરૂં છે. વારૂં તું એ સઘળા ગુલામો મને વેચવાને રાજી છે? હું દરેકના ૧૦૦ સોનાના સિક્કા આપવાને તૈયાર છું.” અબૂસીર કબૂલ થયો, અને સુલતાને ખજાનચીને બોલાવીને દર ગુલામ દીઠ એક શો સિક્કાને હિસાબે તમામ રકમ ગણી અપાવી. આટલીજ બક્ષીશ કરીને સુલતાન ચૂપ બેઠો નહિ, પણ આ ખરીદ કરી લીધેલા ગુલામો જે જે શેઠ સાવકારના અને અમીર ઉમરાઓના હતા તેમને તેમનાં માણુસો પોતાની તરફની ભેટ દાખલ પાછાં

હવાલે કરી દીધાં, અને એ રીતે સર્વને રાજી કરીને સુલતાન તેઓ સર્વ સાથ જેવો આવ્યો હતો તેવો પોતાના મેહલ તરફ પાછો ફર્યો.

તે રાત અબૂસીરે પોતાની દોલત ગણવામાં અને તે વડે કોથળાઓ ભરવામાં ગુજારી. આ કોથળાઓને તેણે મોહર કીધી. તેની ખિદમતમાં આ કામ બજાવવા માટે ૨૦ ગોરા અને તેટલાજ કાળા ગુલામો તથા ચાર લોંડીઓ હતાં. બીજે દિને તેણે શેહરમાં બાંગી ફેરવીને એવું જાહેર કીધું કે જે ધણી હમામમાં સ્નાન કરવા ઇચ્છતો હશે તેણે પોતાની ખાહેશ પુરી પાડવી અને પોતાની મઅસર મુજબનું દામ આપવું. એક પછી એક લોકો હમામમાં આવ્યા, અને અબૂસીર પેટી લઇને બેઠો હતો તેમાં પોતાની ગુંજાસ મુજબનું નાણું ખુશીથી નાખવા લાગ્યા. આમ કરતાં સાંજ પડે તે આગમજ તો પેટી સિક્કાઓથી ભરાઇ ગઇ.

આમ થોડાક દિવસ ચાલ્યા પછી સુલતાનાનો શોક થયો કે હમામમાં સ્નાન કરવું. આ ઉપરથી અબૂસીરે સહવારથી બપોર સુધીનો વખત પ્રજાનાં લોકને માટે રાખ્યો, અને બપોરથી સાંજ સુધીનો સુલતાનાના ખાસ ઉપયોગને માટે અનામત ઠરાવ્યો. તેણે ચાર બાંદીઓને પોતાનો હુનર આગમજથી શિખવી રાખ્યો હતો, માટે જ્યારે સુલતાના આવી ત્યારે આ સ્ત્રીઓએ તેને નહવાડી, તેના બાલ હોર્યા, અને તેની દરેક કિસમની ખિદમત બજાવી. આ સઘળાંથી ખુશ થઇ સુલતાના જતી વેળા ૧૦૦૦ સિક્કા પેટીમાં નાખતી ગઇ.

હવે આ રીતે અબુસીરની અને તેના હમામની વાત ચો તરફ ફેલાઇ ગઇ, અને સર્વ કોઇ પોતાની ખુશહાલી જાહેર કરવા તથા તેને ઇજત આપવા લાગ્યા. તેનું નસીબ દિન પર દિન ઉઘડતુંજ ગયું; તેને દરબારીઓ સાથ દોસ્તી પડી; સુલતાન પોતે દર હફતે એક વાર હમામમાં આવવા લાગ્યો, અને જ્યારેબી આવતો ત્યારે એક હજાર સિક્કા આપી જતો. બાકીના દિવસો ઉપર મોટામોટિયારો, અકાબરો, શેઠ સાવકારો, અમીર ઉમરાઓ, વજીરો અને ઓહદ્દેદારો, તેમજ

આમ લોકો પણ આવતા; અને એ સર્વ સાથે અબૂસીર હજામ એવી તો સભ્યતાથી વર્ત્તતો કે તેઓ તેની મીઠી બોલીથી ખુશ થતા.

એક દિને સુલતાનનાં બારકસનો નાખુદા હમામમાં આવ્યો, જેની અબૂસીરે ઘણીજ અચ્છી ખિદમત બજાવી. તેણે પોતેજ તેનાં દિલ પરનો મેલ કહાડયો, પોતેજ તેનું દિલ મસળ્યું, અને સ્નાન પછી શર્બત અને કાફી બનાવી પોતેજ લઇ આવ્યો. નાખુદાએ આ સઘળી માવજતથી ખુશ ખુશ થઇને ઇનામ આપવા ચાહ્યું, પણ અબૂસીરે તેની કનેથી કાંઇ પણ લીધું નહિ, અને તેને રાજી કરીને મોકળ્યો.

## રંગારાનો નવો રંગ.

આ રીતે અબૂસીરનો ફતેહમંદ કારોબાર ચાલતો હતો, જે બાબે તેના જુના સોહબતી અબૂકીર રંગારાને હમામમાં જઇ આવનારા લોકોથી ખબર મળી ચુકેલી હતી. તેઓ સઘળાં તેની તારીફ કરતાં અને અબૂસીરની ભલમણસાઇનાં વખાણ ગાતાં હતાં. તેઓની ભલામણ ઉપરથી અબૂકીરે હમામની ભેટ લેવાનો ઠરાવ રાખ્યો. તેણે પોતાની કને હતો તેવો સરસ પોશાક પહેરી લીધો અને ખચ્ચર ઉપર સ્વાર થઇ હમામ ભણી ચાલ્યો. ભપકાની ખાતર તેણે પોતાની જોડે ચાર ગોરા અને તેટલાજ કાળા ગુલામોને રાખ્યા, જેઓ તેની આગળ અને પાછલ ચાલવા લાગ્યા. જ્યારે તે હમામના દરવાજા આગળ જઇ ઉતર્યો ત્યારે ત્યાં સુગંધ બળવાની ખુશબોઇ તેને નાકે લાગી, અને લોકોને અંદર જતા તેમજ બાહેર નિકળતા દીઠા, અને ખાસ તેમજ આમ લોકોને હમામનો ઉપયોગ કરતા જોયા.

એમ કરતાં હવે તે અંદર પેઠો અને અબૂસીરને પેટી આગળ બેઠલો દીઠો. અબૂસીરે અબુકીરને જોતાંજ પોતે ઉઠીને ઉભો થયો અને પોતાના આ જુના સોહબતીને ઘણોજ હર્ષભર્યો આવકાર દીધો. પણ અબૂકીરે તેની આગળ જઈને ઠપકાથી કહ્યું કે—"આપણુ વચ્ચે કબાલો થયલો છે તે તું એમ પાળે છે કે? મેં મારે વાસ્તે

રંગારાની દુકાન ખોલી છે, અને મારાં કામથી સુલતાનની ઓળખાણ પીછાનમાં આવ્યો છું, અને મારી હાલત આબાદ થઇ છે, તોપણ તું મારી દોલતમાં ભાગ પાડવા માટે મારી દુકાને આવ્યો નહિ, મારે વિશે કશી પરપુછ કીધી નહિ, અને પોતાનો જુનો સોહબતી કયાં છે તેની દરકાર રાખી નહિ. મેં તારી શોધ કર્યામાં કાંઇ બાકી રાખ્યું નથી. મારા ગુલામોને મેં દરેક ખાનમાં મોકલીને તારી ખોળ કરાવી છે, પણ તેઓ તને શોધી કહાડયા વિના પાછા ફર્યા છે, કેમકે તારા વિશે કોઇએ પણ તેમને ખબર આપી નથી."

આ સઘળી જુઠી વાતોના જવાબમાં અબૂસીર સાચું બોલ્યો કે—"શું હું તારી દુકાને આવેલો નહિ? અને તેં મને ચોર કહીને મારેલો નહિ? અને લોકોના દેખતાં મને બેહોરમત કીધેલો નહિ?"

ઠગારો અબૂકીર હવે લટી ગયો. તે બોલ્યો કે "શું જેને મેં માર માર્યો તે તું હતો કે? એ તું શું બોલેછ, મારા દોસ્ત?"—અબૂસીરે ઉત્તર દીધો કે "હા, હા, તે હુંજ હતો તો. શું તું જાણતો નથી?"—પેલા લુચ્ચા રંગારાએ કસમપર કસમ ખાઇને કહ્યું કે "મેં તને પીછાન્યો નહિ. ખરી વાત તો એ છે કે તારા જેવી સુરતનો એક ચોર દરરોજ મારી દુકાન ઉપર આવતો અને લોકોનાં રંગેલાં કપડાં ચોરી જતો હતો, અને તેથી તને તે ચોર સમજીને મેં માર્યો હશે. અરે નસીબ! અરે અફસોસ!" આમ બોલીને અબૂકીર જુઠો પસ્તાવો કરવા અને માફ માંગવા લાગ્યો, તથા હાથ પર હાથ ઠોકવા લાગ્યો, અને બોલવા લાગ્યો કે "ખુદા સિવાય બીજો કોઇ સાહેબ નથી. તેના ઇરાદામાં જે હોય તે થાય. મેં તને ખરેખર ભારી નુકસાન પુગાડયું! હવે શું કરૂં? તારાં મનમાંથી મારા વિશેનો ગુસ્સો કેમ દૂર કરૂં? અરે જો તું તેજ વખ્તે બોલી પડયો હોત કે હું તો ફલાનો ચીનો છું, તો કેવું સારૂં! પણ એ તો હવે બન્યું તે બન્યું, તેમાં તકસીર મારી નહિ પણ તારીજ છે, મારા દોસ્ત, કાંએકે તેં મને તારાં નામ નિશાનથી જાણીતો કીધો નહિ."—પોતાના જુના સોહબતીના આ સઘળા સખુનોથી ભલા હજામ અબૂસીરનાં દિલમાં દયા છુટી, અને

તેને અબૂકીર ઉપર મેહર આવી. તે બોલ્યો કે—" અય બિરાદર, ખુદા તારી કસુર માફ કરો. એ તો ખુદાના ઇરાદાની વાત હશે તે બની. ચાલો આપણુ એ વાત ભૂલી જઇએ. હવે તું તારાં કપડાં કહાડ અને હમામમાં દાખલ થા, અને તને ભાવે તેવી મોજ માર."

અબૂકીરે જોયું કે મારી એક મતલબમાં તો હું ફાવ્યો છું, માટે અબુસીર પાસ ફરીફરીથી માફી ચાહી, અને પછી પોતાની બીજી મતલબ ઉપર તે ઉતર્યો. તેણે પુછ્યું કે " દોસ્ત, આ બધો ભપકો અને સત્તા તને કોણે આપ્યાં ? " —અબુસીરે જવાબમાં કહ્યું કે " જે તારા ઉપર મેહરબાન છે તેણેજ મારા ઉપર પણ આ નવાજેશ કીધી છે." અને પછી તેણે પોતાના તમામ હેવાલથી તેને વાકેફ કીધો. આ સાંભળીને રંગારો બોલ્યો કે મને સુલતાન સાથે ઘણો સંબંધ છે, અને તે નામદાર જો જાણતે કે તું મારો સોહબતી છે તો તે તને મોટો અધિકાર આપતે. પણ હવે હું તેને એ વાતથી વાકેફ કરીશ, અને તને ઓહ્‌દો અપાવીશ."—પણ અબૂસીરને કશા ઓહ્‌દા જોઇતા ન હતા, માટે તે બોલ્યો કે " ખુદાની કરમ બક્ષીશથી સુલતાન અને તેના દરબારીઓ મારા ઉપર મેહરબાન છે અને તેઓએ મને ફલાની ફલાની મદદ કીધીછે. વાસ્તે હવે તો તું દાખલ થા, અને કપડાં કહાડ, કે હું તારી ખિદમત બજાવું."

અબૂકીર રંગારાએ ખુશ થઇને કપડાં કહાડયાં, અને અબૂસીર હજામે તેની જોડે જઇને તેને ખીસો ચોળ્યો, અને મેલ કહાડયો, અને સાબુ લગાડયો, અને તેને ખુબસુરત બનાવીને કપડાં પહેરાવ્યાં, અને પછી તેને માટે શર્બત તથા ભોજન લાવ્યો, અને એ સઘળો તમાશો જોઇને લોકો અચરત થવા લાગ્યાં. આ પછી અબૂકીર પોતાના જુના સોહબતીને કાંઇ ઇનામ આપવા જતો હતો, પણ અબૂસીરે એક દામ પણ લેવાની ના પાડીને કહ્યું કે " હવે આપણુ વચ્ચે કશો અંતર નથી એમજ તું સમજજે."—પછી અબૂકીરે કહ્યું કે " તારા હમામમાં બાલ સાફ કરવા માટેની દવા નથી, માટે તું સોમલની દવા બનાવી તૈયાર રાખ, અને સુલતાન આવે ત્યારે તેને તેનો ઉપયોગ કરવા અર્જ

કર, કે જેથી તે તારા ઉપર મેહરબાન થશે."—અબૂસીરે આ મુજબ અમલ કરવાની હા પાડી, અને અબૂકીર પોતાના ખચ્ચર ઉપર સવાર થઇ ત્યાંથી ચાલી ગયો.

પણ તે લુચ્છો કાંઇ પોતાની દુકાન ઉપર ગયો નહિ. તે તો લાગલો સુલતાનના મેહલ ભણી ગયો અને અબૂસીરનું કાટલું કહાડવા માટે સુલતાનને આ રીતે ખબર આપી કે—"અય નામદાર, હું તને ચેતવણી આપવા આવ્યોછું. મને ખબર મળીછે કે તેં એક પરદેશીને હમામ બંધાવી આપ્યોછે, પણ એ પરદેશી તો જેમ તારો તેમજ મજહબનો દુસ્મન છે. તેનો ઇરાદો એવો છે કે ફરીથી તું હમામમાં જાય ત્યારે તારી આગળ એક જાતની દવા હાજર કરશે અને તેની ખુબીનું બયાન કરશે, અને તે વાપરવાની તને ભલામણ કરશે. પણ તું નામવર આવી કોઇ દવા વાપરતો ના. એ તો કાતેલ જેહર છે અને તે જો તું વાપરે તો તરત મોત નિપજે. ઇસાઇ લોકોના સુલતાને આ હમામવાળાની ઓરત અને છોકરાંઓને કેદ પકડેલાંછે, પણ તેણે એને એમ જણાવ્યું છે કે 'જો ઇસ્લામી સુલતાનને તું જાનથી મારે તો તારાં બચ્ચાં છોકરાંને છુટાં કરૂં, અને તું જે માંગે તે તને આપું; કારણકે એજ એક સુલતાન છે કે જેનો મારા ઉપર કાબુ ચાલે છે.' આ ઉપરથી આ હમામવાળો તું સુલતાનનો જાન લેવાની મતલબથીજ અહીં આવેલો છે, અને આ સઘળી વાત તેણે પોતે મને કહેલી છે! હું પોતેબી ઇસાઇ સુલતાનનો કેદી હતો. પણ મેં જાત જાતના રંગોમાં કપડાં રંગી તેને રાજી કીધાથી તેણે મને છોડી દીધો છે, અને તેમજ તે સુલતાને આ દીન દુસ્મનને પણ છોડી મુકવાનો વચન આપ્યો છે. આ સઘળી વાતો જે મેં જાણી તેથી તું નામવરને તુરત વાકેફ કરવા હું આવ્યો છું, કારણકે જેનું મેં નિમક ખાધું છે તેનો જાન મારે બચાવવોજ જોઇયે."

જ્યારે ઇસ્લામી સુલતાને આ સઘળી વાતો સાંભળી ત્યારે તે બહુજ ગુસ્સામાં આવી ગયો, અને તેણે રંગારાને કહ્યું કે "જે વાત તેં મને કહી છે તે તું બીજા કોઇને કહેતો મા, પણ છુપીજ રાખજે."

આ પછી સુલતાને હમામમાં જઇ પોતે સાંભળેલી આ હકીકતની સચ્ચાઇની ખાતરી કરવાનો ઠરાવ કીધો. તે હમામમાં ગયો, અબૂસીરે તેની હમેશ મુજબ ખિદમત બજાવી, અને પછી પેલી દવાની વાત કહાડી. સુલતાને તે લાવવા ફરમાવ્યું, અને તે આવી ત્યારે તેને સુંઘી જોઇ તો તેનો વાસ ઘણોજ ગંધિલો અને તબિયત બિગાડનારો જણાયો. આ ઉપરથી સુલતાન સમજી ગયો કે આ ખરેખરૂં જેહર છે. તેણે ગુસ્સે થઇ એકદમ અબૂસીરને કેદ પકડાવ્યો, અને પોતે હમામ છોડી ચાલી ગયો. આમ કરવાનું શું કારણ તે કોઇ સમજી શકયું નહિ, અને સુલતાન ગુસ્સામાં હતો તેથી ખરૂં કારણ જેમ તેણે કોઇને કહ્યું નહિ, તેમ કોઇએ તે પુછવાની હિમ્મત પણ કીધી નહિ.

સુલતાને દરબાર ભરી અને ત્યાં અબૂસીરને હાજર કરાવ્યો. તે બાપડાનાં હાથ બાંધેલા હતા, અને પોતાની ઉપર આ ગજબ ગુજરવાનું કશું કારણ તે સમજી શકતો ન હતો. સુલતાને હવે પોતાના પાદશાહી ઝાઝના નાખુદાને બોલાવી મંગાવ્યો, અને તે આવ્યો ત્યારે તેને ફરમાવ્યું કે—" એક મોટો કોથળો લઈ તેમાં આ ગુનેહગારને બંધ કર, અને તે કોથળામાં આડ મણ જેટલો ચુનો નાખ, અને પછી કોથળાનું મોં બંધ કરીને તું મારા મેહલની બારી આગળ ઝાઝને લઇ આવ, અને પછી હું ફરમાવું તેજ ઘડીએ તું કોથળો પાણીમાં ફેંકી દેજે, કે જેથી ચુનાની ગર્મીથી એ ચંડાળ બળી જશે અને ડુબી મરશે."

નાખુદા સર નમાવીને સુલતાનનો હુકમ બજા લાવવા દોડયો. તે પોતાની સાથે બાપડા અબૂસીર કેદીને તેનો હાથ બાંધેલી હાલતમાંજ લઇ ગયો, અને મેહલની સામેના એક ટાપુ ભણી ઝાઝને લઇ જઇને ત્યાં તેઓ ઉતર્યા. પછી નાખુદાએ હજામને પુછ્યું કે—" એ ભાઇ, આ શું બનાવ છે? મને યાદ છે કે એક વખતે હું તારા હમામમાં આવ્યો હતો ત્યારે તેં મારી ભારી મદારત કીધી હતી અને એક દામ પણ મારી કનેથી તેં લીધો ન હતો. આથી મને તારા ઉપર ઘણી માયા છુટેછે. વાસ્તે તું મને ખરેખરી બિનાથી વાકેફ કર કે સુલતાનને તારા ઉપર ગુસ્સે થવાનું કારણ શું? એવો તે જબૂન ગુનાહ તેં શો કર્યોછે કે

જેની ખાતર તે તારો જાન આવી ભયંકર રીતે લેવા મને ફરમાવેછે ?"— અબૂસીર બોલ્યો કે "અય બિરાદર, અલ્લાના કસમથી કહુંછું કે મેં કાંઇજ તકસીર કીધી નથી, અને સુલતાનની સામે મેં એવો મોટો અપ્રાધ શો કર્યોછે તેની મને કશી ખબર નથી."

આ સાંભળીને નાખુદા બોલ્યો કે "મને લાગેછે કે તારી કોઇએ ચુગલી ખાધીછે. સુલતાનની તારા ઉપર બહુ મેહરબાની જોઇને કોઇ દુશ્મન તારો અદેખો પડયોછે, અને તારું બુલંદ એકબાલ તેનાથી દેખી શકાયું નથી. આ ઉપરથી તેણે જઇને સુલતાનની આગળ તારી ખોટી ગીબત કીધીછે, અને તેથી સુલતાન તારા ઉપર રીશે ભરાયોછે. પણ તેની કાંઇ ચિંતા નહિ. હું તારા એક બાલને પણ ઈજા થવા દઇશ નહિ. આપણ વચ્ચે કશી પીછાન વગર તેં મને તારા હમામમાં ઇજત આપેલીછે તો તેના બદલામાં હું તારો છુટકારો કરીશ. પણ હું તને એક શર્તે છુટો કરીશ, અને તે એ કે તારે આ ટાપુમાંજ રહેવું, અને એક વહાણ અહીંથી પસાર થાય તેમાં બેસીને તારે વતન નિકળી જવું."

આ સાંભળીને અબૂસીરે નાખુદાને દસ્તબોસી કીધી, અને તેનો ઉપકાર માન્યો. પછી તે ભલા નાખુદાએ કોથળામાં માણુસ જેટલો લાંબો પથર મુકયો અને તેમાં ચુનો નાખીને તેનું મોં બંધ કરી લીધું. તે બોલ્યો કે "ખુદા ઉપર વિશ્વાસ રાખીને હું આ કામ કરૂંછું. પણ હવે હું સુલતાનનો હુકમ બજાવવા જાઉંછું તેથી સુલતાનને માટે દર-રોજ માછલી પકડી તૈયાર રાખવાનું કામ મારાથી આજ બનનાર નથી, વાસ્તે આ મારી જાળ તું લે અને તારાથી પકડાતી હોય તો થોડીક માછલી પકડ."

અબૂસીરે જાળ લીધી, અને માછલી પકડવાનું કબૂલ કરી નાખુદાને તેનાં કામમાં ખુદા મદદગાર થાય એવી દુઆ ગુજારી. નાખુદા ઝાઝ ચલાવતો સુલતાનના મેહલની બારી તરફ ચાલ્યો, અને જ્યારે નજદીક જઇ પુગ્યો ત્યારે તેણે સુલતાનની રજા માંગી કે કોથળો દરિયામાં ફેંકુ ! સુલતાને તે ફેંકવાની રજા આપી, અને પોતાનો હાથ

લાંબો કરીને તે બાએની ઇશારત કીધી. પણ આમ ઇશારત કરતી વેળા સુલતાનની આંગળીએ તેના મોહરની અંગુસ્તરી હતી તે નિકળી જઇને દરિયાનાં પાણીમાં પડી. પણ આ વીટી પડી જવાની વાત સુલતાને છુપીજ રાખી અને કોઇને જાહેર પડવા દીધી નહિ.

પેલી તરફથી અબૂસીર નાખુદાની જાળ લઇને પાણીમાં ઉતર્યો અને જાળ ફેંકી, જેમાં થોડાજ વખ્તમાં પુષ્કળ માછલી પકડાઇ. બીજી વાર જાળ નાખી ત્યારેથી તેમાં ઘણી માછલીઓ ખેંચાઇ આવી. આ રીતે માછલીનો મોટો જથો થયા બાદ અબૂસીરે તેમાંથી એક મોટી માછલી પોતાને માટે પસંદ કરીને તે ઉપર ગુજારો કરવાની ધારણાથી તેને કાપવા અને સાફસુફ કરવા માંડી. આમ કરતાં તે માછીનાં પેટમાંથી એક અંગુસ્તરી નિકળી આવી, કેજે સુલતાનની પોતાની પાણીમાં પડી ગયલી તેજ હતી, પણ તે બાએ અબૂસીરને કશી ખબર ન હતી. જ્યારે નાખુદા પોતાનું કામ બજાવીને આવી લાગ્યો ત્યારે પુષ્કળ માછલી જોઇને તે ખુશ થયો, પણ વધારે ખુશહાલ તો તે અબૂસીરની આંગળીએ સુલતાનની અંગુસ્તરી જોઈને થયો, અને તે હજામના હાથમાં ક્યાંથી આવી તેનો ખુલાસો પુછવા લાગ્યો. અબૂસીરે પેલી માછલીના સંબંધમાં જે બનાવ બન્યો હતો તે કહી સંભળાવ્યો, અને નાખુદાએ એ વાત ખરી માની, કેમકે અબૂસીરને દરિયામાં નાખવા માટે હુકમ ફરમાવતાં સુલતાનની આંગળીએથી કાંઇ પાણીમાં પડતું તેણે જોયું હતું. અને અબૂસીરની વાત સાંભળીને તેણે ચોકસ માન્યું કે તે આ વીટીજ પડી ગયલી હોવી જોઇયે.

## કર અને જો.

તેણે એ વાતથી અબૂસીરને વાકેફ કીધો, અને પછી તેઓ બંને પાછા શેહેર ભણી હંકારી ગયા. કિનારે ઉતરીને અબૂસીર સુલતાનના મેહલ તરફ ગયો, જ્યાં તેણે તેને પોતાની અંગુસ્તરી પડી ગયલી હોવાથી બહુ દિલગીર દીઠો. હવે જ્યારે સુલતાને હજામને જોયો ત્યારે તે બહુ ગુસ્સે થઇ પુછવા લાગ્યો કે—“ તને મેં દરિયામાં નખાવી દીધો

હતો, તેમ છતાં તું જીવતો ક્યાંથી નિકળી આવ્યો?" અબૂસીરે આ ઉપરથી જે કાંઇ ખરેખરી બિના હતી તે લંબાણુથી કહી સંભળાવી, અને પોતાને સુલતાનની વીંટી કેમ મળી આવી હતી તે કહીને તે અંગુસ્તરી સુલતાનના પાઉં આગળ હાજર કીધી. પછી તે બોલ્યો કે—"અય નામદાર સુલતાન, હું જાણુતો નથી કે તું મારા ઉપર શા માટે ગુસ્સે થયો છે. મેં તારો કશો અપરાધ કર્યો નથી. જો કાંઈ મારાથી જબૂન કામ થયું હોય તો તેથી મને વાકેફ કર અને પછી બેલાસક મારો જાન લે, કે જેથી મારાં ખૂનનો દોષ તારે કપાળે ચોંટે નહિ."

અબૂસીરની સઘળી વાતો સુલતાને ધ્યાનથી સાંભળી લીધી, અને પોતાની અંગુસ્તરી પાછી મળી તેથી તેને જેમ ખુશી ઉપજી તેમજ આ બેગુનાહ માણુસને પાછો જીવતો જાગતો જોઇને પણુ તેને નેહાયત ખુશી ઉપજી. તે પોતાની ગાદી ઉપરથી ઉઠ્યો, અને અબૂસીર સાથ બગલગીરી કરીને ખરી લાગણીથી બોલ્યો કે—"અય મર્દ, તારા જેવો ઉમદા ખવાસનો મેં કોઇ દીઠો નથી. તારી સાથ મેં જે ચાલ ચલાવી છે તે માટે તું મને ટપકો દેતો ના, પણુ મારી કસૂર મને માફ કરજે. જો આ અંગુસ્તરી તારે બદલે કોઇ બીજા ધણીના હાથમાં ગઇ હોત તો તે મારા હાથમાં કદી પાછી આવવા પામત નહિ."

"અય સુલતાન," અબુસીરે બોલવા માંડ્યું, "અગરજો તું મારી મારી ચાહવાને તલબગાર છે તો હું મારી તકસીર જાણુવાને ઈંતેજાર છું. મારો જાન લેવા જેવા તારા ગુસ્સાનાં કારણુથી તું મને વાકેફ કર."—સુલતાન બોલ્યો કે—"બિરાદર, હું જાણી ચુકયો છું કે તું તદન બેગુનાહ છે. તેં આ અંગુઠી પાછી લાવી આપી એજ બિના દેખાડે છે કે તું તદન સાફ દિલનો માણુસ છે. મને તો તારે વિશે રંગારા અબૂકીરે આવી આવી વાતો કહી હતી, તેથી મેં તને ગુનેહગાર માની લીધો હતો." આમ કહીને સુલતાને અબૂકીરે કહેલી સઘળી વાતોથી અબૂસીરને વાકેફ કીધો.

આ ઉપરથી હજામ બોલ્યો કે—"અય પાદશાહ, ઇસાઇ સુલતાન કોણુ છે તે હું જાણુતો નથી. હું તેના મુલકમાં ગયો નથી, તેણે

મને તારો જાન લેવા ફરમાવ્યું નથી, અને એ જબૂન પાપી કામ કરવાનો મારાં મનમાં કદી પણ વિચાર આબ્યોજ નથી. આ રંગારો તો મારો અસલ સોહબતી છે. અમો સિકંદરિયા શેહરના રહેવાસી છિયે અને એકેકના પાડોશી છિયે. ત્યાં અમારૂં પોષણ નહિ થવાથી તારાં શેહરમાં અમો રોજી શોધવા માટે આવેલા છિયે." આ પછી મુસાફરી દરમિયાન, અને ત્યારબાદ ધર્મશાળામાં અને રંગારાની દુકાન આગળ, અને શેવટે હમામમાં જે જે બનાવો બન્યા હતા તે સઘળા અબૂસીરે સુલતાન આગળ બયાન કીધા. અબૂકીર રંગારાએ સિકંદરિયા શેહરમાં પોતાનાં ગ્રાહકો સાથ કેવી ચાલ ચલાવી હતી, વહાણ ઉપર તે કેવો આળસુ પડી રહ્યો હતો, સુલતાનનાં શેહરમાં ધર્મશાળામાં તેણે કેવી ખંધાઇ વાપરી હતી, પોતાને મરતો મુકી પૈસા ચોરીને તે કેવો નાસી ગયો હતો, ધર્મશાળાના રખેવાળે પોતાને આવી હાલતમાં જોઇને કેવી દયા બતાવી હતી, પોતે અબૂકીરની દુકાન આગળ કેવો માર ખાધો હતો, પાછલથી હમામમાં અબૂકીરને પોતે કેવું આદરમાન આપ્યું હતું અને તેની આગળી સઘળી તકસીર માફ કીધી હતી, અને શેવટે તેણે નવી દવા બનાવી સુલતાનને આપવાની પોતાને કેવી ભલામણ કીધી હતી:—આ સઘળી બિના અબૂસીર હજામે સુલતાન આગળ માંડીને કહી સંભળાવી. પછી તે બોલ્યો કે—"અય નામદાર સુલતાન, આ દવાનો વાસ ખરાબ છે એ વાત બીશક છે, પણ દવા પોતે ખરાબ નથી; તે કાંઇ જેહરી નથી, પણ મેં તું નામવરને કહ્યું હતું તેમ બાલ ઉપાડી કહાડવાનો એ દવામાં ચોકસ ગુણ છે ખરો. અમો અમારાં વતનમાં એ દવા વાપરિયે છિયે, અને તે અમને ગુણકારી જણાઇ છે. હવે મારી અર્જ એ છે કે તું પેલી ધર્મશાળાના રખેવાળને તેમજ અબૂકીરની દુકાનના માણસોને બોલાવી મંગાવ, અને મેં જે વાતો તારી આગળ જાહેર કીધી છે તેમની સચ્ચાઇ શોધી કહાડ."

સુલતાને આ સર્વે વાતો ધીરજથી સાંભળી, અને તે દિલથી ઘણો પસ્તાયો. તેને અબૂસીર ઉપર દયા આવી અને પાછી મેહરબાની છુટી. તેને વળી અબૂકીરની ચાલચલણ ધિક્કારવાજોગ માલૂમ પડી. તેણે

ખાનના રખેવાળને તેમજ રંગારાની દુકાનના માણુસોને તેડાવી મંગાવ્યા, અને તેમને જે જે બિના પુછી તે તેઓએ બયાન કીધાથી અબૂસીરની હકીકત સુલતાનને ખરી જાહેર થઇ. પછી સુલતાને હુકમ કીધો કે અબૂકીર રંગારાની દુકાન ઉપર જઇ તેને ઉઘાડે પગે અને ઉઘાડે માથે તેના હાથ પીઠ પછવાડે બાંધીને પકડી લાવવો.

હવે જ્યારે સુલતાનના સિપાહીઓ અબૂકીરને પકડવા ગયા ત્યારે તે પોતાની દુકાન ઉપર ખુશીમાં બેઠો હતો. અબૂસીર જેવા પોતાના સોહબતીને સુલતાનની મેહરબાનગીમાં મોજ મારતો પોતે દેખી શકયો નહિ તેથી તેનું કાટલું કહડાવીને તે સંતોષથી બેઠો હતો, એટલામાં તેની પીઠ ઉપર ફટકા પડયા, તેની પાઘડી ફેંકી દેવામાં આવી, અને તેના હાથો પીઠ પાછલ બાંધીને ઉઘાડે પગેજ તેને સુલતાનની હજુરમાં પકડી લઈ જવામાં આવ્યો. આ સઘળો જુલ્મ જોઇ અબૂકીર ઘણોજ અચરત તેમજ ગુસ્સે થયો. આ આફતનું કારણ તે કશું સમજી શકયો નહિ. પણ જ્યારે તેણે સુલતાનની પાસે અબુસીરને બેઠેલો જોયો, તથા ખાનના રખેવાળને તથા પોતાની દુકાનમાંના માણુસોને નજદીકમાં ઉભેલા જોયા ત્યારે તેને પોતાની બદીનો કાંઇક ખિયાલ આવ્યો ખરો. રખેવાળે અને માણુસોએ સુલતાનના પુછવાથી બાપડા અબૂસીર ઉપર પડેલ દુખની જુદી જુદી બિના ફરીથી કહી સંભળાવી, અને અબૂકીરથી એ વાત ના પાડી શકાઇ નહિ. સુલતાને હવે ફરમાવ્યું કે તેને શેહરમાં ફેરવવો, અને પછી એક કોથળામાં બંધ કરીને દારયામાં ફેંકી દેવો.

આ હુકમ સાંભળતાંજ અબૂસીર વચ્ચે પડયો, અને બોલ્યો કે—"અય નામદાર, મેં એને મારા તરફનો સર્વ ગુનાહ માફ કીધોછે, માટે એને જીવતદાન બક્ષ." પણ સુલતાને તેમ કરવાની સાફ ના પાડી. તે બોલ્યો કે "અગરજો તારા તરફની એની નુકસાનકારક વર્તણુક તેં માફ કીધી તો તારી મર્જી, પણ મારા તરફની એની બદ ચાલ માટે હું એને માફ કરી શકતો નથી." આમ કહીને તેણે અબૂ-

કીરને પોતાના માણુસોને સ્વાધીન કીધો, જેઓએ પ્રથમ તેને આખાં શેહરમાં બેઇજ્જતી સાથ ફેરવીને પછી એ કોથળામાં બંધ કીધો અને તેમાં ચુનો ભર્યો, અને પછી દરિયામાં ફેંકી દીધો, જેથી તે બળીને મરી ગયો અને ડુબી ગયો.

આ કામથી ફારેગ થયા પછી સુલતાને અબૂસીરને કહ્યું કે—"હે અબુસીર, તું તારે ગમે તે બક્ષીશ માગ, અને તે હું તને આપીશ." —અબૂસીરે પોતાને વતન જવાની ખાહેશ બતાવી, અને કહ્યું કે મને હવે આ શેહરમાં રહેવાની મરજી નથી.

સુલતાને અબૂસીરની આગળી જમા કરેલી તમામ દોલત તેને પાછી હવાલે કીધી, અને તે ઉપરાંત તેને હમા ચીજો ભેટ આપીને નિહાલ કીધો; એક વહાણ સર્વ ખોરાકી અને માણસોથી ભરીને તેની સેવામાં આપ્યું, અને તેને સઘળી દોલત તથા હડિયો, તથા ગુલામો અને બાંદીઓથી આરાસ્તા કીધું. એ આગમજ સુલતાને તેને પોતાનો વજીર બનાવવા માગ્યો, પણ અબૂસીરે એ દરજ્જો કબૂલ રાખવાની ના પાડી. પછી તે સુલતાનની રજા લઇને વહાણે ચહડયો, કેજે બારકસમાં જે કાંઇ હતું તે સઘળું તેનું પોતાનું હતું. કેટલાક દિવસોની મંજલ પછી તે બારકસ સિકંદરિયાને બંદરે આવી લાંગડયું. એજ વખ્તે એક ગુલામે કિનારા ઉપર એક કોથળો ઘસડાઇ આવીને પડેલો જોયો. અબૂસીરને તપાસ કરતાં તેમાંથી અબૂકીર રંગારાની લાશ જણાઇ, જેને તેણે સિકંદરિયા વતનની પડોશમાંજ દટાવી, અને તે ઉપર કબર બંધાવી, અને ત્યાં રોજો બનાવીને તેની દીવાલ ઉપર આ મુજબનો લેખ કોતરાવ્યો :—

"કરે કામ જેવું તે પામે તેવું—
ભલાનું ભલું ને બુરાનું બુરૂં;
ન બદગુઇ કર, પામશે બદગુઇ,
વચન બોલશે તેજ હાંસલ થશે.
દુરી તું પકડ જે સખુનો છે બદ,
ખુશી-નાખુશીમાં કદી મા તે વદ;

બલા ગુણુ માટે તું પાળે છે સગ,
મગર શીરને તો છે જંજીર બસ.
નકામો જે કચરો સપાટી તરે,
ખરાં મોતી દરિયાને તળિયે ઠરે;
ન ચલ્લી સતાવે સબળ બાજને,
કરે મૂરખાઈ પુગે કેરજને.
હવાને સફે, આસમાં પર છે નોધ—
'ભલું જે કરે તે ભલું પામે છે;
ન શેરડીની શાકર મળે વાંસથી,
જેવું બીજ વાવે તેવું ચાખ ફળ.'"

અબૂસીર જીવ્યો ત્યાં સુધી સિકંદરિયામાં સુખી હાલતમાં રહ્યો. જ્યારે તેનું મોત નિપજ્યું ત્યારે તેને તેના અસલ સોહબતી અબૂકીરની કબરની પાસેજ ભૂમિદા કીધો. આ રોજાવાળી જગા "અબૂસીર-અબૂકીર"ને નામે પ્રથમ ઓળખાતી હતી, પણ પાછલથી પહેલું નામ વપરાતું બંધ પડી છેલ્લુંજ વપરાવા લાગ્યું, અને આજનું ગામ અબૂકીરને નામેજ ઓળખાય છે, કેજે સિકંદરિયાની પડોશમાં આવેલું છે.

એક બદ માણુસ અને એક નેક માણુસ વચ્ચે કેટલો તફાવત હોય છે; ભલો કયાં સુધી ભલાઇ કરે છે અને બુરો કેટલી હદ સુધી બુરાઇનો ગુલામ બને છે; બુરાઇનું શેવટ કેવું ખરાબ અને ભલાઈનું કેવું સારૂં આવે છે—ટુંકમાં, બદી ઉપર નેકી કવી ફતેહ પામે છે. એ આ નીતિબોધક વાર્તાનો ભાવાર્થ છે.



# ફર અને જો.

## એસીર્યા દેશના બે વજીરોનું બયાન.

### બેટાની તલબ.

ઘણા પુરાણા જમાનામાં એસીર્યા દેશનાં તખ્ત ઉપર સન્કરીબ[1] નામનો પાદશાહ બિરાજતો હતો, અને થોર તથા નીનીવેહ તેનાં પાયતખ્ત શેહરો હતાં. તે બાળવયમાં તખ્તનશીન થયો હતો, અને ખુબીથી ભરપુર હતો. પણ મોજમ્જોક ઉપર વધારે શોક હોવાથી તે રાજકાજ તરફ બેદરકાર રહેતો, અને જે વજીર તેને રાજકાજની ખટપટમાંથી મોકળો રાખે તે આખા દેશનો અમલ ચલાવતો. તોપણ આ જવાન પાદશાહનાં સારાં નસીબે તેનો હિકાર નામનો એક નેક ખસલતનો વજીર હતો, જેણે તેના બાપની સારી સેવા બજાવી હતી. હિકાર ડાહ્યો, મક્કમ ઠરાવવાળો અને ફળ પ ભેજાંનો માણુસ હતો, જે ખુબીઓને લીધે રૈયતને સુખ મળતું અને દેશ સલાતમ અને આબાદ હતો.

હિકાર કને દોલતનો ભંડાર હતો. એક મોટા કિલ્લા જેવો તો તેનો મેહલ હતો. બચ્ચાંનો શોકીન હોવાથી તેણે ૬૦ થી વધારે ઓરતો કીધી હતી, જેઓમાંની દરેકનું એવાન જુદું હતું. પણ આ સઘળીઓમાંની એકેપણ તેને બાળકથી સુખી કીધો નહિ, જેથી તેના જેવા એક વિદ્વાનને નહિ છાજે એટલી બધી નાઉમેદી તેને લાગી. જીંદગની નામની બાઇ તેની સૌથી પહેલી અને સૌથી માનિતી સ્ત્રી હતી. તે તેને કહેતી કે નિરાશ ન થતાં ઇશ્વરઉપર ભરસો રાખી

---

[1] ઇતિહાસમાં સેનાચરબ નામનો જે પાદશાહ ઓળખાઇ ગયો છે તેનું આ બીજું રૂપ છે. સેનાચરિબ ઈ. પૂ. ૭૦૫—૬૮૧ માં એસીર્યાનો રાજા હતો.

બેસવું. પણ તેથી હિકાર ઉપર કશી અસર થતી નહિ. આ બાઇ કહેતી કે—"બચ્ચાં કાંઇ સદા આશિરવાદ જેવાં સાબેત થતાં નથી. તું જાણે છે તો ખરો કે મારી બહેનના મોતનું કારણ તેનો પોતાનોજ બેટો થઇ પડયો હતો. એટલામાટે મારા વહાલા ખાવિંદ, તમો ઇશ્વરેચ્છાને આધિન થાઓ. તેથીજ કદાચ તમો જે આતુરતાના બોજા તળે દબાઓ છો તેમાંથી તમો મુક્ત થશો."

વજીર હિકારને પોતાની આ ઓરતને માટે ભારી માન હતું. આ બાઇ પાદશાહ સન્કરીબની ફુઇ થતી હતી, તોપણ પોતાનાં ઉંચાં કુળને થકી તે જરાબી મગરૂરી ધરાવતી ન હતી. આવી એક બાઇ આગળ પોતે દીકરો મેળવવા માટે કેવી તદબીર રચી હતી તે જાહેર કરતાં તે લજવાયો. કેવી રીતે બેટાનું ફરજેન્દ મેળવવું તે બાબે નજુમીઓથી ફાલ જોવા માટે તેણે તેમને બોલાવ્યા હતા, જેઓએ વજીર જેવા માણસે પોતાને બોલાવેલા જોઇને પુરતી સંભાળથી ફાલ જોઇ કહ્યું કે બિલ અલ સનમ[1]નાં દહેરાંમાં જો ભોગ આપવામાં આવે તો એ દેવતા વજીરની ધારેલી ઉમેદ પાર પાડે.

હવે હિકાર પોતે તો હરમ દેશનો વતની હતો અને તેથી તે ખરા ખુદાનો પરસ્તાર હતો. તોપણ કોઇબી રીતે પોતાની ઇચ્છા બર આવી શકતી હોય તો તે લાવવી, એવા ઇરાદાથી તેણે બિલ દેવતાનાં મંદિરની ભેટ લીધી અને પોતાની ખાહેશ જણાવી જવાબની આર્જુ બતાવી. દેવતાએ કશો જવાબ દીધો નહિ, અને તેથી ત્યાંનો પુજારી ગભરાયો. તેણે હિકારને એ વાતથી જાણીતો કરી કહ્યું કે જો આફતમાંથી બચવું હોય તો એકદમ મંદિર છોડી જવું. જેવું વજીરે મંદિર છોડયું તેવોજ તેના અતઃકરણમાં કલેશ થવા લાગ્યો. મુગી મૂર્ત્તિ ઉપર પોતે વિશ્વાસ મુકયો અને જગતના પેદા કરનાર સર્વ શક્તિવાન ખુદાને પોતે ભૂલી ગયો, તેથી બહુ પસ્તાવા લાગ્યો. હવે તેણે પોતાની આંખો આકાશ તરફ ઉઠાવી, અને બોલી ઉઠયો કે—"હે જગતના પિતા! બિલ અલ સનમ તો મુગો છે; તે માણુસજાતને બક્ષેશ કરી શકતો નથી, પણ

---

૧ અશુરી લોકોના ઇશ્વરનું નામ બિલ (Bel) હતું. તે દેવતાનું મંદિર.

તું સર્વશક્તિવાન છે, અને તેં અત્યાર સુધી મારી માંગી મુરાદ બર આણેલી છે, માટે હવે તુંજ મારી અર્જ સાંભળ અને હું આજે માંગું છું તે મને આપ. મને એક બેટાની બક્ષેશ કર."

આ રીતે પ્રાર્થના કરીને વજીરે પોતાની નજર જમીન ઉપર ફેંકી, અને છાતી ઉપર હાથ ગોઠવીને ઉભો. તુરત આકાશમાંથી આવાજ સંભળાયો કે —" હિકાર, પરવરદેગાર કને આ બક્ષેશ માંગવાથી બંધ થા. તને બેટાનું ફર્જંન્દ થનાર નથી. પણ તું તારી બહેનના દીકરા નદનને તારો બેટો અને વારસ બનાવ."

આ સાંભળીને હિકાર ગુપચુપ પોતાને ઘર ગયો, અને પોતે મુર્તિની મુલાકાત લીધી હતી તે બાબે પોતાની માનિતી ઓરતને કશું ન જણાવતાં આકાશ તરફથી મળેલા છેલ્લા હુકમથીજ તેને વાકેફ કીધી. આથી તે ભલી ઓરત ખુદાની તથા પોતાના ખાવિંદની મર્જીને તાબે થઇ. પછી તેઓએ નદનને પોતાનો બેટો કરી લીધો અને તેની જતન લેવા માંડી. નદન ચંચળ હતો માટે તે એલમ શિખવા લાગ્યો. પોતાનાં પાળક માતપિતાની માયા મેહરબાનગીનો બદલો તે પોતાની તાબેદારી અને વહાલથી પાછો વાળી આપવા લાગ્યો. તે જે કાંઈ સાંભળતો અને શિખતો તે તુરત હાંસેલ કરતો. તે ચબરાક અને ચાલાક હતો, પણ દિલનો લોભી હતો. તોપણ તે પોતાની આ કસુર અચ્છી રીતે છુપાવી શકતો હતો. જીફગની પોતાના ખાવિંદને વારંવાર કહેતી કે—" નદન કોઇ દિવસ ચૂક કરે એવું હું ઇચ્છું છું, કેમકે તે ઉપરથી આપણા જાણવામાં આવે કે તે તે કેમ સુધારે છે અને તેને માટે કેવો પસ્તાવો કરે છે."

નદન હવે વીસ વરસનો થયો. તેના જેવો બાહોશ અને ખબરદાર જવાન આખા એસીર્યા દેશમાં બીજો કોઇ હતો નહિ. પોતાના મામાથી તે એવી તો સરસ તરબિયત પામ્યો હતો કે રાજદ્વારી અને સરકારી દરબારી એલમમાં તેનો બરાબરિયો કોઇ ન હતો. જોકે તે બહુજ લોભી હતો તોપણ કોઇને સ્વપ્ને પણ પોતાની લોભી ધારણાની

તે ખબર પડવા દેતો નહિ; અને પોતાની સર્વ ઇચ્છાઓને તેણે એટલી તો કાબૂમાં રાખેલી હતી કે તેને સૌ નિર્લોભી અને સંતોષી માનતા. આ સઘળા બાહેરના દેખાવોથી વજીર હિકાર ભારે ઠગાયો હતો, માટે તેણે પોતાના બાકીના દિવસો હવે આસાયશમાં ગુજારવાનો ઠરાવ કરીને પાદશાહને અર્જ કરી કે "મને હવે રજા આપવી અને મારી જગા ઉપર મારા ભાણેજને વજીર નેમવો."

પાદશાહ સિન્કરીબે હિકારના બેટાને જોવા માંગ્યો; પણ જ્યારે જોયો ત્યારે તો તે જવાનની અદબ આદાબથી, તેની બોલવા ચાલવાની રીતભાતથી, તેના જવાબો અને ખુલાસાઓથી તે ખુશ ખુશ થઇ ગયો. પાદશાહે હિકાર વજીરને પોશાક બક્ષ્યો તથા ઝવાહિરોથી મઢેલા સોનાના ગળેબંદની નવાજીશ કીધી, જે ઉપર હિકારનું નામ કોતરેલું હતું. વળી જુના વજીરની વિદાગીરી તથા નવા વજીરની નેમણુકની ગંભિર ખુશહાલીમાં પાદશાહે આખાં રાજ્યમાં એક હફ્તા સુધી રૈયતોને જિયાફત આપી.

## નવા વજીરનાં પરાક્રમ.

નવા વજીર નદનને હવે તેના ઓધ્ધાનો તમામ અખ્તિયાર સોંપવામાં આવ્યો, અને પાદશાહના હુકમો માથે ચઢાવીને તે પોતાના પાળક પિતા હિકારના મેહલમાં ગયો, જ્યાં તે જઇફ વજીરે દેશ તથા પાદશાહ તરફની ફર્જ બાબે તેને નવી નવી સલાહ અને કુનેહથી વાકેફ કીધો. તે ભલો વજીર બોલ્યો કે—"બેટા, બદામનાં ઝાડ ઉપર સૌથી પહેલા મહોર આવેછે, પણ ફળ આપવામાં એ ઝાડ સર્વથી છેલ્લું છે. તારે એ કે બીજાં કોઇ પણ ઝાડની નકલ નહિ કરવી, પણ સેતુરનાં ઝાડ પ્રમાણે કરવું, જેને પાદડાં આવ્યા આગમજ ફળ લાગેછે."

આ રીતે અનેક સલાહ આપ્યા પછી હિકાર પોતાના બેટાને જીફ્રગની આગળ લઇ ગયો, અને આ બંનેએ તેને બગલગીરી કીધી, તેને આશાષોથી ભરી નાખ્યો, અને તેનાં ભલાંને માટે પ્રાર્થનાં

કીધી. હવે નદન પાછો પાદશાહી મેહલમાં ગયો. તે પોતાના બુલંદ દરજ્જાથી જરાબી છલકાઇ ન જતાં શાંત પ્રકૃતિથી પોતાનું કામ બજાવવા લાગ્યો, અને સર્વ કોઇની નજરમાં પોતાના મહાન અધિકારને કેવળ લાયક જણાયો. પાદશાહ બહુ મોજીલો હોવાથી તેને એવા વજીરની જરૂર હતી કે જે તેનું સર્વ કામ પોતાને શીર ઉઠાવી લે. એવો વજીર આ નદન સાબેત થયો. સિન્કરીબને તો બસ એમજ લાગ્યું કે હિકાર કરતાં નદન ઉત્તમ હતો, કેમકે રાજકાજની સર્વ કડાકુટ છતાં નવો વજીર પોતાના પાદશાહની મોજમોકમાં શામીલ થવા લાગ્યો હતો. આથી થયું એમ કે રાજા અને પ્રધાન કદી ન છુટા પડે એવા એકત્ર બની ગયા, જેથી રાજદરબારી કામકાજના ચોડા વધતા ચાલ્યા અને ફરિયાદના પુકાર ઉઠવા લાગ્યા. હિકારને કાને આ બધી વાતો આવી, જે ઉપરથી તેણે પોતાના ભાણેજ કનેથી ખુલાસો માંગ્યો. નદને પોતાના પિતા સમાન મામાની સર્વ વાતો બેદરકારીથી સાંભળી, અને પછી પોતાની ગફલતીથી થયલી ભૂલ સુધારવાની કબૂલાત આપી. પણ તેણે કશું કીધું નહિ.

હવે રાજ્યમાં ઉઠતા દંગા ફેસાદ વધતા ચાલ્યા, જેથી જઇફ વજીરને બહુ ચટપટ થવા લાગી. નદનને તેણે ઠપકો દીધો, અને પાદશાહ આગળ જઇને પોતાની દિલગીરી જાહેર કીધી. પણ આ સઘળાંથી નદન ઉપર કશી અસર થઇ નહિ. એ કાવા-દાવાભરેલા જવાન વજીરે અત્યાર આગમજનું પાદશાહના કાનમાં એવું જેહર રેડયું હતું કે હિકાર એટલો બધો જઇફ યાને નાતવાન થઇ ગયો છે કે તે રાજકાજ માટે તદન અશકત છે. આ ઉપરથી પાદશાહે જ્યારે પોતાના જુના વજીરની સર્વ ફરિયાદની વાતો સાંભળી ત્યારે તેણે હિકારને થંડે પેટે એટલોજ જવાબ દીધો કે—"તું તારી દોલતની વ્યવસ્થા કર, કેમકે તે ઘટતી ચાલી છે; રાજકાજનું ગાડું નદન એવું સરસ ચલાવે છે કે તે બાબતમાં તારે હવે તલબલ લેવી જોઇતી નથી."

વજીર હિકાર દુખી દિલે પોતાને ઘર પાછો ફર્યો. પોતાની ઓરત જીન્દગની આગળ સર્વે વાતો કહીને તે નાનાં બાળકની પેઠે રડી પડયો.

તે બોલ્યો કે—"વહાલી ઓરત, આ નદન આપણો બેટો, જેને આપણાં સુખને માટે ખુદા તરફથી મળેલો આપણુ માનિયે છિયે, જેને આપણા દેશનો તારનાર ગણિયે છિયે, તે તો એવો નિકળ્યો છે કે તે રાજ્યનું સત્યાનાશ વાળશે, અને એ નાશનું કારણ હું થઇ પડીશ. એ છોકરાએ પાદશાહના કાન એવા સાબેત ભંભેર્યા છે કે તેનો વિશ્વાસ મારા ઉપરથી ઉઠી ગયો છે."

પણ આ રીતે હિકાર નવા વજીરની બદલાયલી ચાલચલણ બાબે પોતાની ઓરત આગળ ફરિયાદ કરતો હતો, ત્યારે તે નગુણો, નિમક-હરામ, લોભી માણસ પોતાનાજ પાલનહાર પિતા સમાન મામાનું ખાનું ખરાબ કરવાના કાવાદાવા રચતો હતો.

પાદશાહ સિન્કરીબ અને તેના નાલાયક વજીર નદન તરફથી વારંવાર નિરાશી મળી ત્યારે વફાદાર વજીર હિકારને તેની વહાલી ઓરત તરફથી એવી સલાહ મળી કે તેણે એકાંતવાસ એખ્તિયાર કરીને ફિલસુફી ઉપર ધ્યાન લગાડવું. આ સલાહ માન્ય રાખીને હિકાર ઇરાની મુબદો અને મિસર દેશના દેવતા આસિરિસનાં દહેરાંના પુજા-રીઓ સાથ સંદેશા ચલાવવા લાગ્યો. આ વાતની ખબર નદનને પડ-તાંજ તેણે પાદશાહને ઉંધું સમજાવ્યું કે ઇરાન અને મિસર આપણા દેશના દુશ્મનો છે, માટે ત્યાંના મુબદો વગેરે સાથ સંદેશા ચલાવવામાં હિકારની નેમ દગો કરવાની હોય. આ વાત સિન્કરીબને ખરી લાગી, અને તેણે નદનને હુકમ આપ્યો કે હિકારના સંદેશા લઇ જનારા એક કાસદને કેદ પકડવો.

હવે સિન્કરીબનો સૌથી મોટો શત્રુ તે ઇરાનનો પાદશાહ અકીસ[1] હતો. એ પાદશાહ જોગો એક પત્ર હિકારે લખ્યો હોય તેમ નદને

---

૧ અકીસ નામનો ઇરાનમાં કોઈ પાદશાહ થઇ ગયો નથી. પણ અશ્કાની તબક્કાના ઇરાની પાદશાહોમાં અશ્ક નામના અનેક પાદશાહો થઈ ગયા છે. અશ્કનું અકિસ બની શકે. પણ સેનાચરીબ કરતાં અશ્કાની પાદશાહોનો જમાનો ૪૦૦ વર્ષ જેટલો પાછલો હતો.

બનાવી કહાડયો, કેમકે તેને પોતાના મામાના જેવા અક્ષર લખતાં આવડતું હતું. વળી નદન કને હિકારનાં નામની મોહર પણ હતી. આ બનાવટ કાધેલાં નામામાં એવી મતલબ હતી કે અકીસ પાદશાહે એક મોહું લશ્કર તૈયાર કરીને એરીયા ઉપર ચઢાઇ લાવવી, અને જ્યારે એ ફોજ દેશમાં આવી પુગશે ત્યારે હિકાર પોતે પોતાનાં માણુસો અને મિત્રો સાથ નેરીમનાં મેદાનમાં અકીસને મળી જશે. વળી આ પત્રમાં એવું પણ જણાવ્યું હતું કે નીરમ મહિનાનાં પહેલાં અઠવાડિયાંમાં જો ચઢાઇવાળું લશ્કર આવી પુગશે તો શેહરની એક મુખ્ય ભાગોળ ઉઘા-ડીને તેને અંદર દાખલ કરવામાં આવશે, અને સઘળા અમીર ઉમરાઓ પોતાના પાદશાહને પદભ્રષ્ટ કરવામાં શામેલ થશે.

આ રીતનો બનાવટી પત્ર તૈયાર કરીને નદને હિકારના કાસદો લઇ જતા હતા તેવોજ એક કોથળો બનાવ્યો અને તેમાં ઉપલો પત્ર મુકીને પોતાના એક ખાસ વિશ્વાસુ નોકરને એવું કહીને આપી મોકલ્યો કે નીનીવેહ શેહરના દરવાજા બાહેર ઉભા રહેવું, અને જેવો હિકારનો કાસદ તેને સામો મળે કે તેની જોડે વાતે વળગી તેનો કોથળો ઉપલા બનાવટી કોથળા સાથ કોઇપણ તદબીરથી અદલ બદલ કરવો, અને પછી તે કાસદને આગળ વધવા દેવો. આ મુજબ થયું. હિકારનો કાસદ નામુ લઇને કયે જતો હતો તેને નદનનો કાસદ ગોયા બાહેરગામથી પાછો ફર્યો હોય તેમ સામો મળ્યો; બંને ઓળખાણુ હોવાથી વાતે વળગ્યા, અને તક સાંધીને નદનના માણુસે કોથળા બદલી નાખ્યા.

આ કામ થયું કે તુરત પાદશાહના માણુસોએ પેલા કાસદની પુઠ પકડી, કેમકે નદને પાદશાહને આ બાબતમાં તદન ખોટું સમ-જાવીને ભોળવ્યો હતો. પેલા માણુસોએ હિકાર તરફનાં નામા સાથનો કોથળો પકડયો, અને તેને પાદશાહની હજુરમાં લઇ આવ્યા. પાદશાહ ગુસ્સાથી લાલપીળો થઇ ગયો, અને તેના પુછવાથી કાસદે જવાબ આપ્યો કે "હું હિકારનો નોકર છું; આ નામું તેણે મને આપ્યું હતું, અને એ હું ઇરાન મધે તેના દોસ્તો પાસે લઇ જતો હતો."

આ સખુનો સાંભળતાંજ સિન્કરીબના ગુસ્સાનો પાર રહ્યો નહિ. પેલો બનાવટી પત્ર તેણે પ્રથમ ઉખેડીને વાંચ્યો હતો અને તેમાં જે દગાબાજીની વાતો હતી તે જોઇને તે એમજ સમજ્યો કે હિકારે શત્રુના હાથમાં મને આપી દેવાની તદબીર રચી છે. પાદશાહ ખૂન પર આવીને બોલ્યો કે—"જે ધણી ઉપર મારા પિતાએ અને મેં બાર હાથની મેહરબાનીઓ કીધેલી અને દોલત તથા હશ્મતથી જેને ભરપુર કરેલો તેજ ધણી આજે બેવફા બનીને મારૂં અને મારાં રાજ્યનું સત્યાનાશ વાળવા માંગે છે! જા રે, જઇને હિકારને અહીં બોલાવી લાવ."

## હુવાઇ મેહલ.

આ હુકમ સાંભળતાંજ માણસો હિકારના મેહલ ભણી દોડયા; પણ હિકાર તો આ વેળા પોતાનાં એવાનને બદલે પહાડોમાં બાંધેલી પોતાની ઝુપડીમાં જઈ રહેલો હતો. તેની વહાલી ઓરત જીફ્ગનીને પોતાના ખાવિંદ ઉપરની ધાડની આગમજથી ખબર પડી હતી માટે તેણી પોતાના બેટા નદનને મળવા ગઇ, એવી પક્કી ખાતરીથી કે તે વચ્ચે પડીને પાદશાહને સમજાવે, અને હિકારનો બચાવ કરે. પણ પાદશાહનો ગુસ્સો એટલો ભારી હતો કે કપટી નદન યા ભોળી જીફ્ગનીનું તેની આગળ કશું ચાલ્યું નહિ. સિનકરીબનો હુકમ તો એવોજ હતો કે હિકારની નહિજ માફ થઇ શકે એવી તકસીરને માટે તેને સુળીએ ચહડાવવો. તેણે પોતાની જઇફ ફુઇની કાકલુદી ઉપર જરાબી ધ્યાન આપ્યું નહિ; તોપણ તેણીનો એક છેલ્લો સખુન તેણે મહા મહેનને કબૂલ રાખ્યો તે એ કે માજી વજીર હિકારને જાહેર જગામાં નહિ પણ તેનાજ મેહલમાં ગર્દન મારવો.

આ હુકમ મેળવીને દુખી જીફ્ગની પોતાને મકાને પાછી ફરી, અને એક મોટી જિયાફત તૈયાર કરવાનો પોતાના માણસોને હુકમ આપ્યો. જયારે પાદશાહના સિપાહીઓ ગર્દન મારવાનો હુકમ બજા લાવવા હિકારને મકાને આવ્યા ત્યારે આ બાનુએ જિયાફતમાં શામેલ થવાનું તેમનેબી નોતરૂં દીધું.

હવે જ્યારે આ માણસો મોજશોકમાં ચકચુર બનતા હતા ત્યારે ડાહી જીન્નગની પોતાની બાજી રમવામાં મશગુલ રહી. તેણીએ વડા જલ્લાદને પોતાની નજદીક બોલાવીને તેને કહ્યું કે—" હે યાપઉસ્મક ! પાદશાહ સિનકરીબનો બાપ સિરચદુમ,[1] જે મારો બાઇ થતો હતો, તેણે જ્યારે તારો જાન લેવાનો હુકમ આપ્યો હતો, તે વેળા મેં તને બચાવી લીધો હતો તેની તને યાદ છે કે ? વળી તને આ વાતની પણ યાદ છે કે જે ધણીને તું આજ ગર્દન મારવા આવ્યો છે તેણેજ તને માફી બક્ષાવી હતી ?" અહીં પેલા માણસે કુર્નસ બજાવીને કબૂલ કીધું કે એ બધી બિના તે ભૂલી ગયો ન હતો. આ જોઇ જીન્નગની બોલી કે—" વારૂં ત્યારે, તારી નિમકહલાલી બતાવવાનો આજે વખ્ત આવ્યો છે. તું જાણ કે વજીર હિકાર ઉપર જે તોહમત મુકાયું છે તે ખોટું છે. તે તદન બેગુનાહ છે. તેના જેવા અશો અને પરહેજગાર માણસનાં ખૂનમાં તારા હાથ ખરડવાનું શું તું પસંદ કરશે ? હવે જો, મારા મેહલની નીચેનાં બંદીખાનામાં એક બુઢો જાદુ-ગર કેદ હતો તેને મેં ઉપર બોલાવેલો છે. એ કેદીએ ઘણાંજ જબૂન કામો કીધાં છે. તે કદે અને દેખાવે મારા ખાવંદ હિકારને આબાદ મળતો છે. તારે જો કોઇનેબી ગર્દન મારવોજ હોય તો તેનો જાન લે. પાદશાહના સિપાહીઓ શરાબની મસ્તીમાં એટલા ચકચુર છે કે તેઓ કશો તફાવત જોઇ શકવાના નથી."

યાપઉસ્મક જલ્લાદે આ સઘળું સાંભળી લઇ હુકમ મુજબ અમલ કીધો, અને પરિણામમાં પેલા નાપાક જાદુગરનું સર પાદશાહની આગળ લઇ જવામાં આવ્યું.

આ બનાવ પછી ડાહી જીન્નગનીએ બહુ શોક બતાવ્યો. તેણીએ અને મેહલનાં સર્વ માણસોએ શોકનો પોશાક પહેર્યો, અને લાશને વજીર હિકારે પોતાને માટે તૈયાર કરાવેલી કબરમાં ભૂમિદા કરવા લઇ

---

૧ સેનાચરિબનો બાપ બબીલોન્યન તખ્તીઓ મુજબ સર્ગુન-સાર્ગન (Sargon) નામનો હતો.

ગયા. રાત પડી ત્યારે જીફ્ગની પોતાના પતિને મેહલની નીચેનાં કેદ-ખાનામાં લઇ ગઇ, જ્યાં પેલા જાદુગરને રાખેલો હતો. આ જગાને તેણીએ પુરતી સગવડભરેલી બનાવી, અને તેને એક પાદશાહી એવાનનું રૂપ આપ્યું.

નદન મક્કબાજ તો હતોજ, માટે તેણે પોતાના પિતા સમાન મામાનાં મોતને માટે ભારી દુખ જાહેર કીધું, અને પાદશાહ તરફનો દિલાસો પણ તેણે મોટી મુશ્કેલીથી માથે ચઢાવ્યો. અને હવે આ બંને જણ પાછા મોજમજાહમાં લપટાયા, એવી મતલબથી કે દુનિયાનું દુખ તેઓ ભૂલીજ જાય. પણ આ તેમની ચાલથી રાજ્યની અવ્યવસ્થા વધતીજ ચાલી અને તે દરરોજ બિગડતું ચાલ્યું.

આખા નિનીવેહ શેહરમાં હિકાર વજીરનાં નાલાયક મોતથી ભારી દિલગીરી ફરી વળી, અને આખી શાહાનશાહાતમાં એ વાતથી સૌ કોઇને ગમ લાગ્યો. જ્યારે આસપાસનાં રાજ્યોમાં આ વાત પસરી ત્યારે તેઓ અચરત થયાં કે હિકાર જેવા ઝળકતા હીરાની રોશની અશુરી પાદશાહે બુઝવી, એ બનેજ કેમ ? એસીર્યા દેશના દુશ્મનો તો આ બનાવથી બહુ ખુશીમાં આવી ગયા, અને હવે એ દેશ ઉપર હુમલો લઇ જવાનાં કાંઇ બહાનાં શોધવા લાગ્યા. તેઓ મધેનો એક મિસરનો પાદશાહ ફરાઉન (ફારો) હતો, જેણે હિકાર જેવા વજીરનાં મરણની તક હાથથી જતી મુકવાનું દરૂસ્ત ન જોઇને, નીચે મુજબનું એક નામું આપીને પોતાના એલચીને નિનીવેહ ખાતે મોકલ્યો:—

"પૃથ્વીની નદીઓનો શાહ જે નીલ નદી, જે નીલના દરિયા પોતાનાં સાત ફાંટાઓ મારફતે બીજા દરિયાઓનાં પાણીમાં મોટો વધારો કરે છે, તે નીલ નદીના પાદશાહ ફરાઉન તરફથી એસીર્યાના પાદશાહ સિન્કરીબ જોગ,

"નથી જેને ડહાપણની દઊલત,
ઉઠાવે હાથ ઉપરથી મોમલેકત.

"અમો મિસરના પાદશાહ, આદમજાદની હાલત સુધારીને બુલંદ કરવા, તથા જમીનના સઘળા કેસ્વરોમાં અમારી દાનાઇના દાના વેરવાની ખાહેશ રાખિયે છિયે. માટે હે ભાઈ, મારૂં લસ્કર તારાં રેતાળ રાજ્યને ઘેરી લે તે આગમજ તું તારૂં તખ્ત છોડ અને તારા અમીર ઉમરાઓ અને વજીર વોજરાઓ તથા તારી તમામ રૈયત સુધાં મારી પનાહ માંગતો મારી હજુર આવ, કે હું તમોને લોખંડની બેડીઓથી બાંધી લઉં. તારા મેહલનાં ભોંયરાંમાં ભરાઇ જવાનો કસ્દ મા કરતો, કાંએકે ત્યાં તો તારો નાશ અને તારૂં મોત ખચીત ભમે છે. તોપણ જો તું મારી સાથે એક બિરાદર તરીકે વર્તવા માંગતો હોય તો તે માટેનો રસ્તો પણ ખુલ્લો છે. તારે જો દોસ્તી ચાહવી હોય તો નીચલી શર્તે તે મળશેઃ—મારે ઘણાજ ઉમદા સવાલો પુછવા છે. એ સવાલોનો ખુલાસો આપી શકે એવા એક માણુસને તું મારી ખિદમતમાં મોકલ. વળી મારે એક મેહેલ બંધાવવો છે તે તારે બાંધી આપવો જોઇશે. આ મેહેલ પાયા વિનાનો બાંધવો, અને તેનું છાપરૂં અધર ઉઠાવવું. આ મેહેલમાં ઇજ્જત સાથ વસી શકે એવા દાના માણુસો મને જોઇયે, ને તે તારે પુરા પાડવા. આટલી મારી શર્ત છે; જો એ શર્ત તું બજા લાવે તો મારા મિસર દેશની મેહસૂલનો દશમો હિસ્સો ચાર વરસ સુધી મારે તને ભર્યા જવું. પણ ઉપલી શર્ત બજા લાવવા માટે જે ધણીને તું મોકલી આપે તે જો કોઇબી બાબતમાં ખામીભરેલો જણાશે તો પછી જોઇ લેજે મારા ગુસ્સાનો સ્વાદ; તારી ગફરી કે તારી નાફરમાનીને થકી તને ભારેમાં ભારે સજા હું ન કરૂં તો મારૂં નામ મિસરનો પાદશાહ ફરાઉન નહિ."[1]

ભારે અજાયબી અને ગભરાટ સાથ સિન્કરીબે ઉપલો પત્ર વાંચ્યો. મિસરનો રાજા કઇ કિસમનો મેહલ બંધાવવા માંગતો હતો તે

---

૧ એસીર્યાના રાજા સેનાચરીબના સમયમાં મિસરમાં સીથન અથવા ર્ઝેબેકન નામનો ફરાઉન અથવા રાજા હતો. ત્યાંના રાજાઓ ફરાઉન (Pharaohs) ને સામાન્ય લકબે ઓળખાઈ ગયા છે. 'ફારો'નો અસલ અર્થ 'આફતાબ' થતો હતો. ત્યારપછી પાદશાહને અર્થે એ બોલ વપરાવા લાગ્યો.

જાણવા માટે તેણે પોતાનાં આખાં રાજ્યમાંથી નજુમીઓ, કારીગરો અને દાનાઓને બોલાવી મંગાવ્યા; અને જ્યારે તે સઘળાઓએ ભેગા થઇ ઉપલા મેહલની હકીકત જાણી ત્યારે તેઓ એક આવાજે બોલી ઉઠયા કે આ કિસમનો જાદુઇ મેહલ બાંધી આપવાને અમો અશક્ત છિયે. પણ તેઓ જાણતા હતા કે એવો મેહલ એકજ જણ બનાવી શકત, કેજે હાલ જીવતો નથી. તેઓ બોલી ઉઠયા કે "વઝીર હિકાર જો જીવતો હોત તો તે આ મેહલ બાંધી આપત."

સિન્કરીબ પાદશાહ બહુ દુખી થયો. તેણે નજુમીઓ અને દાનાઓ અને કારીગરોની સભા બરખાસ્ત કીધી. હવે તેને નદનની વાતો કે સલાહ અણગમતી થઇ પડી. હવે તે રોતો કુટતો પોતાની ફુઇ ઝીફ્ગનીને ઘેર ગયો. ત્યાં તેણે હાય અફ્સોસ કરી વઝીર હિકારનાં મોતને માટે ભારી પસ્તાવો કીધો અને તેને મારી નખાવવામાં પોતે મોટામાં મોટું પાપ કીધેલું કબૂલ કીધું.

ઝીફ્ગની એકવાર રાજકન્યા હતી; સિન્કરીબ તેનો ભત્રીજો થતો હતો. હજુ તેણી તેને ચાહતી હતી. તે સારી પેઠે જાણતી હતી કે તે માત્ર મોજીલો હતો, બાકી તેનું અંતઃકરણ ખરાબ ન હતું. તેણીએ લાંબો વખ્ત સુધી તેની સાથે વાતો ચાલાવી, જે ઉપરથી તેને જણાયું કે મિસર સાથની લડાઇની ફિકર એકલીજ તેનાં દુખનું કારણ ન હતું, પણ તે ખરી લાગણીથી દુખી હતો. આ સઘળું જોઇને તેણીએ પાદશાહને ધિરજ આપી, અને કહ્યું કે મિસરના રાજાની માગણી મુજબનો મેહેલ હજુબી બાંધી આપનારો જડશે, કાંએકે હિકાર હજુ જીવતો છે. હિકાર કેવી રીતે જીવતો રહેવા પામ્યો તે તેણીએ જાહેર કીધું નહિ, પણ બિલ અલ સનમ દેવતાનીજ મેહરબાનીથી તે જીવતો રહેવા પામ્યો હશે એવું વમાસતો મુકીને તેણી તેની આગળથી ચાલી ગઇ.

"શું હિકાર હજુ જીવે છે?" સિન્કરીબ મન સાથ બોલવા લાગ્યો. "આહા, આ ખુશ ખબર સાંભળીને મારૂં દિલ કેવું કુદે છે! દેવતાઓએ મને તેનું ખૂન રેડવાની તકસીરમાંથી બચાવી લીધો,

એટલુંજ નહિ પણ મિસરના રાજાની માંગણી મુજબ અમલ કરવાને મને શકિતવાન કીધો, એ તેઓની મારા ઉપર કેવી મોટી મેહરબાની!"

બાનુ જીફ્રગની હવે જ્યાં પોતાના ખાવિંદને રાખ્યો હતો ત્યાં તેને જઇ મળી, અને સિન્કરીબ પાદશાહનાં દિલમાં જે નવો પસંદ કરવા જોગ ફેરફાર થયો હતો તેથી તેને વાકેફ કીધો. અને આ સઘળી બિનાથી વાકેફ થઇને ખુશ થતો વજીર હિકાર પોતાના પાદશાહને મળવા બાહેર આવ્યો. તેને જોતાંજ સિન્કરીબ તેને ભેટવા દોડયો અને બંને એકબીજાને ભારે હેતથી ભેટયા. પાદશાહના હર્ષનો પાર રહ્યો નહિ, જે જોઇ હિકાર તેને થંડો પાડવા બોલ્યો કે—"મારા ખાવિંદ, તમો આટલા બધા ઉલટમાં ના આવો. હું જીવતો છું એ વાત છુપી રહેવી જોઇયે. એમ થવામાં લાભ તમારોજ છે. મિસરના રાજા સાથ તમારો સંબંધ કેવો છે તે હું સારી પેઠે જાણું છું. તેણે લખેલાં નામાનો જવાબ મેં આ રીતે તૈયાર કીધો છે તે વાંચો."

આમ કહીને હિકારે એક દસ્તાવેજ કહાડી પાદશાહના હાથમાં મુકયો, જેમાં આ મુજબ લખેલું હતું:—

"એસીર્યાના રાજા સિન્કરીબ તરફથી.
"મિસરના રાજા ફરાઉન જોગ,—

"અજાયબ જે બને જાણી નવાઇ,
બનાવા તે અશકત નાની નવાઇ.

"હે મારા બિરાદર! તારાં નામામાં જે ઉંડું અને બહોળું જ્ઞાન સમાયલું નજર આવે છે, તથા આદમજાદનો જે બુલંદ દરજ્જો તું પીછાને છે, તે વાંચીને મારૂં દિલ હર્ષથી ભરાઇ ગયું છે. તારા વિચાર સાથ ખુશીથી મળતો થઇ હું પણ એમજ ધારૂં છું કે જે શકિત આદમજાદને તાબે હરે છે તે તેમને નીચા પાડે છે; કારણકે માણુસ જાત એહમ અને દાનાઇથીજ રાજ્ય ચલાવવા માટે જન્મ પામેલો છે. જે મુસ્કેલ સવાલો તું પુછવા માંગે છે તેમનો ખુલાસો આપવા માટે મારા ઘણાએક દાનાઓ તારી દરબારમાં હાજર થઇને પોતાની અકના

શક્તિ અજમાવવાને મને અર્જ કરે છે. જે ફિરસ્તીઓ તારો મેહલ બાંધી આપવાને તૈયાર છે તેઓ અહીં હાજર છે, પણ તેમના હુકમ મુજબ કામ બજાવનારા કારીગરો મેળવવા જોઇયે, જે પાછલ ત્રણ મહિનાની ઢીલ થશે, માટે જેમ તને તેમજ મને પણ દિલગીરી ઉપજે છે. તારે તો માત્ર એટલુંજ બજાવવું કે મારાં માણુસોને મેહલ બાંધવા માટે જે જે વસ્તુઓ જોઇએ તે પુરી પાડવી. તારી લખેલી સઘળી શર્ત હું કબૂલ રાખું છું, અને તારા સખુન ઉપર જેમ મને વિશ્વાસ છે તેમ મારા વચન ઉપર તને પુર ઇતબાર આવતો ન હોય તો સાનમાં અમીર ઉમરાઓ તને આપવા તેમજ તારી કનેથી લેવાને હું તૈયાર છું."

આ પત્ર વાંચીને સિન્કરીબ અચરત થયો; પણ હિકારની દાનાઇ ઉપર તેને પુર વિશ્વાસ હતો માટે તે જે કાંઇ કરે તે કબૂલ રાખવાની તેણે ખુશી બતાવી. હિકારે તેને કહ્યું કે—

"પાદશાહ, જીફ્રગનીના મેહલમાં મારે છુપાઇ રહેવું જોઇયે. હું ખાલ્દી નજુમી અબિકમનું નામ ધારણ કરીશ, અને એ રીતે દુનિયાથી બાતલ રહીને તારાંજ કામ પાછલ મંડીશ." આ પછી વળી તે બોલ્યો કે—"જે ધણીએ મારો નાશ કરવા માંગ્યો હતો તે જેમ મારો દુશ્મન છે તેમ તારોબી . તમારા ચોકી પહેરા બેવડા કરો, ને જે ચોકીબાનો તમે બાતુ જીફ્રગનીનાં માનને ખાતર તેના મેહલની સલામતીને માટે રાખ્યા છે તેમને તમારી ખિદમતમાં બોલાવો. લશ્કરનો વડો લોભી નથી; સઘળા અમલદારો તેની પોતાની પસંદગીના છે; તેના ઉપર તમારો વિશ્વાસ મુકો, અને પછી જુઓ કે તમારા ગમે તેવા શત્રુ સામે તે તમારી કેવી સેવા બજાવે છે."

આ સલાહ પાદશાહને આપવાની હિકારની મતલબ એ હતી કે નદનની બદદિયાનત તે ચેતી ગયો હતો. આ નિમકહરામ વજીરે સિન્કરીબના ચોકીબાનોને ફુલવવાની બાજી રચી હતી, તથા તેમને પોતાના પક્ષમાં રાખીને પછી પાદશાહનું સર કાપી તે મિસરના પાદ-

શાહ તરફ મોકલી આપવાની તથા પોતે એસીર્યાનાં તખ્ત ઉપર ચઢી બેસીને મિસરને ખંડણી આપવાની હતી. આ વાતથી સિન્કરીબ પાદશાહ અજાણ્યો હતો. તેણે હિકારનું લખેલું નામું નદનને વંચાવ્યું, કેજે મિસરના પાદશાહ ઉપર મોકલી આપવાનું હતું. તે વાંચીને નદન અજબ થયો, તોપણ એમ સમજ્યો કે જેતે વાતે વખ્ત ગાળવાની મતલબથી સિન્કરીબ પાદશાહે આ પત્ર લખેલો હોવો જોઇયે.

બાનુ જીફ્ગનીએ પોતાના મેહલના બાગબાન સિવાય બાકીનાં સઘળાં માણુસોને રજા આપી. બાગબાન ઉપર તેણીને પુરતો વિશ્વાસ હતો. વજીર હિકાર ખાલ્દી નજુમી અબિકમ છે એમ આ બાગબાનને કહેવામાં આવ્યું, અને એ નજુમીને બાગબાને મરનાર વજીરનાં સઘળાં ઓજારો વાપરવા દીધાં. અને હવે આ નજુમી (હિકાર પોતે) જીફ્ગનીની યુક્તિ મુજબનો હવાઇ મેહલ બાંધવાની તૈયારી કરવા લાગ્યો.

## પાદશાહ અને નજુમી.

પ્રથમ હિકારે રૉક[1] નામે રાક્ષી કદનાં પક્ષીનાં બે બચ્ચાં મેળવ્યાં. આ બચ્ચાં તુરતનાંજ જન્મ પામેલાં હતાં, જેમને ૧૧ વરસની ઉમરના બે છોકરાઓ સાથ ઉછેરવામાં આવ્યાં. ચારે જણ એક બીજા સાથ જલદીથી પળોટાઇ ગયાં, તે અહીં સુધી કે પેલા છોકરાઓ આ પક્ષીઓની પીઠ ઉપર બેસીને ફરવા તથા થોડાક ઉડવા લાગ્યા. પક્ષીઓની ચાંચ સાથ લાંબી દોરી બાંધીને તેમને તેમના સવાર સુધાં પ્રથમ બાગમાં ઉડતાં કરવાનો અખ્તરો હિકારે અજમાવી જોયો અને પછી આ દોરી પોતાના હાથમાં લગામ દાખલ લઇને છોકરાઓ બેધડક ઉડવા લાગ્યા. પોતાના સવારોનો હુકમ થતાંજ પક્ષીઓ હવામાં

---

૧ આફ્રિકાનાં જંગલોમાં આ મસ મોટા કદનાં પક્ષીઓ વસતાં હતાં, જેઓમાંનું દરેક ૨૦૦ રતલ જેટલો વજન ઉપાડી શકતું હતું. કેટલાકો આ વાત કલ્પિત માને છે.

ઉડતાં યા ઉપરથી પાછાં જમીન ઉપર આવી બેસતાં. આટલું કામ થયા બાદ, હવે આ છોકરાઓએ ભવિષમાં મિસર જઇને શું શું કરી બજાવવું તથા બોલી બતાવવું તે તેમને શિખવવાનું રહ્યું. અને તેઓ ચંચળ તથા ખબરદાર હતાં માટે આ કામબી સહેલથી પાર પડયું.

સિન્કરીબે લખેલો ફરાઉન જોગો પત્ર રવાના કર્યાને આઠમો મહિનો પુરો થયા બાદ હિકાર નજુમી અબિકમનું નામ ધારણ કરીને મિસર જવા નિકળ્યો. દૂરદરાજ બિયાબાનોમાં વસતા અરબો તેના રસાલામાં જોડાયા. તેની સવારીમાં ચાર હાથીઓ હતા, જેઓમાંના એક ઉપર હિકાર, તેની ઓરત જીન્ફગની, અને બે ખોજાઓ સવાર થયલાં હતાં. બીજા બે ઉપર પેલાં બંને રૉક પક્ષીઓ, તેમના સાથી બેઉ છોકરાઓ તથા બે ગુલામો બેઠેલા હતા. ચોથા હાથી ઉપર ચાર ઓરતો અને બે ખોજાઓ બેઠા હતા. આ ચારે હાથીઓની આસપાસ ૧૦૦ ખોજાઓની ફોજ હાથમાં ભાલા તથા ખંજર લઇને ચાલતી હતી. જે બુર્જમાં પક્ષીઓને બંધ કરેલાં હતાં તેમની આસપાસ રેશમી કપડું બાંધી લીધું હતું, કેમકે ઇંતેજાર આલમની નજરથી તેમને છુપાવવાની જરૂર હતી. હિકારનો આ આખો રેસાલો કશી પણ હરકત વિના મિસરનાં પાયતખ્ત કેરો ખાતે સહીસલામત જઇ પુગ્યો, અને હિકારે શેહરની બાહેર છાવણી નાખીને પછી એક માણસને શેહરમાં મોકલી ખબર આપી કે એસીર્યાના પાદશાહનો એલચી મિસરના ફરાઉનની કદમખુસી કરવાની પરવાનગી માંગે છે.

ફરાઉનને તેનાં રાજ્યના દેવતા ઓસિરિસના પુજારીઓ તરફથી અત્યાર આગમજની ખબર મળી ચુકી હતી કે તેણે જે સવાલો પુછવા ધાર્યા છે તેમનો જવાબ અશુરી રાજા તરફથી આપી શકાવાનો નથી, તોપણ એ રાજાના એલચી દાખલ હિકારે જે અદબઆદાબ તથા ટેક અને મોભો દેખાડયાં તથા જે સખુનો કહી સંભળાવ્યા તેથી ફરાઉનને ભારે અચરતી લાગી. રાજાએ તેને કેરો શેહરમાં સર્વેથી સરસ એવાન ઉતારા માટે આપવા માંગ્યું, પણ હિકારે તેને બદલે શેહરની બાહેરની પોતાની છાવણીજ પસંદ કીધી, જ્યાં સર્વ જોઇતી

ચીજ પુરી પાડવાનો રાજાએ હુકમ આપ્યો. એકગમ હિકાર પોતાની છાવણીમાં જઇ પુગ્યો કે બીજી ગમ રાજાએ ફરમાવ્યું કે તેણે ત્રણ દિવસમાં સવાલોના જવાબ આપવા માટે હાજર થવું.

આ હુકમ મુજબ ત્રીજે દિને હિકાર મેહલમાં દાખલ થયો, જે વેળા તેને તખ્ત આગળ લઇ જવામાં આવ્યો, કે જે ઉપર ફરાઉન હીરા મોતીનો શણગાર કરીને તથા જરી કસબનો પોશાક કરીને બિરાજયો હતો. તેના અમીર ઉમરાઓ તેનાં તખ્તની આસપાસ ગોળ ચક્રમાં બેઠા હતા. સઘળાએ બેઠક લીધા પછી રાજા બોલ્યો કે—

"હે અબિકમ! આ જગતમાં દરેક ચીજ ઉખ્યાણારૂપ છે. દરેકમાં અગત્યની સચ્ચાઇ છુપી રહેલી છે. હવે તું મારા તરફ અને મારાં તખ્ત ભણી નજર કર. મારી આ ભરચક દરબારની વચ્ચે હું કોણ મિસાલ છું? હું કોના જેવો લાગું છું?"

હિકારે જવાબ આપ્યો કે—"પાદશાહ સલામત, તમો અશુરી દેવતા બીલ અલ સનમ જેવા લાગો છો. જ્યારે એ દેવતા પોતાનાં પુર તેજમાં ફાવી રહે છે ત્યારે જેવો તેજસ્વી જણાય છે તેવા આપ નામદાર હાલ તેજથી પ્રકાશો છો."

આ જવાબથી મિસરનો રાજા સંતોષ પામ્યો. અશુરી રાજાના એલચીને તેણે કીમતી સરોપા બક્ષ્યો, અને ફરમાવ્યું કે બીજો સવાલ જાણવા માટે તેણે આવતી કાલે એજ વખતે હાજર થવું.

બીજે દિને રાજા સફેદ પોશાકમાં બનીઠનીને બિરાજયો; પણ તેના દરબારીઓએ તો જુદા જુદા કાળા પોશાક પહેર્યાં હતા. જ્યારે એલચી અબિકમે પોતાની જગા લીધી ત્યારે તેને સવાલ થયો કે— "આજે તું શું જુએ છે?"

"અએ નામવર પાદશાહ, આજે હું મિસર દેશની ફળદ્રુપ ભૂમિ જોઉં છું. તે હાલ સુકી અને ઉજજડ છે, પણ તે ફળદ્રુપતાનો ખજાનો મેળવવા માટે પર્વતો ઉપરથી વહેતી નદીનાં પાણીની વાટ

જુએ છે. તારી કાળી દરબાર તે સુકી અને ભુખી જમીન છે, તારૂં તાજ તે પર્વત ઉપરનું પુષ્ટિકારક બર્ફ છે; તારી ચશ્મ અને તારૂં મોં આસપાસ ફળદ્રુપતા પાંથરી નાખનારાં નદીનાં ફાયદાકારક મૂળો છે; તારા હાથો નીલના દરિયાનાં મૂખોની માફક તારા બેહદ ખજાનામાંથી ચોતરફ બક્ષેશ કરનારા રસ્તા છે; અને જેબી ચીજ તે મેળવે છે તે નવી જિંદગી એખ્તિયાર કરે છે."

આ દાનાઇભરેલા વચનોથી ફરાઉન તો ખુશ ખુશ થઇ ગયો. વધારે કીમતી પોશાક એલચીને એનાયત થયો, અને ત્રીજા દિવસની હાજરીનું ઈજન થયું. એ દિવસે જ્યારે હિકાર દરબારમાં ગયો ત્યારે તેણે મિસરી રાજાને કીમતી હીરા મોતીથી ઝકઝક થતો દીઠો. તેના વજીરો અને અમીરોએ આ વેળા પોતાની આંખો બંધ કીધેલી હતી, કેમકે તેઓથી ગોયા રાજાનાં ઝવેરાતનું તેજ જોઇ શકાતું ન હતું. "હે દાના અશુરી, આજનો ઠઠેરો તને કેવો લાગેછે?" રાજાએ હિકારને પ્રશ્ન પુછયો.

"પાદશાહ સલામત, આજે મને એમ લાગે છે કે અફતાબનાં તેજી બક્ષનારાં કિરણો તારાં બદનમાંથી છુટાં પડીને તારી આસપાસ ફરી વળેલા ગ્રહો અને સેતારાઓને ગરમી અને રોશની આપે છે."

હિકારના આવા ઉત્તમ જવાબની વકી રાખી ન હોય તેમ ફરાઉન આ સખુનોથી અચરતીમાં ગર્ક થયો. પણ હજુ ફરીથી બીજા પ્રશ્ન વડે આ એલચીની દાનાઇની પુરતી પરીક્ષા લેવાનો તેણે ઠરાવ કીધો. તેણે કહ્યું કે—"ત્રણ સવાલોના તો તેં ખાતરીભરેલા જવાબો દીધા છે ખરા; પણ એ બધા ખુદ મારે લગતા જવાબો છે. હવે જો હું તારા ખુલાસા મુજબ આફતાબ જેવો, નીલના દરિયા જેવો, અને બીલ દેવતા જેવો છું, તો હવે મને કહે કે તારો પોતાનો પાદશાહ કેવો છે?"

આ સવાલનો અબિકમ નજુમી કેવો ઉત્તર દે છે તે જાણવાને મિસરના રાજા અને વજીરોથી હલકા નોકરો સુધી સર્વ કોઇને બહુજ

ઉલટ પેદા થઇ. અબિકગ વગર થોભવે આ મુજબ બોલ્યો—"અય પાદશાહ ! એસીર્યા દેશનો રાજા તો સુલેહનો દોસ્ત છે; તે તો દક્ષિણુ તરફથી વાતા પવન જેવો છે, કે જેના માર્ગમાં જો કશી હરકત નથી હોતી તો પાણીના મોજાની સપાટી ઉપર કશી કરચલી ફરી વળતી નથી. પણુ જો ઉત્તર તરફથી ફુંકાતો પવન કીર્ત્તિનું ઇનામ ખાટી જવા માટે હરીફાઇમાં ઉતરે છે તો દક્ષિણુવાળો તેનો બિરાદર તુફાન-નું રૂપ ધારણુ કરે છે, ગગડાટથી ગગનને ગજાવી મુકે છે, વિજળીથી આકાશને દીપાવી નાખે છે અને જમીનને તેના પાયામાંથી ધ્રુજાવે છે."

જે તુફાનનું હિકારે વર્ણુન કીધું તેજ તુફાન મિસાલના ધ્રુજાવનારા તેના આ સખુનો પણુ હતા. ફરાઉનની મગરૂરીને આથી ધોકકો લાગ્યો. તેને લાગ્યું કે દુનિયામાં તેનો એક હરીફ છે ખરો. અબિકમ જેવો એલચી જેની દરબારમાં હોય તે પાદશાહ બળવાન હોવોજ જોઇયે. ફરાઉન આગળા દિવસોના કરતાં વધારે કીમતી પોશાક હિકારને બક્ષવાનો હુકમ આપવા જતો હતો, પણુ તેજ વખ્તે મિસરના રાજાને નામનું એક નામુ લઇને એક કાસદ દોડતો એસીર્યાથી આવી પહોંચ્યો. આ હરકારાને જઇ મળવાની હિકારે રજા માગી, તેના હાથમાંનું નામુ પોતે લીધું, સરપર ચઢાવ્યું અને તે માથે ઉપાડીને પાદશાહ આગળ નજર કીધું. ફરાઉને આ નામું ઉખેડીને વંચાવ્યું તો તેમાં આ મતલબના સખુનો લખેલા હતા:—

"એસીર્યાના રાજા સિન્કરીબ તરફથી,
"મિસરના પાદશાહ ફરાઉન જોગ.

"અકલમંદી જ્યારે સબળ થાય છે,
શેતાની પ્રબળ ફુલ તુટી જાય છે."

"મારો નોકર અબિકમ તારી દરબારમાં છે તેથી બેશક તને તારી બાહેશોના સંબંધમાં સંતોષ મળવો જોઇયે. હું ધારૂં છું કે જેમ તેનાથી તેમજ મારાથી પણુ તને સંતોષ સિવાય બીજું

મળનાર નથી, કાંએક તારી દોસ્તી સિવાય મારી બીજી કશી ખાહેશ નથી; અને તે દોસ્તીની તેં મને કબૂલત આપી મુકી હોય તેમ તે ઉપર મારો ઈતબાર હું બાંધી ચુકો છું. અએ મારા બિરાદર, હું તો મારા સઘળા પાડોશીઓ સાથ પોતાને એકજ સપાટી ઉપરનો ગણું છું; તોપણ કોઇ કોઇ પાડોશીઓ એવા છે કે જેઓ દાનાઇ કરતાં હવસ વધારે ધરાવે છે. ખરૂં છે કે દાનાઇની રોશની સઘળે ફેલાયલી નથી. જે પાડોશીઓ મારી જોડે દોસ્તીના કરાર કરેલા છે તે છતાં તે તોડવા માગે છે તેમની શુધ ઠેકાણે લાવવા માટે હાલ હું મારૂં લશ્કર તૈયાર કરૂં છું. પણ લડાઇને માટે ૬૦ હજાર રથ તૈયાર કરવા થકી મને ૯૦૦ કતર (રૂ. ૨,૦૨,૫૦૦) જોઇશે. મારી અર્જ છે કે આ રકમ તારે મને આંગ ઉપર આપવી. એ રકમ મારા એલચી મારફતે મોકલી આપવી."

એક તો હિકારે ફરાઉનને પોતાના દાનાઇભરેલા જવાબોથી ભારે અચરત અને ખુશહાલ બનાવ્યો હતો, તેમાં વળી તેના પાદશાહ તરફનાં નામાથી મિસરના રાજાની અજાયબીનો પાર રહ્યો નહિ. અલબત આ નામુ હિકારનીજ દાનાઈનું ફળ હતું.

"હે અબિકમ," ફરાઉન બોલ્યો, "તારા રાજાની અ હું સ્વિકારૂં તે આગમજ તેં મને જે મેહલ બાંધી આપવાનું માથે લીધું છે તે તારે તૈયાર કરી આપવો જોઇશે. તારી કબૂલત તું પાર પાડ, અને તે પછી હું મારો જવાબ આપીશ."

## મેહલની હવાઇ રચના.

હિકારે સર નમાવ્યું. મેહલની લંબાઇ પહોળાઇ જાણી લીધી, અને સાથે કબૂલ કરાવ્યું કે તે બાંધવા માટે જે જે વસ્તુઓ જોઇયે તે રાજાએ પુરી પાડવી. આ પછી તેણે ફરાઉનને આમ કહીને ખુશ ખુશ કીધો કે આજથી ચાર દિવસમાં મેહલ તૈયાર થશે!

મિસરના ફરાઉનને આથી બહુજ અજાયબી લાગી. પાયા વિનાનો અને અધર છાપરાંનો જે મેહલ તે માંગતો હતો તે કદી પણ બાંધી

શકાય એમ ન હતું. તોપણ અબિકમે તે ફકત ચાર દિવસમાં બનાવી આપવાનું માથે લીધું હતું તેથી ફરાઉનને એમજ લાગ્યું કે આ કોઇ જબરો જાદુગર હોવો જોઇયે। અબિકમ હવે દરબાર છોડીને પોતાની છાવણીમાં ગયો. જેવો તે ગયો તેવાજ ફરાઉને ઓસિરિસ અને અનાબિસ નામના પોતાના દેવતાઓના પુજારીઓને ભેગા કીધા, અને તેમની આગળ પોતાનાં મનનો ગુચવાડો જાહેર કીધો. વડા ધર્મગુરૂએ રાજાનાં મુખની સર્વ વાતો સાંભળી લઇને કહ્યું કે "આ નજુમી જે દિવસનો ફેરો શેહરમાં દાખલ થયો છે તે દિવસના અમો તેની જન્મરાશી શોધી કહાડવાને મંડેલા છિયે, પણ તે અમને હાથ લાગતીજ નથી. તોપણ જો એ ઘણી જાદુઇની મદદ લેશ તો અમોબી તેની સામે અમારૂં જાદુઇ બળ અજમાવીશું, અને તેમાં શેવટે બેશક ફતેહ પામીશું."

આ કબૂલતથી હિમતવાન બનીને ફરાઉને હુકમ આપ્યો કે હવાઇ મેહલ બાંધવા માટે જોઇતી વસ્તુઓ પુરી પાડવા થકી ચાર હજાર કાળા ગુલામો, ૫૦૦ રથો, ૧૦૦ હાથીઓ, અને મિસરના થોડાક ઘણાજ બાહોશ કારીગરોને તૈયાર રાખવા.

એમ કરતાં મેહલ તૈયાર થવાનો દિવસ આવ્યો. શેહરના કોટની બાહેર આ મેહલ તૈયાર કરવામાં આવ્યો હતો માટે ફરાઉન પોતાના દરબારીઓ, દેવતાઓના પુજારીઓ અને બેશુમાર લોકોની ઠઠ સાથે ફેરો છોડી આગળ વધ્યો. એસીર્યાથી આણેલા પેલા ચાર હાથીઓ તેઓ ઉપરના બુર્જ ઉપર ઉડતા વાવટા સાથ હરોલમાં ઉભેલા જણાયા. પેલાં રાક્ષી પક્ષીઓ અને તેમના બંને સવારો પોતાને જે હુકમ મળનાર હતો તે મુજબ અમલ કરવા માટે વાટ જોતા ઉભા હતા. મિસરના પાદશાહને મેહલ જોવા માટે આવેલો જાણતાંજ હિકારે વજંત્રો વગડાવ્યાં, અને પોતે તેની નજદીક ગયો અને બોલ્યો કે—"મારા કારીગરો તૈયાર છે; તું નામવરના હુકમનીજ ખોટી છે."—"ત્યારે ચાલો, કામ શુરૂ કરો," રાજાએ ફરમાવ્યું.

હિકાર હવે હાથીઓની બાજુએ ગયો અને પોતાના હાથની ઇશારત કીધી. તુરતજ બે બુર્જની આસપાસ જે રેશમની જાળ હતી તે ઉંચકી ગઇ, અને એક ઓરત નિકળીને હવામાં ઉડવા લાગી. તેણીએ પીળો પોશાક પહેર્યો હતો, જે ઉપર સોનેરી સેતારા ઝમકતા હતા. તેનો બારીક ગાજનો નિકાબ હવામાં ઉડતો હતો. એક એવાં તાજને મથાળેથી આ નિકાબ લટકતો હતો કે જે હીરાઓથી મઢી લીધું હતું, અને આ હીરાઓના ઝળકાટથી આફ્તાબની રોશની પણ ગોયા ઝાંખી મારી જતી હોય એમ લાગતું હતું. પેલી બાઇની ચળકતી તિક્ષણ આંખો ઉપરથી તે કોઇ પાદશાહી બાનુ હોય, અને તેણીના દેખાવ ઉપરથી નાજુક પંથની હોવા જોડે તેણી મર્દાન્ગીનું કુવત પણ ધરાવતી હોય, એમ લાગતું હતું. તેણીના હાથમાં એક નાની લાકડી પકડેલી હતી, જે વડે તેણીએ હવામાં ત્રણ ફટકા લગાવ્યા અને આકાશમાંથી નીચલા સખુનો ખુલ્લા સંભળાયા:—

"બળવંત રાજા સિન્કરીબના નમ્ર ગુલામો,
મોટા પાદશાહ ફરાઉનના હુકમના તાબેદાર."

હવે એક મોટો આવાજ સંભળાયો. પેલાં રાક્ષી કદનાં પક્ષીઓ પોત પોતાના બુર્જમાંથી પોતાના સવારો સાથ હવામાં ઉડી ચાલ્યાં. આ જવાન સવારો શુક્ર સેતારા જેવા ખુબસુરત લાગતા હતા. તેમના બાલ ઉપર ફુલો એવી રીતે ગોઠવ્યાં હતાં કે તેમનાં માથાં ફુલવાડી જેવાં લાગતાં હતાં. તેમનો પોશાક વરસાદની કમાન જેવો રંગબેરંગી હતો. દરેક જવાનના હાથમાં સોનાની થાપી હતી, અને તેઓ હવાના વિસ્તીર્ણ વિસ્તારમાં બેધડક ઉડયા જતા હતા. ફરાઉન આ દેખાવ જોઇને અચરતીમાં ગર્ક ગયો. તેણે પોતાના દેવતાઓના પુજારીઓથી આ દેખાવનો ખુલાસો જાણવા માંગ્યો, ત્યારે તેઓ બોલ્યા કે "પાદશાહ સલામત, આવા જાદુઇ દેખાવો અમે આગળ કોઇ કાળે જોયા તો નથી. પણ સાંભળ્યાબી નથી. એ કેમ બને તેની અમને સમજ પડતી નથી."

આથી નાસપાસ થઇ ફરાઉને અબિકમ (હિકાર) તરફ ફરીને જાણવા માંગ્યું કે—"પેલી જાદુગર સ્ત્રી અથવા તો દેવી જેવી ઓરત

કોણ છે? અને એના હુકમને માન આપી ઉડનારા પેલા બે જીનો ક્યાં ગયા છે?"

"અય દુનિયાના પાદશાહ, અહીં કોઇ જાદુગર સ્ત્રી, કે દેવી, કે પરી જેવું કાંઇજ નથી. વળી જીનો પણ કોઇ નથી. તેં જેમને જોયા છે તેઓમાંની એક આદમજાદ સ્ત્રી અને બે નાના બાળકો છે. પણ, હે પાદશાહ," આબકમે બંને હાથ જોડીને અર્જ કીધી, "આ ત્રણે જણાં એસીર્યાના પાદશાહ સિન્કરીબની રૈયત છે."

"તેઓ પાછાં ફરશે કે નહિ?" રાજાએ પુછયું.

"નામવર શાહ, એ ત્રણે જણ તારો હવાઇ મેહલ બાંધનારા ઉમદા કારીગરો છે." આમ કહી અબિકમે ઉંચી આંગળી બતાવી કહ્યું કે—"જુઓ, જુઓ, તમારાં એ કારીગરો મેહલ બાંધવા માટે આકાશ ઉપરથી પાછાં ફરે છે."

હવે જ્યારે અબિકમે જોયું કે પેલાં રાક્ષી પક્ષીઓ બહુ નજદીક આવી પુગ્યાં ત્યારે તે પુકારયો કે "સિન્કરીબ પાદશાહના હે ગુલામો, હવે તમારી ફર્જ બજાવો."

આ ઉપરથી પેલી સ્ત્રીએ પાછો દેખાવ દીધો; પોતાની લાકડી ફરીથી ફેરવી, અને પેલા બાળકો તેનાં માથાંની આસપાસ ઉડવા લાગ્યાં. તેણી બોલી કે—"હે કારીગરો, મેહલનો પાયો તો ખોદાઇ ચુકયો છે; હવે તમારૂં કામ કરવા માટે જોઇતી જિનસોની માંગણી કરો." આમ બોલીને તેણીએ દોરીનું પિંડું તેઓ તરફ ફેંકયું, જે બંને છોકરાઓએ ઝીલી લીધું, અને જ્યાં ફરાઉનના મજુરો બાંધકામ માટેની વસ્તુઓ સાથ ઉભા હતા ત્યાં ઉડયા. રાજા પોતે અને તેના દેવતાના પુજારીઓ તથા નજુમીઓ પણ ત્યાંજ દોડયા. પેલાં પક્ષીઓ થોડોકવાર સુધી ગોળ ઉડયા કીધાં, અને પછી તેમના સવારો જમીન ઉપરના માણસો વચ્ચે થતી વાતચીત સાંભળી શકે એટલાં નીચે ઉતર્યાં. પુરતા નીચે આવ્યા પછી તે સવારોએ માંગણી કીધી કે—"ફરાઉન રાજાનાં લોકો, હવે અમને તમો પથર અને ચુનો અને

રેતી આપો કે અમો તમારા પાદશાહને માટેનો મેહલ બાંધવા માંડિયે."

પણ રાજાનાં માણુસો તો આ પક્ષીઓ અને તેઓ ઉપર થયલા સવારો અને પેલી બાઇને જોતાંજ ભારે અચરતીમાં ઉભા થઇ રહ્યાં. આ જોઇને પેલી બાઇ રાજા તરફ જોઇ બોલી કે—"હે મારા રાજા, આતો આળસુ માણુસો છે; એમને તું કયાંથી લાવ્યો? તારૂં બળ વાપર અને ગુલામગીરીથી કનિષ્ટ બની ગયલી તારી પ્રજાને ઉસ્કેર." આ સખુનો બોલનારી બાઇ બાનું જીફ્ગની પોતેજ હતી; તેણીએ હવે પોતાના કારીગરોને હુકમ આપ્યો કે—"પાદશાહ સિન્કરીબની પ્રજાના માણુસો, તમારો પાદશાહ મિસરના પાદશાહને માટે મેહલ બાંધી આપનાર છે, માટે જોકે તમારેથી જમીન ઉપર પગ તો નહિજ મુકાશે, પણ જેટલું નીચે ઉતરાય એટલા ઉતરો."

## ધર્મો જય—પાપો ક્ષય.

આમ બોલીને તેણીએ પોતાની લાકડી વડે ઇશારત કીધી, જે જોઇને શીખવી મુકેલાં પક્ષીઓ નીચે ઉતર્યાં. તેમને આ રીતે પોતાનાં માથા ઉપર આવતાં જોઇને કેટલાક કાળા હબશીઓ બેભાન થઇ ભોંયે પડયા, અને કેટલાકો પક્ષીઓના પગની ઝપાટથી લાંબા થયા. આ પછી જીફ્ગનીએ લાકડી ફેરવી, અને પક્ષીઓ તે જોઇને જયાં મિસરના દેવતાના ધર્મગુરૂઓ પોતાના વડા ગુરૂની આસપાસ ફરી વળીને ઉભા હતા ત્યાં ગયાં. આ ગુરૂઓ અસુરી લોકોની જાદુઇ પોતાની જાદુઇથી તોડવા માંગતા હતા, પણ પક્ષીઓના જબરદસ્ત બાંચકાથી તેઓબી ભોંય ઉપર ઢગલો થઇ પડયા. આ રીતે શેહર બાહેરનાં જે મેદાનમાં હજારો લોક જમા થયું હતું તે હવે કચરાથી ભરપુર બિયાબાન જેવું દિસવા લાગ્યું.

પણ ફરાઉન રાજા મગરૂર અદાથી જેમ હતો તેમજ ખડે ઉભો રહ્યો. અબિકમ નજુમી (હિકાર) તેની પાસે હાજર હતો, જેને તેણે કહ્યું કે—"હું તો આ મનકલ્પિત દેખાવો જોઇને છક્ક

થઇ ગયો છું; દેખાવોથી હું તો છેતરાયો છું. મારા જાદુગરોને મારી આજુબાજુ જોઇને હું તેમનાં બળ ઉપર મુસ્તાક રહ્યો; પણ તેમાં મેં તો ભૂલ ખાધી છે. પેલા ખાલ્દી દાના હિકારનાં મોત પછી હું તો એમજ ધારતો હતો કે મારી સામે હરીફાઇમાં ઉતરી શકે એવો એકે માણસ એસીર્યામાં નથી; પણ તેં તો મને મારી એ ગણત્રીમાં હરાવ્યો છે. હું તારા પાદશાહનો દોસ્ત અને મદદગાર થવાને ખાહેશમંદ છું. કાલે સહવારે તું મારા મહેલમાં આવજે, જે વેળા અમો બંને વચ્ચેનો કબાલો નક્કી કરીશું."

આ સખુનો મિસરનો પાદશાહ બોલતો હતો તે દરમિયાન બાનુ જીફ્ગની પાછી હાથી ઉપરના પોતાના બુર્જમાં દાખલ થઇ, જે બાદ પાદશાહ પોતાના દરબારીઓ સાથ પોતાનાં શેહર તરફ પાછો ફર્યો. પેલાં પક્ષીઓ અને તેમના સવારો જેઓ આ વેળા પાસેનાં જંગલમાં છુપાઇ ગયાં હતાં તેઓ પણ પોતપોતાના બુર્જમાં આવ્યાં અને તેમની આસપાસ રેશમી બુર્ખા ફરી વળ્યો. તેઓ પોતાનાં સહાસિક કામની આ ફતેહને માટે એકબીજાને મુબારકબાદી આપવા લાગ્યાં.

બીજે દહાડે સિન્કરીબ રાજાનો એલચી હિકાર ઉર્ફે અબિકમ ફેરો શેહરમાં દાખલ થયો, જે વેળા તેને ભારી આદરમાન મળ્યું. જ્યારે તે ફરાઉનનાં તખ્ત આગળ જઇ પુગ્યો ત્યારે તેની કદમબોસી કબૂલ રાખ્યા પછી મિસરના પાદશાહે તખ્ત ઉપરથી ઉતરીને તેને બગલગીરી કીધી, અને આ રીતે કહ્યું—"અબિકમ, તારા પાદશાહ સાથ દોસ્તી રાખવાની મારી ખાહેશ છે. હું નિનિવેહ ખાતે જઇને તેની મુલાકાત લેવાને ખુશી છું. ત્યાંજ તેની કીર્ત્તિ હું જોઇશ. મિસર દેશની ચાર વર્ષની મેહસૂલનો દશમો હિસ્સો તેને ભરવાનો મેં હુકમ કર્યો છે, અને તારા રાજાએ પોતાની ચારથો તૈયાર કરવા માટે જે ૯૦૦ કવર સિક્કાની માંગણી કીધી છે તે પણ અદા કરવાનું મેં મારા વજીરને ફરમાવ્યું છે. હવે તું જઇને તેને કહેજે કે જે શત્રુઓની સામે તું લડશે તેમને શિકસ્ત આપવાનાં કામમાં હું તારી જોડમાં રહીને લડીશ. તારા રાજાની જે પ્રજા કોઇ કોઇ વખ્તે નાસી ભાગીને મારાં રાજ્યમાં

વસતી હશે તેને પાછી પોતાને વતન જવાની છુટ મુકીશ. આ મારૂં નામું છે તે તું તેને આપજે."

આમ કહીને ફ્રાઉને નીચે મુજબનો પત્ર અબિકમને હવાલે કીધો—

"મિસરના રાજા ફ્રાઉન તરફથી,

"એસીર્યાના રાજા સિન્કરીબ જોગ.

"જે દેવતાઓ તરફથી આ દુનિયામાં મેહરબાનગી વરસે છે તેઓની કીર્તિ જિયાદા થાઓ! જેને માથે તાજ મુકાયું છે તેની કીર્તિ અમર તપો! હે મારા બિરાદર, દાનાઇની નામદારી મેળવવા માટે તારી જોડે હરીફાઇમાં ઉતરવાની મેં ઈચ્છા રાખી હતી, અને તે માટેની શર્ત મેંજ મુકરર કીધી હતી. તે શર્તમાં હું હાર્યો છું, તોપણ તે માટે બળાપો કર્યા વિના હું તે શર્તનો દંડ ભરી આપું છું; કારણકે મેં જે કાંઇ સાંભળ્યું છે અને જોયું છે તેથી મને હરખ ઉપજ્યો છે. ચોકસ ખર્ચ અદા કરવા માટે તેં મારી કનેથી નવશો કતર મંગાવ્યા છે, તે તને આપતાં મને ખુશી પેદા થાય છે. હવે તારે મને જે બદલો વાળી આપવાનો છે તે એ કે આપણા શત્રુઓ ઉપર ચઢાઇ લઇ જવા તથા તેમની ચઢાઇ સામે આપણો બચાવ કરવા માટેના આપણે કરાર કરવા. એ કરારની શર્ત્ત તારા એલચી મારફતે મેં મોકલી આપી છે, અને તે ઉપર મારી મોહર કરેલી છે."

હવે અબિકમ એલચીને મિસરના રાજાએ પુષ્કળ બક્ષેશ અને માન મરતબાથી રવાના કીધો. ફ્રાઉન રાજાએ પોતાની દરબારના બે અમીરોને ઘોડેસ્વારોની એક ટુકડીની સરદારી આપીને એસીર્યાના રાજ્યની સરહદ સુધી અબિકમના રસાલેદાર તરીકે મોકલ્યા. અબિકમ પુરતી ફતેહ મેલવી ચુકયો છે તે બાબેની ખબર તો અત્યાર આગમજની નિનીવેહ ખાતે જઇ પુગી હતી. આ ખબરથી અદેખો અને કપટી વજીર નદન ગભરાટમાં પડયો હતો. તે પુછતો હતો કે—"આ અબિકમ કોણ છે કે જેને આટલી બધી ઇજજત મળી છે? બાનુ

જીફગનીનો એ ચેલો એવો તે કોણ શખ્સ છે કેજે આવા ચમત્કાર કરી બતાવે છે?" નદનનાં દિલમાં અદેખાઇનો આતશ ઉસ્કેરાયો હતો. તે અબિકમને પોતાનો મોટો હરીફ સમજતો હતો, અને તેથી તેનો નાશ કરવાની તે તદબીરમાં હતો.

બાનુ જીફગની હવે પોતાના મેહલમાં પાછી ફરી, અને અબિકમ નજુમી થોડાક દિવસ સુધી પોતાનાં ભોયરાંમાં ભરાઇ રહ્યો. રાજા સિન્કરીબને ખબર મળતાંજ તે પોતાની ફુઇ તે બાનુ જીફગનીને મળવા તેના મેહેલમાં દોડયો, જ્યાં તે બાઇએ પોતાની કેવી યુકિતથી રાજા મુશ્કેલીમાંથી દુર થયો હતો તે બાબે તેને પુરતી રીતે વાકેફ કીધો. એજ વખ્તે તેણીએ સિન્કરીબને સલાહ આપી કે વજીર નદન રાજ્યની સલામતીને માટે બહુ ધાસ્તીભરેલો માણુસ છે માટે તેને કેદ કરવો. સિન્કરીબે આ સલાહ મુજબ એકદમ અમલ કીધો; નદનને પકડીને બંદીખાને નાખ્યો, જ્યાં તેણે પોતાને હાથેજ પોતાનો જાન લઇને દુનિયાને પોતાનાં પાપી કામોના ગુનાહથી ખલાસી બક્ષી.

હવે રાજા સિન્કરીબે પોતાની દરબાર ભરી, અને પોતાના માજી વજીરની હૈયાતી બાબે સઘળાઓને વાકેફ કરી ખુશ કીધા. પછી એ વજીરે મિસર જઇને રાજ્યની જે મહાભારત સેવા બજાવી હતી તેનું બયાન કીધું, અને શેવટે ભવિષ વર્ત્યું કે "આજથી તેને પાછો વજીરાત ઉપર મેં નેમ્યો છે, માટે તેના જેવા ડાહ્યા વજીરના અમલથી એસીર્યાને આરામ મળશે."

હિકારને હવે નિનિવેહ શેહરનાં લોકો તરફથી અસાધારણ આવકાર મળ્યો. તેઓ તેના મેહલમાં જઇને ત્યાંથી તેને પાદશાહનાં તખ્ત સુધી ભારી ઠાઠમાઠ અને રંગરાગ સાથ લઇ આવ્યાં, જ્યાં તેને સિન્કરીબ તરફથી બહુજ મોટું આદરમાન મળ્યું. મિસરના રાજા ફરાઉન તરફથી પોતે જે નામુ લાવ્યો હતો તે હિકારે હવે પોતાના પાદશાહ આગળ નજર કીધું, અને દોસ્તીના કોલકરાર ઉપર સહી મુકવાની તેણે સિન્કરીબને સલાહ આપી, તથા ફરાઉન ઉપર યોગ્ય જવાબ મોકળવા સૂચવ્યું. આ સઘળું કામ તત્કાળ બજાવવામાં આવ્યું, અને

એસીર્યાના પાદશાહ તરફનું નામુ લઇને એક પેગામી ફેરો તરફ દોડયો. આખી શાહાનશાહાતની ખુશહાલી અને મંજુરિયાત વચ્ચે હિકારે વઝીરાત પાછી પોતાના હાથમાં લીધી, અને પાદશાહ સિન્કરીબે હિકાર તથા ઝીફગની તરફ જે માયા મેહરબાનગી દેખાડવા માંડી તેથી આ અશ્રાપ જોડું પોતાનું આગળું દુખ ભુલી ગયું.

સિન્કરીબ અને તેના બંને વઝીરોનું દાસ્તાન અહીં પુરૂં થાયછે. આ દાસ્તાન પોતાની સાદી સચ્ચાઇને માટે વાંચવાજોગ છે. જીનો અને પરીઓની કલ્પિત કહાણીથી ઉપજતી મજાહ કરતાં અહીં દરરોજ બનતા બનાવોની સચ્ચાઇ જોડે એલમના વધારા અને ફતેહથી થતી અસરનું જે સાચું ચિત્ર જોવામાં આવે છે તેને લીધે આ વાર્તા વધારે રસિલી થઈ પડે છે. બદી ઉપર નેકીની ફતેહ—જુઠાઈ ઉપર સચ્ચાઇનું ફાવવું—દુખીએ શેવટે સુખી બનવું—મગરૂરીના મર્ડાટનું અંતે ભાગવું—અને વ્યસનીનું છેલ્લે સુધરી જવું:—એ સઘળા બનાવો આ વાર્તામાં એવું સાદું પણ સાચું ચિત્ર રજુ કરે છે કે જેવું કલ્પિત વાતોમાંથી કદાચજ મળી આવે છે.



# અતિ લોભે સર્વ જાય.

## એક અભણ ઓરતના બુખ બેટાની રમુજી કહાણી.

### કુંભારની જોરૂ.

બગદાદ શેહરમાં દાલહક નામે એક કુંભાર સંતોષથી જિંદગી ગુજારતો હતો. ૧૭ વર્ષ સુધી પોતાની પરણેતર સાથ સુખી જિંદગી પસાર કર્યા પછી તે ઓરત મરણ પામી, અને ત્યારપછી કુંભારનું દિલ એક વિધવાએ જીતી લીધું, જે તેના કરતાં જવાન હતી. તેનું નામ નુરીલ્હા હતું. તેણી ખુશબો અને સુગંધી મલમ વેચવાનો ધંધો કરતી હતી, કેજે લગાડવાથી ચામડી સુંવાળી અને સ્વચ્છ થતી હતી, અને ચેહરાને ખુબસુરતી મલતી હતી, તથા માણુસ જવાન બની જતો હતો. આ બાઈને એટલામાટે ખલીફના મેહલમાં તેમજ શેહરના મુખ્ય અમીરો અને સોદાગરોનાં હરમ યાને જનાનખાનાંઓમાં જવા આવવાની છુટ હતી. પણ તેણી જે વસ્તુઓ વેચતી હતી તેથી તેણી બડાઇ મારતી હતી તેમ હંમેશ સુધીની જવાની મલી શકતી ન હતી, અને તેથી તેણીના સખુન ઉપરથી તેમજ તેણીની ખુશબો અને તેલ અને મલમ ઉપરથી પણ શેહરની બાનુઓનો વિશ્વાસ ઉઠી જવા લાગ્યો. આ રીતે જયારે પોતાનો ધંધો પડી ભાગેલો તેણીએ જોયો ત્યારે તે બાઇએ પેલા કુંભાર સાથ નાત્રું કરવાનું પસંદ કીધું, એવી મતલબથી કે તેણુ જે કાંઇ સાચવ્યું હતું તેની પોતે ધણિયાણી થઇ બેસે.

બાઇ એટલી મોહક હતી કે કુંભાર બાઇ તો દીવાનાજ બની ગયા. બાઇની માંગણી મુજબનું દામ તેને આપવાને કબૂલ થયા; કાજીની રૂબરૂ કબાલો તૈયાર થયો; અને શેવટ એ આવ્યું કે બાનુ નુરીલ્હા કુંભાર દાલહકનાં ઘરની મુખ્તિયાર માલિક થઇ પડી. હવે બનાવ એવો બનેલો હતો કે જેમ કુંભારનો ૧૯ વર્ષની ઉમરનો એક

બેટા હતો, તેમ આ બાઇ સાહેબને પણ એટલીજ ઉમરનો એક સાહેબજાદો હતો. પણ આ છેલ્લા બાઇ સાહેબ તો કેથા બેવકુફના પાદશાહ હતા. તેમ છતાં માજીને મનથી તો એના જેવો શાહજાદો આખા બગદાદમાં બીજો કોઇ હતો નહિ. આ બાઇનું નામ બદુર હતું; અને પોતાની મા ઉપર કુંભાર ધરપર હતો એમ જોઇ લઇને બદુરજી જવાન દાલહક (કુંભારનો બેટો) સાથ લડી પડયા. નાનો દાલહક ભલા ખવાસનો હતો, તોપણ પેલા બુબખે તેને એટલો બધો પજવ્યો કે તેણે તેને સારી પેઠે મેઠી જમાડી. આથી બદુર ભાઇનાં માજી છેડાયાં, સાવકા છોકરાને ગાળે ગાળે ધોઇ નાખ્યો, અને છેલ્લે તે બાપડાને ઘેરમાંથી હાંકી કહાડયો. બાપિકું ઘર છોડીને તે બેગુનાહ જવાન પોતાના મામાને ઘર જઇ રહયો, જેનું નામ કસનાક હતું.

શેહરની બાહેર ફળફળાદિનો એક સુંદર બગીચો હતો તે હવે આપણાં ખુબસુરત વિધવા બાઇએ પોતાના નવા ધણીને પૈસે ખરીદ કીધો, ને પોતે ફળ વેચવાની દુકાન કહાડી. ખલીફના મેહલના કારભારી સાથ સારૂં રાખ્યાથી તેણે એજ દુકાનેથી મેહલને માટે જોઇતાં ફળ ખરીદ કરવા માંડયાં.

પેલી તરફથી જવાન દાલહકનો મામો કસનાક જોકે બગદાદમાં આબરૂદાર માણુસ ગણાતો હતો તોપણ તેનાં બચ્ચાંકચ્ચાં ઘણાં હોવાથી પોતાના ભાણુજાનું પોષણ કરવું તેને ભારી લાગ્યું. તેણે પેલી વિધવા નારીહાની જુલાકીને માટે તેણીને સજા કરવાનો ઠરાવ કીધો. તેણે પોતાના એક દોસ્તની એ બાબતમાં સલાહ લીધી, જેનો ધંધો ભવિષ કહેવાનો હતો. આ ધણીએ મામાને પુછયું કે "તું તારા ભાણુજાનું વેર આ બાઇ ઉપર કેવી રીતે લેવા માંગે છે?"

મામા કસનાકે જવાબ દીધો કે—"મારા બંનેવીના જે પૈસા એ લઇ બેઠી છે તે એની કનેથી પાછા કહડાવીને તેના બેટા યાને મારા ભાણેજના ઉપયોગમાં અપાવવા. આ મારા ભાણેજને એક પૈસાદાર હજામની દીકરી સાથ પરણાવવાનો હતો, પણ પેલી વઢકણી

નારીલ્હા મારી આ ગોઠવણ ઉલટાવી નાખીને હજામની દીકરીને પોતાની વહુ કરવાની વીરમાં પડી છે.''

પેલા એલમ જાણનારે કહ્યું કે—"બસ, બસ. હું બધું સમજી ગયો. જા દોસ્ત, ખુશી થા. ફતેહ તારીજ છે. જા, એકદમ જઇને ખલીફના મેહલની નજદીક ફળની દુકાન માંડ; દુકાન ભાડે મળે કે તુરત તું મારી પાસે આવ. પછી શું કરવું તે હું તને કહીશ.''

કીનો લેવાને તૈયાર હતો માટે કસનાક મામો દુકાન ભાડે રાખવા દોડયો, અને એક મળી ગઇ તેનું સાટું કરી, આગમજથી થોડુંક નાણું આપી, પાછો ફર્યો. પેલા ઇલ્મીએ તેને અરમાની લોકો પ્હેરે છે તેવો પોશાક, અણીદાર ટોપી, અને એક કાગળ આપ્યું, કે જેમાં હવે પછી શું કરવું તેની વિગત લખેલી હતી. પછી તે બોલ્યો કે "તારા ભાણેજને તેં ભાડે રાખેલી દુકાને મોકળ, અને તેને કહી રાખજે કે ત્યાં જે કાંઇ બને તેથી અચરત થાય નહિ."

મામાજી આ સઘળું સાંભળી તથા લઇને ઘરે ગયા, અને બીજી સહવારે પોતાના ભાણેજને સઘળું સમજાવીને નવી દુકાને મોકળ્યો, તથા પોતે પેલો જાદુગરોના જેવો લેબાસ લટકાવીને વેર લેવા માટે નારીલ્હાની દુકાને ગયા. પ્રથમ એકાદ ફળ ચાખીને તેણે તેની બહુ વખાણ કીધી, અને પછી કહ્યું કે મને જે ફળ લેવા દમસ્ક જવું પડત તે મને અહીંજ મળી ગયાં છે ને મારી મહેનત બચી છે. પછી તેણે બહુ મોટી કીમત આપીને એ દાડમ ખરીદ કીધાં, જેમને એક પછી એક તેણે હવામાં ઉંચાં ઉછાળ્યાં એટલે તેઓ બેમાલૂમ થઇ ગયાં, આ તમાશો જોઇને નારીલ્હા અને તેનો ખુબસુ બેટો બદુર બહુ વિસ્મય પામ્યાં. પછી પેલા અરમાની જાદુગરે પોતાના ખીસામાંથી એક રૂપાંની નળી ખેંચી કાઢી અને તે મોઢે લગાડીને ધીમે સ્વરે કંઇ બોલ્યો, અને પછી એક રૂપાંનું ભુંગળું કાઢી પોતાને કાને વળગાડયું, એવી મતલબથી કે જે કાંઇ જવાબ મળે તે સાંભળવો.

આવા ઢોંગસોંગ થોડો વાર કરીને પછી તેણે નારીલ્હાને કહ્યું કે "તારાં ફળ મેં જ્યાં મોકલી આપ્યાં હતાં ત્યાં એટલાં તો પસંદ

પડયાં છે કે મને હુકમ થયો છે કે તારી દુકાને જેટલાં ફળ હોય એટલાં વેચાતાં લેવાં." પછી તેણે પોતાની થેલી કહાડીને તે બાઇના હાથમાં આપી અને કહ્યું કે "તારાં સઘળાં ફળનું જે દામ થાય તે આ મારી થેલીમાંથી ગણી લે." સોનાના સિક્કાની આ થેલી જોઇને નારીલ્હાનો લોભ ઉસ્કેરાયો. તેણી તો આખી થેલીજ ખાલી કરી લેવાને તૈયાર થઇ; તોપણ તેણીએ તેમાંથી ફક્ત ૩૦ સીકવિન લઇને સંતોષ મેળવ્યો, કેમકે તેનાં ફળની કીમત માત્ર પાંચથી છ સીકવિન જેટલીજ હતી. આવડી મોટી રકમ લઇ લીધી તેથી પેલો વેષધારી અરમાની જાદુગર દિલગીર થયો નહિ. તેણે સઘળાં ફળ પોતાને કબ્જે કરીને એકને એક દિશાએ તો બીજાંને બીજી બાજુએ, એ રીતે સઘળાંને ચોગરદમ ફેંકાને ગેબ કીધાં. તે સઘળાંને ગોયા પાંખ આવી હોય તેમ તેઓ બોલબોલતાંમાં ઉડી ચાલ્યાં!

આટલા ચમત્કાર પછી તે જાદુગરે નારીલ્હાને ખબર આપી કે "હું આકાશી સેતારાઓનો મોટો ખાસગી કારભારી છું; તેઓની ખોરાકી લેવા માટે હું આકાશ ઉપરથી નીચે જમીન ઉપર ઉતરેલો છું, અને દમસ્ક શેહરમાં ઘણાં સારાં ફળ મળે છે એવી ખબર પડ-વાથી મેં ત્યાં જવાનો ઠરાવ રાખ્યો હતો, પણ એટલામાં તારી દુકાને મારૂં આવી ચઢવું થયું અને તારાં ફળ જોઇ હું રાજી થયો છું, ને હું તને ફરેસ્તાઓ માટેનાં ફળ પુરાં પાડનાર ઠરાવું છું."

આ પછી તે જાદુગર હવે બીજી મતલબ ઉપર ઉતર્યો. તે પેલી બાઇના બેટા બદુરની તારીફ ગાતાં બોલ્યો કે—"આ કેવો ચેહરેનમુન જવાન છે અને તોપણ હજુ પરણ્યો નથી, એ કેવી અફસોસ-ની વાત છે!"

"બાવા, એની આદરણી થઇ ચુકેલી છે. એક માતબર હજામની છોડી સાથ એની શાદી હવે જલદીથી થશે." નારીલ્હાએ ભૂલ બાંધી.

"ઓહો! હું સમજ્યો. તારો વહેવાઇ હજામ કે? હજામ—હા, માતબર હજામ; પણ બુન્યાદે તો હજામજ કેની?" જાદુગર

મશ્કરીમાં બોલ્યો. "અરે બાઇ, તારો બેટો તો હીરા જેવો છે. એને હજામની દીકરી કરતાં અમારી આકાશી હુરીઓમાંની સૌથી ખુબસુરત અને સૌથી નવજવાન હુરી સાથ પરણાવવો જોઇયે. વારૂં શુક સેતારા સાથ શાદી કરી અપાવું તો ? તમને એ સગાઇ પસંદ આવશે, બાઇ ?"

"અરે બાવાજી, એવાં કોનાં નસીબ ? ને તે કયાંથી લાવિયે ? ત્યારે તો અમે જીવતાંજ બહેસ્તમાં જઇયે !" હરખાઇ હરખાઇને નારીલ્હા બાનુ બોલ્યાં.

## શુક સેતારાનો ખાવિંદ.

પેલા અરમાની જાદુગરે જ્યારે જોયું કે ચોકઠું ઠીક બેઠું છે ત્યારે તેણે દુકાનનું બારણું બંધ કરાવ્યું અને એક બાલડી ભરીને પાણી મંગાવ્યું. પછી બુઅબ બદુરને સલાહ આપી કે હમતું મોઢું કરીને આ પાણીમાં જોવું. બદુરે તેમ કીધા પછી તે પાણીને જાદુગરે દુકાનની સીલિંગ ઉપર ઉરાડયું, પણ નવાઇ એ જણાઈ કે પાણીનું એક ટીપુંબી જમીન ઉપર પાછું પડયું નહિ. પછી તેણે અચરત થતી નારીલ્હાને ખબર આપી કે તારા બેટાની તસ્વીર મેં નાહીદ સેતારા ઉપર જોવા મોકલી છે, જેનો જવાબ થોડાવારમાં આવી લાગશે. આ પછી તેણે પોતાનું રૂપાંનું ભુંગળું કાને ધર્યું, પણ તે આગમજ રૂપાંની નળી મોંમાં પકડીને તે કાંઇ બડબડયો. તુરત તે બોલી ઉઠયો કે —"બાઇ, તારો દીકરો શુક સેતારાને પસંદ આવ્યો છે, તોપણ મારે એને થોડીક બાબત શિખવવી જોઇશે. પહેલાં તો એનો ખુશનુમા ચેહરો દહાડી મુછથી ઢંકાઇ ગયો છે માટે બાલ બોડી નાખવા જોઇયે, અને સહવારમાં એણે પોતાની માશુકને માટે ફુલનો એક મોટો ગજરો તૈયાર કરી રાખવો."

આટલી સલાહ આપીને પેલો જાદુગર (કેજે કોઇજ નહિ પણ નાના દાલહકનો મામો કસનાક હતો તે) નારીલ્હાની દુકાન છોડી ગયો. આ પછી ખલીફના મેહલનો કારભારી અને બીજાઓ તાજો

મેવો ખરીદ કરવા તેણીની દુકાને આવ્યા, પણ તે સઘળો વેચાઇ ગયલો જોઇને તેઓ નિરાશ થઇ ચાલી ગયા. પણ તેથી નારીલ્હાને જરાબી દિલગીરી ઉપજી નહિ, કેમકે તેણી તો હવે આકાશને ફળ મેવો પુરો પાડનારી નેમાઇ ચુકી હતી તો આવા આદમજાદની ખરીદીની તેને શી દરકાર!

પેલી તરફથી આ બાઇની દુકાન ઉપરનાં સઘળાં ફળ ખલીફના મેહલની નજદીકીમાં દુકાન માંડનાર નાના દાલહકની દુકાન ઉપર કોઇ કરામતથી જઇ ગોઠવાયા હતાં, માટે ખલીફના કારભારીએ તેમજ બીજાં આહકોએ ત્યાં જઇ પોતપોતાને જોઇતાં ફળ ખરીદ કીધાં. તેઓએ તેને કબૂલત આપી કે હવેથી અમો તારી દુકાનેથીજ જોઇતો માલ ખરીદ કરીશું.

બીજી સહવારે પેલો અરમાની જાદુગર નારીલ્હાની દુકાને પાછો ગયો, અને ૪૦ સીકવિન આપીને સઘળો માલ ખરીદ કરી લીધો. પછી સઘળાં ફળ આગળા દિવસની માફક એક પછી એક ગેબ થઇ ચાલ્યાં, અને જઇને નાના દાલહકની દુકાન ઉપર ગોઠવાઇ ગયાં! પછી જાદુગરે બદુર બુખખ તરફ નેગાહ કીધી તો તેણે તેના હુકમ મુજબ દાઢીના સઘળા બાલ બોડાવી નાખેલા જણાયા. વળી તેણે ફુલનો મસ મોટો ગજરો પણ તૈયાર કીધો હતો. જાદુગરે તે ગજરો લઇને હવામાં ઉછાળ્યો અને તે ગેબ થઇ ગયો. પછી તેણે બદુર કને બાલડી ભરી પાણી મંગાવ્યું અને તેને ફરમાવ્યું કે હસતો મુખડો કરીને પાણીમાં જોવું, કેમકે બાલ નહિ હોવાથી હવે તારો ચેહરો ઘણોજ ખુલ્લો અને સુંદર બન્યો છે. બદુરે જેવું પાણીમાં જોવા માંડયું કે બે અણદીઠ હાથો વડે તેનું ડોકું પાણીમાં દબાયું અને તે ગુંગળાઇ ગયો. આ બનાવ જોઇ માતા ચીસ પાડી ઉઠી અને બેટો ગભરાઇ ગયો. પણ આપણો અરમાની જાદુગર તો આ જોઇને ખડખડ હસવા લાગ્યો.

"આહા, કેવો સરસ તમાશો!" તે બોલ્યો. "બાઇ, એ તો તારા બેટાને બોસ્સો લેવા માટે એની માશુક સુંદર નાહીદે તદબીર રચી હતી. જો, જો, એના ચેહરા ઉપર કેવાં મોતી બાઝયાં છે! એના લબ ઉપર કેવો અંબરનો સુવાસ પમરે છે!"

આ હાસ્યજનક દેખાવ પછી કસનાક ત્યાંથી ચાલી ગયો, અને નારીલ્હાને કહી ગયો કે બીજી સહવારે આજની પેઠે ફળ ફુલ તૈયાર રાખવાં. પછી તે પેલા ઇલમબાજને જઇ મળ્યો, અને સઘળી બનેલી વાતોથી તેને વાકેફ કીધો. તેણે સલાહ આપી કે હવે તારે શેહરની બાહેર એક સુંદર બગીચો તારા ભાણેજને માટે ખરીદ કરવો.

"પણ પૈસા કયાંથી લાવું?" મામાજીએ તકાજો કીધો. "જે નાણું તેં મને આપેલું હતું તે તો ખલાસ થઇ ગયું, અને તેજ તને પાછું અદા કરવું મુસ્કેલ છે તો બાગ કયાંથી ખરીદ કરૂં?"

"તારે કશું દેવું અદા કરવાનું નથી, કેમકે મેં તને જે નાણું આપ્યું હતું તે તો નારીલ્હાનું પોતાનુંજ હતું, જેમાંની અર્ધી રકમ તેણીએ પોતાના ખાવિંદની ચોરેલી હતી. મારા ઇલ્મને જોરે હું જેમ ફળ ફુલને તેમજ સોનાના સિક્કાને પણ ઉડતા કરી શકું છું. આ બીજી થેલી લે. તારા ભાણેજને હવે તારે પરણાવવો જોઇયે, અને હજામની બેટીજ તેની બાયડી થશે."

ઇલ્મબાજના આ વચનો હતા, અને તે મુજબનોજ અમલ થયો. એ દરમિયાન નારીલ્હા અને હજામ વચ્ચે તકરાર ઉઠી. બાઇએ કાજ તોડી નાખવાથી હજામ ખિજાયો, અને પછી બંને જણે એકબીજાને ગાળે ગાળે ધોઈ નાખ્યાં. શેવટે એકેકનું લોહી પીવાના કસમ ખાઇને બંને છુટાં પડયાં. હજામ પોતાને ઘેર પાછો ફરતો હતો એટલે માર્ગમાં તેને કસનાક પોતાના ભાણેજને માટે બગીચો ખરીદ કરીને પાછો ફરતો સામો મળ્યો. વાતપરથી વાત ચાલતાં નાના દાલહકની વાત નિકળી, અને તેનો ધંધો સારો ધીકે છે એવી ખબર મળવાથી હજામે પોતાની બેટી તેની સાથે પરણાવવાની ખુશી બતાવી, અને વળી ઉમેર્યું કે બંને જવાનો એક બીજાને ચાહેછે એવી મને ખબર છે."

બીજે દિને પેલો અરમાની જાદુગર નારીલ્હા બાઇની દુકાને પાછો દેખાયો, તેનો સઘળો માલ ખરીદ કરી લીધો, અને તેના અવેજમાં છુટે હાથે નાણું આપ્યું. પછી બદુરની ખબર અંતર પુછવામાં આવી,

ત્યારે એ બુબખ જવાન એક ડાહ્યા આશકની માફક વેહેમી થઇ બોલ્યો કે—"મારી ખાતુન તો એટલી નાની છે કે તેને હું મારી હથેલીમાં લઇ ફરૂં!"

"એમાં તારી ભૂલ છે, બેટા," જાદુગરે સમજણ પાડી. "એ તો બહુ દૂર હોવાથી તને નાની દેખાયછે; પણ ખરેખરી તો તે તારા જેવીજ મોટી છે."

"પણ ત્યારે તો તેને ચાંદના જેવો સઘળો ચેહેરોજ હશે; કાંઇ હાથ પગ હોય નહિ." ડાહ્યા બદુરે બીજો સવાલ મુકયો.

"ના રે ના; એમ કાંઇ હોય?" જાદુગરે ખુલાસો કીધો. "તેના હાથ પગ, પેટ, માથું બધું છે. તેની ટોપીને માથે એક એવો ઝળકતો આગિયો છે કે જેથી તેનાં સરની આસપાસ રોશનીનું ચક્ર ફરી વળ્યું છે."

"અરે હા, હા; એમજ હશે. હવે હું સમજયો—સમજયો. જો તેની ટોપી કહાડી લઉ તો તેણી બીજી ઓરતોના જેવીજ બની જાય; અને તે ટોપી જો હું પહેરૂં તો હું એક સેતારા જેવો ચમકું. એમજ કેની?"

"એમજ, એમજ!" ઉપલા બેવકુફીભરેલા પ્રશ્નનો ઉત્તર મળ્યો. "હવે જુઓ, બાનુ. તમારા બેટાએ પોતાની આકાશી ઓરતને બરાબર જોઇ લીધેલી સાબેત થાયછે. એની હુશિયારી હું ધારતો હતો તે કરતાં ઘણી વધારે છે; કેમકે જે ચીજ સમજવાને મોટા મોટા નજુમીઓને વરસોનાં વરસો લાગે છે ત્યારે તમારો બેટો તો તે ચીજ એક ઘડીમાં સમજી ગયોછે."

નારીલ્હા જોકે પકી અને ખંધી હતી, તોપણ અભણ તો પોતાના બુબખ બેટાના જેવીજ હતી. જેમ તેના બેટાને સંદેહ હતો તેમ આ બાઇને પણ કેટલીક બાબતનો શક હતો. પહેલાં તો આકાશમાં કઇ કિસમનાં લોક વસતાં હશે તે તેણીએ જાણવાનું હતું. તેણીએ પુછયું કે—"બાવા સાહેબ, તેઓ સારો પોશાક પહેરતાં હશે ખરાં કે?"

"પોશાકનું શું પુછોછો, બાનુ ! તેઓનાં કપડાં તો વાદળાંનાં બનાવેલાં હોયછે, અને તે ઉપર ખુશબોઇ છાંટેલી હોયછે. જાણે ગુલાબ, મોઘરો, મોસંબી વગેરે ફુલોના હાર પહેરેલા હોય તેવાં તે લોક ખુશબો આપે છે," ઇલ્મબાજે કેહ્યું.

"આહા, ફુલો મને કેવાં ભાવે છે ! હું કયારે આવો આકાશી લેબાસ પહેરતો થઇશ?" શુક્ર સેતારાના ભવિષના ધણીજીએ ખાહેશ બતાવી.

"આજે રાતેજ !" પેલા જાદુગરે કહી દીધું. "તારા બાપની વાડી જે શેહેરની બાહેર છે ત્યાં જા, અને તારી માશુક ત્યાંથી પસાર થતી નદીમાં સ્નાન કરવા મધરાત આગમજ આવશે. તું કપડાં ઉતારી તેની નજદીક જજે; પણ સંભાળથી જજે, કેમકે જો પાણી હીલશે તો તે માશુક છુપાઇ જશે ને તારા હાથમાં આવશે નહિ. હવે મારે તને બીજું કાંઇબી શિખવવાનું રહ્યું નથી. તું બસ તુરત તેની સાથે પરણી જજે. ત્યાં કાજી કે શાહેદીની કાંઇ જરૂર પડશે નહિ, કેમકે આકાશી લોકોને એવું કાંઇ જોઇતું નથી."

"પીડા ઓછી; એટલા મારા પૈસા બચશે"; બદુર બહાદુરીથી બોલ્યો. "પણ વારૂં હજારો સેતારાઓમાંથી હું કેમ પારખીશ કે આજ મારી માશુક?"

"તારો બાગબાન ટાઇગ્રિસ નદીમાં તરતી તારી માશુક તને દેખાડશે, કાંએક તેને શોધવા માટે તને છેક આકાશ સુધી જવું પડવાનું નથી." આમ કહીને કસનાક ઉર્ફે અરમાની જાદુગર ચાલી ગયો.

અહીંથી નિકળેલો તે પોતાના બનેવી હાલહક કુંભારની વાડીએ તેને મળવા ગયો, અને તેની નવી સ્ત્રી નારીલ્હાએ તેને કઇ કઇ રીતે ઠગીને નાણું કહડાવ્યાં હતાં તે વિગતવાર કહી સંભળાવ્યું, અને એ રીતે તેનું મન ભંભેરીને પછી તેણે સલાહ આપી કે "તારે આ સ્ત્રીને તલાક આપવી જોઇયે, કેમકે એ ઓરતે તને અને તારાં

બચ્ચાંને આ રીતે દુખી કીધાં છે." પછી વળી કસનાકે પોતાના બંનેવીને ખુશ ખબર આપી કે "પેલો હજામ તારા બેટાને પોતાનો જમાઇ કરવાને રાજી છે." આ ખબરની સચ્ચાઇ જાણવા માટે કુંભાર પોતાના સાળા જોડે હજામને ઘેર ગયો, જ્યાં બંને છોકરાંઓની શાદી કરી આપવામાં આવી.

## અભણ સ્ત્રીની સજા.

આ ખુશહાલીભરેલી ક્રિયામાં રાત વહી ગયલી હોવાથી બુઢો દાલહક મોડી રાત્રે પોતાને ઘર પાછો ફર્યો, જે ઉપરથી નારીલ્હાએ તેને સારી પેઠે ઝીખી નાખ્યો; પણ બંનેવીએ તેના કાન આ બાઇ સામે એવાતો સાબેત ભંભેર્યા હતા કે આ સઘળા સખુનોની કશી અસર તેના ઉપર થઇજ નહિ.

બીજી સહવારે અરમાની જાદુગર ફરેસ્તાઓ માટે ફળ ફુલ ખરીદ કરવા થકી રાબેતા મુજબ આવનાર હતો તે વખ્તે પોતાનો ખાવિંદ દુકાન ઉપર હાજર રહે તે નારીલ્હાને ગમ્યું નહિ, માટે તેણીએ તેને ઘરમાંથી બાહેર કહાડવાની બહુ તજવીજ કીધી. પણ દાલહક ગયો નહિ, એટલુંજ નહિ પણ જ્યારે જાદુગરે દુકાનનું બારણું ઠોક્યું અને નારીલ્હા ગાભરી પડીને તે ઉઘાડવા દોડી ત્યારે તેને તેમ કરતી અટકાવીને દાલહકે પોતેજ તે ઉઘાડયું. આ વેળા જેઓ દાખલ થયા તેઓમાંનો એક દાલહકનો બંનેવી કાસનાક પોતે હતો, પણ તેની જોડે તો એક કાજી અને તેના નોકરો પણ હતા.

"પોતાની ઓરતને તલાક આપવા માંગેછે તે દાલહક નામનો કુંભાર ક્યાં છે?" કાજીએ પુછયું. "એમ કરવાનો સબબ શો છે?"

"કાજી સાહેબ," દાલહક આગળ આવીને બોલ્યો, "મારાં કુટુંબની બરદાસ્ત લેવા થકી તથા મારા ધંધામાં મને મદદ આપવા થકી મેં આ ઓરત જોડે નેકા પાડયા હતા. પણ તેમ કરવાને બદલે તો એણે મારા દીકરા સાથે કજીઓ કરી તેને ઘરમાંથી નાગો

કહાડી મુકયો. પછી મેં ફળ વેચવાની દુકાન કહાડી ત્યારે તેની જે ઉપજ આવી તે એ પચાવી બેઠી, એટલુંજ નહિ પણ આકાશમાંથી કોઇ માણુસ આવ્યો છે તેને થકી એણે મારાં સઘળાં ગ્રાહકોને નસાડી મેલ્યાં."

"હા, હા, ફાટી મુઆ, તે આકાશપરથીજ આવેલો છે, ને પાછો ત્યાં જશે, અને પછી તારી વલે કરશે. તું જોયા તો કર મારા રડયા, તારો જનાજો નિકળે ને તને કીડા પડે! તે આદમી એવો ભલો છે કે તું કેવો બુરો છે, ને હું કેવી ભલી છું, ને પોતે કેવો નેક આદમી છે તે સારી દુનિયાને જાહેર કરીને તારી દહાડીનાં પીસ્તે પીસ્તાં ઉરાડશે. સમજ્યો, મુઆ ઢોર?" આમ કહીને છેડાયલી નારીલ્લહાએ તેની દહાડી ખેંચીને થોડાક બાલ તોડી કહાડયા.

"જોયું, મારા નામવર કાજી સાહેબ?" દાલહક રડમસ બોલ્યો.

"હા, હા, મને લાગે છે કે એનું માથું ખસી ગયું છે." કાજીએ થઇ કહ્યું.

"અરે, હું તો આકાશી લોકોની સ્વાદિષ્ટ ખોરાકી પુરી પાડનારી બાનુ છું. આહા, કયારે પેલો આકાશી માણુસ આવશે? કયારે મારો બેટો બદુર કેજે નાહીદ સેતારા સાથ શાદી કરવા ટાઇગ્રીસ નદીમાં ગયો છે તે આવી પુગશે?" ગુસ્સાથી તપી જઇને નારીલ્લહા બોલી.

"કાજી સાહેબ, તમે કહોછો તેમ એનું જુ ઠેકાણે નથી હો."

"હા, ભાઇ, હા. તું એવી ઓરતને તલાક આપે તેમાં શી નવાઇ?" હવે કાજીએ ટાપસી પુરી, અને પછી દાલહક આ રીતે બોલ્યો—

"નારીલ્લહા, સેતારાઓની ખોરાકી પુરી પાડનારા આકાશી આદમીની માનિતી, અને નાહીદ સેતારાની સાસુ! જા—આજથી તને હું તલાક આપું છું. એકવાર—બેવાર—ત્રણવાર."

આ રીતે દાલહક બોલ્યો, અને પછી થઇ ચુક્યું. તલાકનામું લખાયું. નારીલ્હાએ પોતાની મેહર માંગી. તે બોલી કે "મને ૨૦૦ સીક્વિન જોઇયે; નહિતો મને વાડી આપો."

"પણ સૌથી પહેલાં તો તું મારૂં નાણું ખાઇ ગઇ છે તેનો હિસાબ આપ," દાલહક પુકારી બોલ્યો. "છેલ્લા ત્રણ દહાડા ફૂળ વેચ્યાં તેની રકમ ક્યાં છે?"

"આ રહ્યા તારા પૈસા!" આમ કહીને પેલી છેડાયલી સ્ત્રીએ તેનાં દિલ ઉપર છ સીક્વિન અને થોડોક ખુર્દો ફેંક્યો.

"એટલાને શું કરે? તને જે કાંઇ મળ્યું તેનો આતો ૨૦ મો ભાગબી નથી. એમ કાંઇ ચાલે નહિ. તને બધા મળીને ૧૪૦ સીક્વિન મળેલા છે. એ રકમ મેં આપેલી છે. મારી કનેથી એક અરમાની વેપારી તે લઇ ગયો હતો. આ રહ્યો તેનો ઝબ્બો અને આ રહી તેની ટોપી." આમ બોલીને કસનાકે તે ચીજો કહાડી બતાવી. આ જોઇ નારીલ્હા તો મુંગી મંત્ર બની ગઇ. તે તો ડોળા ફાડીને કસનાકને જોતીજ ઉભી.

પણ તેઓનો ગભરાટ પોતાના દીકરા બદુરને જોઇને બહુ વધી ગયો. તે બાપડાનું નાક છુંદાઇ ગયું હતું. તેનું ગળું સુઝી આવ્યું હતું. તેનું ઘાંટું પડયું હતું તે શું કહેતો તે સાંભળી કે સમજી શકાતું ન હતું. તે બાચારો આકાશના સેતારાઓને ગાળે ગાળે ધોઇ નાખતો હતો!

"અરે જવાન, શું બન્યું? તને કોણે માર્યો? બોલ, હું તેને સજા આપીશ." કાજીએ તેને દિલાસો દઇ કહ્યું.

"અરે મુરબ્બી! આ લુચ્ચા સેતારાઓને તમો જેરબંદનો માર મરાવો. મને એક સેતારો ઓરત દાખલ મળનાર હતો. પાણીની પખાળમાં મેં મારી તસ્વીર તેને જોવા મોકળી હતી, ને મારી વાડીનાં ઉમદા ફુલોનો એક ગજરો ભેટ મોકળ્યો હતો. મને મળવા થકી તેણે ટાઇગ્રિસ નદીમાં બોલાવ્યો. બહુજ થંડી છતાં રાત્રે હું ત્યાં ગયો. તેની પુઠે તરીને જતાં વીશ વખત હું તો થોકડ ખાઇ પડયો.

૧ા ગાઉ તરીને જ્યારે મેં ધાર્યું કે હું તેને પકડીને કિનારે લાવ્યો, ત્યારે કોઇએ લાકડી વડે મને ખુબ માર્યા. મેં પાછું ફરીને જોયું—પણ તે શયતાનનો સાથી મને દેખાયો નહિ."

આ વાત સાંભળીને બાપડી નારીલ્હા ચંડીગાર પડી ગઇ. તેની મગરૂરી ઉતરી ગઇ. તેણે જોઇ લીધું કે જબરી તે બની ગઇ હતી. તેની આબરૂ ધૂળ મળી હતી. તેની આ સ્થિતિ જોઇને કાજીએ ફરમાવ્યું કે તેના ધણીએ તેને મેહર દાખલ ૭૦ સીકવિન ગણી આપવા. વધારે મળે એમ નહિ જણાયાથી તેણી પોતાના દીકરાને લઇને પોતાનું કપાળ કુટતી અને સેતારાઓને તથા બીજા સર્વને ગાળોનો સરોપા આપતી તે ઘરમાંથી નિકળી ચાલી. કાજી અને તેના માણસો બી હવે ચાલી ગયા, અને દુકાનમાં એકલા દાલહક અને કસનાક રહ્યા. કુંભારે પોતાના આ સાળાનો બહુ બહુ ઉપકાર માન્યો, કેમકે તેણેજ તેને ઉપલી કલાંઠ ઓરતના સિતમથી છોડવ્યો હતો. આ પછી કુંભાર પોતાના બેટા અને વહુ સાથ વસ્યો અને સુખથી પોતાને માર્ગે લાગી ગયો.

આ વાર્તા શિખવે છે કે લોભનો થોભ હોય નહિ ત્યાં જે કાંઇ હોય તે સર્વ જાય. વળી જ્યાં વહેમ હોય ત્યાં ઠગાઇ ફાવી જાય. અગરજો નારીલ્હા અને તેનો બેટો ભણેલાં હોત તો તેઓ જાદુગરો યા આકાશી ઢોંગીઓના હાથ ઉપર કદી થાપ ખાત નહિ. એલમની કીમત આ વાર્તા સમજાવેછે.



# પાદશાહ બોહેતજાદ અને તેના દશ વજીરો :

અથવા

## એક ખોવાઈ ગયલા શાહજાદાનું દાસ્તાન.



("અરેબ્યન ટેલ્સ" નાં દફતર ૧ લાંને સફે ૪૬૧ થી ચાલુ.)

વાર્તા ૪ થી.

### બેસબર શાહજાદા બેહજાદનું બયાન.

બેહજાદ એક એવો શાહજાદો હતો કે જે શરીરની દરેક ખુબસુરતી ધરાવતો હતો. તેના ખુશ ચેહેરાની તારીફ શાયરો ગાતા હતા, અને તેની તમામ પ્રજાઓમાં એક કહેવત મિસાલ તે વખાણ પામી હતી. દરેક મંડળને તે ખુશખુશહાલ બનાવતો હતો, અને તેના સિવાય બીજી કોઇ ચીજ ઉપર કોઇનું પણ લક્ષ દોડતું ન હતું. એક દહાડે તેની ખુબસુરતી બાબે મજલિસમાં વાતો ચાલતી હતી તે વેળા શાહજાદો બેમાલુમ રીતે દાખલ થયો. તેના ખુશ ચેહેરાની પુષ્કળ તારીફ થયા પછી મજલિસમાં એક જણ જે અત્યાર સુધી મુગો બેઠેલો હતો તે બોલ્યો કે—

"શાહજાદો બેહજાદ બેશક દુનિયામાં સર્વથી ખુબસુરત મર્દ છે ખરો, પણ હું એક એવી ઓરતને પિછાનુંછું કે જે ખુબસુરતીમાં જેમ શાહજાદો મર્દોમાં તેમ ઓરતોમાં સર્વથી સરસ છે. તેના જેવી ખુબસુરતી જેહાનમાં કોઈ ધરાવતું નથી."

આ સખુનો સાંભળતાંજ શાહજાદાની પોતાની ખુબસુરતી બાબેની મગરૂરી કરતાં જીજ્ઞાસા વધારે ઉસ્કેરાઇ. એ પછી તેણે ઉપલું ભાષણ કરનાર ધણીને ખાનગીમાં બોલાવીને આ રીતે પુછ્યું—

"જે ઓરતની ખુબસુરતીની તારીફ તેં હમણાજ કહી સંભળાવી તેનું નામ કોઇ ધણી તારી કનેથી જાણવા માંગે તો તું કહેશ?"

"અય નામદાર શાહજાદા!" પેલા ધણીએ જવાબ દીધો, "તે બાનુ શામ દેશના પાદશાહના એક વખણાયલા ખંડિયા રાજાની બેટી થાયછે; અને તેણી જેમ પોતાની બહારની દિલચસ્પ ખુબસુરતીથી જોનારની આંખને આંજી નાખે છે તેમ તેણીનાં દિલની ચોખ્ખાઇ અને તેનાં મનની પવિત્રાઇ એટલીબધી છે કે તેથી તેણી એક સંપૂર્ણ ખુબસુરત મેહબુબ બની છે."

આ ટુક શબ્દોથી બેહઝાદનાં મન ઉપર ભારી અસર થઇ. જે બાનુની આ થોડીક તારીફ તેણે સાંભળી હતી તેણી સિવાય બીજી સર્વ ચીજ તે ભૂલી ગયો. તેણીને જીતવાનો તેણે કસ્દ કીધો. તે તેણી ઉપર વગર જોવે ફિદા થયો, અને એટલાબધા જબરા પ્યારથી તેણીને ચાહવા લાગ્યો કે તેથી તેનું શરીર ગળાઇ જવા લાગ્યું. તે મોજમજાહ તર્ક કરી બેઠો, તે આખો વખ્ત વિચારમાં ગિરફ્તાર થઇ પડયો. આથી તેની તનદુરસ્તીનો બિગાડ થવા માંડયો. તેનાં શરીરનો આવો ફેરફાર જોઇને તેનો પિતા અચરત થયો, અને ગભરાઇને જયારે તેણે આ સઘળાંનું કારણ પુછયું ત્યારે શાહજાદાએ ખરી બિનાથી તેને વાકેફ કીધો.

જયારે શાહજાદા બેહઝાદે આ મુજબ ખરી બિનાથી પાદશાહ ખુસરોને વાકેફ કીધો ત્યારે તેને એ વાત આટલો વખ્ત સુધી છુપી રાખવા માટે ઠપકો ખાવો પડયો. "તારાં દિલની વાત તેં આટલો વખ્ત સુધી મારેથી શાં માટે છુપાવી? શું તને ખબર નથી કે જે રાજાની બેટી ઉપર તું ફિદા છે તેના ઉપર મારી પુર સત્તા ચાલે છે? અથવા શું તું એમ ડર રાખે છે કે તેની બેટીની આપણ માંગણી કરીશું તો તે આપણી સાથ સગાઇથી જોડાવાની કદીબી ના પાડી શકશે?"

આ પછી પાદશાહે પેલી મેહબુબના બાપને બોલાવી મંગાવ્યો અને તેની બેટીની પોતાના શાહજાદા સાથ કદખુદાઇ કરવાની માંગણી કીધી. રાજા કબૂલ થયો, અને પલ્લાંની રકમ દાખલ ૩,૦૦,૦૦૦ સોનાના સિક્કા આપવાનું એકદમ કબૂલ કરવામાં આવ્યું. પણ એ

સઘળું છતાં શાહજાદીના બાપે એટલી અર્જ માગી લીધી કે શાદીનો દિવસ આજથી નવ મહિના સુધી મુલતવી રાખવો. પાદશાહે તેની આ અર્જ કબૂલ રાખી.

"નવ મહિના ?" શાહજાદો બેહજાદ અધીરો પડીને પોકારી ઉઠયો. "તેણીને દીઠા વગર એટલી લાંબી મુદત સુધી હું થોભું ? મારેથી એ જુલ્મ કેમ ખમાય ?"

આ રીતે નાસબર બનીને શાહજાદાએ પોતાની મેહબુબની મુલાકાતે એકદમ જવાનો કસ્દ કીધો. પાદશાહી તબેલામાંથી એક તેજ ચાલનો અસ્પ તેણે પસંદ કીધો, અને તે ઉપર સ્વાર થઇને એકદમ રાહે લાગ્યો. તે પોતાની જોડે એક કમાન, એક ભાલો અને એક તલવાર લેતો ગયો. તેની સાથે બીજું કોઇ ન હતું.

હવે એતેફાક એવો બન્યો કે પાદશાહી પાયતખ્ત છોડીને તે વધારે આગળ ગયો નહિ એટલામાં લૂટારાઓનાં એક ટોળાંએ તેના ઉપર હુમલો કરીને તેને ઘેરી લીધો. શાહજાદાના હિમતવાન દેખાવ અને બહાદુરીભરેલી ઢબછબ જોઇને લૂટારાઓ ડર ખાઇ ગયા. તેઓએ તેને લૂટયોતો ખરો, પણ પોતાની રીત મુજબ તેઓએ તેનું ખૂન કીધું નહિ, પણ તેને સૂચવ્યું કે અગરજો તે તેઓની જોડે લૂટારૂ જિંદગી કબૂલ રાખે તો તેનો જાન બચાવવામાં આવે.

આ માંગણી સાંભળીને અધીરા બેહજાદે પોતે કયાં જાયછે અને શામાટે જાયછે તે સઘળું પેલા ચોરોને કહી દેવાનો વિચાર કીધો. પોતે કોણ છે, પોતાની મકસદ શી છે, અને નવ મહિનાની લાંબી મુદત સુધી પોતે થોભી શકતો નથી તેથી પોતાની મેહબુબની શોધમાં નિકળ્યોછે, એમ સર્વ બિના તેણે પેલા બદમાશોને કહી દીધી.

"અમે તારી આ લાંબી ઢીલ ટુકી કરી આપીશું," ચોરોએ તેની સર્વ હકીકત સાંભળીને કહ્યું; "તારી મેહબુબ જે કિલ્લામાં રહેછે તેની અમને ખબર છે. વળી તે કિલ્લાના બચાવમાં કેટલું લશ્કર છે તેબી અમે જાણિયે છિયે. બસ તું અમારી સરદારી લઇને આગળ ચાલ.

આપણુ જઇને તે કિલ્લા ઉપર હલ્લો કરીશું, અને આપણી સામે થવાની તાકત કોણ ધરાવેછે તે હું તને દેખાડીશ. હવે તારી જે સેવા આ રીતે અમે બજાવીશું તેનો અમને બદલો જોઇશે, અને તે એટલોજ કે જે પહલું તારી મેહબુબ તરફથી તને આપવામાં આવનાર છે તેમાં અમારો ભાગ પાડવો. અમને તૈયાર થવા માટે થોડાક દિવસની ઢીલ થશે. તું વિશ્વાસ રાખજે કે અમે ભવિષમાં તારૂં રક્ષણ કરીશું."

બેસબર બેહજાદ આ સઘળાં ઉપરથી એમજ સમજયો કે હવે મારૂં સુખ દૂર નથી; તે મને હવે જલદીથી હાંસલ થઇ જવાનું. જેબી તાલ્લતલ્લાવતથી તેનું કામ સરતું હોય તે ગમે એવી નીચ હોવા છતાં તેનાં મનથી તે તેને આબરૂભરેલી અને વાજબી માલુમ પડી. પોતાનું કામ પાર પાડવા માટેની આ કિસમની રીત પસંદ કરવામાં તેણે જરાબી અકલ વાપરી નહિ. હવે તેણે કશો વિચાર નહિ કરતાં ચોરોના સરદાર દાખલ પોતાની રાહ આગળ ધરી.

એમ કરતાં વાટપાડાઓનાં આ ટોળાંને વેપારીઓનો એક કાફલો મળ્યો. તે બહુ મોટો હતો, અને તેનાં રક્ષણ માટે કશી રીતસરની ગોઠવણ નહિ હતી. એવું જોઇને પેલા ચોરોએ પોતાની ખાસિયત મુજબ તેના ઉપર હલ્લો કીધો. પણ કાફલાવાળાઓએ લૂટારાઓને જબરો માર મારીને પાછા હટાવી દીધા. ચોરોનાં કેટલાંક માણસોના જાન ગયા અને ઘણાએક ચોરો કેદ પકડાયા, જેઓમાંનો એક શાહજાદો બેહજાદ પોતે હતો. જે દેશ તરફ કાફલો કુચ કરી જતો હતો તેનાં પાયતખ્ત ખાતે સઘળા બંધવાઓને લઈ જવામાં આવ્યા. કાફલાના વડાએ પોતાની ઉપર વિતેલી સર્વ હકીકત બયાન કરીને બેહજાદને પાદશાહ આગળ નજર કીધો.

"અય જેહાંપનાહ, આ જવાન તે લૂટારાઓમાં અમને ઘણો બહાદુર જણાયો હતો. તમો નામવરને અમારી અર્જ છે કે તમારી મર્જીમાં આવે તેમ એનો નિકાલ આણવો."

શાહજાદાનો ચેહરો જોઇને પાદશાહની નજર ખાસ કરીને તેના ઉપર ખેંચાઇ.

"અય જવાન, તું કોણ છે ?" પાદશાહે પુછયું. "લૂટારાઓનો ધંધો કરવા થકી ખોદાએ તને જન્મ આપેલો હોય એમ લાગતું નથી. ત્યારે તું આ કાફલાવાળાઓના હાથ ઉપર કેમ સપડાયો ?"

રખે પોતાનાં આબરૂદાર નામને ઝાંખ લાગે, એવી ફિકર કરીને બેહજાદ આ પાદશાહ આગળ ખુલ્લો પડતાં શરમાયો. તે જુઠું બોલ્યો કે "અય જેહાંપનાહ, મારા ચેહરા ઉપરથી ઠગાશો નહિ. જેવો આજે છું તેવોજ હું પહેલાંથીજ એક ચોરબચ્ચો છું."

"તારા એ જવાબથી તને તારાં મોતની ટેપ મરાઇ ચુકી છે," પાદશાહ બોલ્યો. "તોપણ હું એકદમ ઉતાવળે એને સજા ફરમાવીશ નહિ," પાદશાહે પોતાનાં મનથી વિચાર કીધો. "એની જવાની અને બહારની ખુબસુરતી તરફ નજર રાખવી જોઇયે. એથી એ ઘણી પોતાના સોહબતીઓ કરતાં કોઇ જુદોજ હોય એમ જાહેર થાય છે. જો એ જવાન ખરેખરોજ ચોરબચ્ચો હશે તો એને સજા કરવી જોઇશેજ; પણ જો કિસ્મતે એને આ હાલતે લાવી મૂકયો હશે અને તેટલામાટે એ મોતને તાબે થઇ પોતાનાં કોઇ છુપાં દુખોથી છુટવા માંગતો હશે તો એનાં મોતને નહિ અટકાવવાથી મારે માથે એનો જીવ લેવાનો ગુનાહ ચોંટશે."

આ રીતે દુરઅંદેશી વાપરીને પેલા દાના પાદશાહે બેહજાદને એક કેદખાનામાં એકલો બંધ કરવા ફરમાવ્યું, એવી ઉમેદમાં કે તે કોણ છે અને કેવો મોટો મરતબો ધરાવે છે તે આપોઆપ કોઇ દહાડે જાહેર થશેજ.

પેલી તરફથી શામ દેશના પાદશાહ ખુસરોને જ્યારે માલુમ પડયું કે તેનો બેટો ગુપચુપ પાયતખ્ત છોડી નિકળી ગયો છે ત્યારે તેણે તેની શોધમાં સવારો દોડાવ્યા અને પોતાના તમામ મુલકમાં ફોકટની ખોળ ચલાવી. વળી તેણે એશિયા ખંડના તમામ પાદશાહો ઉપર નામાંઓ લખ્યાં, જેમાંનું એક જે પાદશાહનાં મુલકમાં બેહજાદ કેદ હતો તેની ઉપર પણ આવ્યું. તે નામામાં શાહજાદાનું જે બયાન આપેલું હતું

તે વાંચીને પાદશાહની ખાતરી થઇ કે જે જવાનને તેણે કેદ કરેલો છે તે શામ દેશના બળવાન પાદશાહનોજ વહાલો બેટો છે. હવે પોતે એ શાહજાદાને ચોરોનો સરદાર માની લઇને એકદમ મારી નહિ નાખ્યો તે માટે આ પાદશાહ મનથી બહુજ હર્ખાવા લાગ્યો.

તેણે એકદમ પેલા જવાન ખુબસુરત શાહજાદાને કેદખાનેથી બોલાવી મંગાવ્યો અને તેનું નામ પુછ્યું.

"મારૂં નામ બેહજાદ છે," તે જવાને ઉત્તર દીધો.

"ત્યારે તું પાદશાહ ખુસરોનો શાહજાદો છે. વારૂં તેં તારૂં નામ કામ મારેથી કાં છુપાવ્યું? અગરજો તારા વાંક માટે તને સજા ફરમાવવામાં મેં ઢીલ કરી ન હોત તો તારો જીવ અત્યાર આગમજનો ગયો હોત, અને તારા જેવા એક શાહજાદાને એક નીચ ખૂની ગણીને સજાએ પુગાડવા માટે મને આજે ભારી ખેદ થાત."

બેહજાદ, પોતાની સર્વ વાત પાદશાહ આગળ માંડીને કહી સંભળાવ્યા પછી બોલ્યો કે, "અય જેહાંપનાહ! જે લૂટારાઓના ગુનાહમાં મેં મારી મરજી વિરૂધ ભાગ લીધો હતો, તે તકસીરમાં મેં પોતાને સપડાઇ ગયલો જાણીને મને તારી આગળ એટલીબધી શરમ પેદા થઇ કે એક શાહજાદા દાખલ ઉઘાડો પડવાને બદલે મેં મોત પસંદ કીધું, કાંએકે મારાં ખાનદાનનાં કીર્તિભરેલાં નામને હીણું લગાડવાનું મને ગમ્યું નહિ.

"અય બેટા, તારી આ વર્તણુક મને ડહાપણુથી ઉલટી જણાય છે," પાદશાહે તેને લાયક મરતબો આપીને કહ્યું. "તું એક મેહબુબ ઉપર ફિદા થયો, અને તે બાનુ સાથ થોડીક મુદતમાં શાદી કરવાની તને ખાતરી મળી; તેમ છતાં તેં અધીરો પડીને જે ઉછાછળું કામ કીધું તેનું કેવું પરિણામ નિપજ્યું તે જો! તારા બાપના એક પ્રખ્યાત ખંડિયા રાજાનો કાયદેસર જમાઇ બને ત્યાંસુધી ધીરજ ધરવાને બદલે તેં તારા બળવાન બાપની દરબાર તેની પરવાનગી લીધા વિના ગુપચુપ છોડી, અને બિયાબાનોમાં ભટકતા લૂટારાઓના હાથ

ઉપર માર્યો જવા સુધીની તેં હુલડાઇ કીધી, તથા વળી તે બદમાશો સાથે શામેલ રહીને જે નાજનીન રાજીખુશીથી શાદીમાં તને આપવામાં આવનાર હતી તેણીને જબરદસ્તીથી ખેંચી જવાનો તેં પ્રપંચ રચ્યો, તેથી હવે તું જો કે આજે તેં તારે માથે કેટલાબધા ગુનાહોની બલા ખેંચી લીધી છે! હવે તારો આ જુસ્સો દાબ, અને તારાં બેસબર દિલને થંડું પાડ. જે શાહજાદીનો દસ્ત મેળવવાને તું આટલોબધો આતુર છે તેની જોડે તને મેળવી આપવાના ઘટતા ઈલાજો લેવાનું હું માથે લઉં છું. પણ એ માટેની દરેક ચીજ જેમ તારી તેમજ તેણીની પદવી અને મોભાને લાયક થાય એવી રીતની હોવી જોઇયે, માટે એ બાબતમાં આપણે કશી ઉતાવળ કરવી જોઇયે નહિ."

આ રીતનું ભાષણ કર્યા બાદ પાદશાહે બેહજાદને ભપકાદાર પોશાક પહેરાવવા ફરમાવ્યું, મેહલમાં તેને માટે ખાસ ઓરડા મુકરર કીધા, અને તેને પોતાની જોડે પાદશાહી સુફરા ઉપર જમવાનું ઇજન કીધું. વળી તેણે પાદશાહ ખુસરો ઉપર એક નામું લખીને તેના બેટાની હેયાતીના સંબંધમાં ધીરજ આપી, અને જણાવ્યું કે "નવ માસની મુદત પુરી થવા આવેલી હોવાથી શાહજાદા બેહજાદને તેના સસરાની દરબારમાં મોકલી આપવા માટેની ભપકાદાર તૈયારીઓ હું કરું છું."

બેસબર બેહજાદ આ સઘળી તૈયારીઓ બહુ બેચેની સાથ જોતો હતો. તે માટે થતી દોડધામમાં તેને પુરતી ઉતાવળ નહિ જણાયાથી તે અસુખી રહેતો હતો. અંતે તેને વિદાય કરવાનો વખ્ત નજદીક આવી પહોંચ્યો, અને પાદશાહે તેને ઉપડી જવાની પરવાનગી આપી. તેની જનાબમાં એક નાનો લશ્કરી રસાલો આપ્યો, પણ આ લશ્કર જ્યારેબી પોતાની મંજલથી થાક ખાવા થોભતું ત્યારે એ મુદત શાહજાદા બેહજાદને એક જમાના જેટલી લાંબી લાગતી.

એમ કરતાં જ્યારે શાહજાદો પોતાની મેહબુબનાં રાજ્યની સરહદ ઉપર જઇ પુગ્યો ત્યારે એ બાબેની તેના સસરાને ખબર આપવા માટે કાસદો દોડાવવામાં આવ્યા. આ ખુશ ખબર સાંભળતાંજ તે રાજા પોતાની બેટીને બુર્ખો પહેરાવી પોતાની સાથે લઈને જમાઇને સામો

લેવા માટે પોતાના કિલ્લાના દરવાજા સુધી એરતેકખાણ આવ્યો. એ રીતે તેને પોતાના મેહલમાં લઇ જઇને તેની ભવિષની મોહરદારની જોડમાંના ભપકાદાર ઓરડાઓ તેના વપરાસ માટે મુકરર કીધા. શાદીને લગતી સઘળી ગોઠવણો પરણુતાં જોડાંના પિતાઓએ આગમજથી કરી રાખી હતી. નવ મહિનાની મુદ્દત પુરી થવાને હવે માત્ર ત્રણુજ દિવસ બાકી હતા, અને આ બહુજ ઉલટથી કરવામાં આવનારી શાદીને લાયકની સર્વ તૈયારીઓ સંપૂર્ણ થઇ ચુકી હતી.

હવે એહજાદ અને તેની મોહબતનાજ મેહબુબના ઓરડાઓની વચે માત્ર એક પતલી દેવારનોજ અંતર હતો. ત્રણુ દહાડામાં તો તે તેણીનો માહતાબી મુખડો પોતાની નજરે જોનાર હતો, તોપણુ આ પતલી દેવાર તેને મનથી આરારાટ પર્વત જેવી સંગીન અને મજબૂત હતી, અને ત્રણુ દિવસો હંમેશગી જેવા લાંબા તેને લાગતા હતા. તેણી પોતાનાં દીવાનખાનામાં શું કરતી હતી તે બાબે તે હર ઘડી ખબર પુછાવતો હતો, જે ઉપરથી તેને માલુમ પડતું કે તેણી પોતાની સખીઓની સાથે ખુલ્લે મહોડે પોતાના ચેહરાનો શણુગાર કરતી હતી. આહા! એજ વખ્તે તે તેણીની પાસે જઇ તેને પોતાની હાજરીથી છક કરે અને પોતાનો જીવ ધરાઇ જાય ત્યાંસુધી તેને પોતાની અધીરી આંખો વડે જોયા કરે તો કેમ? આમ વિચાર કરી તેણે તરત પોતાના ઓરડાના સર્વ આવજાના માર્ગો અને બારી બારણુંઓની તપાસ લીધી, એવી ઉમેદમાં કે તેઓમાં કોઇ માર્ગ એવો છુપ્યો છે કે જેમાંથી તે પોતાની અધીરી ઇચ્છા તૃપ્ત કરી શકે? પોતાનાં કર્મના ભોગે તેણે એક સળિયાબારી એવી શોધી કહાડી કે જેમાંથી તે પેલી માહતાબમુખી મેહબુબને બરાબર જોઇ શકે.

આ બારી વાટે તેણે તે નાજનીનના ઓરડામાં જોવા માંડયું, પણુ એતેફાક એવો બન્યો કે એજ બારી આગળ એક ગુલામને ચોકી કરવા માટે રાખેલો હતો. તે શાહજાદાને પિછાનતો ન હતો, માટે જ્યારે તેણે જોયું કે કોઇ એક બેહયા માણુસ બારી વાટે શાહજાદીના ઓરડામાં નજર કરે છે, ત્યારે તેણે પોતાની શમશેરની અણી વડે તેને

એ કામથી અટકાવ્યો. પણ તે અણી વડે તો પેલા બદબખ્ત બેસબર માણસની બંને આંખો ફુટી ગઇ, જે ઉપરથી જીગર ફાટી જાય એવી ચીસ પાડીને તે બેએખ્તિયાર તુટી પડયો. આથી તેની આસપાસ તેની નોકરી માંહેલા ખિદમતગારો વગેરેનું ટોળું ભેગું થયું.

પેલા જખમી શાહજાદાની આજુબાજુ ઉભા રહીને તેઓ એક બીજાને આ હોનારતનું કારણ પુછવા લાગ્યા. આવો ખુબસુરત જવાન પોતાની ચક્ષ્મો કેવી રીતે ખોઈ બેઠો તે બાબે પરપુછ કરતાં અંતે જણાયું કે જે બારી વાટે કોઇનેબી જોવાની મનાઇ હતી તે બારીએથી શાહજાદીના ઓરડામાં તેણીને જોવાનો ગુનાહ કરવાનાં ફળ દાખલ શાહજાદો બેહજાદ પોતાની આંખોનાં રત્ન ખોઇ બેઠો હતો.

શાહજાદાને પુછતાં તે કમનસીબ જવાન બોલ્યો કે "આ પરિણામ મારી બેસબરીથી નિપજ્યું છે. મને મોતમાંથી બચાવી લઇ દાનાઇભરેલી શિખામણ દેનાર પાદશાહની ડાહી વાતો હું જલદીથી ભૂલી ગયો અને એટલોબધો અધીરો પડી ગયો કે જે બાનુ ત્રણ દિવસની ટુંક મુદતમાં મારાં સુખનું તાજ બનનાર હતી તેણીને આગમજથી જોવાની અધીરાઇનો હું ભોગ થઇ પડયો, અને આ ટુંક મુદતની ઢીલ ખમી શકયો નહિ. તેણીને જોવાની મોજ આગમજથી ભોગવવાની મને ઇચ્છા થઇ અને એ મારી બેસબરીની સજા દાખલ હું મારી આંખોની રોશની ખોઇ બેઠોછું."

* * * * *

અલાઉદદીન પોતાની વાર્તા પુરી કરીને બોલ્યો કે "આ રીતે પેલો બેસબર બેહજાદ સુખી થવાની અણી ઉપર હતો તેજ વેળાએ પોતાની તે ઉમેદ સદાને માટે ખોઇ બેઠો અને એ કસુરને થકી પોતાની આંખની રોશની ખોવાની બહુજ ઘાતકી સજા તેને મળી. પોતાની આગળી બેવકુફીથી જે ભયમાં તે આવી પડયો હતો તે તેણે આ વખ્તે યાદ કરવું જોઇતું હતું. કેવી દૂરઅંદેશીથી, કેવી ડહાપણભરેલી સલાહથી પેલા પાદશાહે તેની જોડે વર્તીને તેનો જાન બચાવ્યો

હતો અને તેનો નસીબો જાળવ્યો હતો, અને જેને થકી તે તેનો મોટો આભારી થઇ ચૂકેલો હતો, તે પાદશાહની નેક શિખામણ પ્રમાણેજ બેહજાદે ચાલવું જોઇતું હતું. પણ, સાહેબ, વિચાર વિના અમલ કર્યાથી કાંઇ અનુભવ મળતો નથી; જેઓ ડાહ્યા હોય છે તેઓજ બીજાઓના દાખલાથી પોતે ફાયદો હાંસલ કરી શકે છે."

જવાન અલાઉદ્દદીનના આ સખુનો સાંભળીને પાદશાહ બેહેતજાદ વિચારમાં ગર્ક થયો, અને પોતાની દરબાર બરખાસ્ત કરીને તે જવાન આરોપીને પાછો કેદખાને મોકલાવ્યો.

આમ થવાથી પોતાના સપાટામાં આવેલો ધણી પાછો બચી જશે એવો ભય રાખીને પેલા દશ વજીરો બીજે દિને પાછા ભેગા મળ્યા, અને મસલેહત ચલાવીને પાંચમા વજીરને પાદશાહની આગળ મોકલ્યો, જેણે મેહલ તરફ જતાં માર્ગમાં એવો મજબૂત ઠરાવ રાખ્યો કે "આટલાબધા દિવસોની જે ઢીલ તકસીરવારને ફાંસી દેવામાં થઇ છે તે સર્વેનું આજે શેવટ લાવું, અને તે કમબખ્તનું લોહી રેડવા સિવાય પાછો નહિ આવું."

જેવારે તે પાદશાહની હજુરમાં જઇ પુગ્યો તેવારે કુર્નેસ બજાવી બોલ્યો કે "અય જેહાંપનાહ, આજ લાંબી મુદત થઇ હું તને તારા મુલ્કની તમામ બિનાથી વાકેફ કરતો આવ્યોછું, કેમકે તું નામદારને હરેક બાબતની ખબર આપી જાણીતો કરવાનો અધિકાર મને મળેલો છે. તે અધિકારની રૂએ આજે હું તું ગરીબપરવરને એવી જાણ કરવા આવ્યોછું કે પેલા ચોર બચ્ચાનું ખૂન રેડવામાં તું સાહેબ તરફથી જે ઢીલ થાય છે તે ઉપરથી જેહાંપનાહનો જાન જોખમમાં આવી પડયો છે. પાદશાહી રસમ અને ઇનસાફ તો એવો છે કે તકસીરવારને તરત બેજાન કરવો જોઇયે. તું સાહેબ શું જાણતો નથી કે તારી રૈયતોમાંથી જે શખ્સ બીજા ધણીની ઓરત ઉપર બદ નજર કરી દિયાનત બિગાડેછે તો તે શખ્સનું ખૂન શેતાબીથી રેડવામાં આવેછે, અને તેને તરત તેને લાયકની સજાએ પુગાડવામાં આવેછે. હું મોટાં દર્દ અને દિલગીરીથી અફસોસભરેલો થઇને જાણવા ચાહુંછું કે આ ચોર

બચ્ચાએ પાદશાહજાદી જેવી માહબાનુ ઉપર પોતાની નજર બિગાડવાની હિમત કીધીછે તો તેને થનારી સજામાં એટલીબધી ઢીલ શા માટે થવી જોઇએ? તું નામવર તરફથી તેને જે માન અને મરતબો મળ્યો હતો તે ઉપર તે ઘણો લાડ અને નાજ કરતો હતો, અને જાતે ચોરબચ્ચો હોવાથી આલમનાં લોકો ઉપર જબરદસ્તી વાપરવા અને જુલ્મ કરવાનો ઇરાદો રાખતો હતો. તારી પ્રજાના તમામ લોકો આ દર્દ અને જુલ્માત ભરેલી બિના સાંભળ્યાથી દેહશત અને ગભરાટમાં આવી પડેલા છે તે લોકો જેહાંપનાહથી એવી ખાહેશ રાખે છે કે તે ગુલામને તારી તરફથી રાસ્ત ઇનસાફ મળે. આપણામાં એક એવી મતલબની દાનાઇભરેલી મસલ મશહુર છે કે 'આલમનાં લોકો તરફથી જે આવાજ નિકળે તેને ખોદાનો આવાજ સમજવો;' હવે એ મિસલ મુજબ આલમનાં લોકો આ ચોરબચ્ચાની વિરૂધમાં છે તેઓ તારી કને તેનો વાજબી ઇનસફ જબરદસ્તીથી અને બળાત્કારીથી કરાવવા માંગે છે."

પાદશાહ બોહેતજાદે જ્યારે આ મિસાલના સખુનો પોતાના વજીરના સાંભળ્યા ત્યારે તેનાં દિલમાં નવેસરથી ગુસ્સો બરપા થયો અને પશેમાન થઇ પોતાનાં દિલથી કહેવા લાગ્યો કે "આજ દિને એ ચારબચ્ચાનો રાસ્ત ઇન્સાફ કરીને શેતાન તેની સજાએ પહોંચાડું અને તમામ આલમનાં ઠપકામાંથી મોકળો થાઉં" તેણે સુળીનો આચરો પાછો ઉભો કરાવ્યો અને અલાઉદદીનને પોતાની હજુરમાં બોલાવી મંગાવ્યો. જ્યારે તે જવાનને બેડી સાથે પાદશાહના સામણે ખડો કીધો ત્યારે તે તેને આ મુજબ કહેવા લાગ્યો—"અય ગુનેહગાર! તારે વિશે મેં બાહેરથી ઘણી પ્રકારની વાતો સાંભળી છે. તું જે સખુનો મારી આગળ બોલે છે અને હેકાયતો કહી સંભળાવે છે તે તમામ હિકમત ભરેલી છે પણ કેવળ જુઠી છે. તારી તકસીર ખરી અને માનવાજોગ છે, અને તેના બદલામાં આજે તારૂં સર ધડથી જુદું થશે."

અલાઉદદીને જબાન ખોલીને જવાબ આપ્યો કે "અય બંદેનવાજ! મેં કશી તકસીર કીધી નથી. હું બેગુનાહ છું અને તેથી ખોદાતાલા મારી યારીએ પહોંચીને મારા જાનનું રક્ષણ કરે છે. જે

ગુનેહગાર હોય તેનેજ ડર અને દેહશત પેદા થાય છે; પણ હું તો વગર દેહશતથી થંડો મિજાજ અને નરમ દિલ ધરાવું છું. ખરા તકસીરવારને વગર સજા ફરમાવવે ખલ્લાસી બક્ષવી તે ઇનસાફથી ઉલટું અને અણઘટતું કામ ગણાય; પણ બેગુનાહ માણુસો ઉપર અદેખા લોકો હસદથી તેઓને માથે તકસીર સાબેત કરાવવા માટે ખુશામદ અને ચાપલુસી કરે છે. તેઓ તે બીચારા બેગુનાહનું બદ ચાહે છે અને તેનું કાતલું કહડાવવા માંગે છે. તેવોજ હાલ મારોબી છે. પણ તે બાએ હું તું પાદશાહને આગમજથી ભવિષ કહી જાઉં છું કે તેવા બદકાર શખ્સો મોડે વહેલે પેલા પાદશાહ દાબદીન અને તેના વજીરની મિસાલે સજાએ પહોંચ્યા વિના રહેનાર નથી."

આ સખુનો સાંભળીને બોહેતજાદ કહેવા લાગ્યો કે "એ તું નવી દાસ્તાન શી લાવ્યો છે તેથી મને વાકેફ કર, અને એ બિના સાથ તારી તકસીરને શું લાગેવળગે તે રોશન કર."

આ ઉપરથી અલાઉદદીને રાવિયા નામે એક પરહેજગાર ઓરતનું રસીલું બયાન નીચે મુજબ કહી સંભળાવ્યું.

---

વાર્તા ૫ મી.

## હેકાયત રાવિયા નામે એક પરહેજગાર વજીરજાદીની.



અય નામદાર! દાબદીન નામે એક મોટી હકુમતવાળો પાદશાહ હતો, જેના બે વજીરોમાંના એકનું નામ જોરાકાન અને બીજાનું નામ કારાદાન હતું. જોરાકાન વજીરની એક અતિ ખુબસુરત બેટી હતી, જેનું નામ રાવિયા હતું. તેણી નેક અંદેશાવાળી અને ખુબીભરેલી હતી અને તેનું દિલ દીનઆઇન અને પોતાના મજહબ ઉપર ચુસ્ત હતું.

તે ધર્મ ઉપર ઘણો એતેકાદ રાખતી હતી, કાંએકે એ મજહબથી તે ઘણીજ ખબરદાર હતી, અને તમામ ભણતર પઢી જાણતી હતી, અને એબાદત કરવાની જે મિસાલે રસમ હતી તેજ મુવાફેક તેણી તેમ કરીને એફીનથી ચાલતી હતી.

હવે આ મુજબ તે વજીરજાદીની પુષ્કળ તારીફ સાંભળ્યાથી પાદશાહ દાબદીન તેણી ઉપર ફિદા થયો. એક દિને તે વજીર જોર-કાનને કહેવા લાગ્યો કે "અય મારા પ્યારા વજીર, હું તારી લાયકી-વાળી બેટી ઉપર મારાં દિલોજાનથી મોહિત થયલો છું, વાસ્તે મારી ખાહેશ એવી છે કે તું તેણીના નેકા મારી સાથે કરે."

વજીરે જવાબ દીધો કે "અય ગરીબાંનવાજ, એ બેટી ઉપર મારો કશો એખ્તિયાર નથી, વાસ્તે તારી ખાહેશ બાબે હું તેને અવલ પુછીને પછી તને જવાબ દઇશ."

પાદશાહે વજીરની આ વાત કબૂલ રાખી અને ફરમાવ્યું કે તેણી જે જવાબ આપે તેથી શેતાબ પોતાને વાકેફ કરવો.

જેવારે પોતાને ઘેર જઇને વજીર જોરાકાને પાદશાહ સાથ થયલી તમામ વાતોથી પોતાની બેટીને વાકેફ કીધી તેવારે રાવિયા બોલી કે "અય પેદર, મારી ખાહેશ શાદી કરવા ઉપર નથી; હું કોઇબી મર્દને મારા સાથી દાખલ પસંદ કરતી નથી. તોપણ મારી એક શર્ત છે અને તે શર્ત મુજબ જો બને તો હું શાદી કરવાને રાજી થાઉં. મારી શર્ત એ છે કે મારી જોડે શાદી કરનાર મર્દ એક-થી વધુ ઓરત સાથ પરણે નહિ અને પોતાની એકજ ઓરત ઉપર રાજી થઇને રહે, તથા બીજી ઓરતનું નામ નહિ દે. એ મુજબ જો પાદશાહ મનેજ પોતાની ઓરત ગણવાને કબૂલ થાય તો હું તેની સાથે નેકાના ગાંઠથી બંધાવાને રાજી છું. અગરજે વગર શર્તથી એ મને પોતાની રાણી કરવા માંગતો હોય તો હમણા તેના મેહલમાં જે બીજી રાણીઓની હાલત છે તેવીજ મારી પણ થાય અને આસ્તે આસ્તે એધણી મને પોતાની બાંદી મિસાલ ગણે. એટલામાટે હું ધાઇ

છું કે જ્યાંસુધી એક મર્દની એકજ બાયડી દાખલ હું પોતાને જોઉં નહિ ત્યાંસુધી હું શાદીની વાતથી હાથ ઉઠાવવા માંગું છું અને દુનિયાદારીનો ખયાલ મારાં મનમાં લાવવા માંગતી નથી, કેમકે આયંદેહ મને દુખમાં આવવું નહિ પડે."

પોતાની બેટીને મુખથી સાંભળેલી તમામ હકીકત જોરાકાન વજીરે પાદશાહ આગળ બયાન કીધી, અને તે સાંભળીને દાબદીન ઘણોજ ખુશહાલ થયો અને દિલથી વિચાર કરવા લાગ્યો કે "ઓરતોબી આવી દુરઅંદેશ હોય છે ખરી. આ બાનુએ કેવી દાનાઈથી પોતાનું તન મર્દને હવાલે કરવા માંગ્યું છે!"

પણ એમ છતાં પાદશાહથી પોતાનો ગુસ્સો દાબી શકાયો નહિ, માટે તેણે વજીર પાસે ફરીથી કહેણુ મોકલાવ્યું કે "એ બાનુ, તારી મોહબતમાં હું ઘણોજ ગાલેબ આવેલો છું અને તારી પરહેજગારીની દેહશત મને ઘણીજ પેદા થાય છે. તુંથી હું પોતાને પાછો રાખવાની ઘણીબી તદબીર કરૂં છું, પણ તેમ હરગેજ બની શકતું નથી. વાસ્તે તું શેતાબીથી મારી સાથે કદખોદાઈ કરીને આપણું જોડું બાંધી આપ."

જેવારે વજીર જોરકાને આ મુજબ પોતાની બેટી આગળ પાદશાહની કહેલી વાતો આવીને કહી તેવારે વજીરજાદી રાવિયા ગમભરેલાં દિલની થઈ અને અફસોસ સાથ કહેવા લાગી કે "અય મારા પિતા, તું જે સખુનો બોલે છે તે કબૂલ રાખવા કરતાં તો હું મારૂં મોત વધારે પસંદ કરૂં છું. પાદશાહની લોંડી થઈને રહેવા કરતાં તો હું જંગલમાંનાં હેવાનોની હમનશીની બેહતર સમજું છું. હું દાબદીન જેવા સેતમભરેલા મર્દનો જુલ્મ નહિ ખમું, અને તેને બદલે હેવાનોની સોહબતમાં જઈ જંગલમાં વાસો કરૂં. મારો ખુદા ત્યાં મારી પાસ્બાની કરશે."

એક તરફથી વજીર જોરાકાને પાદશાહ તરફથી શાદીની શેતાબીનો હુકમ સાંભળ્યો હતો, અને બીજી તરફથી તેણે પોતાની બેટીને મુખથી ઉપર મુજબના સખ્ત અને તાનાજનીભરેલા સખુનો સાંભળ્યા તેવારે

તે બહુ અંદેશામાં ગિરફતાર થયો. તે વિચાર કરવા લાગ્યો કે "હવે આ વાતનો શો ચારો કરૂં? અને કયો ઉપાય લેઉં? બેટીની મરજી સાચવું કે પાદશાહનો માનીતો થાઉં?" એમ અંદેશો કરતાં અંતે પોતાનાં ફરજંદની મોહબત ગાલેબ આવી. તેણીનાં ગમભરેલાં દિલ ઉપર તેને દયા છુટી, અને તેથી તેણે દિલથી એવો ઠરાવ રાખ્યો કે "મારી બેટીને લઇને આ મુલક છોડી કોઇ બીજા મુલકમાં નાસી જાઉં, અને મારી કને જે બેમુલાં ઝવેરાતો છે તે મારી સાથે લેતો જાઉં."

પોતાના આ ઠરાવની વાતથી વજીરે પોતાની બેટીને જાણીતી કીધી, અને પછી તેઓ બંને બે તેજ ચાલના ખાસ ઘોડાઓ ઉપર સ્વાર થઇને તથા પોતાની જોડે કેટલાક વિશ્વાસુ ગુલામોને લઇને જંગલ તરફ નિકળી ગયાં.

હવે જેવારે તે બાપ અને બેટીના નાસીજવાની ખબર પાદશાહ દાબદીનને થઇ તેવારે શેતાબ પોતાનું લશ્કર ભેગું કરીને તેણે તેમનો દુંબાલો પકડયો, અને પાદશાહના માનિતા સરદારોએ ઘોડા આગળ ઓંકાવીને પેલા વજીર જોરાકાન તથા તેની બેટી રાત્રિયાને પકડી પાડયાં, અને જેવારે પાદશાહ પુઠેથી આવી પુગ્યો તેવારે તેઓ બંનેને તેની નજદીક ઉમાં કીધાં. પાદશાહ તેમને જોઇ ગુસ્સામાં આવ્યો અને પોતાના હાથમાં દાબુર નામની એક બડછી હતી તે પેલા વજીરનાં સર ઉપર એવાં જોરથી ફેંકી કે જેથી તે બિચારો તત્કાળ જમીન-દોસ્ત થયો અને તેનો જાન પોતાના પેદા કરનારને સ્વાધીન થયો. પછી પાદશાહે તેની બેટીને પોતાની ઓરત દાખલ કબજે રાખીને તેણીનો દસ્ત પકડયો, અને તેણીને તાનાજનીથી કહેવા લાગ્યો કે "તું તેજ બેટી છે કે જેણે પોતાના બાપનું લોહી રેડાવ્યું છે અને તારાં દર્દથીજ તે જાનથી ગયો છે."

બાપડી રાત્રિયા દર્દભરેલાં દિલથી બળાપો કરવા લાગી અને દેહશતથી બોલવા લાગી કે "જબરદસ્તીથીજ હું મારા બાપના ખૂનીની

ઓરત બનુંછું." તેણી પોતાનો વખ્ત પાકી પરહેજગારીમાં ગુજારતી હતી અને પોતાનું દિલ સદા ધર્મના ઇમાન ઉપર સાચવી રાખી પોતાને હમેશ સંતોષ આપતી હતી. મજહબ ઉપર ચુસ્ત રહ્યાથી તથા પાકીના માર્ગ ઉપર ચાલ્યાથી તે બાનુ ઉપર ગમ અને આફતનું મોટું વાદળ આવી પડેલું હોયા છતાં તેના બોજો ઓછો થઇ ગયો હતો. તેની નરમાશ અને નેક એતેકાદને લીધે તેનો નાનરસ ખાવિંદ હંમેશ ખુશ રહેતો હતો અને તેની મોહબત તેણી ઉપર દરરોજ વધતી જતી હતી. તે તેણીને પોતાની આખ આગળથી કદી ખિસાડતો ન હતો. બીજા હાથ ઉપર તે રાજી રહે એવી રીતે વજીરજાદી પણ તેની સાથે પ્યારથી વર્તતી હતી, અને આમ અરસપરસની મોહબતને લીધે થોડા વખ્તમાં તે બંને જણાનું દિલ એક થઇ ગયું.

આ વાતને કેટલીક મુદત ગુજર્યે પછી પાદશાહ દાબદીનના મુલ્ક ઉપર તેનો એક દુશ્મન ચહડી આવ્યો. તે આ પાદશાહનો તમામ મુલ્ક છીનવી લેશે એવી સર્વને દેહશત પેઠી હતી, તોપણ દાબદીન પોતાનું લશ્કર ભેગું કરીને તે શત્રુની મુકાબેલ ગયો. આ ફોજની સરદારી તેણે પોતાનાજ હાથમાં રાખી હતી, અને પોતાનાં રાજ્યનો તમામ એખ્તિયાર પોતાના બીજા વજીર કારાદાનને સોંપ્યો હતો, કેજે પાદશાહનો ઘણોજ વિશ્વાસુ અને માનીતો હતો. જતી વેળા તે તેને ફરમાવી ગયો હતો કે "મારી ગેરહાજરી દરમિયાન તારે મારી ઓરત રાવિયાની હંમેશ બરદાસ્ત લેવી, તથા તેણીને ખુશી ખુરમામાં હંમેશ રાખવી. તેણીની ખુશી મુઆફક તારે ચાલવું અને તેને કશી વાતે આજોર્દેહ નહિ કરવી. અગરજો તેણીથી તારા સંબંધી જરાબી કસુરની વાત સાંભળીશ તો તારો જીવ સલામત રાખીશ નહિ. મારી તરફથી તારે મારી તમામ હકુમત ચલાવવી અને મારી સઘળી રૈયતને આસાયશબરેથી રાખવી."

કારાદાન વજીર પાદશાહના આવા ભારી ઇતબારને લીધે ઘણોજ શાદમાન થયો, અને વધારે એમ કે તેણે પોતાની ઓરતને પણ

વજીરના સ્વાધીનમાં આપેલી હતી. હવે આ વજીર તે પવિત્ર ઓરતની ખુબસુરત શિકલ પોતાની આંખો વડે જોવાને બહુ તલપી રહેલો હતો, કાંએકે તે માહતાબમુખી નાજનીન ઉપર પાદશાહ ખરાં દિલથી ફિદા હતો માટે તેણી કોઇ અસાધારણ ખુબસુરતી ધરાવતી હોવી જોઇયે, એમ આ વજીર સમજતો હતો. પાદશાહ જ્યાં સુધી શેહેરમાં હતો ત્યાંસુધી તો તેણે તેના હુકમ મુજબ સર્વ વાતે તેને ખુશી રાખ્યો; પણ એક તરફથી દાબદીન લડાઇમાં ઝોંકાવી ગયો કે બીજી તરફથી કારાદાન ખુબીવંતી રાવિયાની ખબર લેવાને તેણીનાં એવાન તરફ ચાલ્યો. ત્યાં તેણે તેને જોઈ, અને જોતાંની વારમાં તે તેણી ઉપર દીવાનો બની ગયો. તેણીની મોહબતમાં તે એકદમ ગિરફતાર થયો, અને તેથી તે પોતાનો આરામ ચૂકી ગયો અને તનદુરસ્તી ખોઇ બેઠો. તે પોતાનાં દિલથી બોલવા લાગ્યો કે "હું ચોકસ જાણું છું કે આ બાનુ બેહસ્તના બાગની રહેનારી છે અને એનો ચેહરો એટલો બધો પાકી-ભરેલો નજરે આવે છે કે આસ્માન ઉપરના માહતાબ અને સેતારાઓ કરતાં પણ એનો ચેહરો વધારે ચલકાટભરેલો છે. એમ છે ત્યારે મારી ઉપર ચાહે તેવી આફત ગુજરે અથવા મારૂં સર બરબાદ થાય તોપણ હું એ પરીચેહેરને મારા કાબુમાં લેવાથી પાછો ફરૂં નાહ. એ એક ઓરત છે, માટે એને મારી હકુમતભરેલી તદબીરથી પિગલાવી નાખીશ અને મારી મરજી મુજબ ચલાવીશ."

આવો બેવફુફી અને બેઇમાનીભરેલો પાપી વિચાર કરીને તે વજીરે પરહેજગાર રાવિયા ઉપર આ મતલબનો એક પત્ર લખ્યો:— "અય બાનુઓની બાનુ, એકવાર તારા દીદા જોયા પછી તારો મેળાપ કરવાની મારાં દિલમાં ઇછા પેદા થઇ છે, જેથી મોટાં દર્દ અને ગમના દરિયામાં હું આવી પડયો છું. ઓ મારી પ્યારી આસ્ના, હું તારી પનાહમાં નમનતાઇભરેલી અર્જ ગુજારૂં છું કે તું થોડીક પળ આવીને તારા મેળાપથી મારાં આતશી દિલને થંડું પાડ. અગરજો તારૂં દિલ આ અર્જ કબુલ રાખનારૂં નહિ થશે તો કમનસીબ કારાદાનનો બીચારો જાન બરબાદ થશે."

રાવિયા પાદશાહજાદીએ જ્યારે આ રૂકો વાંચ્યો ત્યારે તે ભારી ચિંતાતુર થઇ. પોતે નિર્દોષ હોવા છતાં પોતાની પાક દામાની ઉપર આવો હુમલો થતો જોઇને તેણીને મોટો ગભરાટ પહોંચ્યો. તેણીએ પુખ્ત વિચાર કરીને વજીર ઉપર નીચે મુજબનો જવાબ લખ્યો:—"અય વજીર, પાદશાહે તારી ઉપર સઘળો વિશ્વાસ મૂકીને તને મોટા દરજ્જાએ પહોંચાડયો છે વાસ્તે તારે ભલમનુસાઇથી અને સારાં સલુકથી વર્તવું જોઇયે, અને તેના હુકમ મુજબ તેની તાબેદારી અને ફરમાંબરદારી બજા લાવવી જોઇયે. પણ તેમ કરવાને બદલે તું ઘણી ભાઠી ચાલ ચલાવે છે. જેવો રૂકો તું તારી ઓરત ઉપર લખે તેવો તેં મારી ઉપર લખવાની હિમત કીધી છે. હવેથી તારે એમ કરવું નહિ, પણ ખાતરદારીથી ચાલવું; અગરજો ફરીથી એવી બેમુલાહજાભરેલી અને બુરી ચાલ ચલાવશે તો યાદ રાખજે કે તારૂં સર તું ફોકટમાં બરબાદ કરશે."

પોતાના પત્રનો આ મિસાલનો જવાબ ફરી વળેલો વાંચીને વજીર કારાદાન અંદેશાભરેલો થયો. પાદશાહજાદીએ જે નરમાશભરેલા ઠપકા અને ભવિષની ધમકીથી ભરેલો પત્ર મોકલાવ્યો હતો તેથી તેનાં દિલમાં ધ્રુજારી પેદા થઇ. તે દેહશતભરેલો થઇને અંદેશો કરવા લાગ્યો કે "આ ઓરત તો મોટી ધર્મી અને પરહેજગાર છે, વાસ્તે એ મારો તમામ ભેદ પાદશાહની આગળ કહી આપ્યા વિના રહેનાર નથી. એ રીતે મારો જાન આ ઓરતને લીધે જોખમમાં આવી પડયો છે. પણ તેનો ઇલાજ હું આ રીતે કરૂં કે જે શખ્સની પાસે મેં મારો રૂકો રાવિયા ઉપર મોકલાવ્યો હતો તેજ શખ્સ તે મારાં કાગજનો જવાબ પણ તેણી કનેથી લઇ આવેલો છે, માટે એ ધણીને હું આ શેહેરમાંથી નહસાડી મેલું. એથી થશે એમ કે પાદશાહ-જાદી મને ફસાવવા માટે મારા ઉપર વાંક મુકશે તો તે સાબેત કરનારો કશો પુરાવો તેણીને મળશે નહિ. બીજી તરફથી હું હરેક તદબીરથી મારો જાન બચાવવાનો ચારો કરીશ."

તે બુરો માણુસ આ રીતે એક તરફથી પાદશાહજાદીને માઅત કરવા માટેનું ચોકઠું ઘડતો હતો, ત્યારે બીજી તરફથી તે બાનુએ પોતાની નેકદિલીથી અને સાચી તએહથી વજીરની ખબર પુછાવી. તેણીને પાછો ઉતર મળ્યો કે વજીર તો ભયભરેલી બીમારી ભોગવે છે અને ભાગ્યે પોતાનાં બિછાણાં ઉપરથી ઉઠી શકે એમ છે.

પેલી તરફથી હવે પાદશાહ દાબદીન પોતાના દુશ્મનો ઉપર ફતેહ મેળવીને પાછો પાયતખ્ત ખાતે આવ્યો. એ વેળા વજીર કારાદાન સઘળા અમીર ઉમરાઓ જોડે તેને મુબારકબાદી આપવા સામો ગયો, તથા તમામ કારોબારથી પાદશાહને વાકેફ કીધો. પણ તેમ કરતાં તે ફરેબભરેલા વજીરે એક ચોકસ વાતનો ખુલાસો કીધો નહિ, એવી મતલબથી કે અગરજો પાદશાહ તે બાબે બજીદ થઇને પુછે તોજ તેનો ખુલાસો આપવો. વજીરે પાદશાહને કહ્યું કે "અય જેહાંપનાહ, તું મારી ઉપર તમામ ઇતબાર મુકીને ગયો હતો તેથી એકબી વાતની મેં કસુર કીધી નથી, પણ એકજ બાબતમાં હું તારો ઇતબારી થયો નથી." આ બાબતમાં પાદશાહે ઘણોજ આગ્રહ કરીને પુછવાથી અને શેવટે વજીરને ધમકી આપવાથી તે મકબાજ બોલ્યો કે "અય સાહેબ, અગરજો તારા હુકમ મુજબ હું તારી ઓરત રાવિયાના સખુનને માન આપીને ચાલ્યો હોત તો તે જેવી આજે રૂસવા થઇ છે તેવો ફજીહત હું પણ થાત. એ ઓરત પોતાને પરહેજગાર કરીને કહેવાડે છે, પણ તેનો એ દાવો ખોટો છે. એ ઓરતે તો પોતાની તમામ પાકી પરહેજગારી, એતેકાદ અને એબાદત સર્વે તર્ક કીધું છે, અને પારકા મર્દ સાથ બદફેલી કરવા માંડી છે. તે તિરાહેત ધણીને પોતાનાં બિછાણા ઉપર બોલાવીને પોતાનો હમબિસ્તર કરે છે."

પાદશાહ આ સખુનો સાંભળીને ગુસ્સાથી પુકારી ઉઠયો કે "આ વાતનો તું ગોવાહ છે?"

વજીરે જવાબ દીધો કે "અય નામવર, અવલમાં મેં એ વાત બાહેરથી સાંભળી તે ઉપર હું ભરસો લાવ્યો નહિ. પણ પછી એક

દિને એતેફાક એવો બન્યો કે હું કમબખ્તીનો મારેલો એ ઓરતના ઓરડા તરફ જઇ લાગ્યો તેવારે મેં મારી નજરે તેણીને બદફેલીમાં દીઠી. નામદાર પાદશાહના લડાઇ ઉપર ગયા પછી થોડેક દહાડે એ ઓરતની દાસીથી મને એક છુપી ખબર મળી, તે ઉપરથી હું તે બાંદીને મેહલનાં પાછલાં દીવાનખાનામાં મલ્યો, જ્યાંથી તેણીએ મને સાથે લઇ જઇને તારી ઓરત રાવિયાના ઓરડાની પાસે એક બારીની નજદીક બેમાલુમ ઉભો રાખ્યો. તે બારીની રાહે હું જે કહું છું તે બદફેલી મારી નજરે મેં જોઇ છે. એ ઓરત પોતાના મરનાર બાપના એક ધ્તબારી ગુલામ સાથે આ પાપી કામ કરતી હતી."

વજીરથી આ સઘળી ગિના સાંભળીને પાદશાહને તે તમામ સાચી અને ભરૂસો રાખવાજોગ લાગી. તે ઘણો ગુસ્સામાં આવ્યો અને તેનો મિજાજ હાથથી ગયો. પછી તેણે વજીરને કહ્યું કે "એ કારાદાન, એ ખરાબ વાતને અને બુરી કામને આપણ છુપાં દાટિયે, કે જેથી કોઇ ધણી આ એબથી જાણીતો નહિ થાય અને એ વાત આશકારા નાહ થાય. પેલા ગુલામને તું એક અંધારી કોટડીમાં બંધ કરાવ, અને મારા વડા ગુલામને મારી નજદીક મોકલ."

વજીર કારાદાને પાદશાહના આ હુકમ મુજબ કીધું. તેણે પેલા નિર્દોષ ગુલામને સખ્ત કેદ કીધો અને વડા ગુલામને પાદશાહની નજદીક મોકળ્યો. જેવારે તે ગુલામે દેખાવ દીધો તેવારે દાબદીન તેને કહેવા લાગ્યો કે "અય ગુલામ, મારો હુકમ સાંભળીને તે મુજબ બજાલાવ. તું શેતાબ અહીંથી પાદશાહજાદી રાવિયાનાં એવાનમાં જા અને તેનું સર તનથા જુદું કરીને મારી નજદીક હાજર કર!"

પાદશાહનો આ મુજબનો ખૂનભરેલો તાકીદનો હુકમ સાંભળીને પેલો ગુલામ અચરત થયો અને ખામોસ ઉભો રહ્યો, અને કશો પાછો જવાબ દઈ શકયો નહિ. પણ પછી જ્યારે આ હુકમ તેનાથી બરદાસ્ત કરી શકાયો નહિ ત્યારે તે જબાન ખોલીને બોલ્યો કે "અય ગરીબ પરવર! તારા દેહશતભરેલા હુકમનો કશો સબબ હું તને પુછવાની હિમત કરતો નથી, પણ પાદશાહજાદી રાવિયા તારી હકદાર અને

વફાદાર કદબાનુ થાય, માટે તેને તું એકદમ જાનથી મારી નખાવશે તો તું નામદારનાં નામ અને બુજર્ગી તથા મરતબાને મોટી બદનામી હાંસલ થશે; દુનિયાનાં લોકો તારા ઉપર ખોટો વેહમ લાવશે. એટલામાટે બેહતર એ છે કે એ બાનુને બિયાબાનમાં મોકલાવી દેવી. તું દારયાફ્ત કર કે અગરજો એ ત્યાં જીવતી સલામત રહેશે તો ખોદાતાલા તરફના કોઇ મોજેજા વિના તેમ બનવાનું નથી. અગરજો એ તકસીરવાર હશેજ તો ખોદાતાલા ગુનેહગાર તરફથી કશો મોજેજો કરી દેખાડશે નહિ, એટલે એ બાનુ ત્યાં સલામત રહી શકનાર નથી."

પાદશાહનાં દિલમાં પેલા ગુલામના સખુનોની સચ્ચાઇ બાબે ખાતરી થઇ, અને તેની વાત ઉપર એતેકાદ લાવીને તેજ ગુલામને ફરમાવ્યું કે તેણું એક ઉંટ ઉપર તમામ ખોરાકી લાધવી અને તે ઉપર પાદશાહજાદી રાબિયાને સવાર કરીને તેને જંગલ તરફ હંકારી જવું. હવે આ ગુલામ રાબિયાનોજ મજહબ પાળનો હતો અને રાબિયાની તમામ રીતભાતથી જાણીતો થયલો હતો. તેણી પોતાના મજહબ ઉપર જે એતેકાદ ધરાવતી હતી અને ખોદાતાલાની એબાદતમાં તેણી હમેશાં મશગુલ રહેતી હતી, તે સઘળું આ ગુલામને માલુમ હતું. પણ તેમ છતાં. પાદશાહે તેણી ઉપર આ મિસાલની જફા ગુજારવાનું ફરમાવેલું હોવાથી તે ગુલામ એવું સમજતો હતો કે તેણી કોઇ મોટી તકસીરમાં સપડાઇ હશે, અને તે તકસીર બાબે તેણી અછી રીતે જાણીતી હશે. આ સઘળું છતાં તેણીની પરહેજગારીને થકી તે તેણીને ભારી હોરમત આપતો હતો. તે તેને બિયાબાનમાં લઇ ચાલ્યો, અને કેટલાક દિવસો પસાર થયા પછી તેઓ એક પહાડની નીચે આવી લાગ્યાં, જયાંથી એક પાણીનો ચસ્મો વહેતો હતો.

બીજી ખુશ્ક જગા કરતાં આ જગા શાહજાદીને માટે તે ગુલામને વધારે આસાયશભરેલી જણાઇ, અને તેથી તેણે તેણીને આજ ઠેકાણે મૂકી જવાનો કસદ કીધો, એવી મતલબથી કે હવે અહીંજ તેણી પોતાની બાકીની જિંદગી ગુજારે. તેણે તેણીને ઉંટ ઉપરથી

નીચે ઉતરવા કહ્યું અને પછી ફરમાવ્યું કે પહાડની કઢણમાં એક ભોંયરૂં છે તેમાં જઇ તેણીએ વાસો કરવો. પોતાની કને જે ખોરાકી હતી તેમાંથી થોડીએક ગુલામે તે ભોંયરાંમાં લઇ જઇ મૂકી, અને પછી પાદશાહજાદીની જુદાઇ માટે આંખમાં આંસુ લાવ્યો અને તે નાવારેસ બાનુને છોડી જવા માટે રજા માંગી. અત્યાર સુધી તે ઓરતે સબર એખ્તિયાર કીધેલી હતી, અને પોતાની ઉપર ગુજરતા જુલ્માતના સંબંધમાં એક હરફ પણ કહાડયો ન હતો. પણ જ્યારે પેલા દયાળુ ગુલામે તેણીથી રૂખ્સત માંગી ત્યારે તેને પાછો ફરવાની પરવાનગી આપતી વેળા તેણી બોલી કે—"અય ભાઈ, તું જરા સબર પકડ, અને મને ખુલાસો કરીને કહે કે તું મને આ ડરામણાં જંગલનાં ફાડી ખાનારાં પ્રાણીઓનાં મ્હોડાંમાં શા માટે મૂકી જાય છે? અને તું આવી જગાએ મને કઇ તકસીરને થકી મારી નાખવા લાવ્યો છે?"

પેલા ગુલામે પાદશાહ દાબદીન તરફથી અવલ જે હુકમ સાંભળ્યો હતો, અને પછવાડેથી પોતાના વચ્ચે પડવાથી પાદશાહે શું ફરમાવ્યું હતું, તે સઘળું માંડીને પાદશાહજાદી રાવિયા આગળ કહી સંભળાવ્યું. પણ તેમ છતાં પોતાની ઉપર શો વાંક અને કોણે મૂકયો હતો તે બાબે તેણીને તે ગુલામથી કશો ખુલાસો મળ્યો નહિ ત્યારે તેણીએ પુછ્યું કે "મારી આ મિસાલની બેહોરમતીનો સબબ કાંઈ તને માલુમ છે?"

ગુલામે ઉત્તર વાળ્યો કે "એ બાબતમાં હું કેવળ બેખબર છું."

તે ગુલામે પોતાની ઘણીએક ખાતરદારી કીધી હતી, પોતાને એકદમ કતલ નહિ કરતાં મોતથી તરત વેળા બચાવી હતી, તથા પોતાનો જીવ જોખમમાં નાખીને તે તેણીને આ ડરામણાં જંગલમાં લાવ્યો હતો, તેટલામાટે પાદશાહજાદી રાવિયાએ તેને મોટી હોરમત આપી અને બોલી કે "આ ઠેકાણે મારી કને જે કાંઇ ખજાનો છે તે હું તારે વાસ્તે ખર્ચ કરીશ અને મારી બંદગી અદા કીધા પછી હંમેશાં તારા હકમાં દુઆ માંગીશ. હું કશા શક વિના ખચીત કરીને કહું છું કે મારા ઉપર જુઠું તર્કટ જોડી કહાડવામાં આવેલું છે અને તે

મારેનો ખમ્યાજો અંતે પાદશાહનેજ ખમવો પડશે, પણ મને તો શેવટે મોટી હોરમત હાંસેલ થશે. તુ મારી તરફથી પાદશાહને આ મારા સખુનો કહેજે કે 'જોકે એક શખ્સ મહોડાં ઉપર બુર્ખો ઢાંકીને ફરતો હોય તોપણ તેની આંખો તો ખુલ્લીજ રહેછે. જો તું પોતે દાના અને ખુબીભરેલો છે તો મારા બાપને મરાવનાર ખુનીનાં સર ઉપર ખાક કાં નથી છાંટતો ? ખોદાના ઇનસાફ આગળ પશેમાની ચાલવાની નથી, અને તે જે ઇનસાફ મોડે વહેલે કરશે તે સર્વે પશેમાની ઉપર ફાવી નિકળશે. મને આ બિયબાનમાં કહાડી મૂકીછે, એટલે હું તો અહીં આસાયશથી રહીશ, પણ મારા બાપના ખુનીએ જે હથિયારથી તેનો જીવ લીધોછે તેજ હથિયારનો જખમ તે ખુનીનાં સર ઉપર પડશે. તે ખૂની અને તેની સંગાથે જેઓ શામેલ હતા તેઓને થકી હું રાતને દહાડો અફસોસ કરતી હતી; પણ અંતે તેઓએ મારી ઉપરથી જુલ્માત વર્સાવ્યોછે અને નાતરસ કામ કીધું છે તોપણ મારી આ લાચારી અને બેચારગીના વખ્તમાં પણ હું તેઓ ઉપર રેહમ લાવીશ'— ભાઇ, તને હું બીજુું કાંઇ કહી શકતી નથી, પણ તેં મને એવી જગા ઉપર લાવી મૂકી છે કે જ્યાં હું ખોદાતાલાના ઘણાએક મોજેજાઓ પિછાની શકીશ અને તેનાં ગેબી કામોથી જાણીતી થઇશ. આ જગા ઉપર તેં મને લાવી રાખી છે તેના ઉપકાર માટે હું તારા હકમાં ઘણી દુઆ કરૂં છું."

આટલું બોલીને તે બાનુ ખામુસ રહી, અને પેલો ગુલામ દર્દ ભરેલાં દિલ સાથે ત્યાંથી રૂખ્સત લઇ શેહર તરફ પાછો ફર્યો. તે ગમ ભરેલો થઇને રાહમાં હરદમ તે બાનુનાં બુરાં એકબાલ ઉપર અફસોસ કરતો આગળ વધ્યો.

રાવિયા પેલાં બિયાબાનમાં એકલી રહી, અને ખોદાઉપર એતેકાદ રાખી નેક અંદેશાથી એવી રીતે બંદગી કરવામાં મશગુલ થઇ કે તેમ કોઇ બીજું એવાં બિયાબાનમાં હરગેજ કરતું નહિ હોય. કોઇ વખ્ત તે બીચારી આ ભોયરાંમાં તો કોઇ વખ્ત બીજી જગાએ આરામ કરતી હતી, અને ખોરાકી ખૂટી ગયા પછી ભુખ મટાડવા માટે તેણી

ઝાડોની જડ અને જંગલી મેવો મળતો તે ઉપર ગુજારો કરતી હતી. વળી કોઇ વેળા એ જાતની ખોરાકીબી નહિ મળી આવતી તો તેની કશી પરવા નહિ કરતાં સબર પકડીને રહેતી. અગરજો કોઇ ફાડી ખાનારૂં જાનવર તેણીની નજદીક આવતું અને ખોરાકી માટે બૂમ પાડતુંતો રાવિયા પોતાનાં ભોંયરાંમાં ભરાઇ જતી અને ખોદાતાલાના શુક્ર બજાલાવી તે સાહેબ પાસે રેહમદિલી માંગતી, અને હિમત તથા કુવત ઇછતી, અને બોલતી કે આ વેળા આ સંકટમાં તું મારી દસ્તગીરી કરી મને છોડવજે ।

એક દહાડે એતેફાક એવો બન્યો કે રાવિયા પોતાનાં ભોંયરાં આગળ ઉભી રહી દક્ષિણ દિશા તરફ મહોડું કરીને પોતાના પેદા કરનારની એબાદત કરતી હતી એટલાંમાં તેની નજર દૂરથી એક ઉંઠના સારવાન ઉપર પડી, કેજે ધણીના સ્વાધીનમાંથી કેટલાંક ઉંઠો ખોવાયાં હતાં, અને તેથી તેમને શોધી કહાડવા માટે તે તેમની પુઠે નિકળ્યો હતો. આ સારવાન આવી ડરામણી જગા ઉપર એક ખુબસુરત ઓરતને ઉભેલી જોઇને ઘણો અચરત થયો, અને દિલ સાથે અંદેશો કરવા લાગ્યો કે "એ બાઇ વાખાની મારેલી આવાં જંગલમાં શી રીતે આવી ફસી છે તે બાબે એને પુછી એના હેવાલથી વાકેફ થાઉં." આમ વિચાર કરીને તે તેણીની નજદીક આવ્યો અને તેને કેટલાક સવાલો પુછ્યા, જેના ઉત્તરમાં રાવિયાએ તેને આ મુજબ કહ્યું :—

"અય ઇમાનદાર તોખમના મર્દો તું મારી તરફ નેગાહ કરીને જો કે હું ખુદાની અને તેના પાક પેગામ્બરની એક દાસી છું. મેં તેઓની છુપી મર્જીથી આ બિયાબાનમાં વાસો કીધો છે; અને જ્યાંસુધી મારી હૈયાતી બાકી છે ત્યાંસુધી હું તેઓની બંદગીની ખિદમત બજા લાવીશ."

પેલા સારવાનનું દિલ તે બાનુની ખુબસુરતી જોઇ તેના ઉપર દોડવા લાગ્યું. તે તેણીને કહેવા લાગ્યો કે "તું મારી દસ્તગીર થા,

અને મારી કને જે જુજ ખજાનો છે તેમાંથી આપણુ બ'ને જણા ખુશીથી આપણું ગુજરાન ચલાવી શકીશું. હું એવી તદબીર ધરાવુંછું કે તે વડે હું તને સદા ખુશ અને એશમાં રાખીશ."

"અય સખીદિલ મર્દ!" રાવિયાએ પાછો જવાબ આપ્યો, "હું તો ખોદાવંદતાલાની ખિદમત કરવાને ચાહુંછું—ઇનસાનની ખિદમતની હું તલબગાર નથી. મારી આવી બતંગ હાલત છે તે છતાં હું તારો ખજાનો કબૂલ રાખીને તારી દેવાદાર થવા ઇચ્છતી નથી. આ ભોંયરાંમાં હું આસાયશ અને સબુરીથી મારો વખ્ત ગુજારંછું. મને ભય એટલોજ છે કે આ પાણીનો ચશ્મો થોડા દહાડા પછી સુકાઇ જશે તે વેળા મને પાણી વિના ભારી મુસીબત વેઠવી પડશે. અગરજો જે જગા ઉપર પુષ્કળ મીઠું પાણી મળતું હોય તે જગા ઉપર તું મેહરબાન થઇને મને લઇ જાય તો હું ત્યાં હમેશાં ગોસલ ઉતારીને ખોદાતાલાની એબાદતમાં મશગુલ રહું અને મારી પ્યાસને તે પાણીથી થંડી પાડું."

ઉંઠના સારવાને કહ્યું કે "એવી એક પાણીથી ભરપુર જગા હું જાણુંછું ખરો, પણ તે અહીંથી બહુ દૂર છે, માટે તું જો મારાં ઉંઠ ઉપર સવાર થઇને ત્યાં આવશે તો તને પાણીના સંબંધમાં સખ્તી ભોગવવી પડશે નહિ."

આમ બોલીને તે સારવાને પોતાનાં ઉંઠને નીચે બેસાડયુ અને રાવિયાને તે ઉપર સ્વાર કીધી. પછી ત્યાંથી ઉંઠ ચલાવીને તેઓ થોડા વખ્તમાં એક બીજા પહાડની નજદીક જઇ પુગ્યાં. તે જગા ઉપર એક ગાર હતો, અને ત્યાંથી નિર્મળ પાણીનો ચશ્મો વહેતો હતો. આ જગા આગળી જગા કરતાં વધારે આસાયશભરેલી હતી. અહીં રાવિયા ઉતરી, અને પેલા સારવાન કને જે કાંઇ ખોરાકી બાકી રહેલી હતી તે તેણે તે બાનુને હવાલે કીધી, અને પછી તે તેણીને આ મુજબ અર્જ કરવા લાગ્યો :—

"અય બાનુઓની બાનુ! કસ્રા[1] કેજે ઇરાન સરજમીનનો મોટો પાદશાહ છે તેનાં ઉંઠોનો હું સારવાન છું. તે પાદશાહ ઉંઠોનો ઘણો શોક રાખે છે, અને જો કે પોતાનાં ખાનદાનમાં તે કસુર કરતો હશે પણ પોતાનાં આ જાનવરોને તો ઘણીએક તજુમલથી તનદુરસ્ત રાખે છે. હવે મારા તાલુકામાં આપેલાં ઉંઠોમાંથી ત્રણ ઉંઠો ખોવાયા છે, માટે મારામાં એટલી તાકત નથી કે એ ઉંઠો પાછાં મળી આવે નહિ ત્યાં સુધી હું પાછો પાદશાહની ખિદમતમાં હાજર થઇ શકું. અગરજો તે ઉંઠો મને નહિજ મળશે તો હું મારો જાન બરબાદ કરીશ. એટલા માટે હું તું બાનુઓની બાનુને ખરાં દિલથી અરજ કરૂંછું કે તું મારા ઉપર રેહમદિલ થઇને મારી તરફથી ખોદાની એબાદત કર અને મારે થકી દુઆ માંગ કે મારી પાસેથી ખોવાયલાં જાનવરો તારી દુઆની બરકતથી મને પાછાં મળે."

આ અર્જ સાંભળીને તે ખુબસુરત મેહબુબ કહેવા લાગી કે "ઓ ખુબીભરેલા સારવાન! તેં મારા ઉપર જે સખાવતભરેલી

---

૧ અસલમાં 'કસીરા' શબ્દ છે, પણ તે અમને અપભ્રંશ જણાય છે. અરબ લોકો ઇરાનના પાદશાહોને 'કસ્રા'ને નામે ઓળખી ગયા છે. ગુજરાતી તરજુમો કરનારાઓ એ શબ્દને "કસીરા" લખી ગયા છે તે ભૂલ છે. વાંચનારને આ ઠેકાણે યાદ આપીશું કે પાદશાહ બોહેતજાદની ખુબસુરત રાણીનું ઇરાનના જે મોટા પાદશાહે પોતાના મેહેલમાં રક્ષણ કીધું હતું તેનું નામ પણ 'કસીરા' હતું; વળી ખલીફ હારૂન અરરશીદની મુસીબતોવાળાં દાસ્તાનમાં ઇરાનની શાહજાદીનું બયાન આવે છે તેને પણ આગળા પાદશાહ "કસીરા"ની બેટી દાખલ ઓળખાવી છે. હવે વિચાર કરવાનું છે કે આપણી વાર્તાઓમાં જ્યાં ઈરાનના પાદશાહનું નામ આવે છે ત્યાં સઘળે "કસીરા" કાં લખે છે? સઘળાજ પાદશાહોનું એકનું એક નામ તો હોયજ નહિ. એનો ખુલાસો એ છે કે અસલ શબ્દ "કસ્રા" છે, જેનો અર્થ "પાદશાહ" થાય છે અને એજ નામે અરબો ઈરાનના મોટા સાસાની પાદશાહોને ઓળખી તથા ઓળખાવી ગયા છે. તેમનાં ખરાં નામો તેઓ જવલેજ જણાવી જાય છે. 'કસીરા' એ 'કસ્રા'નો બિગડેલો લોગત લાગે છે. અને 'કસ્રા' નામ અસલ 'ખુસરૂ' ઉપરથી ફેરવાઇને બનેલું છે.

મેહરબાનગી કીધી છે અને મને આ વધારે આસાયશભરેલી જગાએ તેં લાવી મૂકી છે તેનો મારે કંઇ બદલો આપવો ઘટે છે. તું ઉઠ અને શેતાબ પેલી દિશા તરફ તારાં ઉંઠોની તલાશ કર, જ્યાંથી તે તને મળ્યા વિના રહેશે નહિ."

ઉંઠના સારવાને તે બાનુના સખુનો ઉપર એતેકાદ રાખીને તેણીએ બતાવેલી દિશાની રાહ ધરી. તે થોડોક આગળ વધ્યો કે તેનાં ઉંઠોનો તેને પત્તો મળ્યો અને પછી તરત તેઓ તેની નજરે પડયાં, જેમને પકડીને તેણે શેહેર તરફનો રસ્તો લીધો. માર્ગમાં તે અંદેશો કરવા લાગ્યો કે "હું કેવો સારાં ભાગ્યનો છું કે બિયાબાન વચ્ચે મને પેલી પરહેજગાર અજાણી ઓરત સાથ મુલાકાત થઇ."

હવે એ બનાવ પછી એતેફાક એવો બન્યો કે એક દહાડે ઇરાનનો પાદશાહ કસ્રા પોતાના હંમેશના રાખેતા મુજબ પોતાનાં ઉંઠોની ખબર લેવા આવ્યો ત્યારે પેલા સારવાને તેની આગળ ઉંઠો ખોવાઇ જવાની અને તેમનો પત્તો પેલી પરહેજગાર ઓરતથી મળવાને લગતી સઘળી હકીકત જાહેર કીધી. સારવાનને મુખથી આ મુજબની બિના સાંભળીને પાદશાહ તે બંદગીખોર ઓરતને જોવાને ઘણો ઇંતેજાર થયો, અને તેથી શેતાબ પોતાના ઘોડા ઉપર સ્વાર થઇને ફરમાવ્યું કે "મારી સ્વારીમાં જેઓ શામેલ થાય તેઓએ અદબથી અમલ કરવો." તેણે પેલા સારવાનને તે બંદગીખોર ઓરતનાં મુકામ ઉપર લઇ જવા અને તે તરફનો રસ્તો દેખાડવા માટે પોતાની સાથે લીધો.

પાછલા પહોરનો વખ્ત હતો, જે વેળા રાબિયા પરહેજગાર પોતાનાં મકાનની પાસેના પાણીના ઝરાની પાસે લીલું ઘાસ ઉગેલું હતું તે ઉપર ઉભી રહીને બંદગી કરતી હતી. તેણીનું મહોડું તથા હાથ આકાશ તરફ દુઆ ચાહવામાં ઉંચાં ધરેલાં હતાં. તેના બાલ તેની પીઠ ઉપર તથા તેની બંને બાજુએ કાળા સર્પ મિસાલ લટકતા હતા. તેનો ઝળકાટભરેલો ચેહરો તથા ખુબસુરતીભરેલું મહોડું બાગમાં મોઘરાનાં ફુલો પોતાના ચમનમાં જે મિસાલે ખીલીને ખુશબો આપેછે

તે મિસાલ ખીલીને ખુશબો આપતાં અને ઝળકાટ મારતાં હતાં. તે નાજુક બદનની નાજનીને પોતાનું ધ્યાન પરવરદેગારની એબાદતમાં અર્પણ કરેલું હતું તેથી પાદશાહ બેમાલુમ જઇને તેની નજદીક ઉભો અને તેનો ચેહરો જોઇ ખુશ થવા લાગ્યો. પેલા સારવાને તેણીનાં નાજુક બદનની જે તારીફ કીધી હતી તે કરતાં પણ વધારે ખુબસુરત પાદશાહને તે નજર આવી.

તેણીની નજર પોતાની ઉપર પડતાંજ પાદશાહ તેણીને આ મુજબ અર્જ કરવા લાગ્યો :—"અય પરીચેહરાની ખુબસુરત બાનુ! હું દિલગીરીથી તારી એબાદતમાં ખલલ કરી તને અર્જ કરૂં છું કે તું કોણુ નેકબખ્ત બાનુ છે તે બાબે તું મારાં દિલની ખાતરી કર, અને મને રોશન કર કે તને આ બિયાબાનમાં કોણ કમબખ્ત મૂકી ગયોછે?"

તે નેક ચેહરાની બાનુએ જવાબ આપ્યો કે "તું મને પાકીજેહ બદનની, બંદગીખોર અને ખોદાતાલાની એબાદત કરનાર અને ચાકરી બજાવનાર જુએ છે, તે મુજબ તે સાહેબની ખિદમત બજાવવાને સારૂ મેં આ જંગલની જગા એખ્તિયાર કીધી છે."

"મને લાગે છે કે તું પોતાને જાહેર કરવાની ખાહેશ રાખતી નથી," પાદશાહે તેને ફરીથી કહ્યું; "પણ હું તને ખાતરી આપું છું કે હું તારી સાથે બદી નહિ પણ ખુબીજ કરીશ. તું મારી ઉપર એતેકાદ રાખ અને જે સખુનો હું તને કહી સંભળાવુંછું તે કબુલ ફરમાવ. હું કસ્રા છું અને ઉગમણુ તરફના તમામ પાદશાહોનો પાદશાહ છું. હું તારા ઉપર મારૂં દિલ ફિદા કરવાની ઉમેદ રાખું છું. તું જો મારી દસ્તગીર થઇને મારી સાથે આવવાને કબૂલ થાય તો મારી ખાતરી છે કે આપણુ બંનેને નેકી સિવાય બીજું કશું હાસલ થનાર નથી."

"અય પાદશાહોના પાદશાહ!" રાવિયાએ ઉત્તર વાળ્યો, "હું નથી ધારતી કે કોઇબી મોટી હકુમતભરેલો પાદશાહ મારા જેવી નમનતાઇ પકડીને તથા ગરીબી એખ્તિયાર કરીને ભટકતી તથા જંગલવાસી થઈ પડેલી બેટી સાથે કદખુદાઇ કરવાનું પસંદ કરે. જો

મિસાલના સખુનો તો નીચ બુનિયાદના માણસ સિવાય બીજો કોઇ બોલી શકે નહિ."

આ સખુનોથી મિજાજ નહિ ખોતાં પાદશાહે ફરીથી કહ્યું કે "હું બુલંદ દરજાનો અને મોટી હોરમતનો સાહેબ છું, અને તારી સાથે એતેફાક કરીને તને મારાં તખ્તની વારેસ બનાવવા ચાહું છું; વાસ્તે અય બાનુઓની બાનુ, તું મારા સખુનોથી પાછી ના ફર, કેમકે તું મારી ખાહેશ નાકબૂલ રાખશે તો મારી તરફથી ઘણી ખતા જોશે અને નુકસાન પામશે. હું તારી નેકીભરેલી ખુબસુરતીને તથા તારા પાકીજેહ ચેહરાને જાસ્તીથી ખરાબ કરવા નથી માંગતો. તારે થકી હું મારી પાદશાહી અને હકુમત તર્ક કરવા ચાહુંછું, અને આ વખ્તથીજ મેં એરાદો રાખ્યો છે કે જે ખોદાવંદતાલા, કે જેનો છેડો નથી, તેની તથા તેના મોટા પેગામ્બરની ખિદમત બજા લાવવામાં હું મારી બાકીની જિંદગી આજ જંગલમાં ગુજારૂં!"

ઇરાનનો પાદશાહ પોતાના સખુન ઉપર રાસ્ત હતો એમ પેલી પરહેજગાર બાનુની ખાતરી કરી આપવા માટે તેણે હુકમ કરીને ત્યાંજ બે ડેરા ઉભા કરાવ્યા, જેમાંનો એક પોતાને માટે અને બીજો રાવિયાને માટે હતો. પોતાની જોડે જે ખોરાકીની વસ્તુઓ પોતે લાવ્યો હતો તે તેણે આ બન્ને ડેરાઓમાં મૂકાવી. રાવિયા આ અજાયબ તમાશો જોઇને કોઇભી પ્રકારે જરાબી અચરત થઇ નહિ, તેમજ પાદશાહનો એ મિસાલની સખી તબેહ તથા આદરમાન અને નમનતાઇભરેલાં સલુક જોઇને કાંઇજ પોતાનાં ખાતરમાં લાવી નહિ. તેણીને જે એક વાતનો મોટો અફસોસ થયો તે એજ હતો કે અગરજો પાદશાહ પોતાની હકુમત તજીને જંગલમાં વાસો કરી પડશે તો તેને મોટી નુકસાની ખમવી પડશે અને તેનું તમામ કુટુંબ સંકટમાં આવી પડશે; વળી તેની રૈયત બેદિલ થઇ જશે તે તો જુદી. એટલામાટે રાવિયા પાદશાહે જે બદ દિયાનત પોતાના દિલમાં ધારી હતી તેનો અટકાવ કરવાની મોટી આર્જુ રાખતી હતી.

પાદશાહે તેણીની ખિદમત બજા લાવવા માટે એક ગુલામ તેની હજુરમાં રાખ્યો હતો, તેને તે પરહેજગાર બાનુ આ મુજબ કહેવા લાગી:— "તારો સાહેબ નામદારીભરેલો પાદશાહ છે, અને તે મને ઘણી હોરમત આપીને મારા ઉપર પ્યાર કરે છે; તોપણ હું તેનો સખુન હજુ સુધી કબુલ નથી કરતી, શા સબબથી કે મારો એતેકાદ ખચીત એવોજ છે કે હું તેજ કુદ્રતના સાહેબની એબાદતમાં મશગુલ રહું. પાદશાહને બીજાં ઘણાં કામો કરવાનાં બાકી છે, અને હું જેની એબાદત કરૂં છું તેને બદલે એ પાદશાહે આ દુનિયામાં તેના ફરમાંબરદાર દાખલ રાસ્ત ઇનસાફ કરીને ખુદાની ખલ્કત ઉપર રેહમ રાખવી જોઇયે. તેણે પોતાને પ્યારો કરીને નહિ જાણતાં રૈયતનું દર્દ પકડવું જોઇયે, કેમકે તે તમામ પ્રજાની આબાદાની અને સુખાકારી પાદશાહની દાનાઇભરેલી તદબીર અને હકુમત ઉપર આધાર રાખે છે. વળી એ પાદશાહની ઘણીએક ઓરતો અને તેમનું મોટું પરીવાર છે; વાસ્તે એને લાયક છે કે તેઓ સાથે એ પોતાનો એતેકાદ રાખીને ચાલે. એ પાદશાહને સજાવાર નથી કે મારી ખાતર પોતાનો તમામ દુનિયાઇ વહિવટ તર્ક કરે. તું મને એ પાદશાહનો ઘણો વિશ્વાસુ ગુલામ નજર આવે છે તેથી બરૂસો લાવીને હું તને કહું છું કે તુ તારા પાદશાહને મારી તરફથી એવું સમજાવ કે હું જે આ સઘળું કહું છું તે તેનું નેક ચાહીને રેહેમદિલીથી કહું છું. તું તેને સમજ પાડીને કહેજે કે તે જો મને પોતાની સાથે હમબિસ્તર કરશે તો પાક ધર્મનીતિમાં મોટી ખલલ પેદા થશે અને તેવી ખલલ કરવાથી તેને પોતાને કશો ફાયદો પહોંચનાર નથી."

જેવારે તે બાનુને મુખની ઉપલી તમામ હકીકત પેલા ગુલામે પાદશાહની આગળ જાહેર કીધી તેવારે પાદશાહ બોલ્યો કે "હું મોટો ગુનેહગાર છું. મેં આ દુનિયામાં ઘણા ગુનાહ કીધા છે, વાસ્તે મેં મારાં દિલ સાથ એવો કરાર કર્યો છે કે હું બી આ જગાએ એકલો આ બાનુ જોડે મારા ગુનાહની તોબશ ઉતારવા થકી રહું."

પણ રાણિયા આ મિસાલનો જવાબ સાંભળીને ઘણી દિલગીર થઇ. તેનો હોશ ઉડી ગયો. તે દિલ સાથે અંદેશો કરવા લાગી કે "હવે એનો ચારો શો કરૂં? શો ઇલાજ શોધું? મારો તો દુનિયાદારી ભોગવવાનો હક છે, અને આ મોટી હકુમતનો અને દાનાઇ ભરેલો પાદશાહ મારા ચેહરા ઉપર ફિદા થઈ ખુવાર થવા ચાહે છે, માટે હવે મને મારી એબાદત તર્ક કરવાની ફરજ થઈ પડી છે."

આમ અંદેશો કરીને તેણીએ પાદશાહને પોતાના ડેરામાં બોલાવ્યો, જ્યાં હાજર થઇને તે કહેવા લાગ્યો કે "તું જે કંઇ મને ફરમાવશે અને તારો જે કંઇ હુકમ થશે તે મુજબ હું ચાલીશ. તારા હુકમથી હું મારૂં સર કદી ફેરવીશ નહિ."

આ ઉપરથી તે નાવારેસ પરહેજગાર ઓરત બોલી કે "અય નામવર પાદશાહ, હું તારી આગળ મારો અહેવાલ જાહેર કરવામાં હવે કશી અડચણ જોતી નથી. હું ખરા એતેકાદથી કહુંછું કે મારી દિલોજાનની ખાહેશ એજ છે કે મારી જિંદગીના જેટલાક દિવસ બાકી હોય એટલા દિવસ હું આજ માફકની હાલતમાં ગુજારૂં. પણ તેં જે તારાં દિલમાં જુદો ઇરાદો પકડયો છે તેથી મારો કશો ચારો રહ્યો નથી. તું જાણે છે કે એક પાદશાહ ઘણો તારીફભરેલો અને પોતાની રૈયતનો ઘણો વહાલો હોય અને પ્રજા ઉપર તે એક બાપ જેવો માયાળુ રહેતો હોય, તો રૈયતની તકસીર વિના યા પાદશાહને કાંઇ ખતા પહોંચવા સિવાય, તેણે પોતાનો બાથુકનો ઉપલો માન અને મરતબાભરેલો અખત્યાર તર્ક કરવો સઝાવાર નથી. તારી પુર ખુશહાલીની સામે થઇને હું તને આ વાતથી મના કરૂંછું અને તારી મરજી નાકબૂલ રાખુછું. કાંએકે હું માનુંછું કે એમ કરીને તું તારી મહામારત પાદશાહી અને મુલુક ખોઇ બેસશે અને તારી ખલકથી જુદાઇ પકડશે, કે જેમ થવાથી તું મને ઠપકા અને બદનામીમાં લાવી નાખશે. હું એમ ઇચ્છુંછું કે તને તારી પ્રજાનાં માથાં ઉપર હાલ છે તેમજ મરતબાભરેલો અને આબાદ કાયમ રાખું. તેં જે મારી સાથે ખરાં દિલથી કદખુદાઇ કરવાની ખાહેશ કીધી છે અને એ બાબતમાં તેં

જે હોરમત મને આપી છે, તેનો બદલો હું તને વાળી આપીશ; કાંએકે મેં તારો દસ્ત પકડવાને કબૂલ કીધું છે. હું ઉમેદવાર એટલીજ છું કે એમ કીધા પછી તારી રૈયત હાલ છે તેવીજ સુખાકારીભરેલી કાયમ રહે—પણ હવે મારાં દિલની વાતથી તને જાણીતો કરવો જોઇયે, અને તેમ કરવાનો વખ્ત આજ છે."

આમ કહીને ને બાનુએ પોતાનો તમામ હેવાલ અને પોતાનાં કમનસીબને લીધે પોતાની ઉપર ગુજરેલી તમામ હકીકત પાદશાહ આગળ જાહેર કીધી. પાદશાહ દાબદીનની માગણી પછી પોતે પોતાના બાપ સાથે નાસી ગઇ, ત્યાર પછી પકડાયા બાદ પોતાનો બાપ માર્યો ગયો, પોતાનો જાન દહેશત ભરેલો રહ્યો, અને શેવટે પોતાની ઉપર જુઠું તોહમત જોડી કહડાયું તથા તેનાં પરિણામ દાખલ પોતાને જંગલમાં હાંકી કહાડવામાં આવી;—એ સર્વ હકીકત તેણીએ જેમ હતી તેમ ઇરાન સરજમીનના પાદશાહ આગળ જાહેર કીધી. એ પછી ફરીથી શીરીન સખુનો ચાલુ કરીને તેણીએ મહોડાં ઉપરથી શરમનો પર્દો ઉઠાવ્યો, અને દયામણે આવાજે બોલવા લાગી કે "હાલ હું તારા જેવા એક મોટી હકુમત ભરેલા પાદશાહની ઓરત થઇ છું, અને તેથી એક ફાયદો એ હાંસલ થયો કે મારી સઘળી છુપી વાત જાહેરમાં આવીછે. પાદશાહ દાબદીન તો તારાં તખ્તનો અને તાજનો એક તાબેદાર નાનો હાકેમ છે, તેના ઉપર તું ફરમાન મોકલ કે તે પોતાના વજીર કારદાન અને વડા ગુલામ સાથે તારી ફરમાંબરદારીમાં હાજર થાય. જે શખ્સોએ મારી સાથે બુરાઇ કીધીછે તેઓનો રાસ્ત ઇનસાફ થયલો જોવાની હું ઘણી ખાહેશ રાખુ છું; તેમ થાય નહિ ત્યાં સુધી કદી હું તારાં તખ્ત ઉપર બેસનાર નથી. બુરાઇના કરનારાઓ પોતાની બુરાઇનો બદલો જોશે ત્યાર પછીજ હું તખ્તનશીની કરીશ."

કસ્રા ઘણો દાનેશમંદ અને હુશિયાર પાદશાહ હતો. તે પેલી પરહેજગાર બાનુની બોલવાની મતલબને તરત પામી ગયો, અને તેણીના સખુનો કબૂલ રાખીને તેણે ફરમાવ્યું કે એક ખુશનુમા પાલખી લાવે. આ પાલખીમાં તેણે રાવિયાને બેસાડી અને તેને લઇને પોતાના મહેલમાં

ગયો. પાદશાહે તેણીને તમામ શણગારથી ભરેલું એક ખાસ એવાન હવાલે કીધું, કેજે તેની બીજી ઓરતનાં એવાન કરતાં પણ સરસ હતું. તેણીની જલેબમાં તેણે વળી કેટલીક દાસીઓ અને ગુલામો પણ આપ્યા અને તેમને ફરમાવ્યું કે રાવિયા હુકમ કરે તે તેઓએ બજા લાવવો.

આ રીતે ગોઠવણ કરી આપ્યા પછી કસ્રાએ એક કાસદ તૈયાર કરીને તેને ફરમાવ્યું કે તેણે શેતાબી કરીને દાબદીન પાદશાહનાં પાયતખ્ત ખાતે જવું અને તેને એવો પેગામ મહોડેથીજ કહેવો કે 'તારા વજીર કારાદાનને તથા વડા ગુલામને તારી સંગાથે લઇને મારી દરગાહમાં એકદમ ઉતાવળે કદમે આવી હાજર થવું.' જે કાસદને પાદશાહે પસંદ કીધો હતો તે એક મોટો અમીરજાદો હતો, જેને કેટલોક રસાલો આપીને પાદશાહે પોતાના એલચી દાખલ રવાના કીધો.

પેલી તરફથી પાદશાહ દાબદીનની શી હાલત હતી તે જુઓ. જ્યારે રાવિયા પેલાં બિયાબાનમાં આસાયશથી ખુશહાલીભરેલી જિંદગી એબાદત કરીને ગુજારતી હતી ત્યારે આ તરફથી તેનો બેનસીબ ખાવિંદ પાદશાહ દાબદીન માઠી હાલતમાં આવી પડયો હતો. તેણે મોજ મજાહ તર્ક કરી હતી; તેણે ગમ એખ્તિયાર કીધો હતો; તે સઘળો વખ્ત અંદેશામાં ગર્ક રહેતો હતો. તેણે પોતાની વહાલી ઓરતને વગર તકસીરે જંગલમાં કહાડી મૂકી હતી તેથી તેનાં તે નિર્દયપણાંની સજા દાખલ તેના જાનને ખુશી કે તનદુરસ્તી ન હતી. વળી તેનો વજીર કારાદાન પણ સુખી ન હતો. તે પોતાના ખ્વાબમાં ભયંકાર સ્વપ્ના જોતો હતો, કેમકે તેની પાયેમાલીનો વખ્ત હવે નજદીક આવી પુગ્યો હતો.

પાદશાહ દાબદીન ઉપર મુજબની માઠી સ્થિતિમાં એક દિને પોતાનાં તખ્ત ઉપર બેઠેલો હતો એટલામાં ઇરાન સરજમીનના મોટા પાદશાહ ( કસ્રા ) નું મહોડેનું ફરમાન લઇ તેનો એલચી આવી પુગ્યો. એલચીની જબાનીથી સઘળી હકીકત સાંભળીને વજીર કારાદાન બહુ ગાભરો પડી ગયો. તેનાં દિલમાં નવેસરથી અફસોસ અને ગમ પેદા

થયા અને તેનું દિલ દેહશતથી થરથર કાંપવા લાગ્યું. પણ મોટા પાદશાહનો હુકમ માથે ચઢાવ્યા વિના તેને કે દાબદીનને ચાલ્યું નહિ. વડા ગુલામને સાથે લઇને તેઓએ એલચી જોડે કસ્રાનાં પાયતખ્ત તરફની રાહ ધરી. માર્ગમાં દાબદીન કરતાં તેનાં વજીરનાં દિલમાં મોટી ફિકર પેદા થઇ. જેમ તેને તેમજ દાબદીનને એવોજ અદેશો થતો કે પાદશાહે તેમને શા માટે બોલાવ્યા હશે અને આટલી શેતાબીનો હુકમ શા સબબથી મોકલાવ્યો હશે. પણ આ બંનેની જોડે દાબદીનનો વડો ગુલામ તદન બેદેહેશત હતો.

થોડા દિવસની કુચ પછી તેઓ ઇરાનનાં પાયતખ્ત ખાતે જઇ પુગ્યા. કસ્રા તેમને માટે ઈંતેજાર થઇ બેઠેલો હતો એટલામાં તેને ખબર મળી કે દાબદીન અને તેનો વજીર તથા ગુલામ શેહરમાં આવી પુગ્યા છે. પાદશાહે તેમને પોતાના મેહેલમાં બોલાવ્યા, જે આગમજ તેણે રાવિયાને પોતાની દરબારમાં એક ઠેકાણે છુપી રાખી હતી. જ્યારે તેઓ કુર્નસ બજાવી દરબારમાં આવી હાજર થયા ત્યારે રાવિયા વજીર કારાદાનને આ મુજબ કહેવા લાગી :—"વજીર, તુ મને પિછાને છે? હું રાવિયા પોતે છું. એક વેળા હું તારા પાદશાહ દાબદીનની ઓરત હતી. એ ધણીએ તારી જુઠી જબાનથી બનાવી કહાડેલું મારા વિશેનું બોહતાન ખરૂં માનીને મને તર્ક કરી હતી અને વેરાન જંગલમાં રખડતી કીધી હતી, જ્યાં હું મોટી બલામાં જઇ પડી હતી. તેં તારા બદહવસને તાબે થઇને તારા પાદશાહનું, અને તેથી વધારે તારા ખોદાનું ફરમાન રદ કીધું હતું. તારા પાદશાહે તારા ઉપર મોટો વિશ્વાસ મુકીને તને મોટી હોરમતે પુગાડયો હતો. તેણે તને ફરમાવ્યું હતું તે મિસાલે તારે મારી જોડે હોરમતથી ચાલવું સજાવાર હતુ. તેં મારા ઉપર અપમાનભરેલો રૂકો લખીને મારી જે તકસીર કીધી હતી તે મેં છુપાવી હતી; તેં જે બદ કરતુકો મારી સાથે કીના હતાં અને મારી ઉપર બદ દિયાનત કરીને જે બદ સખુનો મને કહવાડયા હતા, તે હું જાહેરમાં લાવી ન હતી. પણ તારી બદી છુપાવવાને માટે તેં મારી સામે તર્કટ ચલાવ્યું અને મને ખુઆર કરવા ચાહી.

તારામાં સચ્ચાઇ હોય તો તું મારી સામો આવી આ બિના ખોટી પાડ. હવેથી તું કદી હકુમત ના ચલાવતો, કેમકે તું ખુદાના મોટા ખોફમાં આવી પડશે અને તારા ઉપર હજુ સુધી જે મુસીબત નથી ગુજરી તે ગુજરશે."

જેવારે વજીર કારાકાને આ સખુનો સાંભળ્યા તેવારે તે ઘણોજ દેહશતમંદ થયો. તે પોતાના જાનની ફિકરમંદીથી કહેવા લાગ્યો કે "અય બાનુઓની બાનુ, તું બેગુનાહ છે એમ હું પોતે કહું તેને બદલે તે તારી પેશાની ઉપરથીજ માલુમ પડી આવે છે. ખરો ગુનેહગાર તો હુંજ છું, જેણે મને આજે સંકટમાં પુરેપુરો લાવી નાખ્યો છે. મને નાપાક શેતાને ફરેબ દીધો તેથી મેં એ મિસાલની બુરાઇ તારી જોડે કીધી હતી, જેમાં આજે હું પોતાને નિષ્ફળ થયલો જોઉં છું."

તે નીચ માણસના આ સખુનો સાંભળીને દાબદીન વજીરને કહેવા લાગ્યો કે "અય કમબખ્ત! તને તારી તકસીરને લાયકની મોટી સજા કરવી ઘટારત છે. હું મારાં રાસ્ત દિલથી કહું છું કે ખોદાના કોપથી તું કદી સલામત બચવાનો નથી."

ઇરાન સરજમીનનો પાદશાહ ખુબસુરત રાવિયાની આ રીતે ફતેહ થયલી જોઇને ઘણોજ શાદમાન થયો. તે દાબદીનને કહેવા લાગ્યો કે "તું તારા વજીર ઉપર ઘણો ગુસ્સાભરેલો થયો છે, પણ અય શાહજાદા! મને લાગે છે કે આ કિસ્સામાં એકલો કારાકાનજ તકસીરવાર સાબેત થતો નથી. મને તો એમ લાગે છે કે તું પોતે બી કંઇ ઓછો તકસીરવાર નથી. અગરજો એક ધણી પોતાની હકુમતનું કામ બીજા ધણીને સોંપી જાય, અને તે બીજો ધણી પ્રજા ઉપર જુલ્મ ચલાવે, અને તે જુલ્મની સામે પ્રજામાંથી કોઇ ધણી ફરિયાદ ઉઠાવી સામો થાય, અને તે સામે થનાર ઉપર પેલો જુલ્મગાર સામું તોહમત લાવે, તો એ સઘળી કસુરમાં હકુમત સોંપી જનારનો પણ મોટો હિસ્સો ગણાવો જોઇયે. હકુમત સોંપનારને ઘટારત છે કે જેની ઉપર તોહમત મૂકાયું હોય તે ધણીનો બચાવ સાંભળે, અને તેનો ખુલાસો સાંભળ્યા વિના

તે બાપડાને એકદમ સજાએ નહિ પુગાડે. વળી એક જણુની સામે તોહમત મૂકાયું હોય તો તે બાએની ખબર આપનાર શાહેદીને તપાસ્યા વિના પણ તોહમતદારને તકસીરવાર ઠરાવી દેવો જોઇયે નહિ. તેં તારી કદબાનુના સંબંધમાં જે ચાલ ચલાવી છે તે નાદાનીભરેલીજ નહિ પણ બુરાઇભરેલી છે, અને એ તારી ચાલથી તને જેબ નથી મળતી, પણ ઓર તારી બેહોરમતી જાહેર થાય છે. આ જગા ઉપર એક શખ્સ એવો છે કેજે મારાં કરતાં પણ વધારે દાનાઇ ધરાવે છે, અને તે ધણી ઉપર હું તારો તથા તારા વજીરનો ઇનસાફ સોંપું છું. તે તમો બંનેનો રાસ્ત ઇનસાફ કરશે એવી મારી ખાતરી છે, અને તે તમને જે સજા ફરમાવશે તે શેવટની ગણાશે."

આ સખુનો બોલીને પછી પાદશાહ રાવિયા તરફ ફરી તેણીને કહેવા લાગ્યો કે "અય બાનુઓની બાનુ, તું પોતે આ બંને જણાઓનો રાસ્ત ઇનસાફ કર, અને એ બંનેની તકસીરનું તોલ કરીને તું એઓને જે સજા ઘટારત જાણે તે તારે મહોડેથીજ કહી સંભળાવ."

તે બાનુ બોલવા લાગી કે "અય પાદશાહોના પાદશાહ! તેં મારી મુનસફી ઉપર ઘણોજ બિકટ ઇનસાફ સોંપ્યો છે. આ બંને જણુની સજા ધર્મમાં ફરમાવી છે તેમ જો ફરમાવિયે તો જે શખ્સ બીજા ધણીનો જાન લેવાનો ઇરાદો રાખે તેને તેજ મિસાલની પાછી સજા આપવી; એટલે કે જાનના અવેજમાં પાછો જાન લેવો. તારી હજુરમાં ઉભેલા દાબદીનનો વિશ્વાસુ અને એકીનદાર વજીર જોરાકાન નામનો હતો તેને દાબુર નામની કટારીથી એણે બેજાન કીધો છે, અને હું નિર્દોષ હોવા છતાં મને તકસીરવાર ગણીને પોતાનાં દિલમાં કશો પણ અદેશો નહિ લાવતાં શીતાબીથી મારી નાખવાનો હુકમ આપ્યો હતો. વજીર કારાદાને મારો જીવ લેવાનો ચારો કીધો તેનો સબબ એ છે કે તેનાં બુરાં ફેલો તથા ગુનાહની ગવાહ હું પોતેજ હતી. હું એનાં જુઠાં તોહમતો અને બોહતાનોના સબબથી બિયાબાનમાં જઇ પડેલી હતી, જ્યાં મારા જાનની હલાકી થવા માટેજ મને હાંકી કહાડવામાં આવી હતી. એટલામાટે એ વજીરને પણ એવીજ સજાએ પંહોંચાડવો ઘટે

છે. હવે મારી પોસ્તપનાહીમાં તો પાક પરવરદેગારનો મોટી કુદ્રત ભરેલો દસ્ત હતો, જેણે મને મદદ આપીને મારૂં રક્ષણ કીધું. પેગામ્બરની બરકતથી અને તું સાહેબની મેહેરબાનગીથી મારી બેગુનાહી જાહેર થઇ ચૂકી છે. જે શખ્સ નેકીનો કરનાર છે તેને અવલ કે આખર સારોજ બદલો મળે છે; પણ જે બુરો અને ગુનેહગાર હોય તે તો પોતાના ગુનાહની તોજેશથી કદી છુટતો નથી. હવે એક ધણી વિશે મારે બોલવાનું છે. પાદશાહ દાબદીનનો વડો ગુલામ અહીં હાજર છે. એ ધણી પોતાના માલેકના હુકમ મુજબ ચાલનારો છે. એ ગુલામ સખી દિલનો અને માયાળુ છે, તેથી તેણે મને કતલ કરવાનો હુકમ રદ કરવા માટે પાદશાહની આગળ મારી તરફથી ઇનસાફની રૂએ દાદખાહી કીધી, અને તેમાં તે ફતેહ પામ્યો. એણે મારી કતલનો હુકમ ઉલટાવી નખાવ્યો, અને મને શેહેર બાહેર જંગલમાં રખડતી કરવાનું ફરમાન મેળવ્યું. તે મને જંગલમાં લઇ ગયો, સઘળી બિનાથી મને વાકેફ કીધી, મને બિનતકસીર જાણીને ઘણો દુખી થયો, અને પોતાના જાનની સલામતીની દરકાર વિના એણે પોતાને માટેની તમામ ખોરાકી મારે હવાલે કીધી. અવલથી આખેર સુધી એ ગુલામ મારી જોડે ઘણાંજ સારાં સલુકથી અને મોહબતથી ચાલ્યો છે, એનું દિલ મારી બેગુનાહીનું ગવાહ છે; બીજાઓ કરતાં એ મારો ખવાસ અને ચાલચલણ સારી રીતે પીછાને છે. અય પાદશાહ! મેં તને આ મુજબ ઇનસાફનો તમામ કાયદે ખુલ્લો કરી બતાવ્યો છે, અને હવે તને ઘટે છે કે તારી ખુશી મુજબ તું જેને સજા ઘટતી હોય તેને સજા અને જેને ઇનામ ઘટતું હોય તેને ઇનામ બક્ષે."

કસ્રાએ હવે ચુકાદો આપ્યો. દાબદીનને તેણે તેનીજ દાબુર નામની કટારી વડે બેજાન કરાવ્યો; તથા કારાદાનને જંગલમાં મોકલાવી ત્યાંનાં ફાડીખાનારાં હેવાનોનો શીકાર બનાવ્યો; અને શેવટે મોટા ગુલામને દાબદીનની જગા ઉપર પાદશાહ કીધો! આ ગુલામને તેણે શીતાબ હમામમાં મોકલાવી ગુસલ કરાવ્યું, અને પાદશાહી પોશાક પહેરાવી દાબદીનવાળા મુલકનું ફરમાન કરી આપ્યું. તે ફરમાન ઉપર આ

મિસાલે લખેલું હતું:—"અય સખી તબેહના મર્દ, તું પાદશાહની તેમજ પાદશાહજાદી રાવિયાની મેહરબાનગી તથા રેહમથી ભરેલો છે. તું હંમેશ મેહલમાં વાસો કરીને રહેજે, અને તારા ફરમાંબરદારો ઉપર એતેકાદ રાખીને તેઓનો ચાહ મેળવજે તથા તેઓ સાથ મજાહ ભોગવજે."

ઇરાનના પાદશાહે હવે પરહેજગાર રાવિયા સાથ કદખુદાઇ કીધી, જે માટેની ઘટતી તૈયારીઓ કરીને પછી બંનેના નેકા બાંધ્યા. આ શાદીને ટાંકણે ઇરાન સરજમીનના તમામ મુલુકમાં ખેરાત કરવા અને બક્ષેશ આપવામાં આવી, તથા એ ખુશહાલીના હિંગામમાં રૈયત ઉપરના કરમાં કેટલોએક ઘટાડો કીધો.

*  *  *

પોતાનો કિસ્સો આ રીતે પુરો કરીને અલાઉદદીન ખામોસ ઉભો. કેટલોક વખ્ત સુધી ચૂપ રહીને પછી તે પાછો બોલ્યો કે "અય પાદશાહ! તું નામદારે રાવિયા પરહેજગારનો તમામ હેવાલ સાંભળ્યો છે. એ બાનુએ અદલ ઇનસાફ કરીને તકસીરવારોને સજાએ તથા નેક માણસને નવાજેશે પહોંચાડયા તે તેં જોયું છે. ઇરાનના પાદશાહને ઉપલા તકસીરવારોનો ચુકાદો કરવામાં શક પડયો તેથી તેણે એ બિકટ કામ તે બાનુને સોંપ્યું, જેણીએ વાજબી ઇનસાફ કરીને ખાતરી કરી આપી. અય સાહેબ, એજ રીતે તારો બંદો અલાઉદદીન ખામોસી એખ્તિયાર કરીને તારા હુકમની ફરમાંબરદારીની આર્જુ રાખે છે; અને મારૂં સર જે ધાસ્તી અને દેહશતમાં તંગ આવી પડયું છે તેની ખલાસી ઇછેછે."

પાદશાહ બેહેનજાદે જ્યારે આ સખુનો સાંભળ્યા ત્યારે તે પોતાના દિલથી વિચાર કરવા લાગ્યો કે "હાલમાં હું એને કશું નુકસાન નહિ પુગાડું, અને રાસ્ત ઇનસાફથી સારી પેઠે તપાસ કરૂં અને પુરતી રીતે મારી ખાતરી કરૂં કે એ જવાન ખરેખરો ગુનેહગાર છે કે બેગુનાહ છે." આમ અંદેશો કરીને પાદશાહે ફરમાવ્યું કે અલાઉદદીનને કેદખાને પાછો લઇ જાય.

આ હુકમ જાણી પેલા વઝીરો પાછા દર્દમંદ થયા. તેઓ બીધા કે "મબાદા આપણો તકસીરવાર એમ કરતાં કરતાં છુટી જવા પામશે" એટલામાટે બીજે દિને સઘળા વઝીરો પાછા એકઠા મળ્યા અને હવે શું કરવું તે બાબે મસલેહત ચલાવવા લાગ્યા. અને તેઓ વચ્ચે એવો ઠરાવ થયો કે ત્રણ જણને પાદશાહની નજદીક મોકળવા અને અલાઉદદીનની વિરૂધમાં તેઓએ બની આવી એવી રીતે પાદશાહને સમજાવીને તેને ગર્દન મરાવી દેવો. આ ત્રણે જણ પાદશાહની દરબારમાં હાજર થઇ પોતપોતાની જગાએ બેઠા અને પછી તેને અર્જ કરવા લાગ્યા કે "અય પાદશાહ, પેલા ચોરબચ્ચા ઉપર તેં તારી રેહમદિલી ચાલુ રાખ્યાથી તું નામદાર મોટા જોખમમાં આવી પડયો છે. એટલામાટે તું પાદશાહ આગળ ફરીથી અર્જ કરવાની ફર્જ અમારે માથે આવી પડી છે. જે ઈનસાફ એક તકસીરવારને એકદમ રાસ્તીથી મળવો જોઇયે તેમાં દરરોજ ખલલ પડે છે અને ઢીલ થાય છે, જેથી તારી રૈયત ઘણીજ આજોર્દેહદિલ થયલી છે. તે કહે છે કે પાદશાહનાં પોતાનાં બિછાનાં ઉપર એવો બનાવ બન્યો છે તે છતાં તે તકસીર બાબેનું શેવટ હજુર પાદશાહ તરફથી લાવવામાં નથી આવતું તેનું કારણ શું? તે કહેછે કે પેલા ચોરબચ્ચાને તો પોતાનો જાન સલામત રાખવા તથા પોતાનો બચાવ કરવા બાબે ઘણીએક મકમરેલી વાતો કરતાં આવડે છે. તેની મતલબ તો એવી છે કે હર બહાને પોતાનો જાન બચાવે. તેના એવા ચાળાનો ભેદ નહિ સમજવાથી તું પાદશાહ તેને ઘટતી સજા કરવામાં ઘણી ઢીલ કરે છે અને તેનું શેવટ નથી લાવતો, તે ઉપરથી રૈયતના કેટલાક લોકો સાથે અમને જબરી તકરાર ઉઠી છે, જેમાં અમને તેઓની તાનાજનીના ઘણાએક સખુનો સાંભળવા પડયાછે. અમો તું નામદારીભરેલા પાદશાહ આગળ અર્જ કરીને આજરબાકીથી એટલુંજ કહિયે છિયે કે આ વાતનો જલદી ઇલાજ કરીને તું નામવરે તારા તમામ અમીરો અને વઝીરોને પ્રજાનાં લોકોની તાનાજનીમાંથી મુકત કરવા."

પેલા ચોરબચ્ચા ઉપર પાદશાહ બેહેતજાદ ઘણી રેહેમદિલી દેખાડતો હતો તેથી પોતાના વઝીરો તરફથી ઉપલી મસલેહતના

સખુનો સાંભળીને તે ઘણો શરમિંદો થયો, અને તરત હુકમ ફરમાવ્યો કે તે ગુનેહગારને મારી હજુરમાં હાજર કરે. આ ઉપરથી શેતાબ અલાઉદદીનને પાદશાહની હજુરમાં ઉભો કીધો, જેને જોઇને બોહેતજાદ બાંગેબુલંદ કહેવા લાગ્યો કે "આ વખ્તે તું મારી હજુરમાં છેલ્લીજ વાર ઉભેલો નજર આવે છે. હવે પછીથી તું અહીં માલુમ પડવાનો નથી, કાંએકે થોડીજ પળમાં તારૂં લોહી ચોતરફ છંટાઇ જશે. તારી તકસીરના સબબથી મારી આસાયશ તથા મારી રૈયતની સુલેહ જતી રહી છે. ખરી વાત છે કે તારો ઇનસાફ ચુકવતાં ઘણી ઢીલ થઇ છે, અને તારો બચાવ કરવા માટે તને ઘણો વખ્ત મળેલો હોવાથી પ્રજાનાં લોકોનાં દિલમાં તરેહવાર ભ્રાંત આવે છે અને તેઓ તારી સાગે ભારી પુકાર ઉઠાવે છે. કોઇબી ઘણી એવો નથી કેજે તારી તરફથી દયાનો એક સખુન પણ બોલી શકે."

અલાઉદદીન સર નમાવીને બોલ્યો કે "અય જેહાંપનાહ, હું રારત જાણુંછું કે મારી સામે બોલનાર ઘણીઓએ વગર અંદેશાથી તેમજ વગર સમજથી મારો દુંબાલો પકડયો છે. હું તેઓનાં બુરાં મક્ર અને કપટ આગળ કશા હિસાબમાં નથી. પણ જયાંસુધી મારો સદાનો કાયમ સાહેબ તથા મારો પેગામ્બર મારી બાજુ ઉપર મારા દસ્તગીર છે ત્યાંસુધી હું આખી દુનિયાને મારી ખાતરમાં લાવતો નથી. હું કોઇનો ડર રાખતો નથી; મારી બેગુનાહી અને મારી પાકીજગીનો બચાવ કરનાર મારો પાક પરવરદેગાર છે. તેની કુદ્રત એવી છે કે જલ્લાદની તેજ તલવાર પણ મારી ગર્દન કાપી શકશે નહિ. પણ જે વખ્તે મારૂં સર તનથી જુદું થવાનું હશે તે વખ્તે તેની તલવાર પોતાનો ચમકાટ બતાવશે. મારો તમામ એતેકાદ ખોદાતાલા ઉપર છે; હું મારી તમામ ઉમેદ તેના ઉપરજ બાંધુંછું, જે મિસાલે કે પાદશાહ બાજમાનતે પોતાની મુફ્લેસીના વખ્તમાં પોતાનો એતેકાદ તે સાહેબ ઉપર રાખ્યાથી તે પોતાની મુરાદને પાછો પહોંચ્યો હતો."

બોહેતજાદે જાણવા માંગ્યાથી અલાઉદદીને નીચેનો કિસ્સો કહી સંભળાવ્યો.

## વાર્તા ૭ મી.

# એકીનદાર પાદશાહ બાજમાનતનો અહેવાલ.

પાદશાહ બાજમાનત ઘણોજ મોજીલો હતો, અને તેનાં ખાણાંનો સુફરો સદા ભરપુર રહેતો હતો. એક દહાડે મેહેલમાં એક મસમોટી જિયાફતની મોજમજાહમાં તે ગિરફતાર હતો એટલાંમાં તેના એક વજીરે આવીને ખબર આપી કે "દુસ્મન આપણાં પાયતખ્તને ઘેરો નાખવા માટે મોટું લશ્કર લઇને આવે છે."

"શું ત્યારે મારી સેવામાં ઉત્તમ પ્રકારનું અને લડાયક લશ્કર નથી? મારા ભલા સરદારોને કહો કે તેઓએ દરેક વાતની સંભાળ લેવી અને લડાઇની ગોઠવણ રાખવી, પણ ફરીથી મારી એશઆરામમાં ખલલ કરવી નહિ," પાદશાહે મિજાજથી ફરમાવ્યું.

"બોત ખુબ છે, નામવર!" વજીરે ઉત્તર દીધો. "હું તો તું નામવરના હુકમ મુજબ અમલ કરીશ; પણ તું વિચાર કર કે તાજ અને તખ્તનો આપનાર પરવરદેગાર છે, માટે જો તું તે સાહેબની મદદનો તલબગાર નહિ થશે તો તારી દોલત અને સત્તા તારી મદદે આવનાર નથી અને તારી રૈયતનું રક્ષણ કરનાર નથી."

વજીરની આ ભલી સલાહ ઉપર પાદશાહ બેદરકાર રહ્યો અને પોતાની મોજમોકમાં પાછો મંડયો. જ્યારે તેમાંથી તે અંતે ફારેગ થયો ત્યારે તેણે પોતાને નાસી જવાની હાલતમાં આવી પડેલો દીઠો, તેના સિપાહીઓની બહાદુરી છતાં શત્રુઓ તેનાં પાયતખ્તના ધણી થઇ બેઠા હતા.

પાદશાહ નાસભાગમાં પડયો. તે નાસીને પોતાના સસરાના મુલકમાં ગયો, કેજે તેનો દોસ્ત અને મદદગાર હતો. આ ધણીએ બાજમાનતને એક જોરાવર લશ્કરની મદદ આપી, જેની કુમકથી તે નાઠેલો પાદશાહ થોડા વખ્તમાં પોતાના મુલકમાં દાખલ થવાની અને પોતાના દુશ્મન ઉપર ફીનો લેવાની ઉમેદ રાખતો હતો. સસરા તરફથી

મળેલી ઉપલી મદદ ઉપર પુર એતેકાદ રાખીને બાજમાનત તે લશ્કરની સરદારી લઇને કુચ કરી ગયો અને પોતાનાં ખોયલાં પાયતખ્ત ઉપર ચહડી ગયો. અહીં બંને લશ્કરો વચ્ચે બીજી લડાઇ થઈ, અને તેમાંથી શત્રુઓનીજ ફતેહ થઇ. બાજમાનતનું નવું લશ્કર આખી પરાગંદેહ થઈ ગયું, અને તે પોતેજ પોતાના તેજ ચાલના ઘોડા ઉપર સ્વાર થઇને નાસી ગયો તેથીજ બચ્યો. શત્રુઓએ તેનો કુંબાલો પકડયો, પણ ઘોડો એટલો જોરાવર હતો કે વચમાં એક દરિયાની ખાડી નડી, તે પણ પસાર કરીને તે બહાદુર અસ્પે પોતાના સવારને બીજે પાર સલામત લઇ જઇ ઉતાર્યો. આથી શત્રુઓ ખાડીમાં હોમાવવાને બદલે પાછા ફર્યા.

હવે પેલા કાંહાથી થોડેજ દૂર એક અછી કિલ્લેબંદી કરેલું શેહેર આવેલું હતું, જેનું નામ ફેરાસીન હતું. એ શેહેર મધે તે વેળા અબાદીદ નામે એક પાદશાહ રાજ્ય ચલાવતો હતો. બાજમાનત તે શેહર મધે દાખલ થયો, અને પરદેશીઓને ઉતારો આપવા માટે બાંધેલાં મકાનમાં આશ્રા લીધો. અહીં તેને ખબર મળી કે આ મુલ્કનો પાદશાહ પોતાનાં પાયતખ્ત મદીનેહ-ઇલાહીદ ખાતે મુકામ કરી રહેલો છે. આ ઉપરથી બાજમાનને તે તરફની રાહ લીધી અને ત્યાં જઇ પુગીને પાદશાહની મુલાકાતની ખાહેશ બતાવી, જે ઉપરથી તેને તરત અબાદીદની હજુરમાં દાખલ કરવામાં આવ્યો. તેનો બાહેરનો દેખાવ અને સારી દબદબ જોઇને પાદશાહ તેના ઉપર મેહરબાન થયો, તેને તેના દેશ, દરજ્જા, અને આ મુંલ્ક ખાતે તસ્દી લેવાનાં કારણ બાબે અનેક સવાલો પુછયા.

બાજમાનને જવાબ દીધો કે "હુ પાદશાહ બાજમાનતની દરબારનો એક વખણાયલો અમીર છું, અને તેની સાથે મને ઘાડો સંબંધ હતો. પણ એ કમનસીબ પાદશાહને તો તેના મુલ્કમાંથી શત્રુએ મારી કહાડયો છે તેથી કોઇ નવા પાદશાહની ખિદમતમાં જઈ રહેવાની મને ફરજ પડવાથી હું તું નામદારની નોકરી બજાવવા માટે મારી રાજી ખુશીથી તારી દરબારમાં આવ્યો છું."

અબાદીદ ઘણો દાના અને દુરઅંદેશ પાદશાહ હતો, અને તેથી તે પેલા મુસાફર ઉપર ખુબ રવેશે નેગાહ કરીને તેના ઉપર મેહરબાન થયો. તેણે તેને મોટી ખુશીથી પોતાની ખિદમતમાં રાખ્યો અને તેને ખાસ ઓહદો બક્ષ્યો, તથા પોતાના અમીરો દરમિયાન તેને એક અમીર બનાવ્યો અને પોતાનો હમનશીન કીધો.

પોતાને મળેલા આ નવા અધિકાર દરમિયાન અગરજો બાજમાનને પોતાનાં મનમાંથી પોતે એકવાર ભોગવેલી જાહોજલાલી અને રાજપાટનો વિચાર કહાડી નાખ્યો હોત, અને તેજ રાજપાટ બાબેનો શોક તેણે વિસારી દીધો હોત, તો તે આ નવા દરજ્જાથી ખુશખુશહાલ રહેત અને મગરૂર બનત. પણ પોતાની પાદશાહીનો વિચાર તેણે હજી મનમાંથી કહાડી નાખ્યો ન હતો.

એનેફાક એવો બન્યો કે એ વખને એક પાડોશી પાદશાહે અબાદીદના મુલક ઉપર ચહડાઇ લાવવાની ધમકી આપી. આ ઉપરથી આ પાદશાહ પોતાના બચાવમાં રહ્યો અને શત્રુઓને મારી કહાડવા માટેના સઘળા જરૂરના ઇલાજો લીધા. તેણે પોતે હથિયાર ભિડયાં અને એક ગંજાવર લશ્કરની સરદારી પોતેજ લઇને પોતાનું પાયતખ્ત છોડી આગળ ધસ્યો. હરોલનાં લશ્કરની મુખ્ય સરદારી તેણે પોતાના નવા અમીર બાજમાનતને આપી હતી.

એક જબરી લડાઇ બંને લશ્કરો વચ્ચે થઇ, જે દરમિયાન અબાદીદ અને બાજમાનત કારઆજમુદેહ લડવૈયાઓ માફક લડયા. એ જંગ દરમિયાન તેઓએ અજાયબ જેવી બળવારી અને હિમત તથા બહાદુરી દેખાડીને પોતાનું નામ કહાડયું. તેમના આવી લડતથી શત્રુઓ ઉપર જબરો માર પડયો અને તેમનો સદંતર પરાજય થયો. તેઓને ભારી ખુઆરી સાથ દેશમાંથી મારી કહાડવામાં આવ્યા. આ જંગ દરમિયાન પાદશાહ અબાદીદે જે બહાદુરી કીધી હતી અને જે ડહાપણભરેલી ગોઠવણ કરવામાં ચતુરાઈ વાપરી હતી તેની તારીફ બાજમાનને પુષ્કળ કીધી.

"અય જેહાંપનાહ!" તે બોલ્યો, "તારૂં આવું સરસ કવાયદ-વાળું લશ્કર છે તેથી, તેમજ તેની આવી અછી તરતીબથી ગંજાવર લશ્કર ધરાવનાર બળવાન પાદશાહને પણ તું નામદાર ખાક બરાબર કરી શકે તેમાં કશો સંદેહ નથી."

"તારી ભૂલ છે," તે ડાહ્યો પાદશાહ બોલ્યો; "ખુદાની કરમ બક્ષેશ વિના પેદાયશની એક નાચીજમાં નાચીજ વસ્તુની સામે પણ મારાથી થઇ શકાય નહિ. તે ખાવિંદની એકલાનીજ ઉપર એતેકાદ રાખવાથી આપણાં લશ્કરોને આપણ અછી જગાએ સદ્દ સમારીને ગોઠવી શકિયે છિયે, ડહાપણથી આપણી ગોઠવણો કરી શકિયે છિયે, અને આપણાં સઘળાં કામકાજનો ભોમિયો, જે મન, તેને સાવધ રાખી શકિયે છિયે. અગરજો મારો એતેકાદ તે ખલકના ખાવિંદની ઉપર ન હોત અને તેની દસ્તગીરી જો મને નહિ હોત તો મોટાંમાં મોટું લશ્કર મારા હાથમાં હોવા છતાં પણ તે નાશ પામત.

"તું જે કાંઇ કહે છે તેથી મારી પુરેપુરી ખાતરી થઇ છે," બાજમાનતે જવાબ આપ્યો; "અને જે આફત મારા ઉપર વરસી છે તે તેની સાબેતી છે. ખોટું ડહાપણ કરીને મેં મારૂં નામ દામ અને મારા ઉપર વિતેલો ગજબ તારેથી છુપાવ્યાં છે. પણ તું નામ-વરની નેકી અને દાનાઇભરેલી વાતો સાંભળીને હું મારા ભેદની વાત જબરદસ્તીથી તારી આગળ જાહેર કરવાને રાજી થયો છું. તારી ખિદમતમાં તું જેને ઉભેલો જુએ છે તે દુખી પાદશાહ બાજમાનત પોતે છે, કે જેણે પોતાના લશ્કર ઉપરજ અત્યંત વિશ્વાસ મૂકયાથી આજે તે લશ્કર તેને તેનાં તખ્ત ઉપર સલામત રાખી શકયું નથી."

આ એકરાર સાંભળીને અબાદીદ બહુ અચરત થયો, અને પોતાથી પાદશાહ બાજમાનતને તેને લાયકનો મરતબો અપાયો નહિ તે માટે માફી ચાહવા લાગ્યો. પણ પેલા પદભ્રષ્ટ પાદશાહે તેને તેમ કરતો અટકાવીને કહ્યું કે "શરમિંદગી અને અહ્ડાતહ્ડીને લીધે મેં મારી જબાન બંધ રાખેલી હતી ત્યારે તું મને કયાંથી પિછાની શકે? મારાં કપાળ ઉપરથી ખોદાતાલાના ઇનસાફે જે લેખ ભુસરી નાખ્યો

હતો તે તું ત્યાં શી રીતે વાંચી શકે? અય બુલંદ દરજ્જાના પાદશાહ," અબાદીદને બગલગીરી કરીને બાજમાનતે બોલવું જારી રાખ્યું, "તેં જે સખી દિલગુર્દો મારા તરફ બતાવ્યો છે તેને થકી મારી કસુરોનો અહેવાલ મારે તારી આગળ રજુ કરવો જોઇયે છે. તે અહેવાલ હવે તું સાંભળ."

આમ કહીને બાજમાનતે પોતાનો સર્વ કિસ્સો પેલા પાદશાહ આગળ જાહેર કીધો. એ કિસ્સો સાંભળ્યા પછી પાદશાહ અબાદીદ બોલ્યો કે "અય બેરાદરે અજીજ, તારી હાલત ઉપર અફસોસ કરવાનું હવે બંધ કર, કારણકે જેની આગળ તું તારૂં બયાન કહી સંભળાવે છે તેપણ તારીજ માફક મોજમાં અને લાડ ાં ઉછરેલો છે, અને તારી મુઆફિકનાંજ પુષ્કળ સંકટો વેઠી તથા દુખો ખમીને આયંદેહ સુધર્યો છે. તારા કરતાં હું કાંઇ વધારે ડહાપણ ધરાવતો ન હતો. કુદરતનો એવો કાયદો જણાય છે કે દુખો અને સંકટોજ આપણને ખરેખરી તાલીમ આપી શકે છે. અવલમાં હું મારો તમામ એતેબાર મારાં મોટાં લશ્કર ઉપર મુકતો હતો અને મારાં પોતાનાં બળ ઉપર મુસ્તાક રહેતો હતો. એક વખ્તે એવું બન્યું કે મારા એક દુશ્મન કને મુઠીભર આદમીઓ હતાં તે છતાં મારાં અસંખ્યાત લશ્કરને તેણે હરાવ્યું અને મેં તે ફોજની સરદારી લીધેલી હોવા છતાં મને તેણે જીતી લીધો. મને નાસી જવાની ફર્જ પડી અને હું પર્વતો તરફ નિકળી ગયો, જે વેળા મારી સાથે ૫૦ માણસો એવા નિમકહલાલ રહી ગયલા હતા કે જેઓ મને છોડી જવાને દુખી હતા. ખોદાતાલા તરફનો બનાવ એવો બન્યો કે એક દર્વીશ સાથ મને એતેફાક થયો, જેનું તમામ બદન પાકીજગીમાં અને ખોદાની એબાદતમાં ગર્ક હતું. મારા ઉપર જે આફત વરસી હતી તેનું તેણે મને કારણ બતાવ્યું અને મને કહ્યું કે મારો દુશ્મન મારા ઉપર થોડાં લશ્કરે જે ફતેહ મેળવી ગયો તેનું કારણ એ હતું કે તેણે પોતાનો તમામ વિશ્વાસ ખોદાતાલા ઉપર મૂકેલો હતો; એટલા માટેજ તે મને વગર હરકતે હરાવવાને શક્તિવાન થયો હતો. એથીને બદલે મેં તો મારા ભાલાની નોક ઉપર અને મારાં જંબાવર લશ્કર

ઉપર એનેકાદ બાંધ્યો હતો; તે ઉપર હું મુસ્તાક અને મગરૂર હતો; મારી જે ફરજ તેથી હું ગાફેલ રહ્યો હતો; અને તથી જેવી હુકમ હું આપતો તેમાં ગફલત ખાતો અને ચૂક કરતો હતો. આ સઘળી મારી કસુરો દેખાડી આપીને તે દર્વીશે મને કહ્યું કે 'આ જેહાનમાં દરેક ચીજ ઉપર જે સાહેબ અમલ કરે છે તેના ઉપરજ તું તારી ઉમેદ બાંધ, અને પછી જો કે અગરજો તેણે તારી દસ્તગીરી કીધી તો માત્ર પચાશ સિપાહીઓજ તારો મુલ્ક તને પાછો જીતી આપવાને શક્તિવાન થશે.' પેલા દર્વીશની આવીં આવી દાનાઈની વાતોથી મારા ઉપર બહુ મજબૂત અસર થઈ. મેં મારી ચશમ આકાશ તરફ ઉઠાવી અને પુરતા ઇતબાર સાથ હું મારાં પાયતખ્ત તરફ પાછો ફર્યો. હવે પેલી તરફથી જાહોજલાલી અને મોજશોકથી મારો દુશ્મન આંધળો બની ગયો હતો. એશ અશરતની ઝુમમાં, જે ડહાપણભરેલાં કામોથી તેને ફતેહ મળી હતી તે, તે ભૂલી ગયો હતો તેનાં રાજ્યમાં મને સઘળું શાંત જણાયું. પોતાના હાથમાં મોટી પાદશાહાત આવેલી જોઇને તે પોતાને નિર્ભય સમજતો હતો અને લશ્કર નિભાવવાનું ચૂકી ગયો હતો. રાત પડતાંજ હું પાયતખ્ત ઉપર ઉચાલીય ચઢયો; મારી નાની ટુકડી જોડે મેહલ ઉપર ચઢી ગયો, આ તો જોઇને બીજા સિપાહીઓથી મારી જોડે શામેલ થયા. એમ કરતાં મારી ફોજ અતિઘણી જબરી થઈ પડી. લશ્કરની આ જબરી ગિર્દી સાથ મોટો પુકાર અને ધુબ્બરો ચાલુ થયો. મારા દુશમનને આ બાબેની ખબર પડતાંજ તે ગુપચુપ નાસી ગયો, અને પોતાને માથે એકદમ આવી પડેલાં ભયમાંથી સટકી ગયો. બીજેજ દિવસે હું મારાં પોતાનાં તખ્ત ઉપર પાછો બિરાજ્યો: અને મારૂં રાજ્ય વગર હરકતે મારે સ્વાધીન થયું."

પાદશાહ અબાદીદનું આ વર્ણન સાંભળીને બાજમાનતની બુધ્ધિ એકદમ ફરી ગઇ. તે બોલ્યો કે "અય પાદશાહ, ખોદાતાલા ઉપરના જે એનેકાદે તારાં મગજમાં ઘર કીધું હતું તેજ એનેકાદ આજે મારાં મનમાં ઉત્પન્ન થયો છે અને હવેથી તે સાહેબ સિવાય બીજા કોઇ ઉપર હું મારો ભરૂસો મૂકનાર નથી. તે કિર્તાર એકલોજ અને તેનો

મોટો પેગામ્બર, મારાં સર ઉપર મારૂં તાજ પાછું મૂકવાને શક્તિવાન છે; અને તે તાજ પાછું મેળવવા માટે જે ઇલાજ તેં લીધો હતો તેજ હું પણ લઇશ."

આમ બોલીને બાજમાનતે રૂખ્સત લીધી, અને ઉતાવળે કદમે બિયાબાન તરફ ચાલ્યો, કે જેમાં થઇનેજ તેના મુલ્કમાં જવાતું હતું. ઇનસાન જાતના મોટા પાદશાહ ઉપર પોતે હવે મૂકેલા વિશ્વાસને ભોમિયો કરીને, અને એબાદતથી તેની મદદ માંગીને, તે એક પર્વતને મથાળે જઇ પુગ્યો. આ વેળા તે બહુ થાકી ગયો હતો, તેથી તેના ઉપર ખ્વાબે ગલબો કીધો, અને તે દરમિયાન તેણે એક સ્વપ્નો જોયા, જેમાં ગોયા એક આવાજ પુકાર મારીને તેને કહેતો હતો કે "અય બાજ-માનત, ખુદાએ તારી એબાદત સાંભળી છે; તારી તોબાહ તે કબૂલ રાખે છે; અને હવે તારો ઇરાદો છે ત્યાં તારે બેધડક બીનદેહશતે કુચ કરી જવું."

બાજમાનત તરત બેદાર થયો ત્યારે પોતાની આજુબાજુ કોઇને નહિ જોઇને એવું સમજયો કે "આ આવાજ મારા પાસ્બાન ફરેસ્તાનો છે." એવો ખયાલ દિલમાં લાવીને તે શેતાબ પોતાનાં પાયતખ્ત તરફ દોડયો. પોતાના મુલ્કની સરહદ ઉપર હજુ તો જઇ પુગ્યો નહિ એટલાંમાં તેને એક લશ્કરી ટુકડી મળી, કેજે તેના ઘણાજ વફાદાર સિપા-હીઓની હતી. તે સઘળાઓએ શેહરની બાહેર તંબુઓ મારીને છાવણી કીધી હતી અને અહીં જો પેલો રાજ્ય પચાવી પડેલો પરદેશી પાદશાહ તેઓ ઉપર જબરદસ્તી વાપરે તોતેઓ બીજે ઠેકાણે જઇ આશ્રો લેવાને માટે દોડી જવાને તૈયાર રહ્યા હતા. હજુસુધી બાજમાનત પાદશાહને તેના પેલા લશ્કરી-ઓએ ઓળખ્યો ન હતો, માટે તેઓથી પોતાનો ભરમ છુપોજ રાખીને તેણે અજાણ્યો થઇ તેઓ દરમિયાન જઇ વાતો કરવા માંડી અને તેમને ખબર આપી કે હું તો પાયતખ્ત શેહેર તરફ જાઉંછું. પેલા લશ્કરીઓએ તેને આ કામથી અટકાવવા માંડયો, અને કહ્યું કે ત્યાં જવાના રસ્તા ઘણાજ ભયભરેલા છે. તેઓએ વળી તેને કહ્યું કે "પાદશાહ બહુ શાકલો અને બીધેલો છે; જોબી અજાણ્યો પરદેશી ત્યાં

જાય છે તેને એ પાદશાહ માજી પાદશાહ બાજમાનત તરફનો છુપો જાસુસ સમજે છે, અને તેને તે ખૂની પાદશાહનાં હુકમથી જરાબી અંદેશા વગર બેધડક ગર્દન મારવામાં આવે છે."

"ત્યારે એ નવો પાદશાહ આગળા પાદશાહને યાદ કરાવે એવો છે કે ?" બાજમાનતે પુછ્યું; તેની ખાતરી હતી કે પેલાઓ તેને હજુ ઓળખતા નથીજ. "તમો તેને પાછો ફરેલો જોવાને રાજી તે નહિજ હશો ?"

પેલાઓએ જવાબ દીધો કે "અફસોસ! અમારો તે માનિતો પાદશાહ જો આજે અહીં હાજર હોત તો કેવું સારૂં! તેની તમામ રૈયતોનાં હૈડાંમાં તે એક કેબલા મિસાલ છે, અને તેની તરફથી લડવા માટે એક લાખ માણસો તૈયાર છે, એમ તે પોતાની નજરે જોત. જે જુલમગાર દેવ તેને પદભ્રષ્ટ કરીને તેનું રાજ્ય પચાવી બેઠો છે તે પોતાનો તમામ આધાર પોતાનાં લશ્કર ઉપર બાંધી બેઠો છે. તે એટાગેગધો જુલમાત ચલાવે છે કે દરેક ચાજનો તે પોતાની બેલગામ ઇછાઓને ભોગ આપે છે, અને જરાબી વેહેમ પડે છે તો આદમીઓનાં સર તલવારને હવાલે કરે છે."

"પોતાનાં લશ્કર ઉપરજ તમામ વિશ્વાસ મૂકીને એ પાદશાહ મોટી ભૂલ કરેછે," બાજમાનત બોલ્યો; "પાદશાહોને ખરેખરી મદદ કરનારૅ તો ખોદાતાલાની કરમ બક્ષેશ છે. હવે હું તો મુસાફરીથી જ્ઞાન મેળવવાના ઇરાદાથી આ તરફ આવેલોછું, અને જ્યાંસુધી મારા ઉપર ખોદાની રેહમ છે ત્યાંસુધી કોઇ ઇજા દઇ શકનાર નથી એમ અછી રીતે સમજુંછું. એટલામાટે હવે હું તો બેદેહશત તમારા પાદશાહનાં પાયતખ્ત તરફ કુચ કરી જઇશ, પછી તેણે માર્ગ વચ્ચે ધમકી આપનારા ચોકી પાહરા મૂકયા હોય તો તેની મને શી પરવા છે?"

આ સાંભળીને પેલા સવારોને તેને માટે બહુ લાગ્યું. તેઓ દિલસોજીથી બોલ્યા કે "અમે તને કસમ આપિયે છિયે કે તારે આમ નહિ કરવું. જેમ અમારા પાદશાહને માટે અમે આજસુધી ગમ કરિયે છિયે તેમ તારે માટે અમને ગમ કરવાનું તું કારણુ ના આપ.

તું એક ભલો ઇનસાન નજર આવેછે, ત્યારે તો તું જ્યાંસુધી પાક પરવરદેગાર તરફના ઇનસાફથી આ કમબખ્ત જુલ્મગારના પાપોનું શેવટ આવે ત્યાંસુધી અહીં થોભ. તે વખ્ત હવે કાંઇ ઘણો દૂર નથી, કેમકે તેનાં પાપોનો ઘડો હવે ભરાઇ ચૂકેલો છે."

આ સખુનો સાંભળીને બાજમાનતને લાગ્યું કે રાજ્ય પાછું મેળવવાની તેની ઉમેદો પાછી તાજી થઇ શકે એમ છે. તેણે પોતાનો ધારણ કરેલો વેશ દૂર કીધો અને પોતાનો ભેદ જાહેર કરી દઇને પેલાઓને કહ્યું કે "જે પાદશાહને તમો પાછો ફરેલો જોવાં ઇછોછો તે હુંજ છું." આથી પેલા સવારો એકદમ તેને પગે પડયા, કેમકે તેનીજ ખાતર તે બીચારાઓને દેશનિકાળ થવું પડયું હતું. તેઓએ તેના હાથને બોસ્સા દીધા, અને પોતાનાં આંસુથી તેમને નહવાડયા. પેલી ટુકડીમાંના થોડાક સવારો પોતાના પાદશાહની નિઘેબાનીને થકી તેની આગળ ને આગળ રહ્યા અને પોતાના જાનને જોખમે તેનું રક્ષણ કરવા લાગ્યા; બાકીનાઓ દેશમાં ચો તરફ ફરી વળ્યા અને માજી પાદશાહને પાછો ફરવાના સમાચારથી વફાદાર પ્રજાને જાણ કરવા લાગ્યા. તેઓએ હવે તેની તરફથી લડાઇ કરવા માટેની મસલેહત ચલાવવા થકી કયાં ભેગા મળવું તે માટેની એક જગા મુકરર કીધી. એ રીતે એક ગંજાવર લશકર ઉભું થયું અને તેને પાયતખ્ત ઉપર એકદમ ધસી જવાને તૈયાર રાખ્યું. અંતે ધસારો થયો, લડાઇ ચાલી, અને પેલા જુલ્મગાર પાદશાહને તખ્ત ઉપરથી ઉઠાડી મૂકવામાં આવ્યો, અને શેવટે પાદશાહ બાજમાનતે પોતાનાં રાજ્યની લગામ એકવાર ફરીથી પોતાના સ્વાધીનમાં લીધી. તેને તખ્ત ઉપર બેઠેલો જોઇ તેની રૈયત ખુશખુશહાલ થઈ અને તેની વાહવાહ પોકારવા લાગી.

* * * *

ઉપલો કિસ્સો પુરો કીધા બાદ અલાઉદદીન તેના સંબંધમાં પોતાની તરફથી નીચે મુજબના સખુનો બોલવા લાગ્યો :—

"અય જેહાંનપનાહ, ખોદાતાલા સિવાય બીજા કોઇની પણ મદદ વિના બાજમાનત કેવી રીતે પોતાનાં તખ્ત ઉપર પાછો બિરાજ-

વાને શક્તિવાન થયો તે આ હકીકત ઉપરથી તું નામદારે જોયું છે. હવે મારૂં ખરૂં તખ્ત જે છે તે મારૂં નિર્દોષપણું છે; અને અય બંદેનવાજ! ખોદાતાલા તરફથી મને બશારત થઇ હોય તેમ હું પુર એતેકાદ ધરાવું છું કે એ મારાં તખ્ત ઉપર હજુ હું પાછો બેસી શકીશ અને મારા દુશ્મનોને ઉંધા પાડી તેઓ ઉપર ફતેહ મેળવી શકીશ."

જવાન અલાઉદદીન પોતે જે દાસ્તાનો કહેતો હતો તેમની જોડે દાનાઇભરેલી સચ્ચાઇના સબકો પણ કહેતો હતો તેથી પાદશાહ તેની વાતો કાન દઇને સાંભળતો હતો, અને તેની દાનાઇના સખુનો તેનાં દિલમાં ઉતરતા હતા. આથી તેનો ગુસ્સો શાંત થઇ જતો હતો. એટલા માટે ઉપલી હેકાયત સાંભળીને બોહેતઝાદે ફરીથી ફરમાવ્યું કે કેદીની સજા મોકુફ રાખો. અને એ રીતે અલાઉદદીનને પાછો બંદીખાને લઇ જવામાં આવ્યો.

બીજે દિને સાતમા વજીરની વારી આવવાથી પાદશાહનું મન પેલા તકસીરવાર ગણાતા જવાનની સામે ફેરવવા અને તે નામદારને બદગુમાન કરવા માટે તે વજીર બહુ હુશિયારી અને પુરતી ખબરદારીનાં ગુમાન સાથ દરબારમાં ગયો. તે પોતાની જોડે એક જુઠી બનાવટનું કાગજ લેતો ગયો હતો કે જેમાં પ્રજાના લોકો બલવો ઉઠાવવા માંગે છે એવી ધમકીની વાતો લખેલી હતી. આ મતલબનાં કાગજો શેહરમાં મુખ્ય ઠેકાણાઓ ઉપર ચોંટાડેલાં હતાં, અને તે ઉપર કેટલાક આસામીઓની સહીઓ પણ કરેલી હતી. આ કાગજને પોતાની તકરારનો આધાર કરીને પેલા વજીરે પાદશાહની દરબારમાં બાંગેબુલંદ કહેવા માંડયું કે "તું નામવર કને ફકત રાસ્ત ઇનસાફ મેળવવા ખાતરજ પ્રજાનાં લોકો આવાં કાગજો બાહેર પાડવાની હિમત કરે છે, કાંએકે તું સાહેબ પેલા ચોરબચ્ચાને સજા કરવાની તાકીદ હજી જોતો નથી. તે હરામજાદા ઉપર સઘળી પ્રકારે ગુનાહ સાબેત થઇ ચુકયો છે, અને તે ગુનાહ વળી તમામ પ્રજાને રોશન થઇ ચુકયો છે, તેમ છતાં પાદશાહ તેવા એક ચોકસ ઠરેલા ગુનેહગારને સજાએ નથી પુગાડતો

અને તેનું ખૂન રેડવામાં ઢીલ કર્યા કરેછે, તથા રોજબરોજ તેના ઉપર રેહેમ લાવીને તેને જીવતો રાખેછે એટલામાટેજ તારી ભલી રૈયત આ કામ તરફ પોતાની અચરતી બતાવે છે."

ઉપલાં ફિતુરી કાગજમાં કેટલીક તકસીરો નામબનામ ઉતારેલી હતી, કાંએકે પાદશાહ અલાઉદ્દીનને સજા કરવાની આંચકી ખાતો હતો. આ કાગજ પ્રજાનાં લોકોએ પાદશાહ તરફની નેકખાહી અને રાજ્ય તરફની વફાદારીને થકી લખ્યાં હતાં એવી પોતાની ખાતરી થવાથી બોહેતજાદનો ગુસ્સો પાછો ઉશ્કેરાયો. તેણે પોતાના આગળા ઠરાવને હવે જલદીથી અમલમાં મૂકવાનો મનસુબો કરીને અલાઉદ્દીનને તેનાં કેદખાનાંમાંથી તેડાવી મંગાવ્યો. જ્યારે તેને ફાંસીના માચરા ઉપર ચહડેલો જોયો ત્યારે પાદશાહ બોલવા લાગ્યો કે "આટલા દહાડા સુધી તો મેં સબર એખ્તિયાર કીધી છે; પણ હવે મારી ખાતરી થઇ છે કે તારૂં લોહી રેડવા સિવાય મારી પાદશાહતમાં સુલેહ જળવાઇ રહે એ બનવું અશક્ય છે. તું હવેથી તારી જિંદગીની વધારે આશા રાખતો ના, કેમકે હવેથી તારી દાદને કોઇ પહોંચે એમ નથી."

અલાઉદ્દીને ઉત્તર દીધો કે "અય બંદેનવાજ! દરેક કસુરને થકી માફી બક્ષવી લાજેમ છે. મેં એકજ કસુર કીધીછે, અને તે એ કે જે શરાબની કેફથી હું બેગાનો હતો તે શરાબ મેં હદથી જિયાદા પીધો હતો. તે કેફથી એક પળવાર હું મારી શુધ્ધિમાં રહ્યો નાહ. પણ એટલુંજ નથી. તું નામવર શાહની માફી મેળવવાનો તો મને હક છે. અય જેહાંપનાહ, પાદશાહોને તે કિરતાર તરફથી એક અતિ ઉત્તમ હક મળેલો હોય છે અને તે લાયક જગાએ દયા કરવા તથા માફી બક્ષવાનો હક છે. ઘડીભર એમ વિચારો, સાહેબ, કે એક સહેજ ઢીલ કીધાથી અને પુખ્ત વિચાર કરી કામ લીધાથી તું નામવરે એક નિર્દોષ માણુસને સજામાંથી બચાવી લીધો છે. હવે તે માણુસ જો ખરેખરો બેગુનાહ સાબેત થાય તો પછી શું એમ વાજબીપણે નહિ કહી શકાય કે તું સાહેબે તે બીચારાને મુએલો જીવતો કીધો? વાજબી ન્યાયને ખાતર એક કામ કરવું સજાવાર લાગતુંબી હોય, પણ ખરૂં જોતાં તે બેકાયદે

જુલ્માતનું પરિણામ ગણી શકાય. હવે એક ખરેખરા તકસીરવારને માફી બક્ષવામાં મોટી કીર્તિ છે, તો એક બેગુનાહને સજા કરવાની ઉતાવળ નહિ કરતાં તેને શેવટે જીવતો રાખવામાં તો કેટલી મોટી કીર્તિ હોવી જોઇએ ? જે ધણી ખરેખરી દયા કરવા અને માફી બક્ષવાને શક્તિવાન છે તેને તેનાં તે કામને લાયકનો બદલો મળ્યા વિના રહેતોજ નથી; જે મિસાલે કે શાહજાદા બહારકાનને તેવો બદલો મળ્યો હતો."

જવાન અલાઉદ્દીને જોયું કે બોહેતજાદ ઉપલા શાહજાદાનું બયાન સાંભળવા ઇછે છે, તેથી તેણે પાદશાહના માંગ્યા વગરજ કેટલીક ઓજારખ્વાહીથી પોતાની વાત આ મુજબ ચાલુ કીધી.

---

વાર્તા ૭ મી.

## કિસ્સો શાહજાદા બહારકાનનો.



બહારકાન ઘણા આકળા અને પાજી સ્વભાવનો શાહજાદો હતો, અને પોતાના ગુસ્સાને આધીન તે દરેક ચીજને કરતો હતો. પોતાના મિજાજ મુજબ અમલ કરવા થકી તે ચાહે તેવો જુલ્માત કરતો હતો. કોઇની ઉપર માત્ર ગુનાહ કરવાનો શક હોય તો તેવા ધણીનેભી તે માફી બક્ષતો ન હતો. આથી કરીને થતું એમ કે જેઓ જાણી જોઇને રાજીખુશીથી તકસીર કરતા હતા તેમને જેવી ભારી સજા મળતી હતી તેવીજ સજા જે બાપડાઓથી અજાણપણે અથવા મર્જી વિરૂધ તકસીર થતી તેમને પણ થતી હતી.

એક દહાડે આ શાહજાદો શેકારે ગયો હતો, ત્યાં તેના એક અમીરે કમાને ચિલ્લો ચહડાવીને તૈયાર રાખેલો તીર અજાણપણે છુટો થયો અને એકાએક પાદશાહના કાનમાં લાગ્યો, અને તેથી માઠાં ભાગ્યે થયું એમ કે કાન વિંધાઇ ગયો. આથી પાદશાહ એટલોબધો ગુસ્સામાં આવ્યો કે તેણે પેલા અમીરનું સર તેના બદનથી છુટું પાડવા માટે

તેને પોતાની આગળ પકડી મંગાવ્યો. જ્યારે તે નવજવાન દુખી અમીરને પાદશાહની આગળ લઇઆવ્યા ત્યારે પોતાને મળનારી સજાની બિના સાંભળીને તેણે પાદશાહને આ મિસાલ કહ્યું:—

"અય ગરીબાંનવાજ, જે તકસીર મારેથી થઇછે તે મેં જાણીબુઝીને કીધી નથી; મારા ગ્રહમાં એવું લખેલું હશે તેથીજ એ મુજબ બન્યું છે. હું તારી માફી ચાહવા તારે પગે પડું છું તું મારા હાલ ઉપર દયા કર. જો તું દયા કરી મને માફી બક્ષશે તો તારૂં એ કામ ખોદાતાલાની દરગાહમાં કિર્ત્તિભરેલું અને ઇનસાનોની નજરમાં પસંદ પડતું ગણાશે. જે સર્વ શકિતવાન સાહેબે તારા હાથમાં રાજ્યનો અમલ બક્ષ્યો છે તેનાં નામના કસમથી હું તને આજરખ્વાહી કરૂંછું કે મારી આ તકસીર મને માફ કર; અને હું ખાતરીથી કહું છું કે એનો બદલો તને કોઇ દહાડો મળ્યા વિના રહેશે નહિ."

આ કરૂણાભરેલી અર્જથી પેલા સંગદિલ પાદશાહ ઉપર અસર થઇ, અને સર્વ કોઇ જે વકી રાખતા હતા તેથી ઉલટીજ રીતે તેણે પેલા જવાન અમીરને તેના ગુનાહની માફી બક્ષી. આ જવાનનું નામ તીરકાન હતું. તેણે એક તકસીર કીધી હતી તેની સજામાંથી બચી જવા માટે તે પોતાના બાપની દરબારમાંથી નાસી આવ્યો હતો. એક પાદશાહાતમાંથી બીજી પાદશાહાતમાં, એમ બેમાલુમ રીતે ભટકતો તે છેલ્લે બહારકાનની દરબારમાં આવી ઠરીઠામ થયો હતો, જ્યાં તેને નોકરી મળી હતી. ઉપલો અકસ્માત બન્યા પછી થોડીક મુદત સુધી તે અમીર બહારકાનની દરબારમાં રહ્યો, પણ તેના બાપે તેણે આશ્રો લેવાની જગા શોધી કહાડીને તેની તકસીરની માફીનો હુકમ મોકળાવ્યો અને તેને ફરમાવ્યું કે હવે તેણે પાછો ફરી પોતાના બાપને આવી મળવું. આ બાબેનો પત્ર એવા તો મોહબતભરેલા સખુનોથી લખ્યો હતો કે પોતાના પિતાની નેકી ઉપર વિશ્વાસ મૂકીને તીરકાન એકદમ તેની દરબાર તરફ ઉપડી ગયો. તેણે જે ઉમેદો બાંધી હતી તેમાં તે ઠગાયો નહિ, કેમકે ત્યાં જઇ પુગ્યા પછી એક શાહજાદા દાખલનો સઘળા હકો તેને પાછા મળ્યા.

પેલી તરફથી પદ્દશાહ બહારકાનને મોતી કેમ કહાડવામાં આવે છે તે જોવા અને ગમત મેળવવાની ઇચ્છા થયાથી તે પોતાના મુલ્કને લાગેલા દરિયાના કાંઠાઓ તરફ મોટીની શોધમાં એક બારકસ ઉપર સ્વાર થઇને નિકળ્યો. હવે એ વેળા એતેફાક એવો બન્યો કે દરિયામાં જબરૂં તુફાન થઇ આવ્યું અને તેના સપાટામાં પેલું બારકસ આવી જઇને તે ભર દરિયે ધસડાઇ ગયું. પવન અને મોજાના વમળમાં તે ડોળા ખાવા લાગ્યું, તેના સઢ સઘળા ફાટી તુટીને ઉડી ગયા, અને છેલ્લે એક અજાણ્યા મુલ્કના કાંઠા ઉપર તે બારકસ જઇ અથડયું, અને ખડકો સાથ અફળાઇને તેના ટુકડે ટુકડા થઇ ગયા. તે ઉપરના સઘળા ખલાસીઓ ડુબી મુઆ, પણ એકલો પાદશાહ બહારકાન બચી ગયો. સારાં ભાગ્યે તેના હાથમાં પેલાં ભાગેલાં વહાણનો એક કટકો આવી ગયાથી તે મારફતે તેણે પોતાનો જીવ બચાવ્યો. તેનાં મોટાં નસીબે બનાવ એવો બન્યો કે જે પાદશાહના શાહજાદાએ તેનો કાન વિંધ્યો હતો અને જે જવાનની એ તકસીર તેણે પોતે માફ કીધી હતી, તેજ પાદશાહના મુલ્કમાં બહારકાન જઇ લાગ્યો હતો.

જ્યારે તેણે તે ભૂમી ઉપર પગ મૂકયો ત્યારે સાંજ પડવા માંડી હતી. તે પોતાની હાલની મુસીબત છતાં હિમત હાર્યો હતો નહિ, અથવા કમજોર થઇ ગયો ન હતો. એટલામાટે તેને જે પહેલો રસ્તો સુઝયો તેજ રસ્તે તે આગળ વધ્યો અને એક મોટાં કિલ્લેબંદીવાળાં શેહેર તરફ જઇ લાગ્યો. પણ તે ત્યાં જઇ પુગે તે આગમજ શેહેરના દરવાજા બંધ થઇ ચુકયા હતા, માટે તેને બીજી સહવાર સુધી ભાગોળની બાહેર રહીને એક કબ્રસ્તાનની પડોશમાં તે રાત ગુજારવી પડી.

બીજે દિને જ્યારે સહવાર પડી ત્યારે દરવાજા ઉઘડયા. હવે શેહરમાંથી જેઓ પહેલા બાહેર નિકળ્યા તેઓને કબ્રસ્તાનના દરવાજા આગળ એક માણસનું ખૂન થયલું જણાયું. તેઓએ આ ખૂન શોધી કહાડયું તેજ વેળાએ પાદશાહ બહારકાન પણ પોતે જ્યાં સુતેલો હતો ત્યાંથી ઉઠીને શેહેરમાં દાખલ થવા જતો હતો. આગલે દિને વહાણનાં પાટિયાં ઉપર સ્વાર થઇને કાંઠે પુગવાની જેહમત કરતાં તેને સહેજ જખમ

થયા હતા અને તેઓમાંથી હજીસુધી લોહી વહેતું હતું. પેલા ખૂન શોધી કહાડનારા અને બીજા ભેગા મળેલા લોકોની નજરમાં ખૂનનો આ પુરાવો પુરતો જણાયો. તેઓએ તેનેજ ખૂની ગણ્યો અને તેને એકદમ કેદખાને લઇ ગયા.

કેદખાનામાં પડયો પડયો બહારકાન તરેહવાર અંદેશા કરવા લાગ્યો અને આ મુજબ પોતાના જીવ સાથ બોલવા લાગ્યો કે—"અય બહારકાન, ખોદાતાલા તરફની આ તને સજા છે. તું ઘાતકી, કપટી અને ક્રુર હતો. તું માણુસજાત ઉપર દયા કરવી જાણુતોજ ન હતો. સહેજ શક ઉપરથી તું તારા ભાઈબંધ ઈનસાનોના જીવ લેતો હતો. હવે તું જો કે તું પોતે આજે નીચમાં નીચ ઈનસાનની સપાટી ઉપર આવી પુગ્યો છે! એ જે તને સજા થઇ છે તે બરાબર લાયક સજા થઇ છે."

આ રીતે પોતે પોતાનો કસુર કહાડીને બોલતો હતો એટલાંમાં એક ગીધ પક્ષિને જે કેદખાનાના ચોકમાં પોતે પસાર કરતો હતો ત્યાં હવામાં ઉડતું જોયું. તેણે તરતજ એક પથર ઉપાડયો અને બહુ જોરથી તે પક્ષિ ઉપર ફેંકયો. આ ફટકાથી પોતાનું શરીર બચાવીને ગીધ તો ઉડી ગયું, પણ પેલો પથર હવામાંથી પાછો જમીન ઉપર પડતી વેળા પેલાજ શાહજાદા તીરકાનને અકસ્માતિક લાગી ગયો, કે જે શાહજાદાને હાથે એવીજ રીતે બહારકાનનો કાન ઉડી ગયો હતો. પેલા પથરથી તીરકાનને કાન ઉપરજ જખમ થયો, પણ તે જખમ કંઇ બહારકાનને થયલા જખમ જેટલો ખરાબ ન હતો. પથર આવીને લાગતાંજ શાહજાદાએ બૂમ પાડી, અને તરતજ તેના દરબારીઓ અને બીજા ખિદમતગારો તેની આગળ દોડી આવ્યા. તરત તબીબોને બોલાવી મંગાવ્યા, જેઓએ શાહજાદાને થયલો સહેજ જખમ જલદીથી સાજો કીધો.

ઉપલો પથર કોણે માર્યો હતો તેની તપાસ કરવાનો પાદશાહે હુકમ ફરમાવ્યો, અને બહારકાનની જોડે જે બીજા કેદીઓ હતા

તેઓએ ગવાહી આપી કે આ નવા કેદીએ પથર ઉપાડીને ફેંકયો તે અમે અમારી નજરે દીઠો હતો. આ ઉપરથી બહારકાનને પાદશાહની નજદીક ઉભો કીધો, જેણે તપાસ કરીને હુકમ ફરમાવ્યો કે "આ માણસનું સર એકદમ કાપી નાખવું, કેમકે શેહેરના દરવાજા બાહેર કબ્રસ્તાન આગળ જે ધણીનું ખૂન થયું તે પણ એજ માણસે કીધું હતું." આ હુકમ થતાંજ જલાદે બહારકાનની પાઘડી તેનાં માથાં ઉપરથી નીચે ફેંકી દીધી, અને તે જેવો પોતાની તલવાર મિયાનમાંથી બાહેર ખેંચી કહાડવા જતો હતો તેવામાં પાદશાહને બહારકાનનાં માથાંની તપાસ કરતાં તરત જણાયું કે તેનો એક કાન કપાઇ ગયો હતો.

"મને એવું જણાય છે," પાદશાહે પેલા કેદીને કહ્યું, "કે આ કાંઇ તારી પહેલીજ કસુર નથી. હું જોઉંછું કે તને આગળ કસુરને થકી સજા થઇ ચૂકેલી છે. વારૂ તારો એક કાન કાપી નાખેલો છે તે તારી કઇ કસુરને થકી?"

પોતાની ઉપર એક પછી એક આવી પડેલાં સંકટોથી દુખી બહારકાન હિમતવાન બનેલો હતો તેથી જે કાંઇ ખરેખરી બિના હતી તે જાહેર કરી દેવાનો ઠરાવ કરીને તે આશાભરેલાં દિલ સાથ આ મુજબ મર્દાનગીથી બોલ્યો:—"અય જેહાંનપનાહ! અગરજો મેં ગુનાહ કીધો હશે તો તેનો જવાબ મારે પાક પરવરદેગાર સિવાય બીજા કોઇને દેવો નથી; અને ખોદાતાલા મારો ઇનસાફ કરીને મને સજા ફરમાવવાનુંજ ઠરાવે ત્યાંસુધી ઇનસાનજાતની મકદુર નથી કે તે મને કશીબી સજા આપે. ટુકમાં કહુંતો, અય પાદશાહ, હું તારો બરાબરિયો છું. હુ પોતેબી એક પાદશાહ છું. મારો જે કાન કપાઇ ગયલો તું જુએ છે તે માઠાં ભાગ્યે તીરથી વિંધાઇને ઉડી ગયો હતો. આ તીર મારા એક અમીરની કમાનથી અજાણતાં છુટો હતો. તે અમીરનું નામ તીરકાન હતું. ગુસ્સાના પહેલા આવેશમાં મેં તે જવાનને મોતની સજા ફરમાવી; તેણે મારી કને જીવતદાન માંગ્યું અને મેં તેને તે બક્ષ્યું. મારૂં નામ બહારકાન છે."

આ હકીકત હજુ તો પુરી થાય નહિ એટલામાં શાહજાદો તીરકાન, કેજે તે વેળા દરબારમાં હાજર હતો, તે એકદમ પોતાની બેઠક ઉપરથી ઉઠીને બહારકાનને વળગી પડયો. તેણે એકદમ પોતાના આગળા ધણી અને જીવતદાન બક્ષનારને પીછાન્યો. તેના બાપે હવે બહારકાનને સજા તો નહિજ કીધી, પણ તેને એક કમનસીબ માણસ ગણીને તથા એક મોટો પાદશાહ લેખીને ભારી આદરમાન આપ્યું. એ પછી તે દુખી પાદશાહે પોતે તીરકાનના બાપના મુલકમાં કેમ આવી ચહડયો હતો તેને લગતું તમામ બયાન કહી સંભળાવ્યું, જે સાંભળીને તીરકાને પોતાની ઉપર વિતેલી સર્વ હકીકતથી પોતાના બાપને વાકેફ કીધો. આ હકીકત તેણે અત્યાર સુધી તેને કહી ન હતી, તેથી તે જઈફ પાદશાહ બહારકાનનો કાન વિંધાવાની બિનાથી અજાણો હતો.

પોતાનો કિસ્સો પોતાના બાપ આગળ જાહેર કીધા પછી તીરકાન બહારકાનને કહેવા લાગ્યો કે "અય પાદશાહ, યાદ કર કે જે વેળા મેં તારેથી મારા જાનની માફી ચાહી તે વેળા તને કબૂલત આપવાની હિમત કીધી હતી કે જેવી દયા તું મારા જાન ઉપર કરશે તેવીજ કોઈ દિવસ તે ખલકનો ખાવિંદ તારી ઉપર પણ કરશે. હવે જો કે મારા જેવીજ હાલતમાં તારા ઉપર તેવીજ દયા તે કિર્તારે મારા બાપની મારફતે કેવી કીધી છે!"

આ રીતે બંને પક્ષો વચ્ચે અરસપરસનો ખુલાસો થઈ ગયા બાદ બંને પાદશાહોએ એકબીજાને બગલગીરી કીધી, અને એકેક તરફ બહુ ચાહ અને મોહબત દેખાડવા લાગ્યા. એ પછી થોડીક મુદતે બહારકાન પોતાને વતન પાછો રવાના થયો, જે વેળા એક લશ્કરી કાફલો તેનાં માનમાં સાથે ગયો, જે ઉપર સ્વાર થયલાં પચાસ હજાર માણુસોની સરદારી શાહજાદા તીરકાને પોતે લીધી હતી.

*　*　*　*　*

પોતાની વાર્તા પુરી કીધા બાદ અલાઉદદીન કહેવા લાગ્યો કે "સાહેબ, આ રીતે બહારકાન પાદશાહને પોતાને થયલાં દુખ છતાં તેણે દયા કરીને માફી બક્ષી હતી તેનો તેને પુરતો બદલો મળ્યો હતો.

એક જણનો જાન બચાવ્યો તેના બદલામાં તેનો જાન બચાવીને, તથા તેનું રાજપાટ તેને પાછું બક્ષીનેજ ખોદાતાલાએ તેના ઉપરની મેહરબાનગીઓનું સેવટ આણ્યું નહિ. તે સાહેબે તેને એક ભલા પાદશાહને છાજતી સર્વ નેકીઓથી ભરપુર કીધો, જેથી કરીને પોતાની પ્રજા ઉપર હકુમત ચલાવતી વેળા તે પોતે પોતાની ઉપર પણ હકુમત ચલાવતાં શિખ્યો હતો."

આ તકરારથી પાદશાહ બોહેતજાદે અલાઉદદીનનો જીવ લેવા માટે કરેલો મકમ ઠરાવ ઢીલો પડી ગયો, જે ઉપરથી તેણે તેને ગર્દન મારવાનાં સર્વ હથિયારો દૂર કરાવ્યાં અને તેને પાછો કેદખાને લઇ જવા ફરમાવ્યું. અલાઉદદીનને કેદખાને પાછો પુરવા માટેના આ સખુનો તે એટલી તો આંચકી ખાઇ ખાઇને બોલ્યો કે તે સાંભળીને પેલા અદેખા વજીરો જેઓ તેનો જાન લેવા માટેજ ટાંપેલા હતા તેઓ ગભરાયા કે રખેને પાદશાહ તે જવાનને છોડી મૂકે. તેઓ અલાઉદદીનના હકમાં બુરાઇ પહોંચાડવાને સારૂ ફરીથી ભેગા મળ્યા, અને પોતાની વચ્ચે અનેક વિચારો ચલાવીને એવા ઠરાવ ઉપર આવ્યા કે સઘળા દશે વજીરોએ એકઠા થઇ પાદશાહની હજુરમાં જવું અને દાદ ચાહવી તથા ઇનસાફ માંગવો. તેઓનાં દિલમાં ધાસ્તી એજ મોટી હતી કે અગરજો અલાઉદદીન આપણા ઉપર ફાવીને બંધથી ખલાસ થવા પામશે તો તે આપણને કદી સલામત રહેવા દેનાર નથી, અને આપણે માથે તોહમત લાવીને આપણને ખારેસ્તા કરશે."

---

એટલામાટે બીજે દિને તેઓ એકઠા થઇ દરબારમાં ગયા, અને તે દિને જે આઠમા વજીરે પાદશાહને સમજાવવાનો વારો હતો તેણે પોતાના બાકીના સર્વ સોહબતીઓ તરફથી પાદશાહને આ રીતે ઉસ્કેરવા માંડયો:—

"અય નામદારીભરેલા પાદશાહ, તું તે ખાલી બટાઇ કરનારની હિકમત ઉપર ફિદા થયો છે, અને તેથી તું સાહેબનાં દયાળુ દિલ ઉપર એ નીચ માણસ ફાવી જવા ચાહે છે. એ ઘણી હેકાયતો કહેવામાં અને મંતકી વાપરવામાં બહોશ છે ખરો, પણ નામવર પાદશાહને

ખબર નથી કે એ ધણી જાદુઇનો હુનર ધરાવે છે, અને તે ફરેબ ભરેલા હુનરથીજ તે ફાવી જાય છે. પણ તારા જેવા બાહોશ પાદશાહને લાજમ નથી કે આવા ખરાંનું ખોટું અને ખોટાંનું ખરૂં કરી દેખાડનાર ગારૂડીના બોલવા ઉપર ઇતબાર લાવે અને વારેઘડીએ તેનો બચાવ કર્યા કરે. એમ કીધાથી તો ઇનસાફના કાયદા કાનુનો, મજહબની રાહ રીતીઓ, નીતિના તરીકા, તાજોતખ્તની ઇજત, અને પ્રજાની આબાદાની, એ સર્વને લગતાં કામોમાં મોટી ખલલ પહોંચે છે અને ખરાબી થાય છે. અગરજો એ તકસીવાર ચોરબચ્ચાએ કરેલાં જબુન પાપ માટે તેને લાયક સજા પાદશાહ ફરમાવશે નહિ તો રાજ્યમાં જે દગો અને ફેસાદ બરપા થયા છે તેમનું શેવટ આવનાર નથી.”

ઉપલાં ભાપણને બીજા વજીરોએબી પોતાની તરફથી ટેકો આપ્યો અને પાદશાહને અલ્લાઉદદીનની વિરૂધમાં જબરો ઉસ્કેરી મૂકયો. દરેક સોગંદ ખાઇને કહ્યું કે “આ રીતે પાદશાહને વાજબી ઇનસાફ કરવાની સલાહ આપવામાં અમને અંગી લાભ કાંઈબી નથી; પણ અમે તો માત્ર પાદશાહ તરફની વફાદારી અને રાજ્યનું ભલું થયલું જોવાની કાળજીને થકી આમ કરિયે છિયે. એ માણસ એટલો તો બેલગામ નિર્લજ્જ અને પોતાની જોડી વિનાનો મક્કાબાજ છે કે અગર જો તે સજા પામ્યા વિના વધારે મુદત સુધી જીવતો રહેવા પામશે તો દરેક જણના જાનમાલ ઇજત હોરમત અને બીજું સર્વ ભયમાં આવી પડશે. એક બુરો અને પાયમાલ થયલો ધણી એક હકુમત ભરેલા પાદશાહનાં બિછાના ઉપર હુમલો કરે, અને એક કાંકવાળી પાદશાહજાદી જેની ખુબસુરતી બેનમુન અને બેમિસાલ છે તેને ખરાબ હાલતમાં મૂકે, તે છતાં જો તે ચોરબચ્ચો પોતાને થવી જોઈતી સજાથી ખલાસી પામે તો તું નામવર જેહાંપનાહનો તમામ ઇનસાફ બરબાદ જશે અને તારા વફાદાર ફરમાંબરદારોનાં દિલમાં તરેહવાર વેહેમો પેદા થશે.”

પોતાના સઘળા વજીરોના આ કિસમનાં ભેગાં અનુમાન સામે પાદશાહ બેહેતજાદ થઇ શકયો નહિ. તેનો ગુસ્સો પાછો નવેસરથી

ઉસ્કેરાયો, અને તેણે અલાઉદ્દીનને પોતાની આગળ બોલાવી મંગાવ્યો. જ્યારે તેને બેડી સુધાં લાવી હાજર કીધો, ત્યારે તેને જોઇને પાદશાહ બોલ્યો કે "એ કંગાલ માણસનું સર ધડથી જુદું કરો!"

આ હુકમ સાંભળતાંજ પેલા દશ વજીરો જલાદની તલવાર ઉઠાવવાની ઉતાવળ કરવા પડયા. તેઓમાંનો દરેક એટલો બધો ખુશીમાં આવી ગયો કે જલાદનું કામ પોતેજ કરનાર હોય તેમ પોતપોતામાં ગડબડ કરવા લાગ્યા. તેમનાં આ કામથી અલાઉદ્દીનને એકવાર ફરીને બોલવાની ફુરસત મળી, અને તે ઉપરથી તે આ મુજબ કરગરીને પાદશાહને અર્જ કરવા લાગ્યો:—

"તું જો, અય નામવર પાદશાહ! કે એક નિરપરાધી માણસનાં લોહીમાં પોતાના હાથ ખરડવાને થકી તારા વજીરો કેટલાબધા પિયાસા બન્યા છે! ઇનસાફ ગુનાહની પુઠ પકડે છે, પણ તે ગુનેહગાર ઉપર ધસી જઇને હુમલો કરતો નથી. એક કામ બજાવવા માટેની કાળજી બીજી સર્વે નેકીઓની માફક મધ્યમસરની હોવી જોઇયે.—અય ઘાતકી માણસો! તમો મારાં લોહીના પિયાસા થયા છો ખરા, પણ જરા ધીર ખાંચો! અહીં હું પાદશાહના ઇનસાફના સાયા હેઠલ ઉભેલો છું—કાંઈ તમારા સાયા હેઠલ નથી. મારી જિંદગી ઉપર તમને કશી સત્તા નથી. હે ખૂન રેડનારા જલાદો! તમારે મનથી તો મારી જિંદગી પવિત્ર ગણાવી જોઇયે. તમારાંમાં જો હિમત હોય તો આવો અને ખુલ્લું બોલો કે મેં કઈ પ્રકારની એવી તકસીર કીધી છે કે જેને થકી તમો મારૂં લોહી રેડવાને તલબગાર થયા છો? એમ કરીને બતાવી આપો કે તમે બાહેરથી જેવા દેખાઓ છો તેના કરતાં અંદરખાનેથી વધારે મેલાં દિલના, અદેખા અને કપટી માણસો નથી! તમે રાજ્યમાં જે લુટફાંટ કરતા હતા તેનો અટકાવ કરીને મેં તમારી દુશ્મની ખેંચી લીધી છે. એટલામાટેજ તમો મારી ગિબત કરીને મારા ઉપર આ તોહમત ઉઠાવી નિકળ્યા છો અને મારાં લોહીના તરસ્યા બન્યા છો!"

"તું મારા વજીરો ઉપર ખોટો દોષ મૂકે છે," પાદશાહે તેઓનો બચાવ કરી જવાબ આપ્યો; "તેઓએ જે ખરી વાત મારી આગળ

રજુ કરીને તને ઉંધાડો પાડયો છે તે તો તું નાસાબીત કરતો યા ખોટી પાડી શકતો નથી. તેઓનાં મુખમાંથી નિકળતી સચ્ચાઇથી તું ગાભરો પડી ગયો છે!"

"તેઓ કાંઇબી બોલશે તેથી હું ગભરાતો નથી," અલાઉદ્દીને હિમતથી કહ્યું; "તેઓ મારી ચાડી ચુગલી કરીને તું નામવરને મારી સામે ઉસ્કેરે છે તેથીબી હું ગભરાતો નથી. એમ ખોટાં બોહતાન મૂકવાં એ તો એ લોકોની જિંદગીનું સાર્થક છે. પણ જ્યારે તેઓએ મને મારો બચાવ કરવા જેવી કનિષ્ટ હાલતમાં લાવી મૂકયો છે ત્યારે તેઓને મારે મારા બચાવમાં ઉંઘાડા પાડવાજ જોઇયે. તેઓ સઘળા અહીં હાજર છે, ત્યારે તેઓને હું પુછું તેનો જવાબ આપવા દો. હું તેઓથી જાણવા માંગું છું કે અગરજો એક ધણી સામે એક જણે ગુનાહનું તોહમત મૂકયું હોય અથવા કોઈ બાબતની જબાની લખી આપી હોય તો તે તોહમત મૂકનાર યા જબાની લખી આપનારે પોતે જાહેર કરેલી બાબતનો એકબી ગવાહ રજુ કરવો જોઇયે એમ કાયદામાં ફરમાવેલું છે કે નહિ? હવે એમ છે ત્યારે મારા ઉપર જે તકસીરનું આળ જોડી કહાડવામાં આવ્યું છે તેનો ગવાહ કોણ છે? આ વજીરો સઘળા મારા શત્રુ છે એટલે તેઓ મારી સામે આરોપ મૂકનારા છે. અગરજો તેઓજ એકલા મારી સામે બડબડ કર્યા કરે અને તેઓનાં બોલેલાંને કોઇ તરફની ગવાહીથી ટેકો નહિ મળે તો તેઓએ ઉઠાવેલું તોહમત કાયદા મુજબ રદબાતલ થાય છે. તેઓની પોતાની ગવાહી વાંધો ઉઠાવવા જોગ છે, કેમકે ફરિયાદ કરનાર તેજ સાક્ષી પુરનાર પણ હોયજ નહિ. એ સઘળાઓ મારી સામે અદેખાઇ અને અંતસના માર્યા પુકાર ઉઠાવી રહ્યા છે. એઓ અદેખાઇની આગથી અણુદીઠ બળી મરે છે. અય જેહાંપનાહ! તું એક વાર તેઓ તરફ જો અને મારી તરફબી જો. મારાં સર ઉપર તો ઝમકતી તલવાર લટકતી ઉભેલી છે, તે છતાં હું મારૂં સર ઉંચું ઉઠાવી જોવાની હિમત કરૂં છું, કારણ કે હું બેગુનાહ છું; પણ આ તારા વજીરો તો એટલા પાપી છે કે તેઓ નથી તારી તરફ કે નથી મારી

તરફ પોતાની ચશમ ઉઠાવી શકતા. ખોદાતાલાનો સાયો મારે માથે છે, પણ એ લોકો ઉપર ધિકાર છે. અમારામાંથી જેણે ગુનાહ કીધો હશે તે માટેની સજા અમો બંનેના ચેહેરા ઉપરજ લખાયલી જણાઈ આવશે. અય બળવાન પાદશાહ! તું નામદારને લાયક વજીરોની મોટી જરૂર છે; કાંએકે આ તારા વજીરો જેઓ એક પાપી પ્રપંચ રચીને તેમાં તને ધસડવા માંગે છે, માટે તેઓથી તું હુશિયાર રહેજે!

ઓલાનશાહ નામે પાદશાહે પોતાના એક વજીરથી એજ મિસાલે ફરેબ ખાધો હતો. તે પોતાનો એક માનિતો, કે જેના ઉપર તે ઘણોજ મેહરબાન હતો, તેના ઉપર આ વજીરના ભમાવ્યાથી ગુસ્સે ભરાયો, અને તેથી પરિણામ એ નિપજ્યું કે તે પાદશાહ પોતાની બાકીની ઉમર સુધી પશેમાન રહ્યો અને કદી ખુશહાલ દેખાયો નહિ."

"મને લાગે છે કે તે પાદશાહને લગતું દાસ્તાન ઘણું અચરત સરીખું હોવું જોઇયે. તે બયાન સાંભળવાની હું ખાહેશ રાખું છું, કેમકે હું જાણવા માંગું છું કે ઓલનશાહે પોતાના વજીરનાં કેવાં કર્તુકોથી જિંદગી સુધીનો પસ્તાવો હાંસલ કીધો."



વાર્તા ૮ મી.

## અબા અલતેમંત નામના એક દાના માણસની હકીકત.



મિસરના મુલ્કમાં એક દાના અને અકલમંદ શખ્સ રહેતો હતો, જેનું નામ અબા અલતેમંત હતું. જે શેહરમાં આ દાના આદમી રહેતો હતો તેની હકુમત એક જુલ્મગાર અમલદારના હાથમાં હતી; અને તેથી કરીને તે શેહરના તમામ લોકો પોતાના ખેશ કુટુંબીઓ અને માલમતા લઇને બીજાં શેહેરોમાં જઇ વસતા હતા. તે લોકોની સાથે આ દાના શખ્સે પણ ઓલાનશાહ નામે પાદશાહના મુલ્કમાં જઇ

આશ્રો પકડયો. તેની જોડે તેનો તમામ કબીલો હતો, અને ઉપલા જુલ્મગાર હાકમના સેતમમાંથી છુટી આવ્યાથી તે ઘણો ખુશહાલ થતો હતો.

નવાં શેહરમાં આવ્યા પછી અબા અલતેમંતે કેટલોક દરિયાઇ કરીને થોડોએક કીમતી હદિયો નવા પાદશાહની ખિદમતમાં નજર કીધો, જે ઉપરથી પાદશાહ ઓલાનશાહે તેનાઃ જેવા એક મુસાફર મર્દની પોતાની તરફ આવી મેહરબાનગી જોઇને તેને પોતાનાં શેહેરમાં વસવા માટે એક પડત જગા આપવાનો હુકમ કીધો, એવી મતલબથી કે તે ઉપર તે એક લાયક મકાન બાંધી રહે. વળી પાદશાહે તેને એક ખાસ પોશાક બક્ષ્યો. અબાએ હવે પોતાને મળેલી પેલી જગા ઉપર એક ઇમારત બંધાવી અને ત્યાં આરામથી વસવા લાગ્યો. જ્યારેબી મુસાફર લોકો અથવા શેહેરના મોટા સોદાગરો અને અમીરો તેની મુલાકાતે આવતા ત્યારે તે તેમને પોતાના સુપરા ઉપર નોતરતો, અને એ મિસાલનો રાબેતો રાખેલો હોવાથી શેહેરના આબરૂદાર તેમજ બીજા લોકો તેના તરફ મોટી મોહબત દેખાડતા અને તેને માન આપતા. વળી પાદશાહ પોતે તેના ઉપર ભારી મેહરબાની રાખતો, અને તેને પોતાની ખિદમતમાં હમેશ રાખવાને થકી બજિદ થતો અને તેને મોટે દરજ્જે પુગાડવાને ખાહેશમંદ રહેતો.

આ સઘળી મેહરબાનગીઓ જોઇને અબાએ પાદશાહને એક દિને કહ્યું કે "અય જેહાંપનાહ ! તું નામવરનો મારા ઉપર આટલો બધો વિશ્વાસ છે અને તું મને તારી હકુમત તળે મોટો ઓહ્દો બક્ષવા માંગે છે, તેથી મને મોટી હોરમત મળેલી હું સમજું છું, અને તટલા માટે તારો મોટો આભાર સમજું છું. મારો જાન તથા મારો ખજાનો સર્વ તારા સ્વાધીનમાં છે. અગરજો તું સાહેબ મને મારી ખાહેશ મુજબ દરબારથી દૂર અને રાજકાજની ઘુસરી વિનાનો સ્વતંત્ર રહેવા દેશે તો તેથી તું નામદારનો મારા ઉપર મોટો ચહ અને મેહરબાનગી કાયમ રહેશે; કાંએક હું મારી જિંદગીના બાકીના દિવસો નચિંતાઇથી અને તારી દરગાહને બદલે ખાનગી રીતે ગુજારવા ઇછું

છું, એવી મતલબથી કે ત્યાં મને તારી મેહેરબાનગીથી ખુશીમાં આરામથી રહેવાનું બની આવશે. પણ જો તું સાહેબ મને દરબારમાં હાજર થવાની ફરજ પાડશે અને મને મોટા ઓધ્ધાઓ બક્ષશે તો તેથી તારા વજીરો મારી ઉપર અદેખાઇ લઇ જઇને કપટ તથા હસદથી મારા ઉપર હરવેળા કાંઇ ને કાંઇ જુઠાં તોહમતો ઉભાં કરશે, અને મારી ઉપરનો તારો મોટો વિશ્વાસ છે તે ફેરવી નાંખીને મને પાયમાલ કરી નાખશે.”

અબા અલતેમંતના આ સખુનો સાંભળીને પાદશાહે તેને ઘણો-એક દિલાસો દીધો અને કહ્યું કે “મારી દરબારમાં બેસનાર વજીરો અને દરબારીઓને મેં અજમાવેલા છે, માટે તું કશો ડર ના કર. મક્કબાજ અને ફરેબબાજ આદમીઓને હું ઝટ પીછાની શકું છું, અને એવા ઘણીઓને હું સજા ફરમવ્યા વિના રહેતો નથી. એટલાવાસ્તે તું બેફકર થઇને મારી દરબારમાં મારી ખિદમત બજાવ, અને તારાથી મારી તથા મારી રૈયતોની જેમ નેકબખ્તી થાય તેમ કર. તારા જાનમાલની પરવરશીનો કરનાર અને જવાબનો દેનાર હું હાજર છું.”

પાદશાહના આ સખુનો સાંભળીને અબાએ હિમત પકડી અને તેની નોકરી બજાવવાનું કબૂલ કીધું. તે તેની ખિદમત એકીનદારીથી અને ખરાં દિલથી બજાવવા લાગ્યો, અને તેની નેક અકલમંદીથી તથા સારી સલાહથી પાદશાહનો તે મોટો માનિતો થઇ પડયો. એમ કરતાં પાદશાહે તેને પોતાનો વજીર બનાવ્યો અને પોતાના મુલકનો તમામ કારોબાર સોંપ્યો. આથી બીજા વજીરોને અદેખાઇ લાગી અને તેના તરફ કપટ દેખાડવા લાગ્યા. તેઓએ એકઠા મળીને પોતાના આ જબરદસ્ત હરીફને કેમ તારાજ કરવો તેનો વિચાર ચલાવ્યો. તેઓ સમજ્યા કે એની ચુગલી કરવાથી પાદશાહ ઉપર કશી અસર થનાર નથી; માટે બનતાં સુધી પાદશાહની ખોટી ખુશામદ કીને તથા હર પ્રકારે છુપી રીતે એવી યુકિતથી કામ લેતા રહેવું કે તેથી પાદશાહને કશો શક પડે નહિ અને આ નવો વજીર ખરાબીએ પહોંચી જાય.

હવે પાદશાહ ઓલાનશાહ પોતાનું જનાનખાનું ખુબસુરત ઓરતોથી ભરવાને ઘણો ખાહેશમંદ હતો. તેની આ ખાસિયતથી પેલા અદેખા વજીરો જાણીતા હતા, માટે તેઓએ નવા વજીર અબાને ફસાવવા માટે આ મુજબનું ચોકઠું માંડયું. તેઓમાંનાં એકે એક દિને પાદશાહને ખેલવતગાહમાં લઇ જઇ ખાનગી રીતે ખબર આપી કે "એક ઉસ્તાદ ચિતારો આવ્યો છે અને તેણે હિંદુસ્તાનની ઘણીએક પરીસુરત નાજનીનો અને શાહજાદીઓની ખાસ તસ્વીરો ચિતારેલી છે. તેણે પોતાનો હુનર અને કારીગીરી વાપરીને તે પરીચેહેર મેહેબુબોની તસ્વીરો એવી તો રાસ્ત અને દરૂસ્ત ઉતારેલી છે કે તેમાં કશી મના નથી."

પાદશાહ ફસ્યો. તેણે પેલા ચિતારાએ ચિતારેલી તસ્વીરો પોતાની નજરે જોવાની ખાહેશ દેખાડી, અને પેલા ફરેબબાજ વજીરે તે રજુ કરવાની હા પાડી. હવે પેલા સઘળા અદેખા વજીરોએ ઉપલા ચિતારા પાસે કેટલીક ખુબસુરત ઓરતોની તસ્વીરો આગમજથી ચિતરાવી રાખી હતી, જે મધે એક તસ્વીર એક શાહજાદીની ઘણીજ દિલચસ્પ હતી. આ સર્વ તસ્વીરો પેલા વજીરે બીજે દિને લઇ જઇને પાદશાહને બતાવી, જે સર્વમાંથી ઓલાનશાહે પેલી શાહજાદીવાળી દિલચસ્પ તસ્વીર પસંદ કીધી, અને તે તસ્વીરવાળી પરીચેહેર ઉપર તેને વગર જોવે ફિદા થઇ પુછવા લાગ્યો કે "આ માહતાબને મુખની આશુકનું નામ શું છે, કે જેની ખુબસુરતીની તારીફ કદી નહિ થઇ શકે એવી છે?"

વજીરની જોડે ચિતારો પોતેબી હાજર હતો તેણે પેલી તસ્વીરવાળી શાહજાદીનું નામ નિશાન કહી દીધું અને વળી બોલ્યો કે "એ બાનુનાં નાજ અને નખરાં ઉપર મારી પીછી બરાબર ચાલી શકતી નથી તેથી એ શિકલમાં હજુ કેટલીકએક ખામી રહેલી છે, કે જે હું સુધારી શકતો નથી. એ પરીરૂખ બાનુનો બાપ એક મોટો પાદશાહ છે, કે જે પોતાનાં દબદબા ભરેલાં તાજોતખ્ત ઉપર જેટલો મુસ્તાક નથી તેટલો પોતાની બેટીની ખુબસુરતી ઉપર મગરૂર છે. તેના પાદશાહી ખજાનામાં ઘણુંબી બેચુન મોતીઓ છે, પણ તેની આખી

પાદશાહાતમાં તેની બેટીના જેવું નામીચું અને બેમુલું ઝવેરાત બીજું એક તે ધરાવતો નથી. તે પાદશાહનાં દિલની મોરાદ તો એવી છે કે ઘણુંબી ઠેકાણેથી એ શાહજાદીની શાદી માટેની માંગણી આવશે, પણ કોઇબી પાદશાહને એ મારી બેટી હું નેકામાં આપું નહિ. એ પાદશાહ એવો સખ્ત છે કે તેની બેટીની શાદીને થકી પેગામ લઇ જનારાઓનાં સર તનથી જુદાં કરે છે, એવી નેમથી કે ફરીથી કોઇ બીજાઓ એવી માંગણીઓ લઇ જવાની શોખાઇ કરે નહિ. અય પાદશાહ, તારા મુલકથી તે સમરકંદ સુધીના પાદશાહો તે શાહજાદીનો દસ્ત મેળવવાને ઇંતેજાર છે, અને તેના બાપના દામાદ થવાને ઘણીએક ઓજારખ્વાહી કરી ચૂક્યા છે, પણ તેઓ તરફથી જે જે એલચીઓ પેગામ લઇ ગયા તેઓએ પોતાનાં સર નાહક બરબાદ કીધાં છે, અને તેઓ સર્વનાં ડોકાં તે પાદશાહે પોતાનાં શેહેરના દરવાજા ઉપર લટકાવ્યાં છે, એવી મતલબથી કે એવોજ પેગામ લાવનાર બીજો ધણી તે જોઇને ડર પકડે અને પોતાનાં કામથી પાછો રહે."

ઉપર મુજબની ઉસ્કેરણીભરેલી વાર્તા સાંભળીને પાદશાહ ઓલાન-શાહની પેલી શાહજાદી ઉપરની મોહબતનો આતશ જબરો ભભુકો લઇ ઉઠયો. તે પોતાનાં મનથી બોલ્યો કે અગરજો મારી રૈયતનો ચાહ મારા ઉપર નહિ હોત તો હું પોતે એલચી દાખલ તે માશુકનો દસ્ત મેળવવા માટે જાત; પણ તેવું કશું નહિ કરતાં હવે મારે એટલુંજ કરવું જોઇયે કે મારા વજીરોમાંથી એકને આ બિકટ કામ બજાવવા થકી મોકલું અને તેમાં ફતેહ પામીને મારી પાદશાહીનો દબદબો જાહેર કરું."

આમ વિચાર કરીને પાદશાહે એક પછી એક સઘળા વજીરો અને તેઓ બાદ દરબારીઓને ઉપલું કામ માથે ઉઠાવવા ફરમાવ્યું અને તે માટે મોટું ઇનામ આપવા માંગ્યું; પણ સઘળાઓને પોતાના જાનનો ડર લાગ્યો તેથી તેઓએ કશો જવાબ આપ્યો નહિ, પણ મનથી એટલુંજ બડબડયા કે "આપણાથી એ કામ કદી બનનાર નથી." એ પછી તેઓ પોતે છુપી ગોઠવણ કરીને પાદશાહની આગળ જઇ એમ

કહેવા લાગ્યા કે—"અય જેહાંપનાહ! જે શખ્સનુ એકબાલ નેક અને ફતેહમંદીભરેલું હોય તેવા ધણી ઉપર જો તેના પાદશાહ તરફથી કોઇ મુસ્કેલ કામ બજાવવાનું આવી પડે તો તેણે તે કામ ઉપર જવું સજાવર છે. તે શખ્સે તો તે કામને જોખમભરેલું છે કે નથી એવો વિચાર પણ કરવો જોઇતો નથી. તેવાં એકબાલનો શખ્સ અગરજો પોતાનાં તનપર લઇને પોતાના પાદશાહનું કામ દિલોજાનથી બજાવવાનું બિડું ઝડપે તો તેને કોઇ ઇજા પહોંચાડી શકે નહિ, અને તેનો પાદશાહબી તેનાથી કદી આજોર્દેહ થાય નહિ."

પાદશાહે વિચાર કીધો કે એવાં નેક એકબાલનો શખ્સ તેની દરબારમાં કોણ હશે? પછી તે બોલ્યો કે "આ મુસ્કેલ કામ તમે લોકો બજાવવાને નાહિમત દેખાઓછો, પણ હું સત એકીનથી માનું છું કે એ કામ અબા અલ્લતેમંત બજાવી શકશે. હું પેગામી દાખલ તેને મોકલું, અને મને યકીન છે કે તેજ પોતાનું સર બચાવીને પોતાના પાદશાહની હોરમત વધારશે, અને શાહજાદીને પોતાની સાથે લઇ આવશે."

પેલા ફરેબબાજ વજીરોએ જોયું કે તેઓએ નાખેલા ફાંદામાં તેમનો શત્રુ સપડાવાની તૈયારીમાં છે, એટલામાટે પાદશાહને પોતાની ઉપર કશો વેહેમ નહિ જાય એવી મકસદથી તેઓ બોલ્યા કે "અય નામદાર, એમ કદી બનશે નહિ; અમે અબા અલ્લતેમંતને ત્યાં જવા દઇશું નહિ, કેમકે તે અમને તથા તમામ રૈયતોને તું નામવર કરતાં કંઇ ઓછો પ્યારો નથી. એ તો તારી રોશની છે અને તારો મોટો સલાહકાર છે. વાસ્તે એને જો તું એલચી દાખલ મોકલવા માંગતો હોય તો એને અમારેથી છુટો પડેલો જોઇ અમારાં દિલ બહુ દુખી અને દર્દમંદ થશે. પણ જ્યારે તેં તેને એ કામ માટે પસંદ કીધો છે ત્યારે તો એ ખુશીથી તારો હુકમ કબૂલ કરીને પોતાનો જાન જોખમમાં નાખશે. સઘળા મુલ્કોના એલચીઓને ચીન અને માચીનના પાદશાહે ગર્દન મરાવ્યા હશે, પણ તેઓ સર્વ કરતાં અબા એટલો બધો દાનો છે કે તે પેલા પાદશાહના ખૂની મિજાજને શાંત કરશે, તેની ગમે

એવી મોટી હકુમત છતાં તેની મગરૂરી નરમ કરી નાખશે, અને શેવટે તેના ઉપર ગાલેબ આવી પોતાનું કામ ફતેહ કરી આવશેજ. અને અમે અમારાં દિલના પ્યારથી ચાહિયે છિયે, અને એમ સમજિયે છિયે કે એની મિસાલ બીજો કોઇબી ઘણી મોટા દરજ્જન અને માન મરતબાને પુગશે નહિ, તથા એના જેવો સખીતબે થશે પણ નાહ."

વજીરોને પણ પોતાનાજ વિચારને મળતા જોઇને પાદશાહે પોતાના એલચી દાખલનું કામ અંતે અબા અલતેમંતને સોંપવાનો ઇરાદો રાખ્યો. તેણે તેને બોલાવીને પોતાની વાતોથી વાકેફ કીધો, જે અહેવાલ સાંભળીને તે દાનાઇભરેલો વજીર પોતાનાં દિલથી ચેતી ગયો કે સઘળા વજીરો મારૂં કાતલું કહાડવા મથેલા છે, અને આ પ્રપંચ તેઓએજ રચેલો છે. પણ તે પેલા વજીરો જેવો બેશરમ નહિ હતો. તેણે પાદશાહનો હુકમ સરપર ચહડાવ્યો, અને તેના સખુનો કબૂલ રાખીને કહેવા લાગ્યો કે "તું નામદાર પાદશાહ તરફથી મેં આ બીજી નવી બક્ષેશ હાંસલ કીધી છે, અને તેં બીજી મરતબે મને પોતાના ભારી વિશ્વાસમાં લીધો છે. તારૂં કામ સરનજામ ઉતારવા હું જાઉં છું, અને ચીન માચીનનો પાદશાહ એલચીઓના જાન બરબાદ કરે છે તેનો અટકાવ કરૂં છું."

હવે પાદશાહે અબાને થકી રાહનો તમામ સામાન તૈયાર કરાવ્યો, અને પછી તેણે ચીનના મુલ્કની રાહ ધરી. તેને પાદશાહ ઓલાનશાહે ચીનના પાદશાહને ભેટ કરવા માટે નજરાનુ અને કીમતી હદિયો સોંપેલો હતો, તથા સાથે એક મોટો લશ્કરી રસાલો આપેલો હતો. આ રસાલાનાં માણસોને તે માર્ગમાં લશ્કરી તાલીમ આપતો અને કવાયદ લેતો હતો, એવી મતલબથી કે ચીન ગયા પછી ત્યાંના પાદશાહની નજરમાં ઓલાનશાહ દોલતમંદ અને દાનાઇ ભરેલો તથા મોટી હકુમતવાળો પાદશાહ છે એમ જણાય.

એમ કરતાં જ્યારે તે ચીન માચીનના મુલ્કમાં દાખલ થયો ત્યારે લાંબી નજર પહોંચાડીને તે ત્યાંના દુર્વેશ લોકોમાં ખેરાત કરવા અને ગરીબોને બક્ષેશ આપવા લાગ્યો, તેમજ શેહરના મોટા સોદાગરો તથા

અમીરોને થકી નજરાના અને ભેટ મોકલવા લાગ્યો. આ તેનાં કામથી શેહરનાં તમામ લોકો—શું મોટા કે શું નાના—અબાઅલતેમંતને ઘણું વખાણવા તથા ચાહવા લાગ્યાં. પરદેશથી આવેલા એલચીની તારીફ હવે તમામ શેહેરમાં ફરી વળી, અને એલચી આવે છે તે બાબેની ખબર પાદશાહને પોતાનેબી થઇ, જે ઉપરથી તેણે અબાને પોતાને ત્યાં મેજબાન બોલાવ્યો અને તેને થકી એક એવાન તૈયાર કરાવ્યું. અબાએ પાયતખ્ત શેહરેમાં દાખલ થઇને પાદશાહની મુલાકાત માટેનો હુકમ માંગ્યો, અને જ્યારે તેને હજુરમાં દાખલ કરવામાં આવ્યો ત્યારે તેણે આદાબ બજા લાવીને પાદશાહને સેજદો કીધો અને પછી ઓલાનશાહ તરફથી જે નામુ લાવ્યો હતો તે રજુ કરીને પોતે જે ભેટ સોગાદ લાવ્યો હતો તે નજર કીધી. પાદશાહ તે નજરાનુ જોઇને ખુશ થયો, તથા એલચીને મોટી બુજર્ગી આપીને એક ખાસ પોશાક બક્ષ્યો; તથા અબાને અને તેની સાથે આવેલા લશ્કરી રેસાલાને થકી એક ખુશનોમા જગા આગરતા કરાવી તેઓને ત્યાં રવાના કીધા.

અબાએ પોતાનાં મનમાં એવો ઠરાવ રાખ્યો હતો કે ત્રણ દિવસ પુરા થયા બાદ ઓલાનશાહનાં નામાંનો જવાબ લેવા ચીનના પાદશાહ પાસે પાછો જઇશ. તેના આવ્યાની તથા તેના એરદાની વાતોની ખબર ચીન માચીનના પાદશાહની પેલી ખુબસુરત શાહજાદીને થઇ, જે તેના પિતા તરફથીજ થઇ હતી. તે પાદશાહે પોતાની બેટીનાં દીવાનખાનામાં જઇને તેની કદખુદાઇ માટેની માંગણી કરવા આવનાર એલચીની અને તેના પાદશાહની તમામ બિનાથી તેણીને વાકેફ કીધી અને પછી કહ્યું કે "હવે એ બાબતમાં તારો શો ઇરાદો છે તે પુખ્ત વિચાર કરીને મને જાહેર કર."

શાહજાદીએ જવાબ દીધો કે "જું નામદાર પિતા જો રજા આપે તો હું તે એલચીને ખાનગી રીતે મારાં એવાનમાં બોલાવું અને તેની જોડે વાતો કરીને તેના પાદશાહને લગતી સઘળી જાણવા જોગ વાતોથી વાકેફ-ગાર થાઉં. તમામ આલમ આ એલચી ઉપર આફ્રીન કરે છે અને

દુઆ પઢે છે. વળી તું બી તેની ખાસિયતથી પોતાને જાણીતો કરી ચૂકયો હશે. તું જો મને ફરમાવે તો હું તેને છુપી રીતે તપાસી જોઉં, અને તેની જે સ્તુતિ થાય છે તે વાજબી છે કે નહિ તે બાબે આરી ખાતરી કરી લેઉં.".

પાદશાહને પોતાની બેટીની આ અર્જ ઘણી ફાયદાભરેલી જણાઇ. એમ કરતાં જેવારે ત્રણ દહાડાની મુદત ગુજરી તેવારે અબા અલ્લતેમંત પાદશાહની મુલાકાતે પોતાના નામાંનો જવાબ લેવા ગયો. એ વેળા ચીનના પાદશાહે તેને ખબર આપી કે તારી મુલાકાત લેવાને શાહજાદી ઘણી ખુશ થશે. આ ઉપરથી પાદશાહના વડા ગુલામ જોડે અબા શાહજાદીનાં એવાન તરફ ગયો, કેજે પાદશાહનાં દીવાનખાનાંથી દૂર નહિ હતું. એલચી અબા જ્યારે મેહેલનાં એક દીવાનખાનામાંથી બીજામાં કદમ લંબાવવા લાગ્યો ત્યારે તે અકલમંદ માણસ વિચારમાં મશગુલ હતો. પોતે મિસર દેશના ફિલસુફો અને હકીમોથી જે હુનરો અને તદબીરો શિખ્યો હતો તે તેણે આ વખતે પોતાનાં દિલમાં યાદ કીધાં. તે અકલમંદ સખુનો આ હતા કે—

"જે શખ્સ પોતાના દીદા બંધ રાખે તે પોતાની આંખની રોશની કદી નહિ ખુએ."

"જે શખ્સ પોતાની જબાનને અંદાજામાં રાખે તે શખ્સની હલકાઇ કદી માલુમ નહિ થાય."

"જે શખ્સ પોતાના હાથ અદબમાં રાખી જાણે તે પોતાના હાથ કદી કપાયલા નહિ જુએ."

એલચી અબા જ્યાંસુધી શાહજાદીની હજુરમાં ગયો ન હતો ત્યાંસુધી તે ઉપલી નસીહતો યાદ કરતો હતો. જ્યારે તેને તેણીની નજદીક હાજર કરવામાં આવ્યો ત્યારે તેણીએ પોતાનાં શરીર ઉપર સાદો પોશાક પહેરેલો તેણે દીઠો. વળી તેણે જોયું કે તેણીના ગુલાબનાં ફુલ મિસાલના ચેહરા ઉપર બુરખા ન હતો. તેણીની આસપાસ કેટલીક ખુશ ચેહેરેની નાજનીનો અદબ વાળીને તેની ખિદમતમાં ઉભેલી હતી; અને

જેમ સેતારાઓ દરમિયાન માહતાબ તેમ તેઓ દરમિયાન તે શાહજાદી દીપી નિકળી હતી.

જ્યારે એલચી શાહજાદીની ખિદમતમાં જઇ ઉભો ત્યારે તે પોતાના હાથ જોડી, પોતાની ચશમ જમીન ઉપર રાખી, તેણીને દોઆ અને આફ્રીન કરવામાં પોતાની જબાન ખોળવા લાગ્યો. શાહજાદીએ જ્યારે તેને બેસવા ફરમાવ્યું ત્યારે તેણીની બેઠકથી થોડેક દૂર એક સોફા કોચ ઉપર તે જઇ બેઠો. એ પછી તે ખુબી અને ખુબસુરતીવાળી મેહબુબ અબાને આ મિસાલ પુછવા લાગી કે—

"મારા પિતા પાસે એલચી થઇને આવવાનું તને શું કારણ પડયું?"

"અય બાનુઓની બાનુ," અબાએ જવાબ દીધો, "જે પાદશાહ મારો સાહેબ છે તે તારો દસ્ત પકડીને તારો ખાવિંદ થવાની આર્ઝુ રાખે છે. તે પાદશાહના નામથી હું આ પેગામ લઇને આવ્યો છું, કે જેની ખાહેશ જો બર આવશે તો તે સદા સુખકારી અને આસાએશ અને ખુશી ખુર્રમીમાં રહેશે."

એલચી તરફના આ સખુનો સાંભળીને તે જવાન બાનુ શરમિંદગીભરેલી થઇ, અને જમીન તરફ જોવા લાગી. પછી તેણીએ પોતાની સાહેલીઓને ફરમાવ્યું કે બેમુલાં ઝવેરાતનો દાબડો લાવી હાજર કરે. શાહજાદી એલચીની પરીક્ષા લેવા માટે આ દાબડો તેને એનાયત કરવાની ખાહેશ રાખતી હતી, એવી છુપી મતલબથી કે તે કેવી ખાસિયતનો અને કેવી વર્તણુકનો માણસ છે તે તપાસે. પેલાં ઝવેરાતના ચલકાટથી તેણી તે એલચીનાં દિલમાં શા રીતની અકલનો ખજાનો છે તે શોધી કહાડવાને આતુર હતી. આ શાહજાદીએ બીજા પાદશાહોના એલચીઓની એજ મિસાલની અજમાયશ કરીને તેમને જાનથી બેજાન કીધા હતા; કાંએકે એક ઇનસાન ઘણીવાર પોતાની રોશન ચશમોથી હરેક ચીજ જોઇને પોતાનાં દિલનો જોશ નરમ પાડતો નથી, પણ તે ઉપર વધારે લાલચ કરીને પોતાને ફજીતીમાં નાખેછે, અને એ રીતે બેહોરમતી હાંસલ કરેછે.

હવે ઉપર મુજબ અબા અલ્તેમંતની તપાસ લેવાની મકસદથી શાહજાદીએ તેની નજદીક પોતાનું સર્વ ઝવેરાત ખુલ્લું મૂકયું અને તે તેને બક્ષેશ આપ્યું. તે જોઇને એલચી બોલવા લાગ્યો કે "અય બાનુઓની બાનુ અને તમામ શાહજાદીઓ ઉપર સરદારી ભોગવનાર સાહેબજાદી! તેં તારાં સખી દિલથી આ ઝવેરાત મને બક્ષેશ આપવા ચાહ્યું છે તે હું મારા દિલોજાનથી માથે ચહડાવું છું. પણ જે અપરમ-પાર ખજાનો મારો પાદશાહ પોતાના કબ્જામાં લેવા માંગેછે તે ખજાનો મારા ખાવંદના હાથમાં આવ્યા સિવાય હું આ તારી બક્ષેશને કદી હાથ નહિ લગાડું, કેમકે ત્યાં સિવાય એ ખજાના ઉપર મને કશો હક નથી. અય માહબાનુ! મારી ઓજર એટલીજ છે કે તું તારૂં દિલ મારા પાદશાહ ઓલાનશાહ સાથ એશ અને આરામમાં રાખ. એલચી દાખલ જે પેગામ હું લાવ્યો છું તેનો મેહેરબાનગીભરેલો જવાબ તું નામવર બાનુ પાસેથી મેળવવાની ઉમેદમાં છું. જ્યારે તારી તરફથી રેહમભરેલો જવાબ હું સાંભળીશ ત્યારેજ મારી કરેલી ભલાઇમાં વધારો થશે અને ત્યારેજ મારી લીધેલી મહેનતને જશ મળશે."

અબા તરફથી આવા દાનાઇભરેલા અને હોરમતવાળા સખુનો સાંભળ્યાથી શાહજાદી ઘણેક દરજ્જે શાદમાન થઇ, અને કહેવા લાગી કે "મારા બાબમાં મારા પિતાજીની શી મર્જી છે તે જાણવાની તું કોશેશ કર. મારી ખાહેશ છે કે તું તારાં કામમાં ફતેહ પામે; એથી વધારે હું તને કશું કહી શકતી નથી."

આ જવાબથી અબા ઘણો ખુશહાલ થયો. તે તેણીથી રજા માંગીને પાછો પોતાનાં એવાનમાં ચાલી આવ્યો. તેજ દિને સાંજે પાદશાહ પોતાની બેટીની ખબર અંતર પુછવા આવ્યો, જે વેળા શાહ-જાદી તેને કહેવા લાગી કે "અય પિદર! હું તારા ઉપર ફતેહમંદ થઇછું. અગરજો તારાં દિલની ખાહેશ મારે વાસ્તે મર્દ શોધી કાઢવાની હોય, કે જેથી મારાં સુખમાં વધારો થાય, તો ઓલાનશાહ જેવોજ દામાદ તારાં એકબાલમાં છે એમ જાણ. અગરજો તે પાદશાહ બદ ખાસિયતનો અને બુરાં કર્તુકોથી ભરેલો હોય તો અબા અલ્તેમંત

જેવા અમીર ઉપર તે વિશ્વાસ મૂકે નહિ. જો તે પુરો હોય તો આવા એલચી ઉપર મેહરબાન થવાને બદલે તેનો અદેખો પડે અને શકિનો બને."

પાદશાહ પોતાની બેટીના આ વચનો સાંભળીને ખુશ થયો, અને બોલાનશાહને પોતાનો દામાદ કબૂલ રાખ્યો. તેણે પોતાનાં દિલથી એક વાર ફરીને એલચીની મુલાકાત લઇ પોતાની ખાતરી કરવા માંગી, અને તેથી તેણે અબાને પોતાની દરબારમાં બોલાવ્યો. અબા પાદશાહનો હુકમ માનીને તરત મેહલમાં હાજર થયો, ત્યારે તે શાહ તેને પુછવા લાગ્યો કે "મારી બેટીને તેં તારી ચશમથી જોઇ છે; હવે કહે કે એથી તને શો ફાયદો હાંસલ થયો ?"

પેલા અકલમંદ એલચીએ ઉત્તર વાળ્યો કે "સાહેબ, હું મારા પાદશાહનાં ફરમાનથી તારી બેટીનો દસ્ત તેના દસ્તમાં આપવાની માંગણી કરવા આવ્યો છું, હું કાંઇ તે બાનુનો ચેહરો જોવાને આવ્યો નથી. પાદશાહ બોલાનશાહે એ બાનુની તારીફ સાંભળી છે તે ઉપરથી તે એના ઊપર મોહિત થયો છે, કેમકે એ બાનુની ખુબસુરતીની તારીફમાં શાયરોએ બેતો જોડી છે અને પુષ્કળ સ્તુતિ કીધી છે. હવે હું શી તાકત ધરાવું કે એવી ખુબીભરેલી બાનુ ઉપર તેના રોશન ચેહરાની સામે ઉભો રહીને એક નજરે જોઇ શકું ? તેના ઉપર જે ફિદાગી ધરાવતો હોય તેજ તેના તરફ જોઇ શકે. જેવારે શાહજાદીએ મને હોરમત આપીને પોતાની હજુરમાં બોલાવ્યો તેવારે હું તેને એક ખુબીભરેલા પાદશાહની શાહજાદી તથા એક જબરદસ્ત હકુમતભરેલા પાદશાહની ધારેલી ઓરત ગણીને તથા તેની લાયકાતને છાજતું માન આપીને તેની નજદીક ગયો હતો. તે વખ્તે આબેલાસાન નામે એક દાના મર્દની નસિહતો મેં યાદ કીધી હતી, કેજે એવું કહેતો હતો કે 'તું જો સુરજની સામે એક નજરે જોશે તો તેનાં કિરણનો ઝળકાટ તારી આંખોનાં બિલોરને પિગલાવી નાખશે."

પાદશાહે ફરીથી પુછ્યું કે "શાહજાદીએ કેટલુંએક ઝવેરાત તને બક્ષેશ કરવા ચાહ્યું તે તેં કાંય નહિ કબૂલ રાખ્યું ?"

"સાહેબ," પેલા અકલમંદ એલચીએ જવાબ આપ્યો, "હું જે ચીજને થકી અવલ એલચી થઇને આવેલો છું તે ચીજ હાંસેલ કીધા સિવાય બીજી ચીજ મારેથી શી રીતે કબૂલ રાખી શકાય? તું નામવર પાદશાહથી હું મારા પેગામનો જવાબ સાંભળવાની ઘણી ખાહેશ રાખું છું, અને તેમ જોતાં જેવારે મારા પાદશાહની ઉમેદ પાર પડેલી જણાશે તેવાર પછી તું જેબી બક્ષેશ અને ઇનામ મને આપશે તે હું મોટા હરખથી કબૂલ રાખીશ. જે શખ્સ બુરી દિયાનતનો હોય તેજ પોતાના ખાવિંદનું બુરૂં ચાહીને એવી નાલાયક મતા ઉપર લાલચભરેલી નજર કરે."

"અય એલચી, તું જે બેકીમતી ખજાનો મારી કનેથી લઇ જવા ચાહે છે તે ખજાનાને થકી તો મેં ઘણાએક પાદશાહેબનાં ફરમાનો રદ કીધેલાં છે. મારી પાસે જે જે એલચીઓ પોતાના પાદશાહ તરફના પેગામો લઇને આવ્યા હતા તેઓ આવીને જુઠો દમામ દેખાડતા હતા અને કહેતા હતા કે 'અમો મોટા દરજ્જો રાખનાર અને હોરમતભરેલા છિયે.' અને જ્યારે તારી મુઆફેકની અજમાએશ અમે તે એલચીઓની કરતા હતા ત્યારે તેઓ જર ઝવેર ઉપર લાલચુ નજર કરીને તે ઉપર દેવાના બની જતા અને તે અમારી બક્ષેશ કબૂલ રાખતા હતા. તેઓના આવા લોભ અને લાલચ ઉપરથી તેઓ કેવા નીચ અને હલકા હશે તે માલુમ પડી આવતું હતું. તેઓ કયાં સુધી તે વસ્તુઓ ઉપર દેવાના બની જતા હતા કે તે લોભની ચીજ ઉપરથી પોતાની લાલચુ નજર ખિસાડીને મારી બેટીના ચહેરાએ જોવાની દરકાર કરતા ન હતા. હું તેઓની આવી બેમકાઇભરેલી ખરાબ ચાલ જોઇને તેઓ ઉપર રીસે ભરાતો હતો અને તેઓની એવી લાલચુ વર્તણુકને લાયકની સજાએ પુગાડતો હતો. એ પછી મેં એવી મતલબનો ઢંઢેરો ફેરવ્યો કે હર કોઇ શખ્સ એલચી બનીને મારી બેટીની માંગણી કરવાને આવશે તેનાં દિલમાં લોભ અને લાલચે ઘર કીધું હશે તો તેવા એલચીનું સર તનથી જુદું કરાવીશ. હવે મેં હજારો એલચીઓ દરમિયાન તને તારી દાનાઇ અને અકલમંદી જોઇને પસંદ કીધો છે. તારી દાનાઇના સબબથી તારા પાદશાહની

અકલ તથા હોશ માલુમ પડી આવે છે. મેં મારાં દિલમાં એવોજ ઇરાદો રાખ્યો છે કે મારી બેટીનું જોડું એવા નેક અકલના શખ્સ સાથે બાંધું કે જેથી મારાં ફર્ઝંદને સુખ મળે. હું મારી શાહજાદીને તારે હવાલે કરૂં છું—તું એને એના ખાવિંદની પાસે લઇ જા. એ મારૂં ફર્ઝંદ પોતાનાં માતાપતાના લાડને થકી પોતાની જોડે ઘણીએક બેમુલ મતા લેતી આવશે. તારા ઉપરની મારી મેહરબાની દાખલ તને હું આ જમરૂદનો હાર આપું છું તે મારી ખાતર તું તારાં ગળામાં પહેર; કાંએકે તારી મિસાલના એક અકલમંદ દોસ્ત અને દાનાઇભરેલા અમીર સાથે મને નવી દોસ્તી થઇછે તેની યાદ તારાં દિલમાં સદાની કાયમ રહે, અને હું પોતાને તારો આભારી સમજું. આપણો પાક પેગામ્બર તારો મરતબો એથી જિયાદા વધારશે."

આ પછી પાદશાહે ફરમાવ્યાથી લશ્કરમાંથી કેટલાક ચુનંદા સવારોને પસંદ કરીને શાહજાદી સાથે રવાના કરવા માટે તૈયાર કીધા, અને કેટલાક દહાડા પછી પોતાની આ બેટીને પાદશાહે અબા અહતેમંત અમીર સાથે ઉપલા રસાલા સહિત ઓલાનશાહ તરફ રવાના કીધી.

જેવારે એલચી પેલી બાનુને લઈને પોતાના ખાવિંદની દરગાહમાં આવી પહોંચ્યો તેવારે ઓલાનશાહ પોતાના આ ફતેહમંદ અમીર ઉપર ઘણોજ ખુશ થઇ ગયો, અને દિનપરદિન તેના ઉપર મોહબત વધારતો ગયો. અબાએ પાદશાહની મેહેરબાનગી પોતાની ઉપર ઘણીજ જોઇ, અને પાદશાહાતનો કુલે એખ્તિયાર તેનાજ હાથમાં આવી લાગ્યો. આથી પેલા તમામ વજીરો અને અમીરો ઉપર તેની એકલાની હકુમત ચાલવા લાગી. તેના ઉપર પાદશાહ અને તેની નવી રાણી એકસરખી મેહરબાની અને વિશ્વાસ રાખતાં હતાં. વળી પાદશાહ અને તેની આ મનમોહન બાનુ એકબીજા ઉપર પણ ઘણીજ મોહબત બતાવતાં હતાં; તેઓ એકબીજાને એકસરખાં સમજતાં, અને મળી ભેટીને સલાહ-સંપજથી વર્તતાં હતાં, તથા એકેકની સલાહ લઇને કામ લેતાં હતાં. આથી અબા ઉપરની તેઓ બંનેની રેહમદિલી અને મેહરબાનગી કોતાહ કે દૂર કરાવનાર કોઈ હતું નહિ. પણ આ વાત જાણીતી છે

કે જે બંદરમાં તુફાન લાગુ થાય છે ત્યાં કજાથી વહાણ ભાગીને ટુકડા થાય છે; અને જે શખ્સ ધર્મી લાગણીનો અને સખીતએ હોય છે તેની આસપાસ ઘણીએક તરેહની આપદા ફરતી રહે છે, અને તેનાં સર ઉપર વિપત્તિઓ ભમતી ફરે છે. અદેખાઇ અને હસદ પ્યાર અને મોહબ્બતથી જુદાઇ ધરાવે છે.

અબા અહતેમંતના દુસ્મનો તે પાદશાહ ઓલાનશાહના બીજા વજીરોએ તેને ચીન માચીન ખાતે જાનથી જવા માટે મોકલવાનો પ્રપંચ રચ્યો હતો પણ ત્યાંથી તો તે ફતેહ મેલવીને સલામત પાછો ફર્યો હતો, માટે હવે તે અદેખા વજીરોએ અબાનો જીવ લેવાનું નવું કાતરું રચ્યું અને તેમાં પાદશાહને ફસાવવાની બાજી માંડી. તેઓએ વડા વજીર અબા ઉપર એવું જુઠું તોહમત ઉભું કીધું કે તેણે પાદશાહના આરામગાહ આગળના બે ખાસ ગુલામો સાથ કંઇ છુપી ગોઠવણ કીધી છે અને તે પાર ઉતારવા માટે તેઓને તેણે કેટલોએક જર આપવા કહ્યો છે. હવે આ બંને ગુલામોને બચપણથી મેહલમાં એકજ કામ ઉપર રાખીને મોટા કીધા હતા અને તેઓને મેહલમાંથી બાહેર નિકળવાનો હુકમ હતો નહિ. પાદશાહે તેઓને એવું ફરમાવ્યું હતું કે તેઓએ “ મેહલમાં રહીનેજ ખુશી ખુર્રમી કરવી, અને જે વખ્તે હું મેહલમાં હોઉં તે વેળા તેમજ બપોરે મારા સુવાને વખ્તે મારી ખિદમતમાં રજુ રહેવું.”

આ ગુલામોની ઠઠા મશ્ખરીભરેલી વાતચિતથી પાદશાહને કશો ગુસ્સો ઉપજતો ન હતો. બાજે વખ્ત તે તેઓની હસવાની ઢોંગી વાતોથી ખુશ થતો હતો, અને કોઇ વેળા પોતાને નહિ ગમે ત્યારે તે તેઓને ચૂપ રહેવા ફરમાવતો હતો. એવા આ બે ગુલામોને અદેખા વજીરોએ લાંચ આપી હતી અને તેથી તેઓ અબા અહતેમંત ઉપર જુઠું તોહમત ઉભું કરવા થકી તૈયાર થયા હતા. કેવી પ્રકારે તોહમત બનાવી કહાડવું તે બાબે તેઓને વજીરોએ વાકેફ કીધા, અને પછી આ રીતનો દાવ માંડયો. તેઓને શિખવવામાં આવ્યું કે જેવારે પાદશાહને ખ્વાબ કરવાનો વખ્ત થાય તેવારે તેઓએ મેહલને લગતી વાતો શરૂ કરવી અને તેમાં અબા સંબંધી ચોકસ વાતો ચાલુ કરવી,

કેજે તેમને શિખવી મુકેલી હતી. અગરજો પાદશાહ આ વાતોથી કંટાળો નહિ ખાય તો તે સાંભળવાનો તેને શોક છે એમ સમજીને તે વાત ચાલુ રાખવી. "આમ કીધાથી," પેલા અદેખા વજીરોએ તે હલકા ગુલામોને સમજાવ્યા, "પાદશાહ તમોને ઘણો ચાહશે અને તમારી ઉપર મોટો પ્યાર રાખશે."

હવે જ્યારે પાદશાહે આવીને પોતાના સેલાના ઉપર આરામ કીધો ત્યારે પેલા ગુલામોએ પોતાને શિખવી રાખેલી વાત કરવી શુરૂ કીધી. તેઓમાંનો એક પ્રથમ કહેવા લાગ્યો કે "આપણા પાદશાહનો ફલાનો જુનો ગુલામ મેહલમાંની એક જવાન લોંડી ઉપર ફિદા થઇ પાદશાહ-જાદી આગળ તે બાબે મદદ માંગવા ગયો હતો, જેને બનતી મદદ આપવાની તે નામદારે કબૂલાત આપ્યા છતાં તે ગુલામે એક બુઢી ઓરત સાથ એવી ખરાબ ચાલ ચલાવી કે જેથી આખા મેહલમાં તેની મશ્કરી થઇ અને સર્વે કોઇ તેને તાનાજની કરવા લાગ્યાં, પણ તેની કશી દરકાર વિના તે શોખ થઇને સર્વનો ઠપકો હસીને સાંભળવા લાગ્યો."

આ હકીકત પાદશાહને ઘણી પસંદ આવી, અને તે દિવસ તો એટલી રમુજમાંજ ગુજર્યો. બીજે દહાડે પાદશાહે ઉપર જેવીજ કંઇ રમુજી વાત સાંભળવાની વકી રાખી હતી, પણ તે દિને તેવી કશી વાત થઇ નહિ. ત્રીજે દિને વડા ગુલામે આ મુજબની વાત ચલાવી કે "પાદશાહની અવલ અને વહાલી બાનુએ એક બેમૂલો હીરો ખોયોછે અને તે હાલ એક ગુલામ પાસે છે."

"તે કયા ગુલામ પાસે છે?" બીજાએ પુછ્યું.

"અબ્દ યાલ ગુલામ પાસે છે એમ હું રાસ્ત જાણું છું. અને ફલાના યહુદી સોદાગરને પણ એ બાબે ખબર છે."

આ હકીકત સાંભળીને પાદશાહે અબ્દ યાલ ગુલામને કેદ કીધો અને યહુદી સોદાગરથી સઘળી બિના વિશે જાણીતો થયો. ઓલાન-શાહને પોતાના બંને ગુલામોની વાત ઉપર હવે પુરો વિશ્વાસ આવ્યો અને તેઓ સાચીજ ખબર ધરાવેછે એમ સમજવા લાગ્યો.

હવે ચોથે દિને અબા અલ્તેમંત સંબંધી નીચ નાલેસીભરેલી વાતો પાદશાહના કાન ઉપર લાવવાની હતી. તે વાત વઝીરોએ ગુલામોને શિખવી તો રાખી હતીજ, પણ તેમને ફરીથી તેની યાદ આપવાની તથા તે કામ પુરતા વિશ્વાસથી બજાવે તે માટે તેમને વધુ નવાજશ કરવાની જરૂર હતી. એટલામાટે આ ગુલામોને બોલાવીને તેઓએ કહ્યું કે "અત્યાર સુધી અમે તમોને કશી બક્ષેશ આપી નથી, પણ હવે તમારી ઉપર ઘણીએક બક્ષેશ કરવાનો અને મેહરબાની રાખવાનો વખ્ત આવ્યો છે. તમો જો અમારો સખુન કબૂલ રાખશો તો અમો તમોને પાદશાહના મેહેલમાં મોટા દરજ્જાએ પુગાડીને એવા તવંગર બનાવીશું કે તમારી બરાબરી કોઇ કરી શકશે નહિ. તમોએ આજસુધી પાદશાહ સાંભળે તેમ વાતો કરી તે નામદારને ખુશ કીધો છે તેના બદલામાં આ અશ્રફીઓ લો, અને એ રકમ તમે કોઇ નહિ જાણે તેમ છુપાવી રાખજો; કાંએક પેલો આંધળાં દિલનો અબા અલ્તેમંત કોઇને તવંગર કે મોટાઇભરેલો થયલો જોઇ શકતો નથી, અને તેના ઉપર તે ઘણી અદેખાઇની નજરથી જુએ છે. આ મહિનો રમજાનનો છે માટે તે હવેથી મેહલમાં હંમેશ આવજા કરશે, વાસ્તે અમે તમને બક્ષેશ આપીછે એવી વાત તેના કાન ઉપર નહિ આવે તેમ કરજો."

આ તેહવારના દિવસો ઉપર એવો ચાલ હતો કે વધારે રોશની નહિ કરવી, અને તેલ વધારે નહિ બળી જાય તે માટે ચેરાગ બુઝાવી નાખવો. પાદશાહના મેહલમાં પણ અબા વઝીરે એવોજ ચાલ પાડયો હતો અને તેમ કરીને તે ખર્ચનો ઘટાડો કરતો હતો. આ બિના પેલા ગુલામોને જણાવીને વઝીરોએ તેમને પુછ્યું કે "આવી રીતના બખીલ માણસથી કોઇબી દહાડો તમે તમારા ઉપર મેહરબાનગી ઉતરેલી જોઇ છે?"

"કદી નહિ, કદી નહિ!" પેલા ગુલામોએ ઝડપમાં જવાબ દીધો.

"હવે અમો એ ધણીને એના મોટા અખિકાર ઉપરથી કહડાવી મુકીને એનો આગળો ખેતીનો ધંધો કરવા માટે એને એનાં ખેતરમાં મોકલી આપવા ચાહિયે છિયે. પણ તેમ બને તે આગમજ પાદશાહને

ખુશી કરવા માટે અમે તમને જે વાત એના સંબંધી શિખવેલી છે તે આજે તમે પાદશાહ ખ્વાબગાહે જાય ત્યારે કરજો. અગરજો એ તમારાં કામમાં તમે ફતેહ પામશો તો સોનાની અશ્રફીઓની આવીજ મોટી એકશો થેલીઓ તમોને અમો બક્ષેશ આપીશું." આ રીતે પેલા અદેખા વજીરોએ ગુલામોને ઉશ્કેર્યા, અને તેથી તે નીચ માણુસોનાં દિલમાં મોટી ઉલટ પેદા થઇ. વજીરોએ આપેલી થેલીઓ લઇને તેઓ ખુશી થતા મેહલમાં આવ્યા, અને દિલમાં એવી ઉમેદ બાંધી બેઠા કે "આપણું કામ જો સરંજામ પુગાડીશું તો આપણુ તવંગર બની જઇશું."

તકદીર આગળ તદબીરનું કશું ચાલતું નથી. તે દિને પાદશાહ ઓલાનશાહ પોતાના હંમેશના રાબેતા મુજબ આરામ લેવા આવ્યો ત્યારે તેણે શરાબ પીધેલો હોવાથી તેની ખુમારીમાં તે હતો. જેવો તે પલંગ ઉપર આવી સુતો કે ખ્વાબે ગલબો કરવા માંડયો; પણ તેજ વખ્તે પેલા ગુલામોએ શોરબકોર કરવા માંડયાથી તેની ઉંઘમાં ખલલ થઇ અને તે સજાગૃત પડી રહ્યો. હવે તે ગુલામો પોતપોતામાં વાતો કરવા લાગ્યા તેમાં અબા અલ્તેમંતનું નામ બોલવા લાગ્યા, જે સાંભળ્યાથી પાદશાહને તેમની આખી વાત સાંભળવાની ઘણી ખાહેશ થઇ. એ ઇરાદાથી તે ખામુસ પડી રહ્યો, અને કાન ધરીને સાંભળવા લાગ્યો.

એક ગુલામે વાત શુરૂ કીધી કે "આપણા વડા ગુલામે ઘણોએક ખજાનો મને બક્ષેશ કરવા કહેલો છે, તેનો સબબ શું તું નથી જાણતો? તેણે મને કહ્યું છે કે અગરજો હું અબા અલ્તેમંતના જેવી દાનાઇ ધરાવું તો મને આ ખજાનો મળે."

"હા, તું રાસ્ત બોલે છે," બીજા ગુલામે ઉત્તર દીધો; "કાંયકે જ્યારે તું તેની મિસાલની દાનાઇ હાંસેલ કરશે ત્યારે તુંબી તેની મુઆફક આપણી શાહજાદીના ઇશ્કમાં ગિરફતાર થશે."

"તેં કેમ જાણ્યું? શું તેં તેઓને તારી નજરે દીઠાં છે?" પહેલા ગુલામે પુછ્યું. "તું આવી બળતી વાત ખરી માને છે એ કાંઇ સારૂં કરતો નથી."

"હા, હા, અલબત, મેં તેઓને સાથે જોયલાં છે!" બીજાએ છાતી ઠોકીને કહ્યુ. "જેવારે પાદશાહ શિકારે જાય છે તેવારે તે નામદારના હુકમથી હું આ દરવાજાની પાસ્બાની કરૂં છું અને ચો તરફ ફરતો ફરૂં છું. તેમ કરતાં પાદશાહજાદીના ઓરડાના દરવાજામાં જે ચાવી દેવાનો સુરાખ છે તેમાં હું હંમેશ નજર કરૂં છું અને જોઉં છું કે એ બંને જણાં એકબીજાની મોહબતમાં ચકચુર બને છે અને પ્યાર કરે છે. જે દહાડેથી તેઓ ચીન માચીનથી આવ્યાં તે દહાડેથી એ મિસાલનો મામલો હું જોતો આવેલો છું."

ઓલ્લાનશાહનું માથું આ વેળા શરાબની ખુમારીથી ફરતું હતું તેમાં ઉપલી વાત સાંભળ્યાથી તે પુરૂં ફરવા લાગ્યું. એ પાદશાહ પોતાની ચીન માચીનવાળી રાણી ઉપર ઘણો પ્યાર અને મોહબત ધરાવતો હતો. પણ પેલા નીચ ગુલામના નાલેસીભરેલા સખુનોથી તેનાં દિલમાં અદેખાઇએ ઘર કીધું. તેણે ગુસ્સામાં આવી એક દીવાના આદમી મિસાલ પોતાનું સર ફેરવી નાખ્યું; ટુંકમાં તે પોતે દીવાનોજ બની ગયો. તેણે એમ નહિ અંદેશો કીધો કે આ ગુલામે કોઇના શિખવ્યાથી ઉપર મુજબનું તોહમત મારી રાણી ઉપર જોડી કહાડયું હશે, કાંએકે આ ગુલામો ઉપર પાદશાહનો પુરતો એતેકાદ હતો અને તે એમજ સમજતો હતો કે આ બેખબર છોકરાઓ જે કાંઇ બોલે છે તે રાસ્ત અને વાજબીજ બોલે છે.

ભર ગુસ્સામાં ઉઠીને પાદશાહ બીજા ઓરડામાં ગયો અને ફરમાવ્યું કે અબા અલ્તેમંતને શેતાબ બોલાવી લાવે.

જેવારે તે પાદશાહના વહાલા વફાદાર વજીરે પોતાના ખવિંદ તરફનો તાકીદનો હુકમ સાંભળ્યો તેવારે એકદમ તે નામવરની હજુરમાં હાજર થયો, નમનતાઇથી વાંકો વળી પાદશાહના પાઉને બોસ્સો દીધો, અને પછી તેનો હુકમ સાંભળવા માટે રાબેતા મુજબ અદબ બજાવીને દબદબાથી ઉભો.

પાદશાહે તેને પુછ્યું કે "અય અબા અલ્તેમંત, અગરજો કોઇ શખ્સ પોતાના પાડોશીની ઓરત ઉપર બદ નજરથી જોવું કરે તો તેને કેવી સજાએ પુગાડવો જોઇયે?"

"ઇનસાફની રાહે જોતાં જે શખ્સે જે મિસાલની ઇજા બીજા ધણીને આપી હોય તેજ મિસાલની સજા તે શખ્સને થવી જોઇયે," અબાએ જવાબ આપ્યો.

"તું મને ખુલ્લી રીતે સમજ પાડ," પાદશાહે ફરમાવ્યું, "કે કોઈ બુરી ચાલના કમબખ્તે પોતાના પાદશાહની હોરમતમાં ખલલ કીધી હોય. અથવા તે બુરા અંદેશાનો મર્દ ચાલી ચલાવીને પાદશાહનાં એવાનમાં દાખલ થઇ તેની રાણી સાથે બુરાં ફેલમાં ફરતો હોય તો તેવા શખ્સને કઈ સજાએ પુગાડવો ઘટે ?"

"તેવા ગુનેહગારને ગર્દન મારવો વાજેબ છે, કાંએક એવી મોટી તકસીરની તેજ તાજેશ છે," અબાએ જવાબ દીધો.

"અય નિમકહરામ દેવજાદા!" પાદશાહ હવે ગુસ્સામાં આવી પુકારી ઉઠયો, "તેં તારે મહોડેજ પોતાની સજા કહી દીધી છે." આમ બોલીને પાદશાહે શેતાબ તલવાર ખેંચી કહાડી અને તે બિચારા નિર્દોષ વફાદાર વજીરનાં તનના બે ટુકડા કરી નાખ્યા, અને ફરમાવ્યું કે "ગુનેહગાર લોકોની લાશ જે ગારમાં હોમાવવામાં આવે છે ત્યાંજ આ લોથને પણ નાખી આવવી."

જ્યારે પાદશાહને પેલા ગુલામોએ પોતાનાં બિછાનાં ઉપરથી એકાએક ઉઠીને બીજા ઓરડામાં જતો દીઠો ત્યારે તેઓ બહુ ગાભરા પડી તેની નજર આગળથી ગેબ થઇ ગયા, અને પેલા અદેખા વજીરો કનેથી બક્ષેશ દાખલ દશ અશરફીની જે થેલી લાવ્યા હતા તે ત્યાંજ ભૂલી ગયા.

પાદશાહ ઓલાનશાહનો ગુસ્સો જ્યારે નરમ પડયો ત્યારે તે પોતાના સુવાના ઓરડા તરફ પાછો આવ્યો, જેમાં પેસતાંજ તેની નજર પેલી થેલી ઉપર પડી. તે ઉઠાવીને જુએ છે તો તેમાં સુનાની અશરફીઓ હતી. તેણે તરત પુકાર મારીને એકને બોલાવ્યો, અને પેલી થેલી બાબે પુછયું.

"સાહેબ," તે ગુલામે જવાબ આપ્યો, "આ થેલી મેં ફલાના ગુલામની કમરે બાંધેલી દીઠી હતી. મને એવું એકીન હતું કે તું નામદારે એ તેને બક્ષેશ કરી હશે."

ઓલાનશાહ ગુસ્સાથી પુકારવા લાગ્યો કે "મેં કાંઇ તે છોકરાઓને અશ્રફી બક્ષી નથી. બોલાવ તે બેઉને શેતાબ મારી હજુરમાં!"

પેલા બંને ગુલામ છોકરાઓને જ્યારે હાજર કરવામાં આવ્યા ત્યારે ધ્રુજતા થથરતા પાદશાહની આગળ આવીને ઉભા, જેણે તેઓને ભારી ગુસ્સાથી પુછ્યું કે "આ સોનાની અશ્રફી તમને કોણે આપીછે?"

પાદશાહને આ મિસાલનો ગુસ્સે થયલો જોઇને પેલા બંને છોકરાઓ પોતાના જાનની દેહશતથી રડવા લાગ્યા, અને પોતાની જિંદગીની ખાતર કાકલુદી કરીને ખરી વાત કહેવા લાગ્યા. તેઓએ પેલા વજીરોનાં નામો જાહેર કરીને કહી દીધું કે "અમોને આ અશ્રફી આપીને તેઓએ પાદશાહ સાંભળે તેમ કેટલીક વાતો કહી સંભળાવવા અમને શિખવી હતી અને તે મુજબ અમે તારી આગળ તમામ વાત કહી સંભળાવી હતી. આ રકમ ઉપરાંત બીજી મોટી રકમની લાલચ તેઓએ અમને આપેલી છે. અમોને તેઓએ દોલતમંદ કરવાનો લોભ દેખાડીને અબા અલ્તેમંતની વાત શિખવી હતી, પણ તે વાત સાંભળીને તું નામદાર તે વજીરનો જીવ લેશે એમ અમે ધાર્યું ન હતું. હવે અમારી ખાતરી થઇ કે તે વજીરો અદેખા અને બુરાં કર્તુકના ભરેલા છે. તેઓએ પોતાનાં કાવત્રાંથી પોતાની જોડે બીજાઓનેબી તકસીરભરેલા કીધાછે."

આ હકીકત સાંભળીને પાદશાહ મોટે પુકાર મારીને જારબેજાર રડવા લાગ્યો અને કહેવા લાગ્યો કે "અબા અલ્તેમંતે તો દૂર અંદેશીથી મને કહ્યુંજ હતું કે તે મારી દરબારમાં રહેવાને બદલે એલાહેદો દૂર જઇ રહેવા ચાહેછે, કેમકે તેને પોતાના અદેખા શત્રુઓનો ભારી ડર હતો; પણ મેં તેની એ વાત કબૂલ નહિ રાખતાં તેને એવી કબૂલત આપી હતી કે તેના એક બાલને પણ હું કોઇથી ઇજા થવા દઇશ નહિ. તેણે મારા આ સખુન ઉપર ઇતબાર મૂકીને મારી ફરમાંબરદારીમાં

રહેવાનું કબૂલ કીધું અને મારો હમનશીન થયો. મેં આગમજથી અંદેશો કરીને એના દુશ્મનોની વાતો સાંભળવા સામે મારા કાન બંધ કીધા હતા; પણ તેઓએ આ બંને શુલ્લામ છોકરાઓની મારફતે મને ફુલવ્યો અને ફસાવ્યો, અને મને અબા તરફ દગાખોર બનાવ્યો. આ મારાં કામથી હું બેકદર થયોછું અને બિનતકસીરવારનાં ખૂનનો ખૂની ઠર્યોછું. એ અબા અલ્તેમંત ! મેં તારો ઇનસાફ કરીને તને સજા કાંય નહિ ફરમાવી ? મારાં દિલની ખાતરી થઇ ચૂકી છે કે તારા દુશ્મનોએ દગો કરીને મને ફરેબમાં નાખ્યો અને તને બેતકસીર જાણીજોઇને મારી પાસે કતલ કરાવ્યોછે. તારા આ દુશ્મનો ઉપર હું તારો કીનો લીધા વિના કદી રહેનાર નથી."

હવે પાદશાહના ફરમાવ્યાથી પેલા કાવત્રાંબાજ વજીરોને તેની આગળ હાજર કીધા. તેઓ ઉપર ગુસ્સાભરેલો થઇને બોલાનશાહ બોલવા લાગ્યો કે "અય બુરી ચાલના, કાવત્રાંખોર, દગાબાજ જુલ્મગારો! તમે એક બીચારા નિર્દોષ ઉપર કીનો લેવા માટે ફરેબથી તેનો જાન બરબાદ કરીને શું પોતે બેગુનાહ રહેવા માંગો છો કે ? શું પરવરદેગાર તમારી તકસીરને અંધકારમાં લપેટાવા દઇ તમને વગર સજાએ બચી જવા દેશે કે ? જે શખ્સ પોતાનાપાડોશીને માટે ખાડો ખોદે તેમાં તેજ પડે છે. અબા અલ્તેમંત તમારા દગા અને કાવત્રાંનો મુફતમાં ભોગ થઇ પડયો છે. તેણે તો આ જંજાલ અને કંટાળાભરેલી દુનિયામાંથી કુચ કરીને પેલી હંમેશગીની જેહાનમાં પોતાના પેગામ્બરની નજદીકીમાં વાસો કીધો છે; પણ તમો તો આખર વખ્ત સુધી તમારાં કર્તુકની સજાએ પહોંચશો. આ વખ્તે તમારો જાન તમારાં તનથી દૂર થઇ જશે અને પછી આતશથી ભરેલી નદીમાં ગોતાં ખાઇ ખાઇને આકેબત સુધી ત્યાંજ સખ્તી અને જફામાં પડી રહેશે."

આમ બોલીને પાદશાહે ફરમાવ્યું કે પેલા સઘળા વજીરોનાં સર તનથી જુદાં કરે અને તેમની લાશને જંગલમાં લઇ જઇ ત્યાં ફાડી ખાનારાં પ્રાણી પાસે ભક્ષ કરાવે. આ મુજબ થયું, અને અબા અલ્તેમંતની લાશને ગારમાં નહિ નાખતાં એક ખુશ-

નોમા કબર બનાવી તેમાં દફન કરાવી, જ્યાં દરરોજ જઈને પાદશાહ તથા તેની રાણી નેમાજ પઢતાં હતાં, અને તે બેગુનાહ જાયા થયો તે માટે શોક અને જારી કરતાં હતાં. ઓલાનશાહ તેને પોતાની જિંદગીના છેલ્લા દહાડા સુધી વિસર્યો નહિ, અને પોતે ગાફેલ બનીને તેને મારી નાખવાનો તકસીરવાર બન્યો હતો તે માટે સદા પસ્તાવો કરતો હતો.

* * * * * *

પોતાનો કિસ્સો આ મુજબ ખતમ કરીને અલાઉદદીન પાદશાહ બોહેતજાદને કહેવા લાગ્યો કે "અય નામવર, આ જગા ઉપર નેગાહ પહોંચાડીને તું દરિયાફ્ત કર કે ઓલાનશાહ જુજ વખ્ત ગાફેલ રહ્યો તેથી તેને જિંદગી સુધી પસ્તાવો કરવો પડયો. તેની આ મોટી કસુર સિવાય તે પોતાની પ્રજાનો પ્યારો હતો, અને તમામ રૈયત તેને નેક અસ્લતનો અને દૂરઅંદેશ કરી જાણતી હતી. વળી તું જો કે પેલા વજીરો પોતાના દગાનો બદલો શી રીતે પામ્યા. હવે મારા ઉપર જે ખોટી નાલેસી ઉઠાવવામાં આવી છે તેથી હું બેગુનાહ છું, અને તેટલામાટે મને કશો ડર નથી. હું મુએલો હોઉં કે હું જીવતો હોઉં, પણ મારો એતેકાદ તેજ સાહેબ ઉપર છે અને મને આશ્રાનો આપનાર તથા મદદનો કરનારબી તેજ છે, કેજે તમામ કુદરતનો સાહેબ છે. અગરજો તું નામદાર પાદશાહ આજે મને મારી નખાવશે તો તરતજ એવો વખ્ત આવશે કે જ્યારે મારી બેગુનાહીના સબબથી તું મારી ઉપર આંસુ રેડશે. મને સત યકીન છે કે ખોદાતાલા હવે પછી તને મારા દુસ્મનોનો દગો તથા કાવત્રાં રોશન કરીને દેખાડશે. મારી ઓજર-ખ્વાહી એ છે કે પાક પરવરદેગાર તું નામદારી ભરેલા નેક પાદ-સાહને હર પ્રકારનાં દર્દભરેલાં દિલનો નહિ કરે!"

બોહેતજાદે જ્યારે આ મિસાલની વાતો સાંભળી ત્યારે તેને અલાઉદદીન ઉપર મોહબત છુટી અને તેને લીધે તેનું દિલ ગમગીન થયું. તે અફસોસભરેલો થઇને દિલથી કહેવા લાગ્યો કે "હું કેટલી મરતબે આ જવાનને મારી નખાવવાને તૈયાર થયો હતો, પણ શેવટે

મારા તે ઇરાદાથી પાછો ફર્યો છું. આજે પણ એને જીવતો રાખી કેદખાને મોકલીશ."

આમ વિચારીને તેણે તે જવાનને પાછો બંદીખાને મોકલ્યો. આ હુકમ સાંભળીને અલાઉદ્દદીનના દુશ્મન થઇ લાગેલા વજીરો પાછા અફસોસમાં આવી પડયા, અને પોતે જે ઇમારત ઉઠાવી હતી તેને નબળી પડી ગયલી જોઇ. તેઓએ પોતાની એક બીજી સભા ભેગી કીધી અને તેમાં એવાં શેવટ ઉપર આવ્યા કે જેવારે પાદશાહ એ ગુનેહગાર ઉપર ફરીથી રેહમ લાવે તેવારે આપણે ભેગા થઇને તેની ઉપર ધસી જવું. તે વજીરો જાણુતા હતા કે જો અલાઉદ્દદીન આ તકસીરમાંથી છુટો થયો તો તેની જોડે આપણે જે ચાલ ચલાવી છે તેનો બદલો આપણી કનેથી લીધા વિના અને આપણને પોતાના હાથ ઉપર ગિરફતાર કીધા વિના તે રહેશે નહિ.

બીજી તરફથી આ વજીરોએ પાદશાહજાદી બહારજોયની મુલાકાત ઇચ્છી, અને એક વજીર તેણીને મળવા ગયો. તે તેણીને કહેવા લાગ્યો કે "અય બાનુઓની બાનુ! પેલા કમબખ્ત અને ગરૂરીભરેલા ચોર બચ્ચાના જાદુઇભરેલા સખુનો સાંભળીને પાદશાહ પોતે પોતાના હાથે કરીને જુલ્મ ખમે છે, અને જે શખ્સ તું જેવી સાહેબદિલ બાનુને બંને તરફથી તાનાજની અને ઠપકામાં એક નીચ તકસીરવાર પેરે રાખવાનું કારણ થઇ પડયો છે તે શખ્સને સજા કરવા થકી પાદશાહ ઢીલ કરેછે. તું બાનુને વચમાં લાવી બદનામ કીધાથી તારી તમામ ખલ્કત તારી ઉપર રેહમ લાવેછે, પણ તારા નામદાર ખાવિંદના મોટાઇ અને મરતબાને ઘણોએક ઠપકો આપીને બદનામ કરેછે. તમામ આલમ બાંગે બુલંદ બોલેછે કે અલાઉદ્દદીન ચોરબચ્ચો ખરો તકસીરવાર છે, તોપણ તું દયાળુ બાનુ તારો આશ્રો આપીને તેના જાનનો બચાવ કરેછે, અને તે સબબથીજ તે પોતાની સજાએ પહોંચતો નથી."

તે મકરબાજ વજીરના સમજાવ્યાથી પાદશાહજાદીએ પોતાની હોરમતનો બચાવ કરવા બાબે પાદશાહની આગળ ફરિયાદ ઉઠાવી, અને તે ઉપરથી તેણીની દાદને જલદીથી પહોંચવા પાદશાહે ચાહ્યું. તેણે દિલથી અંદેશો

કીધો કે "મારેથી જે ઢીલ થાયછે તેથીજ તે ગુનેહગાર સલામત રહેવા પામેછે; માટે આજ દિને તેનું શેવટ લાવીને તેને સજાએ પહોંચાડું."

બીજે દિને બામદાદે પાદશાહ જલદીથી આવીને પોતાનાં તખ્ત ઉપર બિરાજ્યો, અને ગુસ્સાભરેલાં દિલથી હુકમ કીધો કે અલાઉદદીનને હાજર કરે. પેલા સઘળા વજીરો પાદશાહનો આવો તુંદ મિજાજ અને ગરમ જુસ્સો જોઇ ખામોસ બેઠા અને પોતપોતાનાં દિલથી ખુશહાલ થવા લાગ્યા કે રાણી બહારજોય આગળ કરેલી ફરિયાદ ફતેહમંદ ઉતરેલી છે.

જેવારે અલાઉદદીન નજરે પડયો તેવારે તમામ વજીરોએ પોતાની જગાએથી ઉઠી એકદમ ગુસ્સાથી તેના ઉપર હુમલો કીધો, અને અદેખાઇ તથા હસદથી કહેવા લાગ્યા કે "અય કમબખ્ત ! આ જમીન તારાં લોહી માટે પેઆસી થઇ છે અને કિડાઓ તારૂં ગોસ્ત ખાવાની ઈંતેજારીમાં છે."

વજીરો એમ સમજતા હતા કે તેઓના આવા સખુનોથી પાદશાહ તે જવાન બંદીવાન ઉપર ખફા થાય અને તેનાં દિલમાં જે મોહબત આવે છે તે લાવવાથી તે પાછો હટે. અલાઉદદીને તે અદેખાઓને તેમની લાયકાત મુજબનો આ પ્રમાણે જવાબ વાળ્યો:—

"જે શખ્સે એક તકસીરવાર સામે ગવાહી આપવી હોય તો તેમ કરવા સાથે તેણે તે બીચારા ઉપર ગુસ્સો કરવો લાજેમ નથી. અગરજો તે શખ્સ ઉપર તકસીર સાબેત થાય તો ઇનસાફ તેની સજાએ પહોંચાડનાર મોજુદ છે. જયારે ઇનસાફનો કરનાર તકસીરવારને સજા ફરમાવે છે ત્યારે તે પેલા ગુનેહગારને નરમીથી તમામ હકીકત સમજાવીને કહે છે, કાંએકે તે ગુનેહગાર પણ ખુદાનો પેદા કરેલો એક બંદોજ છે, કેજે કજાના સબબથી-વાંકમાં ફસી પડેલો છે. આ જગાએ હું કીનો, કપટ અને ઝનુન સિવાય બીજું કશું જોઇ શકતો નથી, કાંએકે આ દરબારમાં આ વજીરોને હું મારાં લોહીના પેઆસા બનેલા જોઉં છું, કે જેઓ રાસ્ત ઇનસાફની કશી પરવા કરતા નથી. જેઓ મને ઇજા દેવાની ખાતર મારી સામે હુમલો લાવ્યા છે તેઓ આયંદેહ નિરાશ થયા વિના રહેનાર નથી. ખોદાતાલાનો ગેબી હાથ મારી પેશાની ઉપર

બેગુનાહપણુંનો છાપ બેસાડી દેખાડી આપે છે કે હું નિર્દોષ છું. મને કોઇ અંદરખાનેથી બશારત કરે છે કે હું આ તોહમતમાંથી મુક્ત થઇશ, અને લાંબાં વરસો સુધી સલામત રહીશ, તથા હાલ મારે સર ચોંટાડવા માંગેલી તકસીરમાં હું કદી સપડાવાનો નથી. જેઓએ મારી સામે જુઠી ગવાહી આપી હશે તેઓ ઉપર એવી બુરાઇ આવી પડશે કે જેમાંથી તેઓ બચવા મુસ્કેલ છે. તેઓ અંતે પોતાનાં કર્તુકની સજાથી દર્દમંદ થશે, જે મિસાલે કે સુલતાન ઇબ્રાહીમ તથા તેના બેટાથી તેના અમીરો દર્દભરેલા થયા હતા."

બોહેતજાદ પાદશાહ જવાન અલાઉદ્દીનની હિંમતભરી બોલી-દરાજીથી ઘણો અચરત થયો. તે પોતાના વજીરોનાં ગુસ્સો તથા કપટ તેના ઉપર ઉતરેલાં સદા જોતો હતો, માટે તેણે ફરમાવ્યું કે તે જવાને સુલતાન ઇબ્રાહીમનું દાસ્તાન જાહેર કરવું.

વાર્તા ૯ મી.

## સુલતાન ઇબ્રાહીમ અને તેના બેટાની હેકાયત.



સુલતાન ઇબ્રાહીમ મોટી પાદશાહતનો ધણી હતો, અને વળી પોતાનાં બળથી તેણે ઘણાએક મુલ્ક જીતી લીધા હતા. પણ એ સઘળું છતાં એ મખલુકાત ઉપર સાહેબી ભોગવનાર તેને પેટે વારેસ પેદા થયો ન હતો, તેથી તે પોતાની તમામ જાહોજલાલી છતાં સદા ગમગીન રહેતો હતો. એમ કરતાં આયંદેહ તેને એક બેટાના ફર્જંદની નવાજેશ થઇ. પોતાના જનાનામાં તે અનેક ખુબસુરત રાણીઓ ધરાવતો હતો, તેઓમાંની એકને હમેલ રહેવાની ખબર સાંભળતાંજ તે બહુ ખુશહાલ થયો અને એ વધામણી લાવનારને ઘણીએક બક્ષે-શોથી નવાજી નાખ્યો. વળી તેણે આ બનાવની યાદગારીમાં ખોદા-તાલાની બંદગી કરવા માટે પોતાની પ્રજામાં ઢંઢેરો ફેરવ્યો કે દરેક જણે મસ્જીદમાં જઇ એબાદત કરવી. વળી તેણે ફરમાવ્યું કે શેહેરમાં

જેટલા નજુમના જોનારા આલેમો હોય તેઓ તૈયાર રહે કે બેટાનું ફરજંદ તવલુદ થતાંજ તેની બખ્તબાજી જોઇને તેથી પાદશાહને વાકેફ કરે.

હવે ઉપર કહ્યું તેમ જ્યારે રાણીએ નવ માસ પુરા થયા બાદ એક બેટાને જન્મ આપ્યો ત્યારે આ મહાભારત બનાવની ખુશહાલીમાં પાદશાહે જશન અને ખાનપાન તથા રંગરાગ આખા મુલ્કમાં બરપા કીધાં, અને ચાલીશ દિવસો સુધી એ મોજમજાહ ચાલુ રહી, જે દરમિયાન તમામ આલમ પાદશાહની મોરાદ બર આવ્યાના સબબથી ખુશી ખુશહાલી અને એશઆરામમાં ચકચુર બની રહી હતી.

બીજી તરફથી શાહજાદાએ જન્મ ધારણ કરતાંજ પેલા તૈયાર રહેલા નજુમીઓ જોચની કેતાબો (યાને પંચાંગો) લઇને તપાસ કરવા અને ગણતી કહાડવા લાગ્યા. જ્યારે તેઓએ પોતાનું કામ પુરૂં કીધું ત્યારે તેઓએ માઠી વાતો પોતાની કેતાબોમાં જોઇ, અને તેથી અંદેશામાં પડયા કે હવે એ બિનાથી પાદશાહને કેવી રીતે વાકેફ કરવો. શાહજાદાનાં બખ્તનો વર્તારો કહાડતાં તેઓને એવું માલુમ પડયું હતું કે જન્મ વેળા તેનો સેતારો[1] માઠા બુર્જમાં બેઠેલો હતો, અને તે સેતારાની ચાલ અંધકાર ભરેલી નજર આવતી હતી, એટલુંજ નહિ પણ તેની જોડે લોહીનો રંગ ભેળાયલો હતો. એવા નેસ્ત સેતારાની ચાલથી શાહજાદાને બચવાનું કામ ઘણું મુશ્કેલ જણાતું હતું. અંતે સઘળા સેતારેસનાશો ભેગા થઇ પાદશાહને એક આવાજે કહેવા લાગ્યા કે અમારાં નજુમ મુજબ આ બાળક જ્યારે સાત વરસની ઉમરનો થશે ત્યારે વાઘ કે વરૂ જેવું કોઇ ફાડીખાનારૂં પ્રાણી તેનો ભક્ષ કરશે અને તે જંગલી જનાવરથી એને ખતા પહોંચશે. પણ અગરજો આ

---

૧ ઉગમણ તરફના મહમદિયાન લખનારાઓ પોતાની નજુમમાં ગ્રહોને કદી પિછાનતા જણાતા નથી. તેઓ તેઓ સર્વ આકાશી ગોળાને સેતારાનેજ સાધારણ નામે ઓળખે છે, પછી તે સુરજ હોય, ચંદ્ર હોય, યા ગ્રહ મંડળમાંનો બીજો હરકોઇ હોય. તેઓ ધુમકેતુ સિવાય આપણાં સૂર્ય મંડળની બાહેરના બીજા કોઇબી સેતારાને પિછાનતા માલુમ પડતા નથી. અહીં સેતારાને બદલે ગ્રહ સમજવો.

કાઢીખાનારાંના સપાટામાંથી એ બચવા પામશે તો પછી એજ શાહજાદાને હાથે એના બાપની યાને તું નામદારીભરેલા પાદશાહની જિંદગી ખતા થશે. અગરજો આ મિસાલનાં કામોથી એ ખલાસી પામે તો એ ઘણોજ અકલમંદ, દાના, ખુબીભરેલો, નેકનામ શાહજાદો નિવડે.

સેતારેસનાશોથી આવી દુખભરેલી ભવિષવાણી સાંભળીને પાદશાહની ખુશી તમામ જમીનદોસ્ત થઇ. તમામ ખુશખુશહાલી સુલતાન ઇબ્રાહીમને મનથી દુખભરેલી થઇ પડી, અને તેની આંખમાંથી હરખને બદલે ગમનાં આંસુ વરસવા લાગ્યાં. પણ "એક દમ, હજાર ઉમેદ." ઉમેદ એક કમનસીબ માણસને પણ છોડી જતી નથી. પાદશાહને ઉમેદ પેદા થઇ અને તેથી તે મનથી દિલાસો લેવા લાગ્યો. તેને લાગ્યું કે કંઇબી કરીને કજાના બનાવને ફેરવી નાખવામાં આવે તો આ છોકરો બચે. સાત વરસની મુદત સુધી આ બાળકનું વાઘના હુમલામાંથી રક્ષણ કરવું તેને અશકય લાગ્યું નહિ; અને અગરજો આ રીતે શાહજાદાને તેની પહેલી હોનારતમાંથી છટકાવી લીધો તો પછી તેને અછી સંભાળથી તાલીમ આપીને તેનામાં દાનાઇ અને નેકીના વિચારો પેવશ કરવામાં આવશે તો બીજી હોનારત પણ આપોઆપ ખોટી પડી જશે.

આ મુજબ અંદેશો કરીને પછી સુલતાને કેટલાક અફસોસ સાથ ફરમાવ્યું કે ફલાના પહાડનાં સર ઉપર એક ખાસ એવાન બનાવે. તે એવું ધારતો હતો કે આ મકાનમાં સર્વ રીતના બંદોબસ્ત સાથ શાહજાદાને સાત વરસની મુદત સુધી એકાંત રાખવામાં આવશે તો તે બંધ્યાર જગામાં તેના જાનને કશી ખલલ પહોંચશે નહિ. હુકમ સુજબ પહાડ ઉપર એક ભોંયરૂં એકશો ફુટ જેટલું ઉંડું તથા પાંચશો ફુટ જેટલું લાંબુ અને ત્રીશ ફુટ જેટલું પહોળું ખોદીને તેમાં એક ખુશનુમા મકાન બનાવ્યું, તથા તેમાં ખાસ ઓરડાઓ બાંધી લીધા. વળી આ ભોંયરાંમાં એક નાનું નાળું બાંધીને તે મારફતે તેમાં પહાડ ઉપરના ઝરાનું પાણી વહેતું કીધું, એવી મતલબથી કે એ પાણી તે એવાનનાં કામકાજમાં વપરાય. આ એવાનની પડોશમાં પાછો એક સુંદર બાગ બનાવ્યો અને તેમાં રંગબેરંગી તરેહવાર ઝાડો રોપ્યાં,

તથા નાળાંના કાંઠા ઉપર તરેહવાર ફુલોના વેળા ચહડાવ્યા. આ સઘળાંથી. તે જગા ઘણીજ રમણ્ય નજર આવતી હતી.

આ મિસાલ બનાવેલા પેલા નાના મેહલને તમામ શણગારથી આરાસ્તા કીધો હતો અને તેમાં શાહજાદાને તેની દાઈ સાથે લઈ જઇ રાખ્યો હતો. આ ભોંયરાંમાં જવાનો માર્ગ રાખ્યો ન હતો, પણ દર મહિને તેનાં મથાળાં ઉપર આવીને પાદશાહના માણસો એવાનમાં વસનારાંઓને થકી ખોરાકી પુરી પાડી જતા હતા. વળી દર માસે સુલતાન ઇબ્રાહીમ પોતે પોતાના બાળકની ખબર અંતર પુછવા અને જાણવાને થકી જતો હતો. તે ભોંયરાંનાં સર ઉપર જઇને આવાજ કરતો હતો એટલે પેલી દાઇ બાળકને પાળણામાં સુવાડતી, અને તે પાળણું પાદશાહના ખિદમતગારો ઉપર ખેંચી લેતા. સુલતાન પોતાનાં બચ્ચાંને પાળણામાંથી ઉપાડી રમાડતો, અને એ રીતે પોતાના જીવને ખુશ કરી પાછો ફરતો હતો. આ વેળા તે પોતાનાં તમામ લશ્કરને ભોંયરાંની આસપાસ પહાડ ઉપર ફરતું રાખતો, એવી મતલબથી કે કોઇબી ડરામણું પ્રાણી ત્યાં આવવા પામે નહિ. એ પછી સુલતાન તે બાળકને પાછું પાળણાંમાં સુવાડતો, અને એક માસની જે ખોરાકી પોતાની જોડે લાવ્યો હોય તે પણ તેમાંજ ગોઠવીને પાળણાંને પાછું ભોંયરાંમાં ઉતારતો અને પેલી દાઇ શાહજાદાને પોતાની ગોદમાં ચાંપતી, ધવાડતી અને રમાડતી.

એમ કરતાં તે બાળક શાહજાદો દિનપરદિન ઉછરતો ચાલ્યો અને મોટો થઇને પોતાને હાથે બાગમાંના રોપાઓ તથા ઝાડોને સમારવા લાગ્યો. પેલા નજુમીઓએ જે નેરત મુદતની ધાસ્તી આપેલી હતી તે લગભગ પુરી થઇ હતી; કેમકે શાહજાદાને સાત વરસનો થતાં હવે માત્ર વીશ દિવસ બાકી રહેલા હતા. એટલાંમાં એતેફાક એવો બન્યો કે કેટલાક બેખબર શિકારીઓનું એક ટોળું ત્યાં આવી પહોંચ્યું. તેઓ એક જબરા વાઘની દુંબાળે ઝડપમાં દોડતા હતા, જેને તેઓએ જખ્મી કીધો હતો. આ વિક્રાળ પ્રાણી પોતાના શત્રુઓથી નાશ ભાગ કરતું. અને પોતાની પુઠે થતા તેમના ભયંકાર પુકારોથી

અકળાતું ગભરાતું પેલાં ભોંયરાંની ટોંચ ઉપર આવ્યું અને ત્યાં જે બાકારૂં બનાવેલું હતું તેમાં ધાસ્તીથી આંધળું બનીને યા પોતાના જાન ભાગી ડર ખાઈને નિરાશીથી તુટી પડયું. એવું બન્યું કે તે એક ઝાડ ઉપર પડયું, જે તેના ભારથી વાંકું વળી ગયું. અગરજો આ ઝાડ વચે આવ્યું ન હોત તો પેલો વાઘ ભોંયરાંને તળિયે પડી અફળાઇ મરત, પણ ઝાડે તેનો બચાવ કીધો.

પેલી દાઇએ આ વાઘને દીઠો, અને તેથી પોતાનો જાન બચાવવા માટે તેણી કેથે છુપાઇ ગઇ. વાઘ ઝાડ ઉપરથી કુદકો મારી નીચે આવ્યો અને તેણે શાહજાદાને રમતો દીઠો. તે ગુસ્સાભરેલો હતોજ, માટે એકદમ તે બાળક ઉપર ધસીને તેને કરડવા લાગ્યો અને અનેક ઠેકાણેથી તેને જખ્મી કીધો. આથી તે બાળક રડવા અને પુકારવા લાગ્યો. શાહજાદાના રડવાનો આવાજ સાંભળીને પેલી દાઇ જે છુપાયલી હતી તે પોતાના જાનની દરકાર વિના બાહેર નિકળી આવી, અને સાત વરસ સુધી પોતે જે બચ્ચાંની એક માતાની પેઠે પરવરશી કીધેલી તેના ઉપર પોતાનું લોહી દોડવાથી તેને વાઘના સપાટામાંથી બંચાવવા ગઇ. પણ તેણીને જોતાંજ વાઘે શાહજાદાને પડતો નાખીને તે ઓરત ઉપર હુમલો કીધો અને તેનાં શરીરના ટુકડે ટુકડા કરી નાખ્યા. પછી તે પોતાના શિકારનું ગોશ્ત ખાવા લાગ્યો, એટલાંમાં તો પેલા શિકારીઓ ભોંયરાંનાં સર ઉપર આવી પહોંચ્યા અને તે ફાડી ખાનારાં જાનવરને જોઇ તેના ઉપર તીરોનો વરસાદ વરસાવ્યો, જેથી તેનું તમામ બદન જખ્મી થઇ તેમાંથી લોહી વહેવા લાગ્યું, અને તે સબબથી તે ઘણું નબળું પડી ગયું. એજ વખ્તે વળી એક શિકારીએ એક મોટો પથર ઉઠાવીને વાઘનાં માથાં ઉપર માર્યો, જેથી તે છુંદાઇને મરણ પામ્યો.

હવે પેલા શિકારીઓએ પ્રથમથીજ ભોંયરાંનાં માથાં ઉપરથી એક બાળકનો રડવાનો સાદ સાંભળ્યો હતો માટે તેઓ વિચાર કરવા લાગ્યા કે આ અંધારાં ભોંયરાંમાં કાંઇ નવાઇ જેવો તમાશો હોય એવું જણાય છે, માટે એ બાબે તજવીજ કરવી જોઇયે. આમ અંદેશો કરીને કેટલાક

શિકારીઓ પેલાં બકારાં મારફતે ગારમાં ઉતર્યા અને પોતાની ભારી અજાયબી વચ્ચે જુએ છે તો એક નાનો છોકરો તમામ પાદશાહી લેબાસથી સણગારેલો પણ લોહીથી ખરદાઇને જખ્મી હાલતમાં પડેલો હતો. તેની પાસેજ એક ઓરતની લોથ પડેલી હતી. આ દેખાવ જોઇને શિકારીઓએ પ્રથમ પેલા બાળકનો જાન બચાવવાની તજવીજ કરવા માંડી, કેમકે તપાસ કરતાં તેમને જણાયું કે તે બચ્ચાંનાં બદનમાં હજુ જાન હતો. તેના તમામ જખ્મો ધોઇ સાફ કરીને તેઓએ તે ઉપર કંઈ પાલો લાવીને બાંધ્યો, જેથી તે બચ્ચું રડતું ખામોસ રહ્યું. પછી તેઓએ પેલી દાઇની લાશને ત્યાંથી ઉઠાવીને દફનાવી, જે બાદ આસપાસ ફરવા લાગ્યા તો તેઓને પેલો નાનો મેહેલ નજર આવ્યો, કે જેમાં કેટલીક નવાઇજેવી ચીજો જોડે ખોરાકી ભરેલી હતી. આ જોઇ તેઓ બોલ્યા કે "આ તો ખોદાતાલાએ પોતાના હાથથી આપણી ઉપર નવી બક્ષેશ કીધી છે." તેઓએ તે તમામ વસ્તુઓ પોતાના સ્વાધીનમાં લીધી, પણ હવે ભોંયરાંમાંથી બાહેર શી રીતે નિકળવું, એ સવાલ પેદા થયો.

એ બાબેની તદબીર તેઓએ આ મુજબ કીધી. પેલી ઝોળી, જે મારફતે શાહજાદાને ભોંયરાંમાંથી પહાડને મથાળે ખેંચી લેવામાં આવતો હતો, તથા જે મારફતે ઉપરથી ખોરાકી નીચે પહોંચતી કરવામાં આવતી હતી, તે ઝોળીમાં શાહજાદાને સુવાડી ને પછી મથાળે જે થોડાએક શિકારીઓ ઉભેલા હતા તેમને પુકાર મારીને ત્યાથી તેઓએ તે ઝોળી બાળક સાથે ઉપર ખેંચી લીધી. એજ રીતે ખોરાકીની અને બીજી તોફા ચીજો પણ ઉપર રવાના કીધી. છેલ્લે તેઓબી એક પછી એક ઉપર ચહડયા, અને પછી પોતાને મળેલી સર્વે વસ્તુઓ તેઓએ ફાળે પડતી વહેંચી લીધી. શિકારીઓમાં જે વડો હતો તેણે પેલા બાળકનો કબ્જો લીધો, જેને જોઇને તે બહુ ખુશહાલ થયો હતો.

સુલતાન ઇબ્રાહીમનો એકપુરો બેટો આ રીતે પરાયે હાથ ગયો, પણ તે શિકારી કોઇ મર્દઆદમી હતો. તે શિકારનો ઘણોજ શોક રાખતો હતો, અને પેલા બાળકનો ખુબસુરત ચેહરો તથા નરમાશ

ભરેલો સ્વભાવ જોઇને ઘણો ખુશ રહેતો હતો. તેના ઘા સાફ કરવા અને રૂઝ લાવી તેને જલદી સારો કરવા માટે તે ઘણા ઇલાજો લેતો હતો. એમ કરતાં જેવારે શાહજાદો પોતાના જખ્મોથી તદન સાજો થયો અને હરેક સવાલનો હુસિયારીથી પાછો જવાબ દેવાને પુરતો શક્તિવાન થયો, તેવારે તે શિકારી તેની હકીકતથી વાકેફ થવા સારૂ તેને પુછવા લાગ્યો કે "અય બેટા, તું કોણ નેકબખ્તનું ફર્જંદ છે, અને બિયાબાન જંગલ દરમિયાન એક પહાડી ભોંયરાંમાં નાનો મહેલ બાંધીને તને રાખવાનું કારણ શું ?"

"એ વાતથી હું વાકેફ નથી, સાહેબ," શાહજાદાએ જવાબ આપ્યો. "હું તો જે ઓરતને તમોએ મુએલી જોઈ તેની સાથે રહેતો હતો. મને જેબી ચીજ જોઇતી તે આ બાઇ મને પુરી પાડતી હતી. એક વધારે મોટાઇભરેલો શખ્સ હમેશાં પહાડની ટોંચ ઉપર આવતો અને મને ઝોળીમાં બેસાડીને ઉપર ખેંચી લેતો તથા બહુ પ્યારથી રમાડતો હતો તથા મને પોતાનું ફર્જંદ કરી કહેતો હતો. પેલી ઓરતને હું મા નહિ પણ દાઇને નામે ઓળખતો હતો, તો જોકે તે ઓરતબી મને પોતાનાં પ્યારાં ફર્જંદ તરીકે સદા ચાહતી હતી. આટલી હકીકત સિવાય વધારે હું કશું જાણતો નથી."

શાહજાદાથી આ મિસાલનો ખુલાસો સાંભળીને પેલો ભલો શિકારી પોતાનાં મનથી વિચાર કરવા લાગ્યો કે આ બાળક કોઇ ઉંચાં તોખમનું ફર્જંદ છે, પણ એનાં માતપિતા કોણ હશે તે સમજી શકાતું નથી. તેઓએ એની હસ્તી આ મુજબ ઉંડાં ભોંયરામાં છુપી કાં રાખી હશે તેની તે શિકારીને મોટી નવાઇ લાગી. તેને એવી ઉમેદ પેદા થઇ કે "કોઇ વખ્ત એવોબી આવવો જોઇયે કે જયારે હું એના અહેવાલથી પુરતો વાકેફ થઇ શકીશ." તેણે તે બાળકની કેળવણી પાછળ ઘણું ધ્યાન આપ્યું, તેને એલમોની તાલીમ અપાવી અને ઉંચાં ખાનદાનના નબીરાઓને છાજે એવી ઘોડસ્વારી તથા તીરંદાજી તથા શિકારબાજી વગેરેની કવાયદો અને કસરતો શિખવી. અને પોતાના પ્રતિપાળ મુરબ્બીની સઘળી વકી મુજબનીજ તે બાળકે

દિલોજાનથી તાલીમ લીધી. લખવા પઢવાના અને બીજી વિદ્યા હુનરના તમામ એલમો હાથ કરીને પછી તે પોતાના કાબેલ દોસ્તો સાથ તકરારમાં ઉતરતો. શિકારીએ તેને તમામ જાતનાં હથિયારોની હિકમત શિખવી હતી તેમાં તેમજ ઘોડસ્વારીમાં અને બીજી તમામ બાબતોમાં તે કુશળ બન્યો.

એક દહાડે શિકારી અને શાહજાદો શિકારે ગયા અને એક વિકાળ વાઘનો દુંબાલો પકડયો. એતેફાક એવો બન્યો કે તે જગાએ તેજ વેળા ચોરોનું એક ટોળું આવી લાગ્યું. શાહજાદો, જેનું નામ તેના પાળણુ કરનારે અબાકુઇર કરીને રાખ્યું હતું, તે અને શિકારી પોતાની ટોળકીના માણસો સાથે ભેગા થઇને ચોરોની સામે લડવા લાગ્યા, પણ તે બદમાશોની સંખ્યા ભારી હતી તેથી તેઓએ પેલા શિકારી સુધાં તેની ટોળીમાંના બે માણસોના જીવ લીધા, તથા અબા-કુઇરને જખ્મી કીધો. આ જખ્મના સબબથી તે જવાન બેહોશ થઇ જમીન ઉપર તુટી પડયો. તેને મુએલો સમજીને ચોરોની ટોળી ત્યાંથી ફારેગ થઇને આગળ નિકળી ચાલી અને શિકારી તથા તેના માણસો પણ વિખરાઇ ગયા.

જેવારે અબાકુઇર હોશમાં આવ્યો તેવારે તેને જણાવ્યું કે તે પાછો ઉઠવા અને ચાલવાને અશકત ન હતો. તે પુરતાં હોશ અને કુવ્વત સાથે તે જંગલમાં એવી મતલબથી ફરવા લાગ્યો કે અગરજો તે તરફ માણુસ જાતની વસ્તી હોય તો ત્યાં જઇ આસાયશ પકડે. તેના હાથમાં ભુંડનો શિકાર કરવાનો નેજો હતો તે તે પેલાં જંગલમાં ભૂલી આવ્યો હતો માટે તેના હાથમાં મદદને થકી કશું હથિયાર પણ હતું નહિ. એવી હાલતમાં કેટલોએક વખ્ત સુધી તેણે જંગલમાં ભટકયા કીધું, એટલાંમાં દૂરથી એક દર્વીશ જેવો શખ્સ તેને નજર આવ્યો. શાહજાદાએ તેની નજદીક જઇ સેજદો બજાવ્યો, જે ઉપરથી દર્વીશ તેને પુછવા લાગ્યો કે “ અય જવાન અને ખુબસુરત મર્દ ! તું બિહંને તન અને જખ્મી દિલનો મને નજર આવે છે; તો કહે મને કે તને એ હાલતમાં કોણે લાવી મૂકયો ?”

અબાકુઈરે વગર વિચારે પોતાના તમામ અહેવાલથી તેને વાકેફ્ કીધો અને તેને પરહેજગાર મર્દ સમજીને તેની કનેથી ખોરાકી પોશાકીની માંગણી કીધી. દર્વીશે કહ્યું કે "અમો દર્વીશોને સઝાવાર છે કે કોઇ લૂટાયલા અને દર્દમંદને ભાઇ મિસાલ જાણીને અમારી પાસે જેબી કમખોરાકી અને કમપોશાકી હોય તેમાંથી કાંઇ-એક હિસ્સો તેવા શખ્સને આપિયે." આમ બોલીને તેણે પોતાની કબાહમાંથી એક કપડાંનો કટકો કહાડી શાહજાદા ઉપર ઓઢાડયો, અને તેને પોતાની પાસે બેસવા ફરમાવ્યું, તથા એક કોથળીમાંથી થોડીએક ખજુરની પેશી ખાવાની રજા આપી, તથા ઉંઠનાં દુધમાં પકાવેલી રોટી તેની આગળ મૂકી. છેલ્લે બકરાંનાં ચામડાંની મસકમાં પોતે જે પાણી ભરી લાવ્યો હતો તે તેને પીવા આપ્યું. પછી તે બોલ્યો કે "મારા જેવા એક તોજેશ કરનારનો આ ખોરાક છે તે તું લે. મારી પોતાની અને બીજાઓની જરૂરિયાત પુરી પાડવા માટે આ સઘળું હું મારી સાથે લઇને ફરૂંછું. એ ખાણું અહીં ખાધા પછી આપણ મારી ગુફામાં જઇશું, કે જ્યાં એ કરતાં વધારે જથામાં અછું ખાણું તને મળશે તથા ત્યાં સારી રીતે આરામ પણ કરી શકાશે."

અબાકુઇરે ખાણું ખાધા આગમચ ખુદાને યાદ કીધો અને પોતાને આવો આશ્રો મળ્યો તે માટે તેના શુક્ર બજા લાવ્યો. પોતાની ભુખ ઉપલા ખોરાકથી મટાડયા પછી દર્વીશ તેને પોતાની ગુફા તરફ ખેંચી ગયો, કેજે તે જગાથી ઘણી દૂર ન હતી. દર્વીશની બક્ષેશ ભરેલી મોહબતથી શાહજાદો બહુ ખુશ હતો. ગુફામાં તેણે તેનો જખ્મ ધોઇને સાફ કીધો, તે ઉપર પાટો બાંધ્યો અને પછી તેની આગળ કુવત આપનારો ખોરાક લાવીને મૂકયો. હવે આ ઠેકાણે શાહજાદાએ જોયું તો દર્વીશનાં મકાનમાં ખુર્સીઓ અને સોફા જેવી ખુશનુમા બેઠકને બદલે મોટા પથરો ગોઠવેલા હતા, અને બિછાણું પણ ઘાસનાં બનાવેલાં હતાં. પણ અબાકુઇર દરેક જાતની તંગીમાં આવી પડેલો હતો માટે તેને મનથી આ સઘળું ખુશ લાગતું હતું. વળી તે દર્વીશ તે જવાનની સઘળી સગવડ સાચવતો હતો, જે જોઇને

શાહજાદાને દર્વીશના અધિકાર અને ટોળા બાબે ઉંચા વિચાર પેદા થવા લાગ્યા.

પછી તે દર્વીશ તેને કહેવા લાગ્યો કે " અય બેટા ! તારી જતન કરવામાં હું મોજ માનું છું, પણ એ સઘળું હું મજહબને થકીજ કરતો હોઉં એમ સમજતો ના. તારા ઉપર મને બહુ વહાલ લાગે છે, અને જો તું મને છોડી જવાનીજ ખાહેશ રાખતો હોય તો આ તારાં બદન ઉપર જખ્મો રૂઝ વળે ત્યાં સુધી તો અહીં થોભજે, કેમકે આ જંગલમાં માર્ગ કાપવો બહુ વિકટ છે."

જોકે આ સઘળી માવજત વગેરે માટે શાહજાદાએ દર્વીશનો ભારે આભાર માન્યો, તોપણ તેના આ સઘળાં કામોમાં તેને અસાધારણ જેવું કાંઇ લાગ્યું નહિ. પોતાની દાઇ જે માયા અને મોહબત પોતાની ઉપર રાખતી હતી, પોતાનો બાપ જે મમતા દેખાડતો હતો, તથા પોતાનો રક્ષણ કરનાર શિકારી જેણે એલમ હુનરની તાલીમ આપી હતી તે જે મેહરબાનગી બતાવતો હતો, તે સઘળાંનો પોતાને અનુભવ હોવાથી પેલા ઢોંગી દર્વીશે પોતાની ઉપર જે માયા દેખાડવા અને જતન કરવા માંડી હતી તે તે શાહજાદાને મેહર ભરેલી અને તદ્દન કુદ્રતી લાગી. આ દર્વીશ રફતે રફતે અબાકુઇરની દરેક હકીકતથી વાકેફ થતો ચાલ્યો, અને તે ઉપરથી તો તે શાહજાદાના સંબંધમાં વધારે એતેકાક રાખવા લાગ્યો.

હવે તે દર્વીશ કહેવા લાગ્યો કે " અય બેટા, તને જોઇને યા તો હું પોતાને જબરો ઠગું છું, અથવા તો તું કોઇ મોટો ભાગ્યશાળી વાર થનાર છે. એટલામાટે તને તારો નસીબો ખુલ્લો કરી આપવાનાં કામમાં હું તારો રાહબર થવા માગું છું. તારો જે પિતા તારા ઉપર આટલી બધી મોહબત બતાવતો હતો તેને હું તારી સાથે મેળવી આપાશ."

"અરે ! જો તમારેથી બની શકતું હોયતો મને અબઘડી તેની પાસે લઇ જશો ?" શાહજાદો બહુ અધીરો પડીને પુકારી ઉઠયો.

"તારી આવી નાતવાન જખ્મી હાલતમાં ?" દર્વીશે ચિંતા બતાવી. "નહિ, મારા બેટા! માણુસજાતની રાહરસમથી તું અજાણ્યો છે. મારાં દિલ ઉપર એક દર્વીશનો આ પુરાણો સાયો નાખેલો છે, તો તેવા એક પારકા મુફલિસ ધણીની વાત તારા બાપ જેવો મોટા દરજ્જાનો અમીર કેવી રીતે કબૂલ કરી શકે? કુદરતી રીતેજ તે મારો અનાદર કરે. જો એવા આદમીની આગળ તું જાય તો તારી વાતો સાંભળવા આગમજ તો તે તને ઠગારો ગણીને હાંકી કહાડે, અને વળી તેની નજદીક એટલા બધા મતલબિયા માણુસો ફરી વળેલા તને જણાય કે જેઓ પ્રથમ તો તને તેની આગળ જવાજ નહિ દે. પણ હાલ તરત તો તું એક એવા ધણીની સંગતમાં છે કેજે તને ચાહેછે અને જેનો ખજાનો અખૂટ છે. દુનિયાની તમામ દોલત અને નેઆમત ઉપર અભાવ થયાથી હું તે સઘળું તર્ક કરી બેઠોછું. પણ જો મારી મર્ઝી થાય તો આવતી કાલે હું એટલીબધી દોલતનો ધણી થઇ શકું કે જેટલો ખજાનો દુનિયાના કોઇ પાદશાહ કનેબી નહિ હોય. એ મારી દોલતનો થોડોક ભાગ હું તને બતાવીશ. જમીનનાં પેટાંમાં જે ખજાનો છે તે બાહેર કહાડી આપવાની તેને ફર્જ પાડી શકું, એટલબધી સત્તા હું ધરાવું છું. અહીંથી થોડેજ છેટે એવી ઘણી દોલત છુપાવેલીછે, જ્યાં હું તને લઇ જઇશ. એમાંથી તને જરૂર દિસે એટલી તારા બાપને માટે હદિયા દાખલ તારી સાથે લેતો જજે. એકશો ઉંઠ ઉપર તું ઉગમણા દેશોની સર્વેથી સરસ વસ્તુઓ લાધજે, અને દરેક ઉંઠ ઉપર એકેકો ગુલામ બેસાડજે. તારી જોડે લશકરી ટુકડી રાખીશું, કે જેથી કરીને તું જ્યાંબી જશે ત્યાં માન અકરામ મેળવશે."

આ સઘળી વાતો સાંભળીને અબાકુઇર અચરતીમાં ગર્ક ગયો. દર્વીશે જે જાડો ડગલો પહેરેલો હતો, તથા તેનાં ઘરમાં જે પથરનો સરસામન ગોઠવેલો હતો, તે સઘળું એક વાર જોયા પછી શાહજાદાને એવો તો વિચાર આવ્યોજ નહિ કે દર્વીશે જે મહાભારત બપકાની કબૂલાતો આપી હતી તે ખરી હોય. દર્વીશ, ઉપર મુજબની વાતો કીધા બાદ થોડોક વખ્ત અંદેશામાં ગુજારીને, ફરીથી આ મિસાલ બોલવા લાગ્યો :—

"અય બેટા! દેખાવ ઉપર તું કદી ભૂલતો ના. જેમ જેમ તું ઉમરે વધતો જશે તેમ તેમ તું દુનિયાના ખાલી દેખાવો ઉપર બે-વિશ્વાસુ થતાં શિખશે. હું મારી રાજી ખુશીથી દર્વીશ બનેલો છું, પણ જે કપડાં મેં પહેરેલાંછે તે સઘલાં કાંઈ હલકાં નથી. આ એક વસ્ત્ર એવું છે કે જે બાહદુર અને હકુમતવાળા માણસોની કમરપરજ છાજે છે." આમ બોલીને દર્વીશે પોતાને ખભે લટકાવેલો કોથળો ઉતાર્યો અને તેમાંથી એક લાલ, પિળા તથા લીલા રંગનો રેશમી કમર-બંધ કહાડી બતાવ્યો. પછી તે પાછો બોલવા લાગ્યો કે "અય જવાન, હિમત પકડ! આવતી કાલે હું તને ઘણી નામદારીભરેલી ચીજો દેખાડીશ. તારી બખ્તબાજી ઉપરજ આપણું ધ્યાન ખેંચાયલું રહેશે. ઘણે દૂર ગયા વિના, જે અજાયબજેવાં ભોંયરાંમાં તને ઉઘાર્યો હતો તે તને દેખાડી આપવાને હું શકિતવાન થઇશ. તે કોણે બાંધ્યું છે તે હું જાણીશ, અને આપણી સઘળી તૈયારીઓ સંપૂર્ણ કરીને આપણ તારા બાપની દરબાર તરફ એક મહિનાની મુદતમાં ઉપડી જઇશું. એ વેળા આપણ એટલાબધા ખિદમતગારો આપણી જોડે લઇ જઇશું કે જેથી કરીને આપણને આવકાર દેવાની દરેક જણને ફર્જ પડશે."

પેલો રંગબેરંગી કમરબંદ જોઇને અબાકુઇર ઘણોજ અજબ થયો. હવે તેને પોતાના નવા પાલણહારની કબૂલાતો ઉપર ભરૂસો બેઠો અને તેણે તેની માંગણી કબૂલ રાખી.

"પણ હું એક શર્તે તારી સાથે આવી શકીશ," પેલા દર્વીશે ફરીથી બોલવા માંડયું; "અને તે એ કે તને તારા બાપનાં મકાનમાં પહોંચતો કર્યા પછી હું તારી રજાથી મારી એકાંત જિંદગી ગુજારવા માટે પાછો ફરીશ, તેમાં તારે હરકત કરવી નહિ, પછી આપણ બંનેના છુટા પડવાથી તને ગમે એટલું દુખ થાય તો શું થયું?"

"હું તને પાછો ફરવાની રજા મોટી ખુશીથી આપીશ," શાહ-જાદાએ કહ્યું, "પણ તને અહીં પાછો મુકવા આવું તેમાં તારે હરકત લેવી નહિ."

બીજી સવારે દર્વીશે નાસ્તાની એક ટોપલી તથા દોરડાંની એક ગાંસડી પેલા જવાનને માથે ચહડાવી, અને પછી તેઓ બંને એક ઉંચા પર્વતની તળેટી આગળ જઇ પુગ્યા. અહીં આવ્યા પછી અબાકુઇરનો સોહબતી તેને હિમત આપી કહેવા લાગ્યો કે "તને થોડી ઘણી થાક તો લાગશેજ, પણ તેથી જે મીઠાં ફળ મળશે તે તારેજ ખાવાં છે એમ જ્યારે તું વિચાર કરશે ત્યારે તું એવડી જેહમત ખેંચવાને રાજી થશે. હવે તારી નજરે જે કંઇ પડે તેથી તું અચરત થતો ના. આ પહાડનાં પેટાખાનામાં એટલો મોટો ખજાનો છે કે જેનો શુમાર થઇ શકેજ નહિ. આ ખજાનાઓ મારા જેવા જાદુગરો માટે અનામત રહેલાછે ખરા, પણ અમો દર્વીશ લોકો અમારા પોતાના ઉપયોગને ચકી તે વાપરવાનું ધિક્કારભરેલું સમજિયે છિયે. અહીં તું મોટા જથામાં સોનું પડેલું જોશે, પણ તે ભેગું કરવામાં તારો વખ્ત ખાલી ગુમાવતો ના. કીમતી હીરા માણેક હોય તેજ તું ભેગાં કરજે, અને એમ કીધાથી તું જલદીથી તવાંગર થઇ શકશે."

આ રીતની શિખામણ દીધા પછી દર્વીશે પોતાનો ડગળો ઉતાર્યો અને તેથી તે પોતાને નાગે દિસે એક જાદુગર જેવો નજર આવવા લાગ્યો. તેની છાતી એક મોટી રંગબેરંગી પિછોડી જેવાં વસ્ત્રથી ઢાંકેલી હતી. પોતાના કમરબંધ સાથે લટકતી એક કોથળીમાંથી તેણે કંઇ હથિયાર કહાડીને આતશ પાડયો, અને બતી સળગાવીને ખુશબો બાળવા માંડી, અને એક કેતાબમાંથી મોટે આવાજે તે કાંઇ જાદુઇ મંત્રો ભણવા લાગ્યો. આ ભણતર પુરૂં થયું કે તેના પાઉની નીચેની જમીન ધ્રુજવા લાગી, અને તેની નજર આગળ ફાટીને તેમાંથી સંગેમરમરનો એક ચોરસ પથર માલુમ પડયો, જેની વચોવચમાં તે જાદુગરે એકદમ ખુશબો પાંથરી. જ્યારે તેને જણાયું કે હવા પુરતી સ્વચ્છ અને તાજી થઇ છે ત્યારે તેણે અબાકુઇરની બગલ આગલથી દોરડાં બાંધ્યાં, અને તેના હાથમાં એક બતી આપીને તેને પેલા ગારમાં નીચે ઉતાર્યો.

જ્યારે અબાકુઇર નીચે જઇ પુગ્યો ત્યારે તેની આસપાસ જે ખજાનો પડેલો હતો તે જોયાથી તેની આંખે ચિત્રી આવવા લાગી. પેલા જાદુગરની શિખામણ માનીને તેણે માત્ર કીંમતી હીરાઓજ ભેગા કરવા માંડયા, અને ઉપરથી જાદુગરે ઉતારેલી ટોપલીમાં તે ભર્યા. જ્યારે તે પુરી ભરાઇ ત્યારે જાદુગરે તેને ઉપર ખેંચી લીધી. એજ વખ્તે એક ભયંકાર આવાજ સંભળાયો અને પેલા સંગેમરમરના પથરથી તે ગારનું મ્હોહું ઢંકાઇ ગયું, જેથી જવાન અબાકુઇર જમીનનાં પેટમાં સપડાઇ ગયો અને તેને બાહેર નિકળવાની કશી આશા રહી નહિ. તે સમજ્યો કે જાદુગર મારી સાથે દગો રમ્યો છે. જો આ જવાને મન સાવધ રાખ્યું ન હોત. તો તે તદન નિરાશ અને નાઉમેદ થઇ ગયો હોત. પણ તેમ નહિ કરતાં થોડાં ઘણાં આંસુ પાડીને તે પોતાની જિંદગીના આગળા બનાવો યાદ કરવા લાગ્યો. પોતાનાં બાળપણમાં જ્યારે તે વાઘનો શિકાર થવાની તૈયારીમાં હતો ત્યારે તે ભયમાંથી ખુદાતાલાએ તેનું રક્ષણ કર્યું હતું. એ પછી જેવારે ચોરોએ હુમલો કીધો તેવારેબી તેજ સાહેબે તેનો છુટકો કીધો હતો. એ સઘળું યાદ કરીને તે બોલ્યો કે "જે ગેબી હાથે મને અત્યાર સુધી બચાવ્યો છે તેજ હાથ મારૂં હજીબી રક્ષણ કરશે. હું બેગુનાહ છું, અને મારી સાથે દગો રમાયોછે."

આ મુજબ બોલીને તે જવાન ખુદાતાલા ઉપર વિશ્વાસ મુકીને ઘુંટણ ઉપર પડયો, કેજે સાહેબના હાથમાં તે જે ગારમાં ફસી પડયો હતો તેની ચાવી હતી. તે ચાવી વડે આ કેદખાનાનો દરવાજો ઉઘાડીને તે સાહેબ મારો છુટકારો કરશેજ, એવો વિશ્વાસ શાહજાદાએ બાંધ્યો.

જે બતી લઇને તે ગારમાં ઉતર્યો હતો તે હજુ બળતી હતી. આ રોશની વડે તેણે પોતાનું કેદખાનું થઇ પડેલી ગુફામાં સઘળે ફરીને તપાસ કીધી. તેને એવું લાગ્યું કે થોડેક છેટે એક બાકોરૂં છે જેમાંથી વાંકા વળ્યા સિવાય જવાય એમ ન હતું. આ જગાએ તે થોડુંક ચાલ્યો નહિ એટલાંમાં પવનના ઝપાટાથી બતી બુઝાઇ ગઇ અને તેથી હવે તે

બીચારો એકલો અંધારાંમાં ગોતાં ખાવા લાગ્યો. તે પોતાનાં દિલથી હવે પુરો નાઉમેદ થયો, પણ પવન બહુ જોશથી ફુંકતો હતો માટે તેણે હિમત પકડી. તે સમજ્યો કે આગળ ચાલતાં બાહેર નિકળવાનો કોઇ માર્ગ મળવો જોઇયે, કે જ્યાંથી આ પવન આવે છે. તે ગારમાં શાહજાદો ફસડયાં મારીમારીને ચાલવા લાગ્યો, કેમકે તેમાં ચાલવાની બહુ અડચણ પડતી હતી. એમ કરતાં જ્યારે તે ગારના છેડા આગળ જઇ પુગ્યો ત્યારે તેના કાનમાં એક મોટો આવાજ સંભળાયો. તે બીધો કે આ કોઇ ફાડી ખાનારાં જાનવરનો પુકાર હશે. તેમ છતાં તે ધીમેધીમે આગળ વધ્યો એટલે તરતજ તેને જણાયું કે તેના હાથ તથા પગ પાણીમાં અથડાતા હતા. તે જગામાં તાજાં પાણીનો એક ઝરો જોઇને તે પોતાનું સર ઉંચું કરી કોઇ વિસામાની જગા જોવા લાગ્યો. તેની નજરે એક મોટો પથર પડયો, જે ઉપર જઇને તે બેઠો, તથા તેની આસપાસ પાણીના ઝરા વહેતા હતાં તેઓમાંથી નિકળતો આવાજ તે સાંભળવા લાગ્યો. ઝરાનું તાજું પાણી તેણે હાથમાં લીધું, જે તેને સ્વચ્છ અને મીઠું લાગ્યું. પોતાથી પીવાય એટલું પીને તે તૃપ્ત થયો અને એ રીતે હુશિયાર થઇને તેણે પોતાની થાકવી નાખનારી મંજલ પાછી ચાલુ કીધી. પેલા ઝરાઓ જે અત્યાર સુધી તો જમીન ઉપરજ ફરી વળેલા જણાયા હતા તેઓ હવે એક થઇ જઇને બહુ ઉંડા વહેવા લાગ્યા. તેઓના પ્રવાહથી બનેલાં મોટાં નાળાં અથવા નદીમાં હવે તે ઉતર્યો. જેમ જેમ તે આગળ વધ્યો તેમ તેમ તેનો ભય વધતો ગયો. છેલ્લે સરવાળે તેને ચાલવાને બદલે તરવાની ફર્જ પડી, કેમકે પાણી બહુ ઉંડાં હતાં. તેની આસપાસ અત્યાર સુધી અંધકાર ફરી વળેલો હતો, પણ હવે તે ઓછો થઇ રોશની જણાવા લાગી. પેલી ગુફા હવે વધારે પહોળી અને વધારે ઉંચી થતી ગઇ, અને તેમાં રોશનીનાં ફીકાં કિરણો જણાયાથી શાહજાદાની ખાતરી થઇ કે ગુફાનું મહોડું હવે ઘણું દૂર નથી. હવે તેને મોટી ઉમેદ પેદા થઈ, અને તેની જોડે તેનું તરવાનું કુવત પણ વધ્યું. હવે તેણે પોતાને ખુલ્લા આકાશના ગુંબજ નીચે દીઠો, કેજે વેળા આફતાબ મગરબ તરફ ગુર્બ થવાની તૈયારીમાં હતો, અને અંધારૂં પડવા માંડયું હતું.

અબાકુદર થાકી ગયો હતો અને તેને આરામ લેવાની બહુ જરૂર હતી. તે જમીન ઉપર બેધડક સુતો, અને થાકેલો હોવાથી જલદીથી ઉંઘી ગયો. તેનાં દિલમાં ભીનાં કપડાં જેવું કાંઇ હતુંજ નહિ કે તેમને તે સુકાવા નાખે; કેમકે જે કંઇ કપડાં આપીને જાદુગરે તેને ગારમાં ઉતાર્યો હતો તે ગુફામાંના પથરાઓ સાથ ઘસાઇને ફાટી ગયાં હતાં.

જેવારે પરંદાંઓએ ગાવા માંડયું તેવારે તે જવાન સમજ્યો કે બામદાદ થઇ છે. આફતાબનાં કિરણો પોતાની ઉપર આવી પડતાંજ તે જાગી ઉઠયો. આંખ ઉઘાડતાંજ તે જે ભયમાંથી મુક્ત થયો હતો તે તેને યાદ આવ્યું. જરાએ જરા હકીકત તેની યાદમાં તાજી થઇ. તેને લાગ્યું કે પેલા ભયંકર ગારની અંદર તેણે ઘણીએક લાશ પડેલી દીઠી હતી, કેજે પેલા ઘાતકી જાદુગરના લોભના ભોગ થઇ પડેલા માણસોની હોવી જોઇયે. આ વાત યાદ આવ્યાથી તેનો જીવ ધ્રાસ્તી અને ગભરાટથી વધુ કચવાયો. પણ એજ વખ્તે ખુદાતાલાના ગેબી હાથની કરામત તેણે યાદ કીધી, કે જેણે તેને ચમત્કારિક રીતે પેલા ગારમાં મરી જતો બચાવ્યો હતો. તેણે પોતાની આંસુથી ભરાઇ ગયલી આંખો આકાશ તરફ ઉંચી કીધી અને પોતાની નિમકહલાલી જાહેર કીધી, અને ખુદાતાલાની તારીફમાં હોઠો ફફડાવ્યા.

પોતાનો બચાવ થયા પછીની આ એબાદતની પહેલી ફર્જ બજા લાવ્યા બાદ હવે તેણે પોતાની ભુખ તૃપ્ત કરવાનો વિચાર કીધો, કેજે તેને કકડીને લાગી હતી. તે હાલ એક નાના સરોવરના કાંઠા ઉપર હતો, જેની આસપાસ ફરી વળતાં તેણે કેટલાક રસથી ભરેલા ઘાસના સાંઠા દીઠા, જે ચાવીને તે માંહેલો રસ તેણે પીધો તથા તેનાં મુળયાં કરડી ખાધાં. આસપાસની જમીન તેણે ખણી કહાડી, અને તેમાંથી તેને કંઇક જરૂરિયાતની જિનસો મળી આવી. આ રીતે પોતાના જાનની સંભાળ ધીરજ રાખીને લીધાથી કરીને અંતે તેને કુવત અને તેની જોડે હિમત આવ્યાં. પછી તેણે પોતાનાં ફાટાંતુટાં લુગડાં લીધાં, અને ઝાડની

છાલનો કમરબંદ બનાવી પેલાં લુગડાંથી લંગોટ વાળી પોતાનું નાગું શરીર ઢાંકયું. વધારે બારીક શોધ કરતાં તેને એક લાકડી મળી આવી, જે તેના ટેકા દાખલ તથા તેના બચાવ માટે એવડી ઉપયોગી થઇ પડી. ઘણીએક જેહમત ખેંચીને તે એક નાનાં ચોગાનમાં આવી પુગ્યો, જ્યાંથી તેને એક પડોશનું શેહર માલુમ પડયું. પોતાને તપાસ કરતાં જે પહેલો રસ્તો નજર આવ્યો તે એખ્તિયાર કરીને હવે તેણે તે શેહરની રાહ ધરી ચાલવા માંડયું.

જેવારે તે પેલાં શેહરની નજદીક જઇ પુગ્યો, અને ત્યાંના રહેવાસીઓએ તેને નગ્ન હાલતમાં જોયો, તેવારે તેઓમાંનો એક જણ શેતાબ તેની પાસે જઇ કહેવા લાગ્યો કે "અય મુસાફર મર્દ! તારો હાલ ઘણો બતંગ માલુમ પડે છે, વાસ્તે તેનો સબબ તું મને ખુલ્લો કરીને કહે કે હું તારી દાદને પહોંચી મારેથી બની આવે તેટલી મદદ કરૂં." આ ઘણીએ શાહજાદાને પોતાને ઘેર લઇ જવાની બહોસ કીધી, અને તેથી ત્યાં જવાની તેને ફરજે પડી. તે પારકો આ જવાનની ખિદમત બાઆબરૂ બજાવવા લાગ્યો, અને જ્યારે તેણે તેનો તમામ એહવાલ સાંભળ્યો ત્યારે તો તે તેના ઉપર ખરાં દિલથી રેહમ લઇ જવા લાગ્યો. અહીં શાહજાદાના ઘણા જણ મિત્રો થઇ પડયા.

આ શાહજાદો અહીં અછી મદારત તળે છે, એટલે હવે તેના સંબંધી જરાબી ચિંતા નહિ રાખતાં, ચાલો આપણે તેના બાપ સુલતાન ઇબ્રાહીમ તરફ પાછી નજર કરિયે, કેજે પોતાના એકપુરા બેટાના સંબંધમાં સેતારેશનાસોએ જે ભવિષ કહ્યું હતું તે ખરૂં પૈડેલું જાણીને પોતાનાં ફરજંદ કરતાં પણ વધારે દુખમાં આવી પડયો હતો.

જે દિને ભોંયરામાં પેલો જિયાંગાર વાઘ માર્યો ગયો તેની બીજે દિને શાહજાદાની સાત વરસની મુદત પુરી થનાર હતી. એટલામાટે પોતે પોતાના બાળકને મોતમાંથી બચાવવા થકી જે ડહાપણ ખર્ચીને જતન લીધી હતી તેનાં મીઠાં ફળ ચાખવાની ખાહેશથી તે દિને પાદશાહ તે ભોંયરાનાં સર ઉપર જઇ પુગ્યો, અને રાબેતા મુજબ ભુંગળ વગાડીને પોતે આવી પુગ્યોછે તે બિનાથી અંદરની

દાઇને જાણીતી કીધી. પણ આ નિશાનીના જવાબમાં અંદરથી કશો ઉત્તર ફરી વળ્યો નહિ ત્યારે સુલતાન ઘણો અચરત થયો, અને આ ચુપકીદીથી બેચેન બનીને તેણે પોતાના થોડાક ખિદમતગારોને પેલા ખોમાં નીચે ઉતારી તપાસ કરવા ફરમાવ્યું. તેઓએ ત્યાં બહુ બારીક તપાસ કીધી પણ કશું સારૂં ફળ મળ્યું નહિ, કેમકે ત્યાં એક મુએલા વાઘની લોથ સિવાય બીજું કશું જણાયું નહિ. સુલતાનનાં દુખનો હવે પાર રહ્યો નહિ. તેણે બેશક જાણ્યું કે તેનો બેટો માર્યો ગયોછે. તે ઉતાવળે કદમે પોતાના મહેલ તરફ પાછો ફર્યો, અને પોતાના શાહજાદાનાં ભવિષ બાબે જે નજુમીઓની પોતે સલાહ લીધી હતી તેઓનેજ પાછા બોલાવીને તેણે તેમને આ મુજબ કહ્યું:—

"હું ખરેજ કમબખ્ત છું! તમે મારા બેટાને થકી જે નજુમ કહ્યું હતું તે ખરૂં પડ્યુંછે. સાત વરસની મુદત પુરી થાય તે આગમજ મારા બેટાને વાઘ ખાઇ ગયોછે. જે છુપ્યું મકાન મેં તેને રાખવા થકી બનાવ્યું હતું ત્યાંથી મને એક જબરદસ્ત વાઘની લોથ સિવાય બીજું કશું મળ્યું નથી."

"અય અજીત પાદશાહ!" પેલા સેતારેશનાસોએ જવાબ આપ્યો, "અમારાં નજુમના હિસાબની સચ્ચાઈ અંતે તને કબૂલ કરવાની ફરજ પડીછે; પણ એ સચ્ચાઇ ઉપર તારે પહેલાંથીજ ભરૂસો રાખવો જોઇતો હતો. હવે આ બનાવ થકી અમે તું નામદારને મુબારકબાદી આપિયે છિયે, કારણકે તું સાહેબનો જાન સલામત રહ્યોછે. અમે તને કહ્યું હતું કે અગરજો આ વાઘ શાહજાદાનો જીવ લીધા આગમજ પોતેજ મરી જશે તો તે જવાન બાળક સલામત બચશે, પણ તેમ જો થતે તો તેના હાથ ઉપર તું નામવરનો જાન જતે. અગરજો શાહજાદો સાત વરસ પછી જીવતો રહેત તો તે તને માર્યા વિના મરત નહિ."

સેતારેશનાસોના આ સખુનો ઉપરથી સુલતાનને જે કુદ્રતી ગમ લાગ્યો હતો તેમાં કંઇક ઘટાડો થયો. એમ કરતાં વખ્ત જવે તેનાં મનમાંથી બેટાનો ગમ તમામ નિકળી ગયો.

પેલી તરફથી શાહજાદો અબાકુર, કેજે આપણી નજરમાંથી દૂર થયલો નથી, તે જે શેહેરમાં બાઆબરૂ વસે છે ત્યાં પોતાને વગર કામકાજ કરવે આળસુ જિંદગી ગુજારવી પડતી હોવાથી કંટાળી ગયો હતો. જે ધણી તેની કદર ખાઇને તેને પોતાને ઘેર લઇ ગયો હતો તેનું બહોળું કુટુંબ હતું, અને તે સર્વનું ગુજરાણ ચલાવવાને તે બીચારાને ભારી રંજ ખેંચવી પડતી હતી. આમ હોવાથી શાહજાદો તેના ઉપર એક બોજો થઇ પડી રહેવાનું પસંદ કરતો ન હતો, અને તેટલામાટે તે વખ્તોવખ્ત શિકાર મારવા જતો હતો. એક દહાડે તેણે એક હરણ માર્યું, અને જેવો તે તેને પોતાની ખાંધ ઉપર ઉઠાવી આગળ વધવા જતો હતો એટલામાં કેટલાક ઘોડેસ્વારો ત્યાં દોડી આવ્યા અને તેની આસપાસ ફરી વળ્યા. શાહજાદો તરત પામી ગયો કે તેઓ સઘળા વાટપાડા હતા.

"અય અજીજ !" તે ચોરોનો વડો બોલવા લાગ્યો, "તું તો કેથો પાઉંપેયાદો શિકારે નિકળ્યો દેખું, અને વળી તારી પાસે માત્ર તીરકમાન સિવાય બીજું કશું હથિયાર પણ જણાતું નથી. પણ તારે જાણવું જોઇયે કે આ જંગલમાં સિંહ અને વાઘ ઘણા છે, અને તેથી કોઇ વખ્ત તને ભારી ખમવું પડશે. ચાલ, આવી જા અમારી સાથે શિકારે; અમે તને સવારી માટે અછો ઘોડો આપીશું."

અબાકુઇરને શિકારનો ભારી શોક હતો, અને પોતાના રફીકને તેને માથે પડેલા બોજામાંથી છુટો કરવાને પોતે આતુર હતો તથા વળી પોતાની ખાહેશ મુજબનીજ આ ઉત્તમ તક પોતાને હાથ લાગી ગઈ હતી, માટે તેણે પેલા વાટપાડાઓને પિછાન્યા વગર તેઓ સાથ જોડાવાનું કબૂલ કીધું અને તેઓએ તેને પોતાની મંડળીમાં દાખલ કીધો તે માટે તેમનો ઉપકાર માન્યો. પણ તે ટોળાંના સરદારે જોઇ લીધું કે આ જવાન અજાણો છે માટે તે મારી દરખાસ્તની ખરી મતલબ સમજી શકયો નથી. પછી તેણે તે જવાનને કહ્યું કે "તુ અમારી સાથે જોડાવાને રાજી છે ત્યારે તો આપણી દોસ્તી મજબૂત કરવાને થકી આપણે સાથે બેસીને નાસ્તો લઇશું."

આ સખુનો સાંભળતાંજ તે ચોરોનાં ટોળાંના બાકીના સર્વે પોતાના ઘોડા ઉપરથી ઉતરી પડયા અને પોતાનાં તોશદાન છોડીને માંહેથી ખોરાકીની વસ્તુઓ કહાડી સર્વ જણ ખાવા લાગ્યા. આ વેળા ચોરોના સરદારે શાહજાદાને કહ્યું કે "હવે જેવારે તું અમારાં મંડળમાં દાખલ થયો છે તેવારે અમારા વચ્ચે કેવી જાતના કાયદાઓથી અમલ થાય છે તેથી હું તને વાકેફ કરીશ. અમો એકબીજાને ભાઇબંધ ગણીને ચાહિયે છિયે અને એકબીજાને સંકટ વેળા મદદ આપિયે છિયે. લૂટના માલના અમે સરખા હિસ્સા પાડિયે છિયે, અને અમે એકબીજા સાથ એવા સોગંદ લીધેલા છે કે અમારામાંના કોઇનીબી જાન ધાસ્તીમાં આવી પડે તો તેને પોતાના જીવના જોખમે બચાવવો અને જરૂર પડે તો તેની ખાતર પોતાનો પ્યારો જાન પણ આપવો."

"હું તો શિકારીઓમાં વસેલો છું," અબાકુઇરે ખુલાસો કીધો; "તમે કહો છો તે જિંદગી મને પસંદ છે, અને તમારે જાણવું કે જોકે તે શિકારીઓમાં હું જન્મેલો નથી તોપણ મારા જાનનાં રક્ષણની ખાતર હું તે લોકોનો આભારી તો છુંજ. તમે જે કાયદાઓથી મને વાકેફ કીધો તે ઘણાજ વાજબી છે."

"જ્યારે એમજ છે ત્યારે મારે તને અમારા કાયદાઓ શિખવવા સિવાય બીજું કશું કરવાનું રહ્યું નથી," ચોરોનો સરદાર બોલ્યો. "જોકે હુંબી ફક્ત તારો બરાબરિયો છું, તોપણ આ ટોળામાંનો દરેક જણ મને પોતાનો વડો ગણીને મારા તાબા તળે રહે છે. અને મને બરાબર માન મળે તથા મારો ડર કરવામાં આવે તેટલામાટે જેઓ મારા હુકમને નાફરમાન થાય છે તેઓ સાથ હું બહુજ સખ્તપણે વર્તું છું."

"જે પળે આપણ એક ટોળીમાં દાખલ થઇયે તેજ પળથી તાબેદારી કરવાની તો અવસ્યની જરૂર છે," શાહજાદાએ ઉત્તર વાળ્યો.

"ત્યારે અમારા સર્વે કાયદાઓને હદ વિનાનું માન આપી તાબે થવાના, ચાલ, કુરાન પકડીને કસમ ખા."

ચોરોના સરદારને આ રીતે કુરાન જેવાં પવિત્ર પુસ્તકના કસમ આપવાની વાત કરતો સાંભળ્યો ત્યારે અબાકુઇર એવું સમજ્યો કે પોતે એબાદતખોરા પવિત્ર આસામીઓની ટોળકીમાં સામેલ થયલો છે. એટલામાટે તેણે વગર આનાકાનીએ કુરાન પોતાના હાથમાં લીધી, તેને ત્રણ ત્રણ મરતબે પોતાનાં હૈડાં સાથે દાબી, સર ઉપર ચહડાવી અને હોઠે લગાડી, અને પોતાને માથે ફર્જ નાખવામાં આવી હતી તે કરતાં વધારે બજા લાવવાની કબૂલત આપી. એ રીતે વગર જાણવે તે જવાન જંગલના સૌથી ખરાબ વાટપાડાઓની ટોળકીમાં શામેલ થયો. આ ઉપરથી સઘળા ચોરોએ તેની જોડે ખુશી સાથ બગલગીરી કીધી. તેઓએ તેને એક ખાસ પોશાક પહેરાવી એક તેજ ચાલના ઘોડા ઉપર સ્વાર કીધો અને તેને કમાન, ભાલો અને કટારથી હથિયારબંધ બનાવ્યો. આથી અબાકુઇર બહુ હર્ખાયો, અને બીજો દહાડો થયો નહિ ત્યાં સુધી તેણે પોતાની કબૂલાતોની મૂર્ખાઇ જાણી નહિ.

હવે આ ચોરો જંગલોમાં ફરી વળીને ચોતરફ ચોરી અને લૂટફાટ કરતા હતા, તે મુજબ તેઓ સઘળે ફરી વળ્યા અને મુસાફરોને તથા સોદાગરોના કાફલાઓને લૂટવા મંડી ગયા. તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં ખૂન રેડતા અને માલમતા લૂટતા હતા, અને તેમની એવી ફતેહની વાતો સાંભળીને તેઓની સંખ્યામાં દરરોજ વધારો થતો જતો હતો. આખરેહ તેઓની મારફાડ અને જુલ્માત એટલીબધી હદ સુધી વધી ગયાં કે તે મુલકના પાદશાહને પોતાને થોડાંક લશ્કરની સરદારી લઇને તેમની પુઠે જવું પડયું. આ પાદશાહ સુલતાન ઇબ્રાહીમ પોતેજ હતો. તેનાં લશ્કરે ચોરોને ચોતરફથી ઘેરી લીધા, અને અબાકુઇર ચોરોની ટોળકીનો આગેવાન હોવાથી સુલતાને તેનોજ જાન પહેલો લેવાની ખાસ નેમ રાખી. પણ તે જવાને પોતાને માથે આવી પડેલાં ભયમાંથી પોતાનું બદન બચાવી લઇને પોતાના હરીફ ઉપરજ તીર ફેંકીને તેને જખ્મી કીધો. બીજી તરફથી પાદશાહનાં લશ્કરે ચોરોને જબરી શિકસ્ત આપી. જેઓ બેજાન નહિ થયા તેમને કેદ પકડયા, અને છેલ્લે તમામ જંગલોને આ લૂટારા ટોળાંઓના ત્રાસથી મુક્ત કીધાં.

અબાકુઇરે જેને જખ્મી કીધો હતો તે તેનો બાપ સુલતાન પોતેજ હતો. તેનો જખ્મ ઘણોજ ધાસ્તી ઉપજાવનારો હતો. પોતે પાયતખ્ત ખાતે પાછો ફર્યા પછી તથા જખ્મ ઉપર મલમપટો કરાવ્યા પછી તેણે પેલા નજુમીઓને તેડી મંગાવ્યા અને તેમને આ મુજબ કહ્યું:—"ઠગારાઓ! તમે તો મને એમ કહ્યું હતું કે હું મારા બેટાના હાથ ઉપર માર્યો જાઇશ. તમે એમ તો નહિજ કહ્યું હતું કે એક ચોર-બચ્ચો મારો જાન લેશે. હવે જુઓ કે આ શું થયું છે! તમે મને ઘણીએક દેહશત આપીને ખોટો બિહવાડી મારેલો છે, માટે હું મરી જાઉં તે આગમજ હું તમારો જાન લીધા વિના રહેનાર નથી."

"અય બંદેનવાજ! પેલા નજુમીઓ ગાભરા પડીને બોલી ઉઠયા, "અમે જેબી ભવિષ વાણી તને કહી હતી તે માઠાં ભાગ્યે તદન ખરી પડેલી છે. તું અમારા જાન લે તો મુખ્તિયાર છે, પણ જે ચોરો તારા હાથમાં કેદ પકડાયલા છે તેઓમાં તને જખ્મ કરનાર હોય તો તેની તલાશ કર, અને તેં જેના હાથથી તીરનો ઘા ખાધો છે તેને લગતી તમામ હકીકતથી વાકેફ થઇને પછી તું તારૂં મત બાંધ."

આ વાત દરૂસ્ત લાગ્યાથી સુલતાને સઘળા લૂટારા કેદીઓને બોલાવી મંગાવ્યા અને કહ્યું કે "હું જે પુછું તે જો તમો રાસ્ત કહેશો તો હું તમોને જીવતદાન બક્ષીશ અને તમારો ગુનાહ માફ કરી તમને કેદખાનેથી ખલાસી આપીશ. બોલો રાસ્ત, કે તમારામાંથી કોણ શખ્સને હાથે મને આ કારી જખ્મ લાગ્યો છે?"

કદાચ પેલા ચોરોએ એકેકના જાનનાં રક્ષણને થકી ખરી વાત કહી ન હોત, પણ અબાકુઇરે તરત બાહેર આવી મજબૂતીથી જવાબ દીધો કે "અય પાદશાહ, તે ધણી હું છું! મારા પાદશાહની જિંદગી ઉપર ખૂની હુમલો કરનાર હું કમબખ્ત છું. પાદશાહ, હું તું નામ-વરને પીછાનતો ન હતો. તોપણ મારી તકસીરની ખાતર મોતની સજાને હું લાયક છું."

"અય જવાન, હિમત પકડ!" પાદશાહ તેના ઉપલા જવાબથી

અચરત થઇ બોલ્યો. "બસ મને એટલુંજ કહે કે તું કોણ છે અને તારો બાપ કોણ છે ?"

આ ઉપરથી અબાકુઇરે પોતાની તમામ હકીકત સુલતાનની આગળ જાહેર કરવા માંડી. પોતે જેટલી હદસુધી જાણતો હતો તેટલી હદ સુધીજ તેણે કહેવા માંડયું, અને પેલાં ભોંયરાંમાં વાઘે પોતાને જખ્મી કરીને દાઇને મારી નાખી ત્યાં સુધીનો એહવાલ વગર અચકવે જાહેર કીધો. તેની આ હકીકત સાંભળીને પાદશાહનો ચેહરો જર્દ થઇ ગયો, અને વખ્તોવખ્ત તેનાં મહોડાં ઉપર ફેરફાર થતો હતો તે સહેજમાં જણાઇ આવતો હતો. પણ પાછું મન ઠેકાણે રાખીને સુલતાને જાણે કંઇજ બન્યું ન હોય તેમ તે જવાનના એહવાલમાં પોતે ભારી ઉલટ દેખાડી તેને ફરમાશ કીધી કે તેણે પોતાની હકીકત પુરી કરવા. આથી શાહજાદાએ પોતાનો તમામ એહવાલ શેવટ સુધી પુરો કીધો, જેમ કરતાં તેણે કહ્યું કે "તું નામદાર સાથ લડતી વેળા મારાં દિલમાં ઘણીજ દેહશત પેદા થઇ હતી.

આ સઘળું સાંભળી રહેતાં સુલતાન ઇબ્રાહીમની આંખ આંસુથી ભરાઇ ગઇ. તેણે તે જવાનને કહ્યું કે "હવે બસ કર ! પણ તને પેલા વાઘે જખ્મી કીધો હતો તેના દાંત તારાં શરીર ઉપર હોવા જોઇયે; નજદીક આવ અને તે મને બતાવ."

અબાકુઇરે આ હુકમ મુજબ અમલ કીધો, અને તેનાં બદન ઉપરના ઘા તપાસીને પછી પાદશાહ આ મુજબ બોલવા લાગ્યો:— "બસ ! મેં સચ્ચાઇ શોધી કહાડી છે. ચાલ બેટા, આવ મારી બગલમાં ! વાર ના લગાડ ! હું મારી કબરમાં જઇ સુતું તે આગમજ મેં મારા એકપુરા બેટાને પીછાન્યોછે એટલો દિલાસો મને મેળવવા દે." પછી પેલા નજુમીઓ તરફ ફરીને સુલતાન બોલવા લાગ્યો કે "અય સેતારે-શનાસો ! તમાર વર્તારા મુજબ તમે મને જે કંઇ કહ્યું હતું તે રાસ્ત ઉતર્યુંછે. મેં એટલીજ ભૂલ કીધી કે મારી ઉપર શી હોનારત વિતશે તે બાબે મેં તમને પુછી લીધું. જે કંઇ કજાનો હુકમ હોય તેને આપણે ચુપ-

ચુપ તાબે થવું જોઇયે. હું આ કજાને ફેરવવા ચાહતો હતો, પણ તેમ તો હું કરી શકયો નહી, અને તેને બદલે ઉલટો ભારી બોજો મારીજ ગર્દન ઉપર મેં ખેંચી લીધોછે." આમ પસ્તાવો કરીને હવે પાદશાહ પોતાના વજીરોને કહેવા લાગ્યો કે "અય વજીરો અને મારાં રાજ્યનાં અમીર ઉમરાઓ! મારા આ એકપુરા બેટાને હવેથી તમો તમારા પાદશાહ બેન-ઇબ્રાહીમ દાખલ કબૂલ રાખો, અને એ મારાં ફર્જંદને તખ્તને લગતી મુસ્કેલ ફર્જ પાદશાહી દમામ સાથ બજા લાવવામાં મદદ આપજો."

આ પછી શાહજાદા અબાકુર્ઇરનાં સર ઉપર શેતાબ તાજ મૂકવાની ક્રિયા થઇ, અને તેને અબાકુઇર બેન ઇબ્રાહીમનાં નામથી તખ્તનશીન કીધા બાદ સુલતાન મરણ પામ્યો. તેનાં શરીરની અંદર પેવસ થયલો તીર ખેંચી કહાડવાનો તેણે હુકમ આપ્યો, અને તેથી પડેલા ઉંડા જખ્મમાંથી પુષ્કળ લોહી વહ્યાથી તેના જાનનું પંખેરૂં ઉડી ગયું. એ આગમજ ખુદાતાલા તરફનો હુકમ, જેનો તેના ઉપર અમલ થયો હતો, તેને સુલતાને સરોચશ્મથી કબૂલ રાખ્યો, અને પોતાનાં તખ્તને લાયકનો વારેસ બક્ષવા માટે તેણે પરવરદેગારના હજારો હજાર શુક્રાના કીધા.

બેન ઇબ્રાહીમને પાદશાહતની હકુમત નાની વયમાં મળી હતી, પણ પોતાની ઉપર પડેલા હાદેસાથી, પોતે જે જંગલોમાં ઉછર્યો હતો તેથી, અને જાતે નેક હતો તેથી, તેણે એવી રીતે રાજ્યનો વહિવટ ચલાવવા માંડયો કે પોતાને પ્રજાના વિશ્વાસને લાયકનો દેખાડી આપ્યો. પેલા જાદુગર અને વાટપાડાઓ સાથ પોતાને પડેલા સંબંધ ઉપરથી હવે તે બાહેરના ખોટા દેખાવોથી સાવચેત રહેવા શિખ્યો હતો. વાટપાડાઓની તકસીર તો તેણે માફ કીધી, પણ દિલોજાનથી એવી ઉમેદ રાખવા લાગ્યો કે પેલો જાદુગર જો મારા હાથમાં આવે તો તેને એવી સજા ફરમાવું કે જેથી દુનિયાનાં લોકોમાં તેનો દાખલો બેસી જાય.

એક દહાડે એતેફાક એવો બન્યો કે આ જવાન સુલતાન છુપા લેબાસમાં શેહરનાં બાજારમાં ફરવા નીકળ્યો હતો તે વેળા તેણે કાર-

વાનસરા આગળ લોકોનું એક ટોળું દીઠું, કેજે એક પરદેશીની આસપાસ નવાઈ લાગવાથી ફરી વળેલું હતું. આ લોકો પેલા અજાણ્યા ધણીના હાથમાંના સુંદર હીરા અને બીજાં ઝવેરાતો ભારી અચરતી સાથ જોતાં હતાં. સુલતાને પેલા પારકાને બારીકીથી જોયો, અને જોકે તેણે એક અર્માની સોદાગરનો કીમતી લેબાસ પહેરેલો હતો તોપણ તેને પેલા ઘાતકી દર્વીશ દાખલ તરત પીછાની કહાડયો. તેના આવાજ ઉપરથી તથા તેના હાવભાવ ઉપરથી જવાન પાદશાહને લાગ્યું કે આ ધણી તે જાદુગર સિવાય બીજો કોઈજ નથી.

હવે સુલતાન ત્યાંથી ઉતાવળો પોતાના મહેલમાં પાછો ફર્યો અને પેલા વાટપાડાઓમાં જે સર્વેથી જવાન હતો તેને છુપી રીતે પોતાની નજદીક બોલાવ્યો. આ જવાન ચોરમાં સારી ખુબીઓ પાદશાહને નજર આવી હતી, અને લુગારાઓ સાથ જિંદગી ગુજારવાની તેને આગળ ફરજ પડી હતી ને ધંધો હવે પછીથી તર્ક કરવાની તેણે ખુશી દેખાડી હતી, તે ઉપરથી સુલતાને તેને પોતાની ખિદમતમાં રાખ્યો હતો.

જ્યારે તે આવ્યો ત્યારે પાદશાહે તેને આ મુજબ કહ્યું. "મરગામ, એક ઘણાજ ભયંકાર માણસથી દુનિયાને મુક્તિ બક્ષવાનાં કામમાં મને તારી મદદની જરૂર પડી છે." આમ કહીને પાદશાહે તેને પોતાની તમામ હકીકતથી વાકેફ કીધો. પછી તેણે તેની સાથે છુપી મસ્લેહત કીધી અને તેણે શું કામ બજાવવાનું છે તે તેને સમજાવ્યું.

બે દિવસ પછી સુલતાને પેલા અર્માની ઝવેરી, જેનું નામ દાઊલ હતું, તેને પોતાના દરબારમાં નોતરવા માટે પોતાના વડા ગુલામને મહેલના ચાર અમીરો તથા કેટલાક ગુલામોના રસાલા સહિત મોકલ્યો. અને તેણે પોતાની પાયગાહમાંના સર્વેથી સરસ ઘોડાઓમાંનો એક પસંદ કરીને પેલા સોદાગરને માટે મોકલાવ્યો.

પાદશાહ તરફના આવાં માન અકરામથી પેલો ઢોંગી અર્માની સોદાગર તો ખુશ ખુશ થઇ ગયો, અને પાદશાહ તરફનું આ ઈજન માત્ર નવાઈ સિવાય બીજી કોઈ મી મતલબ માટે થયલું હોવું નહિ

જોઇયે એમ સમજીને તેણે પોતાની મતામાંથી ઘણાંજ બેચૂન ઝવેરાતો પોતાની જોડે લીધાં, એવી મતલબથી કે તે પાદશાહને ભેટ કરીને તેને તથા તેની આખી દરબારને તેમના ચળકાટથી આંજી નાખવાં. આ ઝવેરાત તેણે પોતાનાજ બે ગુલામોના સ્વધીનમાં આપ્યું, અને પછી પોતે પેલા વડા ગુલામ સાથે મહેલ તરફનો રસ્તો લીધો.

જેવો તે મહેલના દરવાજા આગળ જઇ પુગ્યો તેવાજ મહેલમાંથી એક અમીરના સરદારી હેદ્દેદાર કેટલાક ધણીઓ તેને સામે આવી મળ્યા અને એક નક્શીદાર કીમતી પેટી તેને નજર કીધી, કે જેમાં સોપારી ભરેલી હતી. એ પછી તેઓ તેને મહેલમાં લઇ ગયા, કે જેનાં દરેક દીવાનખાનામાંથી અગર અને સુખડની સુગંધી પમરતી હતી. આ રીતે સઘળા ઓરડાઓ પસાર કરીને તે છેક સુલતાનનાં ખાસ એવાન સુધી જઇ પુગ્યો.

હવે સુલતાનના આ ખાસ દીવાનખાનામાં તે નામદારનો પેલો વાટપાડો દોસ્ત સુલતાનનોજ લેબાસ લઇને એક ઉંચા બેઠકવાળા સોફા ઉપર આવી બેઠો હતો, અને પેલા અમાની સોદાગર સાથ શી વાત કરવી અને કેમ અમલ કરવા તે તેને આગમજથી અચ્છી રીતે શિખવી રાખેલું હતું. તે પેલા સોદાગરને આવી પુગવાની વાટ જોતો હતો. સુલતાન અબાકુઇરે જાદુઇના અલમનું થોડુંક જ્ઞાન હાંસલ કીધું હતું, કે જેની અસર હવે જલદીથી જણાશે.

દાબુલને જોતાંજ મારગામ પોતાની બેઠક ઉપરથી નીચે ઉતરી આવ્યો, અને શરેસ્તા મુજબ પેલો ઘુંટણીઅંડિગે પડે ને આગમજ તેને સામે આવી મળ્યો, તેને સોફા ઉપર પોતાની જોડમાં બેસાડયો, અને તેને જમણા હાથ ઉપર બેસવાનું માન આપ્યું.

"આ મરતબો તને આપવાની મને રજા આપ," મારગામે તેને આમ જમણી બાજુએ બેસાડતી વેળા કહ્યું. "એક જવાન ચેલાને લાજેમ છે કે પોતાના ઉસ્તાદને એવો મરતબો આપે." આ સખુનો સાંભળીને દાબુલ તો અચરતીથી ચુપજ થઇ ગયો. "મારા

બોલવાની સાએતી આ રહી." આમ કહીને મારગામે પોતાનો સાયો ઉતારી પોતાની કમરે બાંધેલો કમરબંધ છોડયો, કે જે રાતા, પિળા, લીલા રંગના અટાપટાનો હતો. એ પછી તે ઢોંગી સુલતાને કહ્યું કે "મારી એવી અંતઃકરણની ખાહેશ હતી કે જે માણુસને થકી હું મોટી અચરતી અને મારી આદરમાન અજાયબ સંજોગોને લીધે ધરાવતો હતો તેને મારી નજદીક જોતો. તે વખ્ત આજે આવી પુગ્યો છે અને તેથી હું પોતાને મુબારકબાદી આપુ છું."

દાપુલ બોલ્યો કે "અય સુલતાન, જ્યારે એલમ અને હકુમત એક ભેગાં મળે, ત્યારે દરેક ચીજે તેઓ આગળ સર નમાવવું જોઈયે. તારા જેવા એક બીજા સુલેમાન પાદશાહના પાઉને બોસ્સો દેવા જેટલી નજદીકીમાં હું છું તેથી હું ઘણો ખુશહાલ છું."

"આવા દુનિયાને દેખાડવાના ગાન મરતબાની વાતો સાધારણ માણુસોને થકી રહેવા દો," મારગામે પેલા જાદુગરને બોસ્સો દેતો અટકાવીને કહ્યું. "મને એવાં ખાલી માનપાન જોઈતાં નથી; મને તો નવા નવા એલમ હાંસલ કરવાની ખાહેશ છે. વળી તું જે પાદશાહત ખરેખર ભોગવે છે તેની સાથે સરખાવતાં આ દુનિયાને લગતી હકુમત શી બિસાતમાં છે? તે તો પુષ્કળ જેહમત અને સંખ્યાબંધ જોખમોથી ભરપુર છે. કોઈબી ધણીને હરકત કર્યા વિના મોટો ખજાનો મેળવવાને તથા તેના આશીર્વાદ દુનિયામાં પાંથરવાને શકિતવાન થવું, એના જેવું બીજું સુખ કયું?"

"અય દાનાઈ ભરેલા સુલતાન!" પેલા જાદુગરે કહ્યું, "તારો આ ઉમદા લોભ અને આ નેકીભરેલા વિચારો મંજુર રાખ્યા વિના મારાથી રહેવાતું નથી. ઘણીએક ચીજો એવી છે કે જેમના ધણી લડાઈનાં સંકટો વેઠયા વિના અને આખી આલમને દુખના દરિયામાં હોમાવ્યા વિના આપણ થઈ શકિયે છિયે. એ કારણ થકી આપણને માત્ર એકજ માણુસનો ભોગ આપવો પડે છે."

પેલા જાદુગરને વધારે બોલતો અટકાવીને મારગામે કહ્યું કે એવો ખજાનો મેળવવા મકા "હું તો એકબી માણુસના જાનની હાણી

ચયલી જોવા માંગતો નથી. હું તો એક માણુસનો જીવ બચાવવાને શક્તિવાન થવાનું પસંદ કરૂં છું, અને એજ બાબત ઉપર હું તારી સાથ મસ્લેહત ચલાવવાને ખાહેશમંદ છું."

"તેનો જીવ કેમ બચાવી શકાય?" દાબુલે કહ્યું. "જ્યારે તેનો ભોગ લેવાનો કજાનો હુકમ થઇ ચૂકેલો હોય ત્યારે તો કોઇ પોતે તેની જગા લઇનપણી તેનો જીવ બચાવી શકે નહિ."

"તેમ જો હોય તો તે માણુસને બચાવવાની વાત પડતી નાખવી જોઇયે. પણ ત્યારે હું એમ ઇચ્છું છું કે જો આપણે કોઇનોબી ભોગ આપવો હોય તો તે એક ગુલામનો આપિયે."

"ત્યારે તો, અય સુલતાન, તું માંગે તેવો ખજાનો તને કદી મળવાનો નથી." પેલા જાદુગરે ખુલાસો કીધો. "આપણુને ભોગ આપવા માટે એવો ધણી જોઇયે કે જે વાખાનો મારેલો હોય, અને વળી જાતે અમારી ખાનદાનનો હોય."

"પણ ત્યારે તો મને એવું માલુમ પડે છે કે આવો ધણી આપણા ભોગને થકી પસંદ કરવા જતાં આપણુ તેના કીનાના ભય ભરેલા જોખમમાં આવી પડીશું," મારગામે બિક બતાવી.

"મેં મારે થકી છેલ્લો ખજાનો હાથ કીધો તે વેળા જે રીત કામે લગાડી હતી તેવી રીત આગમજથી ગોઠવણુ કરી રાખવી જોઇયે છે. મેં મારા કેતાબમાં એ બાબે જોસતજોઈ કીધી ત્યારે મને એવો જવાબ મળ્યો કે 'તમોને થોડોક જોખમ ખેડવો પડે એટલામાટે જરૂરનું છે કે તમારા ભોગ સાથ તમોએ આ દુનિયામાં મળવુંજ જોઇયે.' આમ છે તોપણુ જ્યારે આપણુ આપણા ભોગને જમીનનાં પેટાખાનાંમાં બસો ફીટ ઉંડો ઉતારીશું ત્યારે તેને ત્યાંથી પાછો ફરવાની ધારતી રહેશેજ નહિ."

આ જવાબ સાંભળ્યા પછી થોડોક વાર અંદેશો કરીને મારગામ બોલ્યો કે "ત્યારે મારે મારી આનાકાની હવે પડતી નાખવાની જરૂર

જણાય છે. તોપણ તારી કનેથી હું ફકત એકજ ચીજની ઇચ્છા રાખુંછું. તમો અહીં રહેશો ત્યાં સુધી આપણુ એકબીજા સાથ ભેગા મળીને અમલ કરીશું. મારી કને જે કેતાબ મારી છાતીમાં છુપાવેલી હું રાખુંછું તે હું તને બતાવવા માંગુંછું, અને ઇચ્છુંછું કે તું તારી કેતાબ મને જોવા આપે."

દાણુલથી આ અર્જ નાકબૂલ રાખી શકાઇ નહિ; કારણકે તે એક એવી જગામાં હતો કે જ્યાં દરેક ચીજ સુલતાનની સત્તાને તાબે હતી. તેણે પોતાની કેતાબ ખેંચી કહાડી, જે મારગામે લીધી, અને પછી થોડેક છેટે એક સગડી બળતી હતી ત્યાં બેદરકારીથી જઇને તેના બળતા આતશમાં તે કેતાબને હોમાવી. આ જોઇને જાદુગરે તેને તેમાંથી પાછી ખેંચી કહાડવા માંગી, પણ એજ વખ્તે ખરો સુલતાન પર્દા પછવાડેથી બાહેર નિકળી આવ્યો, અને દાણુલને પોતાની કેતાબ આતશમાંથી ખેંચી કહાડતો અટકાવીને આ મુજબ બોલ્યો:—

"અય ચંડાલ, સબર કર! તારો વખ્ત હવે આવી પુગ્યો છે. તું તારા ભોગ અબાકુઇરનીજ હજુરમાં પોતાને જુએ છે, કેજે કોઇજ નહિ પણ આ મુલુકનો પાદશાહ બેન ઇબ્રાહીમ છે."

આ પછી પોતાના માનિતા ખિદમતગાર તરફ ફરીને સુલતાન બોલ્યો કે "મારગામ! તારો પાદશાહી પોશાક કહાડી નાખ, અને મારા ગુલામોને બોલાવ." પછી દાણુલ તરફ જોઇને તેણે પોતાનું ભાષણ ચાલુ રાખ્યું કે "અય અપકીર્ત્તિભરેલા જાદુગર! તું જો કે તું તારા દગાઇભરેલા હુનરથી મારી શમશીર નીચે કેવો ખેંચાઇ આવ્યો છે, કેજે તલવાર હવે તારો જાન લેશે! જ્યારે કજા પુઠે લાગે ત્યારે ગુનેહગારને ઠાર ક્યાંથી મળે? તું જો કે ખોદાતાલાનો કહેર તારા ઉપર ઉતર્યો છે, કેમકે તે સાહેબે તારો જાન લેવા માટે મને જમીનનાં ભિત્તરમાંથી ઉઠાડી ઉભો કીધો છે!"

આ સખુનો સાંભળીને પેલો જાદુગર તો ગભરાટથી ખામુસ થઇ ઉભો. પણ થોડાજ વખ્તમાં જેમ તેની ધિક્કારભરેલી કેતાબ આતશની

ગર્મીથી બળીને રાખ થઇ ગઇ તેમ તેનું અંતઃકરણ અંદરથી બળીને કબાબ થવા લાગ્યું. થોડે થોડે વારે તે પુકાર મારવા લાગ્યો કે "ઓ, હું બળું છું! હું બળી મરું છું!" આ વખતે તે ભયંકર ચિચારી પાડવા લાગ્યો.

સુલતાને શેવટે ફરમાવ્યું કે "એને મહેલની બાહેર લઇ જાઓ, અને એના ગુલામો તથા ભેગા મળેલા લોકોનાં દેખતાં એને ગર્દન મારી સર તનથી જુદું કરો!"

*  *  *  *  *  *

આ રીતે સુલતાન ઇબ્રાહીમ અને તેના બેટાનું દાસ્તાન અલાઉદ્દીને પુરું કીધું, અને પછી એક પળ ચૂપ રહીને તે આ મુજબ પાછો બોલવા લાગ્યો:—

"અય જેહાંપનાહ! જે હેકાયત તેં હમણાં સાંભળી છે તે ઉપરથી ઉપજતા વિચારો મારા પોતાના હાલને લાગુ પડે છે; કાંકે એ કે અગરજો મારો છુટકારો કરવા સંબંધી ખોદાતાલાનો હુકમ નહિ હશે તો જે જોખમની અંદર મારો જાન આવી પડેલો છે તેમાંથી કોઇબી રસ્તે મારો છુટકારો થનાર નથી. મારી પેશાની ઉપર જે લેખ લખાયલા છે તે મારી સલામતીની અને મારા દુશ્મનોની ફતેહ યા શરમિંદગીભરેલી શિકસ્તની ગવાહી આપે છે. ગમે તેબી થાય તોપણ હું તો મારાં નિર્દોષપણાં ઉપર મુસ્તાક રહીશ, અને મોડેવહેલે એજ મારું નિર્દોષપણું ફાવી નિકળશે."

તેની આ વાર્તા સાંભળીને પાદશાહ બોહેતજાદ હવે શું કરવું તે બાબે આગળ કરતાં પણ વધારે ઘચુપચુ થઇ પડ્યો. તેણે ખિદમતગારોને હાથની ઇશારતથી ફરમાવ્યું કે જવાન અલાઉદ્દીનને પાછો કેદખાને લઇ જાય.

તે જવાનને ગર્દન મારવાની પ્રથમ ઢીલ થયા પછીનો દશમો દિવસ રોશન થયો, અને તે એક મોટા તહેવારનો દહાડો હતો. એ

દિને રાજ્યના મામુલ મુજબ સર્વે અમીર ઉમરાંઓ, દરબારીઓ અને વજીરો પાદશાહનાં તખ્તની આસપાસ ભેગા મળ્યા હતા. એ દશ વજીરોનાં સઘળાં પુછડાંઓ પણ ત્યાંજ હતાં. તેઓમાંના થોડાએક અમલદારોએ પોતાના રાજદ્વારી અધિકારની રૂએ પોતાથી બોલાય એવા ઠગાઇભરેલા અને કઠણ શબ્દો અલાઉદ્દીનની વિરૂધ બોલીને પાદશાહના કાન ભરવાનું માથે લીધું હતું, એવી મતલબથી કે ઇનસાફની સખતમાં સખ્ત સજા આ ગુનેહગારને ફરમાવવા થકી પાદશાહનો ખોફ તેના ઉપર ઉતારી તેને પોતાના વિચારમાં મકમ બનાવે. આ મુજબ તેઓએ કીધું, અને પછી શેવટે એવું તોહમત જોડી કહાડયું કે "આ જવાન ગુનેહગાર વાટપાડાઓથી ઉતરેલો છે માટે તેનાથી પાપી કામો સિવાય બીજાં કશાંની આશા રાખી શકાવાની નથી." આ સખુનો કેવળ ખરા છે એમ હાજર રહેલા દરેક અધિકારીએ ઇશારતથી અને ચાળાથી તેમને ટેકો આપ્યો.

આ સઘળાઓને સલાહ આપવામાં એકમત જોઇને, તથા તેઓ સઘળા કશી પણ નેમ કે મતલબ વિના આમ કરે છે એમ પોતાને લાગવાથી, પાદશાહ બોહેતજાદનો વિચાર અલાઉદ્દીનની વિરૂધમાં પાછો ફરી ગયો. તેણે પોતાનાં દિલ સાથ અંદેશો કીધો કે મારાં રાજ્યના ઓહ્‌દેદારોએ જે વિચારો દર્શાવ્યા છે તે મારા તરફની વફાદારી અને ફખ્વાહીને થકીજ છે." એટલામાટે તે તેઓની બુધ્ધિ ઉપર આફ્રીન કરવા અને તેમનો ઉપકાર માનવા લાગ્યો, અને પોતે અત્યાર સુધી ડામાડોલ વિચાર ધરાવતો રહ્યો છે એમ કબૂલ કરવા લાગ્યો. તે બોલ્યો કે "મારી મતલબ કંઇ એવી નથી કે ગુનેહગારને વગર સજા કરે જતો મેલવો, પણ મારી ખાહેશ એવી છે કે જે ઇનસાફથી ગુનેહગારને આપણે તકસીરવાર સાબેત કીધો છે તેનું વાજબીપણું કબૂલ રાખવાની તેને ફરજ પડે અને તેને થયલી મોતની સજા બરહક છે એમ તે એકરાર કરે એવી રીતે અમલ થવો જોઇયે છે."

આમ કહીને પાદશાહે ફરમાવ્યાથી અલાઉદ્દીનને તેની નજદીક હાજર કરવામાં આવ્યો, જેના હાથ પગમાં હજુ ભારી બેડી ઠોકેલીજ હતી.

પાદશાહ તેને કહેવા લાગ્યો કે "અય ઉંધાં બખ્તના જવાંમર્દ! તું મારી આસપાસ મારી રૈયતોના આગેવાનો અને અકાબરોને જુએ છે, કે જેઓ હવે તને વધારે મુદત સુધી જીવતો જોવા ઇચ્છતા નથી. મારી તમામ પ્રજા તારી વિરૂદ્ધમાં પુકાર ઉઠાવે છે, અને તને ગર્દન મારવામાં આવશે ત્યારેજ તેઓનો એ પુકાર શાંત થશે."

અલાઉદદીને ઇજતથી પણ ટેકમાં જવાબ આપ્યો કે "અય ખુદેનવાજ! આ સઘળા લોકો ગમે એટલા મને તકસીરવાર ગણે, અને કીનો લેવા માટે ગમે એટલા મારી પુઠ પકડે, તોપણ તેઓ ધારે છે તેવી તકસીરના માત્ર શકનો જરા છાયો પણ હું મારાં અંગને લાગવા દેનાર નથી. અગરજો આ ધણીઓ પ્રજાના ખરેખરા અકાબુરોજ હોય તો તેઓનો આવાજ તે પાક પરવરદેગારનો આવાજ ગણાવો જોઇયે, અને તે આવાજ મારી વિરૂધમાં નહિ પણ મારાં નિરપ્રાધીપણાંની તરફેણમાં ઉઠવો જોઇયે. તે ખરેખરા આવાજ તરફ અબઘડી સુધી તો સર્વ કોઇ જાણે બહેરા હોય તેમ કશું ધ્યાન આપતા નથી, પણ તે આવાજના પડઘા તમો નામદારનાં અંતઃકરણમાંથી પાછા સંભળાય છે. એક પારધીમાં એટલી શકિત નથી કે પોતાના હાથમાં ફસેલાં પંખેરાંનો જીવ લઇ શકે; તેજ મિસાલે તું નામદારના હાથમાં હું સપડાયલો છું તોપણ તું મારો જાન લઇ શકનાર નથી. તું સાહેબની એકલાની દયાથીજ હું આટલો વંખ્ત સુધી જીવતો રહેવા પામત નહિ; પણ એ તો પાક ખુદાતાલા તારાં દિલમાં વસીને મારા ઉપર મુકાયલાં તોહમતનું ધાતકીપણું પીછાનતાં તને શિખવે છે. વળી મારાં નસીબ ઉપર અમલ ચલાવતો સેતારો મને ફના થતો અટકાવે છે. એ સઘળાં કારણોને લીધેજ તારાં દિલમાં રેહમ લાવીને તેં મને જીવતો રાખેલો છે. મને લાગે છે કે સલીમાનશાહનાં ખાનદાન ઉપર ગુજરેલી મુસીબતોમાં એટલાબધા બનાવો બનેલા છે કે જેઓ મારી ઉપર ગુજરેલી આફતને મળતાજ છે. તેનો બેટો ખાલાવન પોતાના બત્રિજાનો જીવ લેવા માંગતો હતો, પણ તેણે જોઇ લીધું કે કુદ્રતના સાહેબના હુકમ સિવાય કોઇબી ધણી ગમે એવો બળવાન હોય તોપણ એક આદમજાદનું મોત તેના વખ્ત કરતાં અગાડી લાવી શકતો નથી; યાને તેનો જાન લઇ શકતો નથી."

બોહેતજાદે ફરમાવ્યું કે "તે એહવાલ તું બોલીને કહેશે તો મારા જોવામાં આવશે કે તેં જેવી નિમકહરામી મારી જોડે કીધી છે તેવી સલીમાનશાહનાં કુટુંબના દાસ્તાનમાંથી મળી આવે છે કે નહિ."

વાર્તા ૧૦ મી.

## પાદશાહ સલીમાનશાહ અને તેનાં ખાનદાનનો એહવાલ.

### એક નાની સરખી જુઠી વાતથી ખમવી પડેલી મોટી મુસીબત.

પાદશાહની આજ્ઞા ઉપરથી અલાઉદદીને તરતજ પોતાની વાર્તા શુરૂ કરતાં કહ્યું કે—

અય જેહાંપનાહ! તવારીખમાં નોધાયલું છે કે ઈરાન સર જમીનનો એક પાદશાહ સલીમાનશાહ નામનો થઇ ગયો છે, જે એક મોટા પાદશાહને લાયકની સઘળી નેકી અને ખુબી ધરાવતો હતો. તેને પેટે બે બેટાઓનાં ફર્જન્દ હતાં, જેઓમાં એક શાહજાદીનો વધારો થયો હતો. આ બેટી તેના મરનાર ભાઇ કલીસ્લાનું ફરજંદ હતી, જેણીને તે મરતી વખ્તે પોતાના બિરાદરની સંભાળમાં મૂકી ગયો હતો. પોતાની ઉપર આ મુરબ્બી વિશ્વાસ મૂકાયલો જોઇને સલીમાનશાહ તે બચ્ચાંને સુખી કરવાને કશી બાકાત રાખતો ન હતો. પોતાના મહુમ ભાઇને તે બહુજ ચાહતો હતો, અને પોતે નેકીનો નમુનો હતો તેથી શાહજાદીને લાયકનો એલમ શિખવવામાં તેણે કશી બણીલાઇ કીધી નહિ. તે તેણીને પોતાને પેટની દીકરી જેવી ગણતો હતો. પાદશાહ તરફની આ સઘળી નાજુક મોહબત અને મેહરબાનગીથી શાહજાદી ઘણીજ ભલા અને ખુશ મિજાજની થઇ, અને જલદીથી દરેક વાતની તાલીમ લઇને સંપૂર્ણ બની.

તેણી બાર વરસની થઇ ત્યારથી તેનું હોસ્ન એવું તો દીપવા માંડ્યું અને તેણીનાં મનની રોશની એટલી બધી તો પ્રકાશવા લાગી કે તેણીની સાહેલીઓ અને બીજી ઓરતો એમજ કહેતી હતી કે આકાશમાં શુક્ર સેતારો સાહ્વારે જેવો દીપક મારેછે તેની બરાબરની તેણી છે. તેની ખુબસુરતી અને ખુબીની તારીફ આખી દુનિયામાં પથરાઇ હતી, અને તેણી હમેશાં પોતાની દાનાઇ અને અકલમાં વધારો કરતી હતી. તેણી મોટી યાદદાસ્ત શક્તિ ધરાવતી હતી અને તેથી પોતે જે અભિપ્રાય આપતી તે હમેશાં ખરો અને વાજબી ગણાતો હતો. કુરાનમાં તેણી એટલીબધી કુશળ હતી કે તેના સેપારા પોતાની મરજી પડે ત્યારે ભણી જતી હતી. વળી તે સેપારાના અર્થ તેણી એવી અચ્છી રીતે ખુલાસાવાર સમજાવતી હતી કે તેથી તે સાંભળનારાઓ ખુશ થયા વિના રહેતા ન હતા.

હવે જ્યારે સલીમાનશાહે પોતાની લાયકીવાળી ભત્રિજીને પરણવા લાયકની જોઇ ત્યારે તેણીનો હાથ પોતાના બે બેટાઓમાંના એકને આપવા સિવાય બીજો વધારે લાયક રસ્તો જોયો નહિ. એ બાબે તેણે શાહજાદી સાથે વાત કીધી, અને આ બેમાંથી કોણને પસંદ કરવો તે તેણીની મરજી અને મુનસફી ઉપર રાખ્યું. તે બોલ્યો કે—"મારી વહાલી બેટી, મને તારાં ભવિષનાં સુખને વાસ્તેજ આ વાત કહેવી પડી છે, વાસ્તે હવે તું તારો ફેસલો આપ અને તું જેમ કહેશે તે મુજબ અમલ કરવાને હું તૈયાર છું."

શાહજાદીનું નામ ચમ્સાદા[1] હતું. તેણે ઉત્તર દીધો કે "તમો મુરબ્બી કરતાં મારૂં વધારે બરૂસેદાર કોણ હોય? તમો મારા તરફ દરરોજ જે

---

૧ પાદશાહ બોહેતજ્જદની આખી વાર્તા અસલ ઈરાની વાર્તા છે, જેને મિસર દેશમાં જોડાયલી હોય તેમ બદલી નાખેલી જણાય છે, અને તેથી એમાં આવતાં નામો નહિ ફારસી કે નહિ અરબી, પણ મિસરી જેવાં લાગે છે. આ શાહજાદીનું અસલ નામ "શમ્શાદ" હશે એવું અનુમાન કરી શકાય છે, જેનો અર્થ "સરવનાં ઝાડ જેવી સીધા કદની" એવો થાય છે.

માયા દેખાડતા આવ્યાછો અને મને આજસુધી નાઝમાં ઉછેરી મોટી કીધીછે તેથી હું તો તમો કાકાજી મારા હકમાં જે કંઇ કરશો તે વાજબીજ કીધેલું સમજીશ, અને તે દાનાઇથી કીધેલાં કામને હું સરો-ચશ્મથી કબૂલ રાખીશ."

"તું તારો એતેકાદ મારા ઉપર બાંધેછે તેથી મને ઘણી ખુશી પેદા થાય છે, મારી લાડકી!" તે ભલો પાદશાહ બોલ્યો. "જે લાડ હું તને લડાવતો આવેલો છું તેમાં જો હજુ બીજો કંઇ વધારો કરી શકાય એમ હોય તો હું તને હવેથી બેવડો લાડ લડાવીશ. હવે જ્યારે તું તારા નસીબાનો ચુકાદો કરવાનું મારીજ મુનસફી ઉપર સોંપેછે ત્યારે તો હું તને મારા નાના બેટા સાથ પરણાવવાનું ડહાપણભરેલું સમજુંછું. તમો બન્નેનો ખવાસ એકસરખો છે તે જોઇને હું ઘણો ખુશ છું; અને આમ તમારા સ્વભાવ વચ્ચે સંતોષકારક મળતાપણું જોઇને હું ખાતરીથી માનુંછું કે તમારૂં જોડું ઘણુંજ સુખી અને પસંદ પડતું નિવડશે. મારા આ બેટામાં હું અત્યારથીજ એવી ખુબીઓ જોઉંછું કે જેમાં જ્યારે તે પુરેપુરો ખીલી રહેશે ત્યારે તે તારી પોતાની ખુબીઓ સાગે એક હરીફ થઇ પડશે. તું પોતે તો પાદશાહત ઉપર અમલ ચલાવનારીજ પેદા થયલી છે, અને હું ધારૂંછું કે તેબી તખ્તને શોભાવે એવીજ નેકીઓ ધરાવેછે. તેને તારો દસ્ત આપવામાં અને તેનેજ મારાં તખ્તનો વારેસ કરવામાં હું કંઇજ નહિ પણ તારાં પોતાનાં, તેનાં અને મારી પ્રજાનાં સુખનો વિચાર કરૂંછું."

આ સઘળા સખુનો સાંભળીને તે નાઝભરેલી શાહજાદીએ પોતાની ચશ્મ નીચી કીધી અને તેમ કરીને તેણી પોતાના કાકાજીની નેકીને થકી તેનો ઉપકાર માનવા લાગી. આ પછી સલીમાનશાહે તરત હુકમ આપ્યો કે શાદી માટેની પાદશાહી તૈયારીઓ કરે.

હવે શાદીની ધામધુમ મોટા પાયા ઉપર શુરૂ થઇ, અને તે સાક દિવસો સુધી ચાલુ રહી. આખી પ્રજાએ તેમાં ભાગ લીધો અને સર્વ કોઇ હરખ જાહેર કરવા લાગ્યાં. બે મહિનાની આ મુદત પુરી થયા બાદ સલીમાનશાહને હવે આસાયશ મેળવવાની ઇચ્છા થઇ, અને તેથી

તેણે પોતાનું તખ્ત છોડી તાજ પોતાના તે બેટાનાં સર ઉપર મૂકયું કે જેના નસીબા સાથ તેણે હમણાજ ખુશ ચેહરાની ચમ્સાદાને જોડી આપી હતી.

સલીમાનશાહના વડા બેટાનું નામ બાલાવન હતું, અને તે પોતાના બાપનાં મરણ પછી તેનાં તખ્તનો ધણી થવાની ઉમેદમાં હતો. પોતાના કાકાની ખુબસુરત બેટીનાં હોસ્નથી તે અત્યાર આગમજનો ઘાયલ થઇ ચૂકેલો હતો અને તેથી તે તેણીને પોતાનો દસ્ત શાદીમાં આપીને તેણીને પોતાની જોડે તખ્તનો ભાગ્યો બનાવવાના વિચારમાં હતો. હવે જ્યારે જે પદવી અને જે સુખ પોતાની ઉમરના હકને લીધે પોતાનું કરીને માની લીધું હતું. તે પોતાના ભાઇના હાથમાં ગયલું તેણે જોયું ત્યારે તેનાં દિલની સરદારી ધિક્કાર અને અદેખાઇએ લીધી. તે આ વાત સારી રવેશે જાણુતો હતો કે ઉગમણા દેશોના આ ભાગના પાદશાહોનો એવો શરેસ્તો હતો કે વડો દીકરો એકબારગી લાયક હોય તોપણ પોતાનાં તખ્તનો વારેસ વડા શાહજાદાને બદલે ગમે તે નાના શાહજાદાને ઠરાવે. આમ કરવાનો પાદશાહને તેનાં ખાનદાનમાં ચાલતો આવેલો હક મળેલો હતો. એ સઘળું છતાં આ આકળા મિજાજનો શાહજાદો બાલાવન એમ વિચારવા લાગ્યો કે "કંઇજ નહિ તો મારી પોતાની ખાતર મારા બાપે અમારા ખાનદાનના રેવાજને પડતો મૂકવો જોઇતો હતો, અને બાજી પ્રજાઓમાં જેમ વડા બેટાનેજ તખ્ત આપવાનો ધારો છે તે ધારો એખ્તિયાર કરવો જોઇતો હતો."

એમ કરતાં પોતાના ભાઇને ઘેર એક બેટાનો જન્મ થયો તે જોઇને તો બાલાવનનો ગુસ્સો વધારે ઉસ્કેરાયો, કેમકે આ નાનો શાહજાદો તેના પોતાના દાવા સામે એક નવી હરકત જેવો આવી ઉભો હતો. આ ઉપરથી એક રાત્રે તે પોતાના ભાઇ, એટલે નવા જવાન પાદશાહનાં એવાનમાં કોઇ તદબીરથી છુપ્યો દાખલ થવા પામ્યો, અને જીવપર આવીને તેણે પોતાનું છુપાવેલું ખંજર તેના સીનામાં ભોકી દીધું. અહીંથી નિકળીને તે તેવીજ સાવચેતી અને ચોરી છુપાઇથી જે

ઓરડામાં પોતાના બાળક ભત્રિજાને પોઢાવેલો હતો તેમાં દાખલ થયો; પણ કુર્ટની ખસાડીને તે જુએ છે તો તેણે રોશન રોજ કરતાંબી વધારે ખુબસુરત બચ્ચું ખુશ નિંદમાં સુતેલું જોયું. તેનાં દિલમાં કોઇ ગેબી બશારત થવાથી તેણે તેને મારવાથી પોતાનો હાથ ખાંચ્યો.

"અગરજો ચમ્સાદાનું દિલ અને દસ્ત મારી કનેથી જબરદસ્તીથી ખુંચી લેવામાં આવ્યાં ન હોત તો તું મારોજ બેટો ગણાત!" આમ તે ખૂનપર ચહડેલો શાહજાદો બોલ્યો. એજ વખ્તે વળી તે નિંદોષ બાળકમાં પોતે જે બાનુ ઉપર ફિદા હતો તેનોજ ખુબસુરત ચેહરો પીછાનમાં આવ્યાથી તેનો જીવ લેવા માટે જેવો તેણે હાથ ઉઠાવ્યો તેવુંજ તેનું જોર નબળું પડી ગયું. તેણે તે ફુલ બચ્ચાંને જખ્મ કીધો ખરો પણ તે જીવલેણ ન હતો, કેમકે તેના હાથમાંની કટારી તેના ધ્રુજતા હાથમાં ડોળા ખાવા લાગી અને ઘણોજ નબળો ઘા તેણે કીધો.

રાણી ચમ્સાદાનો જાન પણ ખૂની બાલાવને લીધો હોત, પણ તેણી કોઇ દહાડે તેની પોતાનીજ થશે એવી ઉમેદથી તેણે તેનો જીવ બચાવ્યો. એજ ઉમેદમાં તેણે પોતાના ખૂના હાથ ખેંચ્યો. ત્યાંથી નિકળીને તે પોતાના બાપ સલીમાનશાહનો જીવ લેવા દોડ્યો પણ તેના ચોકીબાનોએ પોતાના પાદશાહને મરતા બચાવ્યો. જે પળે ખૂની શાહજાદો પોતાના બાપનાં સુવાનાં એવાન આગળ જઇ પુગ્યો, એવી મતલબથી કે તેનાં લોહીમાં પોતાના હાથ ખરડીને પોતાના ગુનાહોનો સરવાળો પુરો કરે, તેજ પળે એક ગુલામે તેને દીઠો અને તેની ખૂની મતલબ પામી જઇને પાદશાહના ચોકીબાનોને સાવચેત કીધાં, તથા તેમની મદદમાં રહીને ખૂનીને એવાનમાં દાખલ થતો અટકાવ્યો અને પોતાના પિતાનો જીવ લેવાની તેની નીચ ઉમેદમાં તેને નિષ્ફળ કીધો. હવે તેની ખાતરી થઇ કે બાઇનું ખૂન કરવાનો શક મારી ઉપરજ આવવાનો; એટલામાટે તે હવે મહલ છોડીને નાઠો અને રાજ્યની સરહદ ઉપરના એક કિલ્લામાં ભરાઇ બેઠો, કેજ કિલ્લાને

જેમ કુદરતે તેમજ માણસની કારીગરીએ બહુ મજબૂત બનાવેલો હતો.

હવે નવો દિવસ તલુ થયો, અને ગઇ રાતનાં ખૂનખાર કામો રોશન થયાં. સહવાર પડતાંજ પેલા બાળક શાહજાદાની દાઇ તે બચ્ચાંને ધવાડી તનંદુરસ્ત બનાવવા માટે તેને જગાડવા ગઇ, પણ તેણી જુએ શું કે તે વહાલાં બચ્ચાનું પાળણું તમામ લોહીથી ખરાબ થઇ ગયું હતું. ગભરાટની મારી તેણી ફરિયાદ ને પુકાર કરતી આ ખૂની બેહવાલ જાહેર કરવા માટે પાદશાહ અને રાણીનાં એવાન તરફ દોડી. તેણીની બિચારી અને જારીથી ચમ્સાદા જાગી ઉઠી હતી અને એ દુખી બાનુએ પોતાની આંખો ઉઘાડીને પોતાના વહાલા ખાવિંદને પોતાની બાજુમાં મરતી વખ્તનો છેલ્લો દમ ખેંચતો જોયો હતો. હવે જ્યારે તેણીએ દાઇને પુકાર મારતી સાંભળી ત્યારે તેણીએ પોતાને વિધવા થઇ ચુકેલી જોઇ હતી. તેણી પોતાનાં બચ્ચાંની ખાતર રડતી હવે તેનાં પાળણાં તરફ ગઇ અને તેને પોતાની ગોદમાં ચાંપ્યું. હજુ તેનાં બદનમાં જાન હતો માટે તે હજુબી જીવતો રહેવા પામશે એવી તેણીને ઉમેદ થઇ. આ ખૂનખાર બનાવોની વાત ચોતરફ ફરી વળી અને તેથી આખા મહેલમાં માતમપોશી ચાલી રહી. જઇફ સલીમાનશાહ પોતેબી પોતાના ગુલામો સાથ ચમ્સાદા આગળ આવી લાગ્યો; તબીબોને બોલાવી મગાવ્યા, અને તેઓએ પોતાના એલમ અને હુનરની મદદથી પેલાં નિર્દોષ બાળકનો જાન સલામત બચાવ્યો. એજ રીતે મરણ કાંઠે સુતેલા જવાન પાદશાહ ઉપરબી તેઓએ પોતાનો એલમ બહુ જેહમતથી અજમાવી જોયો, પણ તેમની સઘળી મહેનત ફોકટ ગઇ. તે તો મરણ પામ્યો અને તેની પાછલ ખુબસુરત ચમ્સાદા રડતી રહી ગઇ. ખુશબોઇ અને જડીબુટી તથા મલમપટાથી તે બાળકનો જખ્મ રૂઝાયો અને તેથી તેની માતાની ઉમેદ પાછી તાજી થઇ. તેને દુધ ધાવવા માટે પાછો તેની દાઇના સ્વાધીનમાં આપ્યો અને એ રીતે સલીમાનશાહનો નાનો વારેસ મોતમાંથી બચી ગયો.

આ વાત દરમિયાન તે જઇફ પાદશાહે પોતાનાં ફર્જંદના ખૂનીને શોધી કહાડવાની ઘણી કોશેશ કીધી. આ દુષ્ટ કામ બાલાવનેજ કરેલું છે એમ ચોકસ સાબેત થયું; કેમકે ખૂનનીજ રાત્રે તે પાએતખ્ત ખાતેથી મહેલ છોડીને ઉતાવળો નાસી ગયો હતો, તથા જે ખંજર વડે તેણે ભાઇનું ખૂન કીધું હતું તે તેનાં ઓરડામાંથી મળી આવ્યું ત્યારે તમામ લોહીથી ખરડાયલું હતું. આથી તે શાહજાદા ઉપર જે પ્રથમથીજ વહેમ રાખવામાં આવતો હતો તે ખરો પડયો આ બનાવથી તે જઇફ શાહને એવો તો સખ્ત ગમ લાગ્યો કે તે કમનસીબ માણસ તેના ભારતળે કચડાઇ જતો બહુ મુશ્કેલીથી બચ્યો.

તે બોલ્યો કે "આય પાક પરવરદેગાર! જ્યારે હજુગી હું આ દુનિયામાં ઉપયોગી થઇ પડીશ એવો તારો હુકમ છે ત્યારે મોતના દુતને મારેથી દૂર રાખજે!"

એ પછી તેણે પોતાનાં રાજ્યના વજીરો અને અમીર ઉમરાઓને ભેગા કીધા અને હવેથી રાજ્યની લગામ પોતાના હાથમાં લેવાના ઇરાદાથી તેમને જાણીતા કીધા.

જઇફ પાદશાહની પહેલી ફરજ તો ગમખ્વાર ચમ્સાદાની ગમગોસારીને લગતી હતી. તેઓ બંને આ વાતમાં એકમત થયાં કે જે વહાલાં બાળકને કિરતારે જીવતું રાખ્યું હતું તેને દરેક રીતે જતનથી ઉછેરવું. તેઓએ તેને તનની તેમજ મનની કેળવણી આપવા માંડી, અને તેને ખુબીવંતુ બનાવવા પાછળ બનતી કોશેશ કીધી. તેની માતાએ તેને તમામ રૂડી રીતભાત અને ચાલચલગુને લગતા કાયદાઓથી હુશિયાર કીધો, અને એ બાબતમાં ધર્મનાં શાં શાં ફરમાનો છે તેની સમજણ આપી. બીજી તરફથી તેના બપાવાએ તેને દુનિયાદારીના અને માણુસાઇને લગતા અગત્યના કાયદા કાનુનોનુ ગ્નાન આપ્યું.

આઠ વરસની ઉમરનો થયો તે તેળા નાનો શાહજાદો એવો તો મજબૂત બાંધાનો અને કદાવર તનનો થયો કે તે હથિયરો પકડવાને અને સવારીની થાક ખમવાને શક્તિવાન થયો; અને બીજા થોડાંએક

વરસોમાં તો તેની નીતિ સંબંધી ખુબીઓ રોશન થવા લાગી અને તેનો મર્હુમ બાપ (માજી પાદશાહ) જે ખુબીઓ ધરાવતો હતો તેમનેબી આ શાહજાદો એક દહાડે ઢાંકી નાખશે એવાં ચિન્હ જણાવા લાગ્યાં.

હવે જધ્દ સલીમાન શાહને લાગ્યું કે તેનો નબીરો સારા સલાહકારોની મદદથી રાજ્ય ચલાવવાને શકિતવાન થયો છે, જે ઉપરથી તેણે તેને માથે તાજ મૂકયું અને પોતાનાં રાજ્યની લગામ તેના હાથમાં આપી, અને ભેગી મળેલી ભરચક દરબારમાં તેને શાહ સલીમાનનાં નામથી નવો પાદશાહ જાહેર કર્યો, જેને તમામ રૈયતોએ ભારી હરખ સાથ કબૂલ રાખ્યો. જે પાદશાહને પોતે પૂજતી હતી તેનું મોત નિપજાવનાર ભયંકર ફટકાનું દુખ જે પ્રજા હજી ભૂલી ગઇ ન હતી, તેણે તેવુંજ વહાલ તે પાદશાહના આ વારેસ તરફ દેખાડવાની કબૂલાત આપી, અને તેના તરફથી તેના બાપના જેવીજ મમતા અને પ્યારની વકી રાખી. અને આ નવા જવાન પાદશાહે પણ પોતાના ડાહ્યા સલાહકારની મદદથી, પોતાના સંબંધમાં પ્રજાએ જે આશાઓ બાંધી હતી તે, ખરી પાડી આપી.

કાજીઓ અને વજીરો પોતાના જુદા જુદા અધિકારોની ફરજ વાજબી રીતે બજાવવા લાગ્યા, જેથી રાજ્યને લગતા કાયદાઓ પ્રજાને વહાલા થઇ પડયા, અને તે કાયદાઓ મુજબ ડહાપણભરેલો અને ઝડપી અમલ થવા લાગ્યાથી સર્વેનું સુખ નક્કી થયું. શાહ સલીમાન જેમ રાજ્ય કારોબારને લગતી તેમજ મજહબને લગતી ફરજ અદા કરવા પાછલ એકસરખો આતુર હતો. તે ઠરાવેલે વખ્તે વજુ કરતો, મસ્જીદમાં નિમાજ વેળાએ હાજર થતો, દર અઠવાડિયે ત્રણ મરતબે દરબાર ભરતો, દરરોજ વજીરો સાથ મસ્લેહત ચલાવતો, અને રાજ્યમાં જ્યાં જ્યાં શાંતિ અને સમાધાની પાંથરી નાખવાની અગત્ય હોય ત્યાં ત્યાં તે તરત હાજરી આપતો હતો. લોકો તેના અમલમાં સુખી હતાં, અને તે સુખ તેઓ સુલેહસંપથી ભોગવતાં હતાં. પણ એટલામાં આ સુલેહમાં ખલલ કરનારા નવા ગુનાહ બરપા થયા, અને લાંબો વખ્ત સુધી-સુખ ભોગવવાની ઉમેદ પ્રજાના હાથમાથી છિનવી લીધા.

પેલા ચંડાળ બાલાવનને, પોતે કરેલા ગુનાહના પરિતાપથી કંટાળીને તથા જે પ્રજા તેને ધિક્કારતી હતી તેના વચ્ચે વસવું સલામતીભરેલું થી એમ સમજીને, પોતે જે કિલેબંદીવાળી જગામાં આશ્રો લીધો હતો તે છોડીને મિસરમાં જઇ ભરાવાની તજવીજ કીધી, એવી મતલબથી કે તે બહોળાં રાજ્યના પાદશાહ તરફથી રક્ષણ મેળવવા માટે તેને આજીજી કરે. તેણે ત્યાં જઇને પોતાના ગુનાહો છુપાવી એવું જાહેર કીધું કે હું તો એક કમનસીબ શાહજાદો છું, એક ઓરતનાં મકનો ભોગ થયલો છું, અને જઇફ નાતવાન બાપનાં કામોથી દુખી થયલો છું. મિસર દેશના પાદશાહે તેને માયાથી આવકાર દીધો, અને તે તેને તેના બાપનું રાજ્ય જીતી આપવા માટે લશ્કરી મદદ કરવાની તૈયારીમાં હતો, એટલામાં બુઢા સલીમાનશાહ તરફથી એક એલચી આવી પુગ્યો અને મિસરના પાદશાહની મુલાકાતની ખાહેશ કીધી.

આ જઇફ પાદશાહને તેના ઠેકાણે ઠેકાણે મૂકેલા છુપા જાસુસોથી ખબર મળી હતી કે બાલાવને મિસરની રાહ ધરી હતી. સલીમાનશાહે વળી સઘળા દેશોની દરબારોને પોતાના નાઠેલા ખૂની દીકરાનાં સવિસ્તર બયાનથી તેમને વાકેફ કીવી હતી, અને તેણે કરેલા ગુનાહોની તેમાં વિગતો આપી હતી. એવીજ વિગતોથી તેણે મિસરના સુલતાનને પણ જાણીતો કીધો, જે ઉપરથી તે સુલતાને બાલાવનને તેની તકસીરોના સંબંધમાં તેના બાપ તરફથી આવેલાં નામાની વાતો કહી, અને પછી ફરમાવ્યું કે તારો ગુસ્સે થયલો બાપ તને સજા ફરમાવે ત્યાં સુધી તને ચોકી પેહરા સાથ કેદ રાખવામાં આવશે." વળી આ સુલતાને સલીમાનશાહ તરફના એલચીને પણ એજ મુજબનો જવાબ આપ્યો.

પણ આ જઇફ બાપે પોતાની નાતવાનીને લીધે તેમજ પોતાના બેટા તરફનાં વહાલને લીધે, એકી વખ્તે બે ભયંકર ભૂલો કીધી. મિસરના સુલતાનનો તમામ ગુસ્સો પોતાના બેટા સામે ઉસ્કેરવાની મતલબથી તેણે એ સુલતાનને એવી ખબર આપી હતી કે બાળક શાહજાદાને કરવામાં આવેલો જખમ કાતેલ હતો અને તેથી તે મરી ગયો હતો. આ ચૂક તેણે પાછળથી મિસરના પાદશાહ જોગાં બીજાં

નામામાં પણ સુધારી નહિ; અને તેમાં તેણે વળી એવી ભૂલભરેલી ભલામણ કીધી કે પેલા ખૂની બેટાને છોડી મૂકવો.

તેણે આ નામામાં શેવટે એમ લખ્યું કે "અત્યાર આગમજનો હું બહુ દુખી થઇ ચૂકેલો છું, તેથી મારા બેટાના મોતનો હુકમ લખીને હું મારા હાથ તેનાં લોહીમાં ખરડવા ચાહતો નથી. એની સજા એજ કે એને ઠેકાણે ઠેકાણે ભટકી મરવા દેવો; પૈસા અને મદદ વગર તથા અંતઃકરણના દંખ સિવાય બીજા કોઇ પણ સાથી વગર એને જંગલના વાઘોની સંગતમાં ફરવા દેવો, કેજે હેવાનો એના પોતાના કરતાં ઓછાં નાતરસ છે. જયારે એ તંગીમાં આવી પડશે, જ્યારે ગમથી બેજાર થશે, સર્વ કોઇથી ધિક્કાર પામેલો થશે, ત્યારે મારા કીનાનું હથિયાર એ પોતેજ થઇ પડશે—કેજે કીનો લેવાનું કામ હું પાદશાહોના પાદશાહ પાક પરવરદેગારને સોંપું છું."

સલીમાનશાહના આવા ઠરાવ ઉપરથી મિસરના સુલતાને બાલાવનને છુટો કીધો, પણ ફરમાવ્યું કે તારે મારૂં રાજ્ય સદાને માટે છોડી જવું. આમ કરીને તેણે સઘળી વિગતોથી સલીમાનશાહને વાકેફ કીધો, જેની જોડે હાલ તે દોસ્તીની ગાંઠથી વધારે બંધાયો હતો.

હવે રાણી ચમ્સાદાની ખુબસુરતી તથા બેમુળી ખુબીઓની તારીફ છેક મિસર સુધી જઇ પુગી હતી. ત્યાંના ઉપર કહેલા સુલતાનનું નામ બેન્સીરક હતું, તેણે જોયું કે સલીમાનશાહ સાથની દોસ્તીને લીધે ચમ્સાદાનો હાથ શાદીમાં મેળવવાનું બની શકે એવું છે. આ ઉપરથી તેણે બહુજ આતુરતા અને માનભરેલા સખુનોથી એક નામુ આ જઇદ પાદશાહ ઉપર લખીને ઉપલી વિધવા રાણીના દસ્તની માંગણી કીધી. તેણે તેમાં આજિજીથી લખ્યું કે "જે બાનુ કુદ્રતી કાયદે તથા બેશાવંદીને આધારે તારી ભત્રિજી તેમજ વહુ છે તેણી મારી માંગણી કબૂલ રાખે એવી રીતે તેને તું મારી તરફથી બે વાત સમજાવજે."

ઇરાનનો બુજર્ગવાર પાદશાહ આ માંગણીના પેગામથી રાજી થયો, કેજે તેની ભલી ભત્રિજીને માટે તેને ઘણીજ લાભકારી જણાઇ. તેણે

ઉપલાં નામામાં જણાવેલી દરખાસ્ત તેણી આગળ રજુ કીધી, જે સાંભળતાંજ ગમમાં ગર્ક થયલી ચમ્સાદાની આંખોમાંથી આંસુની ધાર ચાલવા લાગી. તેણીનું દિલ હજી સુધી પોતાના મહુંમી ખાવિંદ તરફજ વફાદાર હતું; અને તેવું છતાં તેણી નવા ખવિંદની મોહબત કબૂલ રાખવાની ખાતર પોતાના બાપ સમાન કાકાજી અને પોતાનાં વહાલાં ફર્જંદથી સદાની જુદી પડે, એ વાત તેણીને પસંદ આવી નહિ.

"અફસોસ, વહાલા કાકાજી!" તેણી રડતાં રડતાં બોલી; "જે મીઠાસભરેલા વચનો સાંભળી સાંભળીને હું આ દરબારમાં મોટી થઇ છું તેવાં વચનો હવે ફરીથી મને કોણ કહેનાર છે? જે ફર્જ બજાવતાં મને આજે ખુશહાલી ઉપજે છે તેવી ફરજ હવે હું કોણની બજાવીશ?"

"મારી વહાલી બેટી," સલીમાનશાહે તેણીને જવાબ આપ્યો, "જેણે શાદીમાં તારી માંગણી કરી છે તે દુનિયાના સૌથી બળવાન પાદશાહોમાંનો એક છે. તેની ખુબીઓની ભારી તારીફ થાય છે, અને તેની ખુબસુરતી વિશે પણ સારૂંજ બોલાય છે. તારો બેટો, જેને મેં મારી જગા ઉપર તખ્તનશીન કીધો છે, તેને મારા કરતાં વધારે બળવાન અને વધારે લાયકની મદદની જરૂર છે. તું તારી ફસાહતી જબાનથી આ બંને પાદશાહો વચ્ચે મજબૂત દોસ્તી કરી અપાવવાને શક્તિવાન થશે. પણ આ વાત તું ભૂલી જતી ના, મારી બેટી, કે બાલાવનને મિસરથી દેશનિકાળ કહડાવવા માટે મેં તેના ઉપર તેના ભાઇનું તેમજ તેના ભત્રિજાનું બેવડું ખૂન કરવાનો અપરાધ મૂકેલો છે. એટલામાટે તારે તો એવોજ દેખાવ રાખવો કે શાહ સલીમાન ઇરાન સરજમીન ઉપર રાજ્ય કરે છે, અને તે મારો ખાનદાનનો કોઇ દૂરનો નબીરો છે, તથા તેની માતા તું નહિ પણ કોઇ બીજીજ છે. શાહ સલીમાનની માતા તું છે એ વાત મિસરના સુલતાન બેન્સીરાકથી છુપી રાખવી જોઇયે. તું એ પાદશાહ ઉપરજ તારો તમામ ચાહ બતાવશે, અને એ ચાહમાં ભાગ પાડનાર તારો બેટો કે બીજું કોઇ નથી એમ જાણ્યાથી એ પાદશાહને તું વધારે વહાલી

આઇ પડશે. તે એમ સમજશે કે તારો ચાહ તેને પેટનાં તારાં ફરજંદો ઉપરજ તું રાખશે. મારા અનુભવથી હું સારી પેઠે જાણું છું કે માણુસ જાતનું દિલ બહુ નબળું હોય છે. જ્યારે અંગી લાભોની વાતો થાય ત્યારે તે વાતોની સચ્ચાઇ ઉપર એક મજબૂત મનનો ઇનસાન ખચીત શક લઇ જાય છે. ઇરાનનાં તખ્ત ઉપર બેઠેલા પાદશાહની આ નહિ પણ દૂરની સગીમાં ખપીને તું તારા બેટાની ઘણીજ મહા-ભારત સેવા બજાવશે, અને તેથી તારા ખવિંદ અને ફરજંદોના લાભને જોખમમાં લાવી નાખવાના કશા પણ શક વિના તું એમ કરી શકશે. જો તું તારા બેટાની હસ્તી જાહેર કરીને તેના લાભમાં કાંઇ પણ બોલશે અને સુલતાનની માંગણી ના પાડશે તો તું અત્યંત મોહબતથી આંધળી બનેલી માતા દાખલ લેખાશે. આપણાં સારાં નસીબે સુલતાન તારી માંગણી આપણી તરફની એક નવાજેશ ગણીને કરે છે; કેમકે તે એટલો બળવાન છે કે તે જો ચાહે તો જબરદસ્તીથી તને ખેંચી લઇ જાય. જો આપણુ તેની આ માંગણી ના પાડિયે તો તે આપણી સામે લડાઈ ઉઠાવે; પણ તેમ આપણુ કરીશું નહિ, અને આપણુ એક બીજાની સંગતમાં વસિયે છિયે તેથી જે સુખ પેદા થાય છે તેનો ભોગ આપણી પ્રજાના અને આપણુ પોતાના લાભની ખાતર આપીને લડાઇના દેવને ઉંઘો પાડીશું."

આ તકરારો દેખીતી ગમે એટલી ખરી હતી તોપણુ તે સંગીન અને વજનદાર ન હતી; પણુ ચમ્સાદાએ તેની સામે વાંધો ઉઠાવ્યો નહિ. હવે સલીમાનશાહે સુલતાનનાં નામાનો જવાબ થોડા વખત પછી એવી મતલબનો લખ્યો કે મિસરના બળવાન પાદશાહે પોતાને પસંદ કીધી છે તેથી મારી ભત્રિજી પોતાને ભારી હોરમત મળેલી સમજે છે, અને તેણી તું નામદાર સાથ શાદીના ગાંઠથી બંધાવાને તૈયાર છે. આ જવાબ વાંચીને સુલતાનની ખુશહાલીનો પાર રહ્યો નહિ. તેણે પોતાની રાણીને તેડી લાવવા માટે એક એલચીને ભપકાદાર રસાલો આપીને મોકલ્યો, જેને પોતાના મુલકમાં આવી પુગવાની ખબર મળ-

તાંજ જઇફ સલીમાનશાહ પોતાનાં પાયતખ્ત[1]થી ૬૦ મેલ દૂર પેલા એલચીને એસ્તેકબાલ લેવા માટે ગયો. તેણે એક ભપકાદાર છાવણી બનાવી અને તેમાં તે એલચીને આવકાર દીધો, અને બે દિવસો સુધી તેને જિયાફત આપીને પછી પોતાની બત્રિજી તેને સ્વાધીન કીધી. એલચીને ખાનપાનથી ખુશ કરવાને લગતી મોજમજાહની મુદત બે કારણોને લીધે ટુકી કરી નાખવામાં આવી હતી. એક કારણ એ કે મિસરને સુલતાન પોતાની મેહબુબને જોવાને માટે બહુ ઉતાવળ કરતો હતો; અને બીજું કારણ એ કે ચમ્સાદાના બેટાની હૈયાતીની વાત એલચીથી છુપી રાખવી. આ વખ્તે બંને પાદશાહો વચ્ચે થયલા દોસ્તીના કબાલાની શર્ત બજા લાવવા થકી જઇફ સલીમાનશાહે ઇરાનના પાદશાહના એલચીનો અધિકાર ધારણ કીધો હતો.

જેવી શાહજાદી ચમ્સાદા મિસરનાં પાયતખ્ત ખાતે જઇ પુગી તેવો શાદીનો કબાલો અને ક્રિયા કરવા માટે સુલતાને શેહેરના મુફતી તથા કાજીને બોલાવી મંગાવ્યા. તેઓને તેમની આ મહેનતના બદલા દાખલ ખેલાઅત તથા પાંચ હજાર અશ્રફીઓનાં ઇનામો મળ્યાં. આ પછી શાહજાદી પોતાની શાદી માટે તેયાર કરેલાં એવાનમાં દાખલ થઇ, જ્યાં માહતાબને મુખની દાસીઓ ભપકાદાર પોશાક પહેરીને હાજર ઉભેલી હતી. તેઓ તેણીને હંમામમાં લઇ ગઈ, જે વેળા વાસણોમાં કીમતી ખુશબો બાળવામાં આવતી હતી. હમામમાંથી સ્નાન કરીને જ્યારે તેણી બાહેર નિકળી ત્યારે પેલી ખિદમતગાર દાસીઓએ તેણીને ભારી જતનથી કીમતી લેબાસ પહેરાવ્યો. કોઇએ તેણીને મોરનાં પીછના બનાવેલા પંખાથી વા નાખ્યો, ત્યારે બીજીઓએ તેજ વેળા તેણીના લાંબા સુંદર કેશ હોળીને સાફ કીધા અને તેમાં ઝવેરાતો પોયાં. તેઓએ તેને બેમૂલાં ઘરેણાં અને પોશાક પહેરાવીને એવી તો પ્રકાશિત બનાવી કે ઓરડામાંની રોશની પણ તેણીના ઠાઠ આગળ ઝાંખી પડી ગઇ, તથા તેણીની આસપાસ જે કાંઇ હતું તે સર્વે તેણીની ખુબસુરતી આગળ ઢંકાઇ ગયું. આવી રીતે સણગાર

---

૧ વાર્તામાં આગળ વધતાં જણાશે કે આ શેહર ઈસ્ફહાન હતું.

સજીને તેણીને સુલતાનની આગળ લઇ જવામાં આવી, જેણે તેણીને અત્યંત વહાલથી આવકાર દીધો, અને પોતાની પાસે બેસાડી. એ પછી તેઓની આગળ ખાનુ હાજર કીધું, જેની વાણીઓ સંખ્યાબંધ હતી, પણુ તે કરતાં સરસ તો પકાવેલાં ખાનાંની લેહજત હતી. એ પછી સુલતાને પોતાની મોહરદારને કીમતી ઝવેરાતોથી ભરેલા ઘણાએક દાબડા ભેટ આપ્યા.

આ સઘળાં દરમિયાન ચમ્સાદા તો પોતાના ખાવિંદનાં સુખ અને પ્રજાની મોજમાં કશો ભાગ નહિ લેતાં અંદરખાનેથી છુપી રીતે બળતી હતી. પોતાના બેટા તરફજ તેણીનું દિલ વાજબી રીતે લાગેલું હતું, અને તેનાથી હાલ પોતે જુદી પડેલી હતી માટે તેણીને તેનોજ એકલો વિચાર આવ્યા કરતો હતો. પોતાના કાકાજીનાં રાજ્યનાં ભલાં માટેના પણુ મૂર્ખાઇભરેલા વિચારો કબૂલ રાખીને તેણીએ પોતાના બેટા સંબંધી એક બોલ પણુ બોલવાની હિંમત કીધી નહિ, અને તે જઇફ પાદશાહની ઇજ્જતમાં ઘટાડો થાય એવું કશું તેણીએ સુલતાનની આગળ જાહેર કીધું નહિ. અગરજો તેણીએ સુલતાન ઉપર ઇતબાર રાખીને તેને સઘળી ખરી બિનાથી વાકેફ કીધો હોત તો કેટલાં બધાં માઠાં પરિણામો જે હવે પછી નિપજ્યાં તેમનો તેણી અટકાવ કરી શકી હોત! અને બેન્સીરાકની મોહબત તેણી ઉપર દરરોજ વધતી જતી હતી તે બેહદ વધી જવાની તેણીએ વાજબી વકી રાખી હોત!

રાણી ચમ્સાદા પોતાના બેટાના સંબંધમાં જે નાજુક બેચેની ધરાવતી હતી તે કેટલી વાજબી હતી તે સાબેત કરી આપનારા બનાવ જલદીથીજ બન્યા. પેલા ચંડાળ બાલાવનને ખબર મળી કે તેની ભોજાઇની શાદી મિસરના સુલતાન સાથ થઇ છે અને સલીમાનશાહ હજુ ઇરાનમાં પાદશાહી ચલાવે છે. આથી તેનાં દિલમાં કીનાનો આતશ નવેસરથી સળગી ઉઠયો. ઇરાનનું તખ્ત મેળવવાનો તેને લોભ હતો, અને ચમ્સાદાનું દિલ જીતવાની તેની ઉમેદ હતી. એ માટે તો તેણે ખૂન કીધાં હતાં, પણ તે ગુનાહનાં તેણે ધારેલાં ઉપલાં ફળ પોતાના

હાથમાંથી જતાં રહેલાં જોઇને તે ચંડાળે હવે મન ભાવે તેવી ખરાબીઓ રાજ્યમાં કરવા માંડી, અને હજુબી જઇફ બાપનાં મરણ પછી પોતે મુલ્કનો ધણી થઇ બેસવાની ઉમેદ બાંધી. તે હવે ખૂનરેજી અને લૂટફાટનોજ ધંધો માંડી બેઠો.

## જવાન પાદશાહનાં દુખોની શુરૂઆત.

એમ કરતાં કેટલીક મુદત પછી સલીમાનશાહની જઇફી ઘણી થઇ, અને તેથી તેણે પોતાનો જાન પોતાના પેદા કરનારના હાથમાં સોંપ્યો. આ બિનાની પોતાને ખબર મળતાંજ બાલાવને પોતાના હાથ તળેના વાટપાડાઓનાં લશ્કરની સરદારી લીધી, રાજ્યમાં બલવો ઉઠાવી નવાં નવાં લશ્કરોને પોતાના ઝુંડા તળે ભેગાં કીધાં. કોઇને મોટાં મોટાં ઇનામોની કબૂલાતો આપી, કોઇને પોતે લૂટફાટથી ભેગું કરેલું જર આપી લલચાવ્યા, અને પછી એ સર્વની ભેગી મદદથી તેણે પોતાના ભત્રિજાને તખ્ત ઉપરથી ઉઠાડી મૂકયો, તેને એક અંધારા કેદખાનામાં નાખ્યો, અને તેની જગા ઉપર પોતે ઇરાનનો પાદશાહ થઇ બેઠો.

આ ઘાતકી રાજ્ય પચાવી બેસનાર, પોતાની આટલી ફતેહથી સબુરી નહિ પકડતાં, પોતાના તેજ નિર્દોષ ભત્રિજાનો જીવ લેવાને તૈયાર થયો કે જે તેના ખૂની હાથનો ભોગ થતો આગળ ચમત્કારિક રીતે બચી ગયો હતો. પણ જે દયા તેનાં ઘાતકી દિલમાં જરાબી જગા મેળવવા પામી નહિ તે તેના ખૂની સોહબતીઓએ દેખાડી.

તે સાથીઓએ બાલાવનને કહ્યું કે "જે જવાંમર્દે આપણને કશું દુખ દીધું નથી તેનો જીવ લેવાની પરવાનગી અમે આપી શકતા નથી. જો તેનાથી તને કોઇબી રીતે બીવાનું હોય તો તેને સખ્ત ચોકી પહેરા સાથ કેદમાં રાખ, પણ તેને મારી ના નાખ."

પોતાના સોહબતીઓની માંગણી કબૂલ રાખવાની બાલાવનને ફરજ પડી અને તેથી તેણે પોતાના ભત્રિજાને એક ગુફામાં કેદ કરાવ્યો. આ દુખભરેલી ખબર જયારે ચમ્સાદાને થઇ ત્યારે તેણીની દિલગીરીનો

પાર રહ્યો નહિ. પણ એ વાત જો તેણી જાહેર કરે તો પોતાના કાકા ઉપર ઠગાઇ કરવાનો કલંક આવે, કેમકે તેણે સુલતાનને તો એવું લખ્યું હતું કે ચમ્સાદાનો બાળક શાહજાદોબી ખૂની બાલાવનના હાથ ઉપર બેજાન થયો હતો. એટલામાટે પોતાના બેટાની ઉપર વરસેલી ઉપલી આફતની બિનાથી તેણી પોતાના ખાવિંદને જાણીતો કરી શકી નહિ.

હવે પેલી તરફથી પેલો નીચ બાલાવન ઇરાન સરજમીનની સંપૂર્ણ ફતેહ કરી ચૂકયો, અને રાજયના સઘળા વજીરો અને અમીર ઉમરાઓ તેને પોતાનો પાદશાહ કબૂલ રાખી તેની ખિદમતમાં નજરાના સાથે હાજર થયા. એમ કરતાં જવાન શાહ સલીમાનને કેદ રાખ્યાને ચાર વરસ વહી ગયાં, જે બાપડાને તેની જિંદગીનો નિભાવ થાય એટલો પુરતો ખોરાકબી આપવામાં આવતો ન હતો. આવી મુસીબતોના ભારી બોજાને લીધે તેનો ચેહરો, જે આબાદ તેની માદરના ચેહરાનો નમુનોજ હતો, તે તેણીના બેટા જેવો ઓળખી પણ શકાય નહિ એવી રીતે ખુબસુરતીમાં ઝાંખો પડી ગયો. અંતે ખોદાતાલા તેના ઉપર મેહરબાન થયો, કે જેનો હાથ તેના ઉપર હતો; અને તે સાહેબે તેને તરતવેળા ઘણુંએક સંકટોમાંથી મોકળો કીધો.

એક દિને બાલાવન ભપકાદાર દરબાર ભરીને મહેલમાં બિરાજ્યો હતો અને પોતાનો અમલ હાથમાંથી કદી જતો રહેનાર નથી એવા ભરૂસાથી તેનો વૈભવ સુખચેનથી ભોગવતો જણાતો હતો. તેની આસપાસ જે અમીર ઉમરાઓનો વિશ્વાસ પોતે ધરાવે છે એવું તે સમજતો હતો, તથા જે દરબારીઓ તેની ખુશામદ કરતા હતા, તે સઘળાઓ ભેગા મળ્યા હતા. તેમની વચ્ચેથી એક આવાજ પાદશાહને કાને પડયો. આ આવાજ સચ્ચાઇ જેવો પવિત્ર હતો અને તે મર્હુમ પાદશાહ સલીમાનશાહની યાદમાં હજુ જાંફેસાન હતો, તે આ મુજબ બોલ્યોઃ—

"અય પાદશાહ, ખોદાતાલાએ તારે માથે આબાદીનું તાજ મૂકેલું છે. આ શેહેનશાહતની જોડે તારી રૈયતોનાં દિલ પણ તને અર્પણ કરવામાં આવેલાં છે, અને તેથી તારૂં તખ્ત કદી નહિ જોખમાય એવા પાયા ઉપર મકમ થયલું છે. એટલામાટે તે ખાવિંદની

મેહેરબાનગીને તું વધારે ને વધારે લાયક છે એમ સાબેત કર. મારા જેવા એક નબળા જવાન માણસ ઉપર એકજ દયાની નજર ફેંક, જેનો આધાર માત્ર તેનું નિરઆધીપણું છે, જે ફક્ત જારબેજાર રડવા સિવાય કદી આફતાબની રોશની જોઇ શકતો નથી, અને જેની જિંદગીની દરેક પળ દુખ અને મુસીબતની ગવાહી આપે છે. પાદશાહ, કમબખ્ત શાહ સલીમાન કદીપણ તારો અપ્રાધ કરનાર નથી, વાસ્તે તેને તેનું છુટાપણું બક્ષ !"

આ સખુનો બોલનાર તે કમબખ્ત જવાન પોતેજ હતો, જેને બાલાવને આ રીતે પાછો જવાબ આપ્યો:—"હું તારી અર્જ કબૂલ રાખું ખરો, પણ મને ભય છે કે તું મારી વિરૂધમાં એક ટોળી ઉભી કરશે અને મારાથી નારાજ થયલાઓનો તું આગેવાન થઇ બેસશે. પાદશાહની નિષ્ટા ગમે એવી રૂડી હોય તોપણ એવા બેસબર લોકો પેદા થયા વિના રહેતા નથી."

"અરે પાદશાહ, જે જવાન માણસ દુખથી ગળાઇ ગયો છે, અને જેનામાં કશી તાકાત નથી તેની સરદારી તે કોણ કબૂલ રાખે ?" શાહ સલીમાને ફરીથી અર્જ ગુજારી; "તારી પ્રજા તારા ઉપર જાનફેશાન છે, ત્યારે મને એવા મદદગારો તે કોણ મળનાર છે કે જેએ તારી સામે લોભી ધારણાથી સરકશી કરવાને બેવકુફ બને ?"

અંતે બાલાવને આ અર્જ કબૂલ રાખી, અને ગોયા પોતે પોતાના જવાન ભત્રિજા તરફ ભારી દયા દેખાડતો હોય તેમ ભર દરબારમાં તેણે તેને માફી બક્ષવાનો હુકમ આપ્યો, તેને પાદશાહી પોશાક પહેરાવ્યો, અને વળી તેને એક દૂરના પ્રાંતની સરદારી આપી. પણ આ સરદારી આપવાની મતલબ કાંઈ તે જવાનને આબાદ હાલતમાં પાછો લાવવાની ન હતી. પાદશાહની દિયાનત તો બુરી હતી, કેમકે જે પ્રાંતમાં કાફર[1]

---

૧. આ દૂરનો પ્રાંત તે કયો અને ત્યાંના કાફર લોકો તે કોણ તે જણાતું નથી. પણ જે શત્રુઓ અસલી હખામની અને સાસાની પાદશાહોને હુન અને હએતલી વગેરે તરેહવાર નામે તેમની સરહદના મુલકો ઉપર હુમલા લાવીને મેહેનતમાં નાખતા હતા તેઓમાંનાજ કોઈ તુરાની ટોળા હોય.

લોકો હંમેશાં હુમલા લાવીને ખરાબી પાંથરતા હતા ત્યાં શાહ સલીમાનને મોકલાવીને તેનું કાટલું કહાડવાની નીચ નેમ હતી. તેને આમ માનવાને મજબૂત કારણો હતાં કે એ જવાન પોતાનો જાન ત્યાં બરબાદ કીધા વિના રહેનાર નથી, કેમકે તેની આગમજ જેબી ઘણીઓને તે દૂરના પ્રાંતની સરદારી આપીને મોકલ્યા હતા તેઓમાંનો એકબી ઘણી સલામત બચવા પામ્યો ન હતો.

એમ છતાં પેલો જવાન શાહજાદો એક નાનાં લશ્કર સાથ તે પ્રાંત તરફ કુચ કરી ગયો, જયાં હજુ તો તેઓ જઈ પુગ્યા નહિ એટલાંમાં તેના કાકાએ જે અટકળ બાંધી હતી તે કેટલેક દરજજે ખરી પડી. પેલા કાફર લોકોએ ઉપલા ઇરાની પ્રાંત ઉપર દરોડો પાડયો, અને શાહ સલીમાન કને તેઓની સામે થવા માટે એક નાના લશ્કરી રસાલા સિવાય બીજું કાંઈજ નહિ હતું તેથી તે શત્રુઓની મોટી સંખ્યાના હાથ ઉપર લાઇલાજ થયો, તેને તાબે થવાની ફરજ પડી, અને તે કેદ પકડાયો. પેલા કાફરોનો એવો રેવાજ હતો કે જેઓ હાથમાં આવે તેમને એકદમ ધાતકી રીતે મારી નાખવા; પણ શાહજાદાની નાની ઉમર તથા તેની ખુબસુરતી જોઇને તેઓએ તેને મારી નહિ નાખતાં તરત વેળા એક ઉંડા ગારમાં કેદ કીધો, જયાં તેની આગમજ ઘણાએક મુસલમાનોને કેદ કીધેલા હતા. આ ત્રાસદાયક કેદખાનામાં કિસ્મતના ભોગ દાખલ તેણે એક આખું વરસ પસાર કીધું.

હવે આ કાફર લોકમાં એવો એક રેવાજ હતો કે દર સાલ ચોકસ દિવસે એક ઉંચા બુર્જ ઉપરથી આખાં વરસમાં પકડાયલા સઘળા કેદીઓને નીચે ફેંકી દેવા. એ મુજબ શાહ સલીમાનને બીજા કેદીઓ જોડે પેલા ઉંડા ગારમાંથી બાહેર કહાડયો અને પેલા ઉંચા બુર્જને મથાળે લઇ જઇને તેઓ સર્વેને નીચે હોમાવી દીધા. પણ ખોદાતાલાની મતલબ તેનો જાન હજુબી બચાવવાની હતી, માટે તે જવાન પડતી વેળા પોતાના એક સોહબતીનાં શરીર ઉપર જઇ પડયો. આ ધણીનાં શરીરે તેનો થોડોઘણો બચાવ કીધો, અને તેનાં કપડાંમાં હવા ભરાયાથી પણ કેટલેક દરજજે તેનો બચાવ થયો. આથી શાહજાદો

પડયા પછી અફળાઇને મરી તો ગયો નહિજ, પણ તેનાં શરીરનો કોઇ પણ ભાગ ફાટયો યા જોખમાયોખી નહિ. પડતી વેળાની ઝડપને લીધે તે માત્ર બેભાન થઇ ગયો. લાંબો વખ્ત સુધી બેહોશ હાલ્તમાં રહ્યા સિવાય તેને બીજો કશો અકસ્માત નડયો નહિ.

અંતે તેણે પોતાના કમનસીબ સોહબતીઓની મુએલી લાશોની વચ્ચે પોતાને જીવતો જોયો. સર્વથી પહેલું કામ તેણે એ કીધું કે ખોદાતાલાને યાદ કરી તેનો આભાર માન્યો. તેને માલુમ પડયું કે તે એક મોટાં ગીચ જંગલ દરમિયાન પડેલો હતો, અને પોતાની આસપાસ પડેલી પેલી લોથો ખાવાને થકી જંગલનાં ફાડી ખાનારાં પ્રાણી આવી લાગશેજ, એમ સમજીને તે ભયંકર જગા છોડી આગળ વધી ગયો. આખી રાત તેણે પોતાની મંજલ ચાલુ રાખી; અને જ્યારે તેણે ધાર્યું કે હવે માણસો કે પ્રાણીઓ કોઇ આવી શકે એમ નથી, ત્યારે તે એક ઝાડ ઉપર ચહડી બેઠો, એવી મતલબથી કે તેનાં પાદડાં અને ડાળીઓ તળે છુપાઇ રહેશે તો તેને મુસાફરો જોઇ શકનાર નથી. તેણે જંગલી ફળો ખાઇ સંતોષ પકડયો, અને પોતે પોતાના કાકા બાલાવનનાં રાજ્યમાં જઇ પુગ્યો ત્યાંસુધી તેણે એજ રીતે જિંદગી ગુજારવાનું જારી રાખ્યું.

હવે તે ઇરાન સરજમીનને તાબેનાં પહેલાંજ શેહેરમાં દાખલ થવાની તૈયારીમાં હતો એટલાંમાં તેણે પાંચ છ માણસોને ભેગા મળી વાતો કરતા દીઠાં. તેઓ સઘળા મુસલમાન છે એમ જોઇને તેણે તેમને સલામ કીધી, અને પેલા કાફરો તરફથી પોતાની જે વળે થઇ હતી અને જે ચમત્કારિક રીતે પોતે બચી જવા પામ્યો હતો તેનાં બયાનથી તેણે તેમને વાકેફ કીધા. તેણે જે સાદાઇથી પોતાની હકીકત જાહેર કીધી તે ઉપરથી તેની સચ્ચાઇ બાબે પેલા ધણીઓની પુરતી ખાતરી થઇ, તેઓની તેના ઉપર દયા ઉસ્કેરાઇ, અને તેને પોતાને ઘેર લઇ જઇને તેની અચ્છી રીતે પરોણાચાકરી કીધી. થોડાક દિવસ તેઓનાં મકાનમાં આસાયશ લીધા પછી શાહજાદાએ બાલાવનનાં પાયતખ્ત તરફની પોતાની કુચ ચાલુ કરવા માટે પોતાના

મેહરબાન દોસ્તોની રજા માંગી. તે ભલા આદમીઓએ તેને જેબી વસ્તુની જરૂરિયાત હતી તે પુરી પાડયા પછી તેને તેની મંજલનો રસ્તો દેખાડયો. તેઓને આ સઘળા વખ્ત દરમિયાન એવો ખયાલ તો જરાબી ગયો ન હતો કે જેની તેઓએ આ રીતે મુદારા કરી હતી તે તેમનો માજી પાદશાહ પોતે અને તેમના હાલના પાદશાહનો ભત્રિજો હતો.

હવે તે જવાન શાહજાદાએ રાત દિસ પોતાની મુસાફરી ચાલુજ રાખી. થાક અને મહેનતથી તે કંટાળી ગયો હતો, તેના પગમાં કાંટા ભોંકાયા હતા, અને પથરા ખુંચ્યા હતા, તોપણ અંતે ઇસ્ફહાન શેહેરના કોટમાં દાખલ થવા પામ્યો અને ત્યાં એક પાણીના ચશ્મા આગળ બેઠો, જેમાં પાસેના એક ઝરાનું પાણી જમા કરવામાં આવતું હતું. અહીં આવીને હજુ તો તે દમ ખાય છે એટલાંમાં કેટલાક ઘોડેસ્વારોને તેણે ત્યાં આવતા દીઠા. તેઓ પાદશાહના સોહબતીઓ હતા, અને શિકારેથી પાછા ફરતાં પોતાના ઘોડાઓને પાણી પાવા ત્યાં આવ્યા હતા. પોતાની આજુબાજુએ નજર ફેરવતાં તેઓએ જવાન શાહ સલીમાનને દીઠો; અને જોકે તેનાં દિલમાંનો પોશાક હાલહવાલ હતો, અને દુખો તથા મુસીબતોથી તેના ખુશનુમા ચેહરાનો રંગ બદલાઇ ગયો હતો, તોપણ તેઓએ તેની શીરીની અને ખુબી સહેલથી જોઇ લીધી, અને તેના તરફ બહુજ માયાળુ લાગણીથી તેઓ જોવા લાગ્યા.

તેઓમાંના એકે તેને પુછયું કે "અય જવાન, અહી તુ શું કરે છે?"

ડાહ્યા શાહ સલીમાને ઉત્તર દીધો કે "ભાઇ, તું પેલી કહેવત તો જાણે છે કે 'એક નાગા પરદેશીને એમ ના પુછતો કે તારાં વસ્ત્ર કયાં ગયાં?' મારો જવાબબી એજ છે. હું ભુખ્યો અને પેયાસો છું; હું નાતવાન અને કશી મદદ કે આશ્રા વિનાનો છું."

આ સખુનો સાંભળતાંજ એક અમલદાર પોતાની જોડેવાં ખોરાકી ઉપાડનારાં પ્રાણીઓ આગળ ગયો અને થોડુંક ગોસ્ત અને રોટી લાવી

તે જવાનની આંગળ મુકયાં. આ ખોરાક ખાઇ સંતોષ પામ્યા પછી તે જવાન પોતાની વાત આગળ ચલાવવાને શક્તિવાન થયો.

"બેરાદર" પેલા અમલદારોમાંના એકે કહ્યું, "તારી હકીકત જાણવાની અમને બહુ ખાહેશ છે. જો અમારી અર્જમાં અવિવેક જેવું કંઇ નહિ જણાય તો મેહરબાની કરીને તારો ટુંક એહવાલ અમને કહી સંભળાવ."

પેલા કમનસીબ શાહજાદાએ જાણવા માંગ્યુ કે "તમારી ઇચ્છા તૃપ્ત કરૂં તે આગમજ મેહરબાની કરી મને એક સવાલનો જવાબ આપો, જે મારે માટે બહુ અગત્યનો છે. વારૂં તમારો પાદશાહ બાલાવન હજુ જીવેછે કે?"

"શું તું અમારા પાદશાહને ઓળખેછે?" પેલામાંના એકે પુછ્યું.

"હા" તે જવાને કહ્યું; "તમો જેની સાથે વાત કરોછો તે તેનો ભત્રિજો શાહ સલીમાન પોતેજ છે."

પેલા અમલદારે અચરતીથી પુછ્યું કે "તું શાહ સલીમાન હોયજ કેમ? કેમકે અમોને ખબર છે કે તેને તો તેના કાકાએ ચાર વરસો સુધી અંધારાં કેદખાનામાં બંધ કરી રાખ્યા પછી છુટો કરીને એક એવા પ્રાંતની હાકમી આપી હતી કે જ્યાં વસતા કાફરોના હાથ ઉપર માર્યો જવા વિના તે રહેજ નહી. વળી અમે સાંભળ્યું છે કે તેને તે બદમાશોએ એક બુર્જનાં મથાળાં ઉપરથી બીજા મુસલમાનો જોડે ફેંકી દીધો હતો."

આ ધણીઓની પુરેપુરી ખાતરી કરવાને થકી જવાન શાહજાદાએ પોતાનો એહવાલ કહ્યો, અને ખુદાતાલાએ કેવા ચમત્કારથી પોતાનો જાન બચાવ્યો હતો તેનું વર્ણન કીધું. તેને મુખથી આ સર્વ બયાન સાંભળીને પેલા અમલદારો અચરત થયા, તેઓ શાહજાદાના પાઉં ઉપર માથું મુકવા અને તેના હાથ પોતાનાં આંસુથી તર કરવા લાગ્યા.

તેઓ બોલ્યા કે "અય નામદાર, તુંજ અમારો પાદશાહ છે; તું અમારા હકદાર પાદશાહનો બેટો છે, અને આ કરતાં વધારે સારી

સર્જતને તું લાયક છે. પણ અફસોસ ! જે દરબારમાં મોત સિવાય બીજું કંઇ તને મળનાર નથી ત્યાં તું શું મેળવવા આવ્યો છે ? જે જે ઘાતકીપણું તારી ઉપર ગુજારવામાં આવ્યું છે તે તું યાદ કર; તારી સાથે કેવા કેવા પ્રપંચો રમાયા છે અને સત્તાને બહાને તને જે અધિકાર ઉપર નેમવામાં આવ્યો હતો તે તારાં મોતનીજ જાળ હતી તેનો વિચાર કર. તું નાસી જા અહીંથી ! જ્યાં ખુબસુરત ચમ્સાદા મિસરના સુલતાનનું દિલ જીતી લઇ અમલ ચલાવે છે ત્યાં તું નાસી જા ! ત્યાંજ તને સુખ મળશે."

"અરે, અરે ! મિસર તરફ હું મારાં કદમ કેમ લંબાવી શકું ? મારા બપાવા સલીમાનશાહે તે શેહેનશાહતના પાદશાહને તો એમ કહીને ઠગ્યો છે કે હું તેનો નબીરો તો મારા કાકાના ખૂની હાથ ઉપર માર્યો ગયો હતો. હવે જો હું જીવતો છું એમ જાહેર થશે તો હું તેમજ મારી માદર ઠગારાં સાબેત થઇશું."

"તું સાચું કહે છે," પેલા અમલદારોમાંનો એક બોલ્યો, "પણ જો તને મિસરમાં છુપ્યો રહેવાનીબી જરૂર થઇ પડે તોપણ તેથી ફાયદો એ થશે કે તારા કાકાના હાથમાંથી તું સલામત છટકી જશે, કેમકે તું જીવતો છે એમ જ્યારે તે જાણશે ત્યારે તેના ઘાતકી એજાબમાંથી તું બચવા પામશે નહિ."

શાહજાદાને મળેલી આ શિખામણને પેલા અમલદારોમાં જે સર્વથી વડો હતો તેણે પણ ટેકો આપ્યો, અને તેને મિસર ખાતે નાસી જવાની ઓજારખ્વાહી કીધી. તે શાહજાદાના પગપર પડીને બોલ્યો કે "ઓ મારા સાહેબ અને પાદશાહ ! અય સલીમાનશાહના એકનાએક અને ખરા વારેસ ! અરે ! મારા જેવો ગુલામ, જે ત્રીશ વરસ સુધી તે મર્હુમી પાદશાહનો ફરમાંબરદાર હતો, જેણે તે સાહેબની તમામ ખુબીઓ પોતાની નજરે દીઠેલી હતી, તથા તેની મેહરબાનગીઓ મેળવેલી હતી, તે ગુલામે શું આજે તને આવી મુસીબતમાં આવી પડેલો જોવો સજાવર છે ! શું સર્જત ત્યારે તે મર્હુમી શાહનો તેનાં મરણ પછી

પણ પીછો છોડતી નથી ? અય વહાલા શાહજાદા, નાસ ! અને જબરી જબરી મુસીબતો તારી ઉપર આવી પડે ત્યાંસુધી અહીં થોભ ના !"

હવે પેલા સરદારોમાંનો દરેક જણ શાહજાદાને જોઇતી દરેક ચીજ પુરી પાડવા માટે આતુર થયો. એક જણે તેનું બદન ઢાંકવા માટે પોતાનું એક વસ્ત્ર કહાડી આપ્યું; બીજાએ પોતાની ખોરાકીમાંથી થોડીક તેને બાંધી આપી; અને પછી સઘળાઓએ પોતપોતા વચ્ચે એક નાની રકમ ભેગી કરીને તેની મુસાફરીના ખર્ચને થકી તેને હવાલે કીધી. તે કમનસીબ શાહજાદો તેઓની આ મેહરબાની તથા સલાહનો લાભ લઇને પછી તેઓથી છુટો પડયો. પણ પેલાઓ પોતાની વફાદારીની સાબેતીઓ દેખાડયા વિના તેનાથી છુટા પડયા નહિ. શાહ સલીમાને ખોદાતાલા ઉપર એતેકાદ બાંધીને પોતાની મુસાફરી શુરૂ કીધી.

ઘણા દહાડા સુધી કંટાળાભરેલી સફર ચાલુ રાખીને પછી તે અંતે મિસાર ખાતે જઇ પુગ્યો, જયાં તેની માદર ચમ્સાદા અમલ ચલાવનાર રાણી હતી. જ્યારે તે પાયતખ્ત કૈરોની નજદીક જઇ પુગ્યો ત્યારે તેને તે મોટાં શેહરમાં દાખલ થવા ગમ્યું નહિ, કેમકે તેને બીક લાગી કે મબાદા હું ઓળખાઇ આવીશ. એટલામાટે તે શેહરમાં દાખલ થવાના રસ્તાથી થોડેક દૂર આવેલાં એક ગામમાં થોભ્યો અને ત્યાંના કોઇ માતબર રહેવાસીની નોકરીમાં રહેવાની ધારણા રાખી અંતે ત્યાંના એક ખેડુતનાં ઢોર ચરાવવા માટેની નોકરીમાં રહેવાની તેણે માગણી કીધી, અને તે માટે કંઇ મોટાં દામની આર્જુ નહિ રાખેલી હોવાથી તે કબૂલ રાખવામાં આવી. એ રીતે આ કંગાલ જગા ઉપર તે છુપી જિંદગી ગુજારવા લાગ્યો, અને પોતાના શેઠને ખાતાં વધે તે રોટલો ખાઇ મુસ્કેલીથી પેટ ભરવા લાગ્યો.

## બેટા માટે માતાની શોધ.

પણ આ રીતે જ્યારે ઇરાનનાં તખ્તનો પાદશાહ આવી વિચિત્ર હાલતમાં આવી પડેલો હતો ત્યારે તેની માદર રાણી ચમ્સાદા

શું કરતી હતી? આ દુખી માતાની-બેચેની દરરોજ વધતી જતી હતી. પોતાના બેટા તરફની મોહબત અને પોતાના મર્હુમી કાકાની ઇજ્જત ખાતર પોતાના ખાવિંદથી પોતાના બેટાની હસ્તીની વાત છુપી રાખવાનો ભેદ, એ બે વચ્ચેની જાથુકની અથડામણુને લીધે તેણીની હાલત તેના બેટા શાહ સલીમાનના જેવીજ દુખભરેલી થઇ પડેલી હતી. સુલતાન બેન્સીરાકની દરબારમાં સલીમાનશાહનો એક જાદુ ગુલામ હતો, જે મિસર ખાતે રાણી ચમ્સાદ્દાની જોડે આવ્યો હતો, અને જે તે વખ્તથીજ તેણીની નોકરીમાં રહ્યો હતો, તેની ઉપર તેણીનો પુર ઇતબાર હતો, અને આ નાજુક માતા પોતાના દુખની વાત વારેઘડીએ તેની આગળ કરતી હતી. એક દહાડે તેને એકલો જોઇને તેણીએ તેને પોતાની આગળ આવવાની ઇશારત કીધી.

"અય ભાઇ," તેણી તેને કહેવા લાગી, "મારા બેટા તરફ હું કેવું વહાલ ધરાવુંછું તે તો તું જાણેછે." વળી એ વાત જાહેર પડવાની હું કેટલી ધાસ્તી રાખું છું તેબી તું જાણે છે. અને તોપણ તેનું શું થયું તે જાણવા થકી તેં કશાં પગલાં ભર્યાં નથી."

"રાણી સાહેબ!" પેલા ગુલામે પોતાને મળેલા ઠપકાના જવાબમાં કહ્યું, "જે વાતની તું બાતમી મેળવવા માગે છે તે બહુ મુશ્કેલ છે; અને કયે રસ્તે હું તે શાહજાદા વિશે ખબર મેળવું તેની મને સમજ પડતી નથી. તું જાણે છે તો ખરી કે તેનાં મોતની ખબર સલીમાનશાહે આપી તે તેં પણ મંજુર રાખેલી છે. હવે જો કોઇ એતેફાકથી તારો બેટો અહીં આવવા પામે તો તે તેજ છે એમ તું કેમ સાબેત કરી શકશે? લોકમત એ વાત કેમ કબુલ રાખશે?"

"અરે જો ખુદા કરેને મારો બેટો અહીં આવવા પામે તો તેને હું મારી નજરે નહિ જોઇ શકું તોપણ હું ઘણીજ ખુશહાલ થાઉં! તે હજુ હૈયાત છે એટલીજ વાત જો હું જાણું તો તેથી મને પુરતો આરામ અને સુખ મળે."

"રાણી સાહેબ!" પેલો ગુલામ બોલ્યો, "તારી ખાતર મારો જાન કુર્બાન કરવાને હું તૈયાર છું. હવે મને ફરમાવ કે તું શું કરવા માંગે છે?"

"મારા ખજાનામાંથી તારે ગમે એટલું જર લે; તારી મુસાફરીને માટે તને દુરસ્ત લાગે એટલું તું લે; અને ઇરાન જઇ મારા બેટાને અહીં તેડી લાવ."

"આ જગા ઉપર ડહાપણનો જેટલો ખપ છે તેટલો જરનો નથી," પેલા ગુલામે દાનાઇથી જવાબ આપ્યો; "તું નામદાર જે કામ મને સોંપે છે તે માટેની મુસાફરીનું સુલતાનને કંઇ ખાતરી ભરેલું કારણ દેખાડવું જોઇયે. તું જાણે છે કે સુલતાન મારા ઉપર બહુ મેહરબાનગી રાખીને મને નવાજે છે, અને તેની નોકરીમાં હોવાથી તે નામદારની ખાસ પરવાનગી મેળવ્યા વિના મારાથી અહીંથી નિકળાય એમ નથી. બાહેરથી સાચ્ચું લાગે એવું કોઇ બહાનું બતાવી તારે આ પરવાનગી મને અપાવવી, પણ તે બહાનું એવું હોવું જોઇયે કે તે બાબે સુલતાનને કશો શક પડે નહિ, એટલુંજ નહિ પણ વળી તે નામદાર તરત પરવાનગી આપે એવું તે મજબૂત પણ હોવું જોઇયે. તારે તેને એમ સમજાવવું કે તારા ખાવિંદનાં મોતની આગમજ જાગેલાં તુફાન દરમિયાન તેં એક એવી જગાએ કીમતી ઝવેરાતોનો દાબડો છુપાવેલો છે કે જે જગા હું ગુલામ સિવાય બીજા કોઇને ખબર નથી. તું કહેજે કે આ ઝવેરાત કોઇ પારકાના હાથમાં જતું અટકાવવા માટે તું અહીં મંગાવી લેવા માંગે છે, અને તે શોધી લાવવા માટે ઇરાન ખાતે મને મોકળવાની પરવાનગી આપવા તું નામદાર સુલતાનને વિનંતી કરજે. એટલું થયું કે પછી બાકીનું હું ફોડી લઇશ."

પોતાના ગુલામના ભક્તિભાવ વિશે રાણીની ખાતરી થઇ અને તેણે આપેલી સલાહ માન્ય રાખીને તે અમલમાં મૂકવા માટે તેણી એકદમ સુલતાન પાસે ગઇ, અને પેલા ગુલામને ઇરાન જવાની રજા મેળવી આપવામાં તેણીને કશી મુસ્કેલી નડી નહિ. આ ઉપરથી તે વફાદાર કાસદ ઇરાનમાં પોતાને કોઇ ઓળખી પાડે નહિ એટલા માટે એક સોદાગરનો વેશ ધારણ કરીને પોતાનું કામ સરંજામ ઉતારવા માટે જલદીથી કુચ કરી ચાલ્યો. કેટલીએક જેહમત પછી તે પાયતખ્ત

ઇસ્ફહાન ખાતે જઇ પુગ્યો, અને શાહ સલીમાનનું શું થયું તે બાબે પરપુછ કરતાં પ્રથમ તેને બહુજ દુખભરેલા સમાચાર મળ્યા.

એ પછી થોડેક દિવસે મહેલને લગતા બાગોમાં તે ફરતો હતો તેવારે જે અમલદારોએ શાહજાદાને મિસર નાસી જવાની બલામણ કીધી હતી તેઓમાંનો એક જણ પેલા ગુલામની નજરે પડી ગયો. સલીમાનશાહના અમલ વેળા બંને જણે ભેગા રહી નોકરી બજાવેલી હતી માટે બેઉએ એકબીજાને પીછાન્યા, અને પછી તેઓ વાતે વળગ્યા.

"તું મિસરથી આવ્યો છે કે?" પેલા ઇરાની અમલદારે પુછ્યું; "ત્યારે તો તું શાહ સલીમાનને મળ્યો હશે?"

"શાહ સલીમાન? તેને માર્યો ગયાની જે ભયંકર વાતો મેં સાંભળી છે તે પછી તે જીવતો હોય એમ કદીબી બને!" પેલા ગુલામે અચરતી બતાવી.

"હા, હા, તે ખચીત જીવતો છે. એ વાત અમે કેમ જાણી તે હું તને ખાનગી રીતે જણાવુંછું તે સાંભળ."

આમ કહીને પેલા અમલદારે તે ગુલામને શાહજાદાને લગતી સર્વે વાતોથી વાકેફ કીધો, અને પોતા સાથ તથા બીજા અમલદારો સાથ તેનો ભેટો કેવી રીતે થઇ ગયો હતો અને તેઓની સલાહ માનીને તેણે મિસરનો રસ્તો કેવી રીતે એખ્તિયાર કીધો હતો તે સર્વે માંડીને કહ્યું.

આ હકીકત સાંભળીને પેલો વેશધારી સોદાગર બહુ ખુશ થયો, અને હવે તેણે પોતાના આગળા સોહબતીને પોતાના વિશ્વાસમાં લઇને ઇરાનમાં પોતે જે કારણસર આવ્યો હતો તેને લગતો તમામ ભેદ જાહેર કીધો; અને પછી મિસર ખાતે પાછો ફરવા થકી રજા માગી. પોતાની આ વળતી મુસાફરી દરમિયાન તે જે જે જગાએથી પસાર થયો ત્યાં ત્યાં તેણે પેલા જવાન શાહજાદાના સંબંધમાં બારીક ખોળ ચલાવી, અને તે જવાને પહેરેલા પોશાકનું પેલા અમલદારે જે બયાન આપ્યું હતું તે બયાન પોતાની આ ખોળ દરમિયાન તે આપવા

લાગ્યો. એમ કરતાં તે એક એવાં ગામમાં આવી પુગ્યો કે જ્યાં શાહજાદાને મળવાની તે વકી રાખતો હતો; પણ ત્યાં તેના સંબંધમાં કોઇપણ ધણીએ તેને કશી બાતમી આપી નહિ ત્યારે તે બહુ અચરત થયો. આથી તે પોતાની મંજલ આગળ કાપવા માટેની તૈયારી કરતો હતો. એટલાંમાં શેહરની બાહેર નિકળતાં તેણે એક જવાન માણસને એક દરખ્તના છાંયડા તળે સુતેલો દીઠો, જેની પડોશમાં થોડાંએક મેંઢાં ગુપચુપ ચારો ચરતાં હતાં. આ ગરીબ બાપડા તરફ તેણે એક દયાની નજર ફેંકી, જેનાં ફાટાંતુટાં લુગડાં ઉપરથી જણાતું હતું કે તે મુફલેસ હતો.

"અફસોસ!" તે પોતાને મનથી બોલ્યો; "જે ધણીને હું શોધું છું તે ધણી આ જવાન હોય એતો કેવળ અશક્ય છે. આતો બેશક કોઇ કંગાળ ભરવાડનું ફરજંદ નજર આવે છે. એ તો મહેનત બરબાદ કીધા જેવું છે; તોપણ એ જવાન માણસને ઉઠાડીને, જે ધણીની શોધમાં હું છું તેને વિશે પરપુછ કરવામાં ગયું શું? ગમે તેટલી નિરાશી મળશે તોપણ પુછવું તો જોઇયેજ."

આમ વિચાર કરીને પૈલા ગુલામે તે સુતેલા જવાન ભરવાડને જગાડયો, અને જે સવાલો તે દરેક ગામમાં બીજા ધણીઓને પુછતો હતો તેજ સવાલો તેણે તેને પણ પુછયા, જેમના ઉતરમાં તે ભરવાડ આ મુજબ બોલ્યો :—

"આ ઠેકાણે હું તો પરદેશી છું, પણ જે બયાન તું આપે છે તે ઉપરથી જો હું ભૂલ નહિ કરતો હોઉં તો મને એવું લાગે છે કે તુ જે ધણીની શોધમાં છે તે ઇરાનનો જવાન પાદશાહ અને સલીમાન શાહનો નબીરો શાહ સલીમાન છે. તેના બાપનું ખૂન તેના ધાતકી ભાઈ બાલાવને કીધું હતું, અને તેજ ખૂની આજે તેનાં તખ્ત ઉપર જબરદસ્તીથી ચહડી બેઠો છે. તું જેની શોધમાં છે તે જ્યારે બાળક હતો ત્યારે તેજ ખૂનીએ તેનાં પાળણાંમાં તેને જખમી કીધો હતો, તોપણ તે કમનસીબ બાળકની જિંદગી ખુદાએ બચાવી હતી."

આ સખુનો બોલનાર જવાન શાહ સલીમાન પોતેજ હતો, કે જે પેલા ગુલામની પુછપરછના ભેદથી અજાણ્યો હોવાથી તેની આગળ પોતે ખુલ્લો પડવાથી બીતો હતો. તેના ઉપલા ખુલાસા છતાં ગુલામે તેને પીછાન્યો નહિ.

"યા ખુદા!" તે અચરત થઇ પુકારી ઉઠયો; "શાહ સલીમાનનું નામ તારે મ્હોડે નિકળતું સાંભળીને મને કેટલી બધી ખુશાહાલી પેદા થાય છે! અય જવાન, તેં કેમ જાણ્યું કે મિસરથી ઇરાન ખાતેની મારી મુસાફરીનું કારણ શાહ સલીમાન છે? તને એ બિનાથી કોણે વાકેફ કીધો હશે? ત્યારે તે કમતાલેના શાહજાદાનું શું થયું તેથી તું વાકેફ છે શું? શું મારી આતુરતા અને જેહમતનું ફળ મને ત્યારે અંતે મળશે ખરૂં કે? મને તે મારા પાદશાહનો ભેટો કયાં થશે?"

જ્યારે શાહ સલીમાનની ખાતરી થઇ કે જે ધણીની સાથે તે વાતે વળગેલો છે તે તો તેની માદર તરફનો કાસદ છે, ત્યારે તેને લાગ્યું કે હવે મારે ખુલ્લો પડવું જોઇયે. આમ વિચાર કરીને તે બોલ્યો કે "શાહ સલીમાનને શોધવા ખાતર તું આખી દુનિયા ઢુંડી વળશે તે ફોકટ છે, કેમકે જે તારી જોડે હમણા વાતો કરે છે તે તેજ છે."

આ સખુનો સાંભળતાંજ પેલો ગુલામ પોતાના પાદશાહને પગે પડયો, અને તેના દસ્ત આંસુ તથા બોસાઓથી ભરી નાખ્યા. તે બોલ્યો કે—

"આહા! રાણી ચમ્સાદા હવે કેવી ખુશહાલ થશે! હું કેવી ખુશવકતીભરેલી ખબર તેની આગળ લઇ જનાર થઇશ! અય મારા શાહજાદા! તું થોડો વખ્ત અહીંજ થોભ; કેમકે તને મારી જોડે લઇ જવા થકી જોઇતી દરેક ચીજ હું લઇ આવું."

આમ બોલીને તે ઝડપથી ગામમાં ગયો અને ત્યાંથી શાહ સલીમાનની ખાતર એક જીન સાથનો ઘોડો અને લાયક પોશાક લઇ આવ્યો; અને પછી તેઓ બંનેએ મોટા કૈરો શેહેર તરફનો રસ્તો

લીધો. પણ તેઓની મુસાફરીમાં એક નહિ ધારેલી ખલલ થઇ. વચમાં આવેલું બિયાબાન પસાર કરતા હતા તે વેળા ચોરોએ તેમને ઘેરી લીધા, તથા પકડીને તેમની કનેની મતા લૂટી લીધી અને તેઓને એક કુઆમાં ઉતાર્યા. આ બીઆમણી જગાએ બંધ થવાથી પેલો ગુલામ ફરિયાદ અને જારી કરવા લાગ્યો.

"અરે, તુ એટલો પુકાર શા માટે કરે છે?" શાહજાદાએ પુછયું. "શું મરવાની તને બીક લાગે છે કે?"

"મોતનો મને શાનો ભય?" ગુલામે જવાબ દીધો; "પણ તારૂં કિસ્મત હજુ તારા ઉપર રૂઠેલું છે તે જોઇને મને દુખ લાગે છે. દુખી ચમ્સાદાને જે ખોટ જાય તે હું થંડે પેટ બેસીને કેમ જોયા કરૂં?"

"હિમત પકડ, હિમત!" શાહજાદાએ કહ્યું. "ખુદાતાલાના હુકમ મારે બજા લાવવાજ જોઇયે. જે કાંઇ મારા ઉપર વિત્યું છે તે મારી જિંદગીની કેતાબમાં લખેલુંજ હતું; અને જો આ ડરામણાં રેહાણમાંજ મારા બાકીના દિવસો મારે ગુજારવાની સર્જત હશે તો કોઇબી આદમજાદની તાકાત નથી કે મને એમાંથી બચાવી શકે. એટલા માટે મારા ઉપર જે કાંઈ ગુજરે તે તાબેદારીથી સહન કરવાની મારી ફર્જ છે."

આ બીઆમણી જગાએ ઉપર જેવા વિચારો સાથ તે નેકી ભરેલા શાહજાદા અને પેલા ગુલામે બે દહાડા અને બે રાત ગુજારી, પણ એ મુદત દરમિયાન ખુદાતાલાનો મેહરબાન હાથ શાહ સલીમાન ઉપર હતો. તે સાહેબની કરમ બક્ષેશથી એતેફાક એવો બન્યો કે મિસર દેશનો સુલતાન જે એક હરણી પુઠે લાગ્યો હતો તે તેણીની શોધમાં તેજ કુઆ આગળ આવી પુગ્યો, જેમાં શાહજાદાને કેદ કીધો હતો. તે પ્રાણી એક ખૂનખાર તીરથી જખમી બનીને પેલાજ કુઆના કાંઠા આગળ ગરવા આવી સુતું.

હવે સુલતાન સાથના શિકારીઓમાંનો એક બીજાઓ કરતાં ઝડપથી ત્યાં નિકળી આવ્યો, એવી મતલબથી કે પેલો શિકાર હાથ કરે. જ્યારે તે નજદીક આવી પહોંચ્યો ત્યારે કુઆને તળિયેથી દુખભરેલા

પુકાર નિકળતા તેણે સાંભળ્યા. એ બાબે પોતાની ખાતરી કરી લઇને તે વિશેની ખબર આપવા તે પાદશાહની સામે દોડયો, જે પેલી હરણીની શોધમાં પોતાના રસાલાં જોડે પેલાજ કુઆ આગળ દોડયો આવતો હતો. તેના હુકમથી થોડાક માણસો કુઆમાં ઉતર્યા અને શાહ સલીમાન તથા પેલા ગુલામને બાહેર ખેંચી કહાડયા, અને જે દોરડાં વડે તે બાપડાઓને બાંધીને અંદર નાખેલા હતા તે કાપી નાખીને તેઓને હોશમાં લાવનારો દારૂ પાયો. જેવારે તેઓ હુશિયાર થયા અને પોતાની આંખ ઉઘાડી જોવા લાગ્યા તેવારે તેઓમાંના એક (યાને ગુલામ)ને સુલતાને પોતાના એક અમલદાર દાખલ પીછાન્યો.

"અરે, શું તું રાણી ચમ્સાદાનો વિશ્વાસુ નોકર હતો તેજ કે?" પાદશાહે તેને પુછયું.

"હા, જેહાંપનાહ! તે હુંજ છું!" પેલાએ ઉત્તર દીધો.

"વારૂં તું આવો બરગશ્તે હાલ કેમ થયો?"

"ઇરાનમાં જે ખજાનો લેવા મને મોકલ્યો હતો તે લઇને હું પાછો ફરતો હતો એટલાંમાં ચોરોએ મને લુટી લીધો અને જીવતો આ કુઆમાં હોમાવી દીધો.

"ત્યારે આ જવાંમર્દ કોણ છે?" સુલતાને પુછયું.

"તમો નામદારની વહાલી મોહરદારની દાયાનો એ બેટો થાય છે. એને નોકરી અપાવવાની મતલબથી હું તું નામવરની દરબારમાંજ મારી જોડે લાવતો હતો."

આ પછી તે બંને કમનસીબ જીવડાઓને ઘટતો ખોરાક આપવામાં આવ્યો, જે તેઓએ ખાધા પછી સુલતાન પોતાના મહેલમાં પાછો ફર્યો. તે તરત ચમ્સાદાની આગળ ગયો, અને પોતે જે કાંઈ જોયું હતું તેનું બયાન કરતાં ખબર આપી કે તેણીનો ગુલામ એક જવાન શખ્સ સાથ પાછો ફર્યો હતો, અને તેણીનો તમામ ખજાનો ચોરો લુટી ગયા હતા. જ્યારે રાણીએ જાણ્યું કે પેલા બંનેને મુસ્કા બાંધી કુઆમાં હોમાવ્યા હતા ત્યારે તેણીની દિલગીરીનો પાર રહ્યો.

નહિ. તેણીએ બાહેરથી શાંતિ એખ્તિયાર કરીને પોતાનો ગમ છુપાવ્યો, તોપણ તેણી દુખી છે એવું તેના ચેહરા ઉપરથી જણાઈ આવ્યા વિના રહ્યું નહિ. સુલતાન તેણીની તરફ જોતોજ હતો, તેણે જાણી લીધું કે તેણી પોતાની દિલગીરી છુપાવવાની તજવીજ કરતી હતી. તેનું આ દુખ શું છે તે જાણી લેવાની ખાહેશથી તેણે તેણીને આ મુજબ પુછ્યું.

"ચમ્સાદા, એ શું છે? તને શું દુખ છે?. તારો ખજાનો લુટાઇ ગયો તેથી દુખી થાય છે કે શું? શું મારો ખજાનો તે કાંઇ તારો પોતાનો નથી?"

"અય જાહે જલાલીભરેલા પાદશાહ!" તેણીએ ઉત્તર દીધો, "હું તારા જાનના કસમ ખાઇ કહું છું કે હું જેટલી મારો ખજાનો ગયાથી દુખી થતી નથી તેટલી બાપડા ગુલામ ઉપર પડેલાં સંકટોથી દુખી થાઉંછું, જેનાં સંકટોનું કારણ હું પોતે થઇ પડી છું. મારૂં દિલ બહુ નબળું છે, અને તું જાણે છે કે બીજાઓનું દુખ જાણીને મને કેટલું બધું લાગી આવે છે."

એ પછી જેમ જેમ પાદશાહ પેલા કુઆને લગતા બનાવની હકીકત આગળ લંબાવતો ગયો અને જેમ જેમ તેણીએ જાણ્યું કે તેમાં નાખેલા ગુલામ અને જવાંમર્દને ઉપર સહીસલામત ખેંચી કહાડવામાં આવ્યા હતા, તેમ તેમ તેણીના ચેહરા ઉપર પાછી શાંતિ પંથરાતી ગઇ, અને જેવારે તમામ એહવાલ કહેવાઇ રહ્યો તેવારે તેણી તદન સંતોષી જણાઇ.

"મારી વહાલી ચમ્સાદા, સંતોષ પકડ!" પાદશાહે તેણીને દિલાસો આપ્યો; "અગરજો મારી કને જે સઘળું છે તે તારા ઇરાનવાળા ખજાનાની ખોટ પુરવાને પુરતું નહિ હોય તો યાદ રાખજે કે તારી કને એક જણ એવો છે કે જે પોતાનાં દિલની મોહબતમાં કેવળ અખૂટ છે, અને જે દિલ તેણે તનેજ અર્પણ કરેલું છે."

આમ બોલીને તે ત્યાંથી વિદાય થયો. ચમ્સાદાએ હવે એકલી પડતાંજ પોતાના પેલા વિશ્વાસુ ગુલામને બોલાવી મંગાવ્યો, અને તેને

પુછવાથી તેણે શાહજાદા ઉપર વિતેલી સર્વ વિગતો પોતાને કેમ જાહેર થઇ હતી તે સર્વનું બયાન કહી સંભળાવ્યું, તથા તેને તેના કાકાએ માંડેલા ફાંદામાંથી અને તેણે ગુજારેલાં ઘાતકીપણાંમાંથી ખોદાતાલાએ કેવી રીતે બચાવ્યો હતો તે પણ કહ્યું. તથા વળી પેલા કુફ્ર લોકોના જુલમાતની, તેમજ જે બુર્જ ઉપરથી પડવાથી અત્યાર સુધીમાં એકબી મુસલમાન સલામત બચી ગયો નથી તેજ બુર્જ ઉપરથી પડવા છતાં શાહજાદો અફળાઈ મરનાર તો બચી ગયા પછી પુર એતેકાદથી ખૂની બાલાવનના કાબુમાં પોતે પાછો જવાને કેવો તૈયાર થયો હતો તે સર્વ બિના કહી સંભળાવી. શેવટે પોતાને શાહજાદા જોડે કુઆમાંથી બાહેર ખેંચી કહાડયો, તે જવાનને મિસરના સુલતાને જોયો, અને તેણે તે નામદારની અજાયબી કેવી ઉસ્કેરી હતી તે સર્વનું પણ બયાન કીધું. એટલાંમાં રાણીએ તેને આગળ વધતો અટકાવ્યો.

"જેવારે સુલતાને તને પુછ્યું કે આ જવાં મર્દ કોણ છે, તેવારે તેં શો જવાબ આપ્યો?" તેણીએ આતુરતાથી પુછ્યું.

"અફસોસ! હું જુઠું બોલ્યો હતો, નામવર રાણી; અને હું અર્જ ગુજારૂં છું કે મારી એ તકસીર તમો માફ કરશો. મેં પાદશાહને એવો ખુલાસો કીધો કે આ જવાન તો રાણી ચમ્સાદાની એક દાયા હતી તેનો દીકરો થાય છે, અને તે પાદશાહની ખિદમતમાં રહેવાની ઉમેદથી આવેલો છે." આમ બોલીને પેલો ગુલામ રાણી તરફના ઠપકાની વકી રાખતો ધ્રુજતો ઉભો.

"અય મારા ડાહ્યા અને નિમકહલાલ રફીક!" ઠપકાને બદલે શાબાશી આપીને રાણી બોલી, જે વેળા તેણીની આંખમાં હરખનાં આંસુ આવી ગયાં અને ખુશહાલીથી તેણીની છાતી ભરાઇ આવી. "મારા જેવી એક નાજુકમાં નાજુક માતાની જે સેવા તેં બજાવી છે તેનું એહસાન હું કેમ વાળી શકીશ? મારા બેટા ઉપર મેહરબાન રહેજે. તારી ચતુરાઇ અને ઉલટ જોઇને હું તેને તારે હવાલે આપું છું.

તેં જે સેવા અત્યાર આગમજની બજાવી છે, અને જે કાંઇ તું હવે પછી બજાવશે, તેનો આભાર હું કદી ભૂલીશ નહિ."

"રાણી માતા! તમારા બેટાને થકી ભલામણ કરવાની કશી જરૂર નથી. મારા પાદશાહોનાં ફરજંદ તરફ મારી શી ફરજ છે તે હું સારી પેઠે સમજું છું. અને તું નામદારને થકી હું નહિ બજાવી શકું એવું કંઇ નથી."

હવે પેલા ગુલામે આપેલી આ કબૂલાતો કાંઇ ખાલી બકવાદ ન હતી. તે બીચારો કાંઇ સરફરાજી હાંકનારો દરબારી ન હતો. પેલો જવાન શાહજાદો દુખ અને થાકથી ગળાઇ ગયો હતો માટે તેની તનદુરસ્તી પાછી હાંસલ કરવા માટે તેની સંભાળ લેવાની જરૂર છે એમ વિચારીને તે એજ કામ પાછલ મંડયો રહ્યો. શરીરને ગુણ કરે એવો અને હલકો ખોરાક, હમામમાં સ્નાન, મધ્યમસરની કસરત, એ સઘળાં વાણાંથી રફતે રફતે તેને પાછું કુવત આવતું ગયું. પછી કુદ્રતે પોતાનું કામ બજાવ્યું; તેનાં તને અને મને પોતાનું અસલ કુવત હાથ કીધું, તેનો ચેહરો પાછો અસલ માફક ખુબસુરત બન્યો, અને એ રીતે એક ખુબસુરતમાં ખુબસુરત રાણીને તેણીનો દુનિયામાં સર્વથી ચેહરેનમુન બેટો પાછો મળ્યો.

પાદશાહે તેનો ખવાસ પોતાના જેવોજ જોઇને તેના ઉપર માયા દેખાડવા માંડી, અને તેને જલદીથી પોતાના બીજા ખાસ ખિદમત-ગારોમાં વડપણ આપ્યું. થોડાજ વખ્તમાં તે પાદશાહની સેવા ઉઠા-વવા માટે એટલો તો અવશ્યનો ખિદમતગાર થઇ પડયો કે તેને એકલાનેજ તે નામદારના ખાનગી ઓરડામાં દાખલ થવાની પરવાનગી મળી. પાદશાહ ઘડી ઘડી તેની ખુબીઓનાં વખાણ ગાતો હતો, અને પોતાની દરબારના અમીર ઉમરાઓ આગળ તેની તારીફ કરીને તે જેવો પોતાને વહાલો હતો તેવોજ તેઓનોબી તેને વહાલો બના-વવાની તજવીજ કરતો હતો.

## માતાનો પ્યાર કે કાંતેલ તલવાર?

આ સઘળી દિલ બહેલવનારી તારીફની વાતો ચમ્સાદાના કાન ઉપર આવતી ત્યારે પોતાના બેટાને ખોવા અને તેને બદલે એક પારકા જવાન દાખલ તેની સ્તુતિ થવાથી તેણીનાં દિલમાં તરેહવાર જુસ્સા પેદા થતા હતા. તેણી વારેઘડીએ તેને દેખતી હતી, પણ એકબી મોહબતની નજર તેના ઉપર ફેંકવાની તેણી હિમત કરી શકતી ન હતી. પોતાનાં દિલની મોહબતને અટકાવમાં રાખવાની તેણીને ફર્જ પડતી હતી, અને તેના તરફની પોતાની માયાળુ લાગણીની કશી દેખાઇતી નિશાની તેણી તેને જાણવા દેતી ન હતી. દરરોજ તેણી તેને જતો આવતો જોતી હતી અને કોઇ એવી પળની છુપી રીતે વાટ જોતી હતી કે જયારે તેને પોતાની ગોદમાં લઇને તેને પોતાનાં મનની વાર્તાથી વાકેફ કરે. એમ કરતાં એક દહાડે તે તેણીનાં એવાનના દરવાજા આગળથી પસાર થઇ જતો હતો, જે વેળા કોઇ પોતાને જોતું નથી એમ સમજીને તેણી, પોતાના બેટાને લાંબી મુદતે મળવાથી પેદા થતી ખુશહાલીના જુસ્સાને તાબે થઇને, તેની ગર્દન ઉપર પોતાનું સર નાખીને પડી, અને તે ખુશવક્તીભરેલી ઘડીએ લાંબાં વરસોનું દુખ ભૂલી ગઇ.

આ રીતે કુદ્રતની સર્વથી મધુર લાગણીની મજાહ તે હેતવંતી માતા ભોગવતી હતી તે વેળા ભય તેની આસપાસ ફરી વળેલું હતું. તે વેળા પાદશાહનો એક વજીર એતેફાકથી પાસેનાં દીવાનખાનામાંથી બાહેર નિકળતો હતો, તેની નજરે ઉપલો દેખાવ ઓચિંતો પડયો. આ જોઇને શો સાર કહાડવો તેની તેને સમજ પડી નહિ. એ વખ્તે ચમ્સાદાએ બુર્ખા પહેરેલો હતો તેથી પેલા જવાનની ગર્દને કોણ વળગ્યું હતું તે તે પિછાની શકયો નહિ. પણ પોતે જે એવાન આગળથી પસાર થયો તેમાં કોણ બાનુ વસે છે તે બાજે ગુલામોને પુછીને તેણે પોતાની ખાતરી કરી લીધી. પછી તે ધ્રુજતો પાદશાહની નજદીક આવ્યો, અને એતેફાકથી પોતે જે ભેદ ભરેલો બનાવ જોયો હતો તે જાહેર કરવાની આતુરતા દેખાડી. પેલો ચેહરેનમુન ખાસ ખિદમતગાર તે તેની આગમચનો પાદશાહની હજુરમાં જઇ ઉભો હતો.

"અય જાહોજલાલીભરેલા પાદશાહ!" પેલા વજીરે પોતાની હકીકત શુરૂ કીધી, "એક ગુનાહ હમણાંજ બન્યો છે અને જે બનતો મેં મારી નજરે જોયો છે, તેના ભયમાં થરથર ધ્રુજતો તું નામવર મને જુએ છે. જે મોહરદારને તું નામદારે અંતઃકરણની મોહબતથી ચાહેલી તેની વર્તણુક ઉઘાડી પાડવાની ફર્જ મારે માથે આવી પડી છે માટે, અય જેહાંપનાહ, મને માફ કરજે. તેણીનાં એવાન આગળથી પસાર થતી વેળા તારી બાજુએ જે નીચ ગુલામ ઉભેલો છે તેની જોડે બગલગીરી કરતી મેં તેને દીઠી છે."

ચમ્સાદા જેવી મોહરદાર ઉપર મોહિત થયલા સુલતાનનાં દિલમાં ઉપલી ખબરથી જે ઓચિંતું તુફાન જાગ્યું તેનો ખયાલ જે ધણી પોતાનાં દિલમાં કરી શકે તે ધણી જુસ્સાનું બળ કેટલું છે તે જાણતો નથી. શાહ સલીમાન જે ગુચવાડામાં પડયો તેથી સુલતાનનો ગુસ્સો વધ્યો, અને વજીરે કહેલી હકીકતની સચ્ચાઇ બાબે તેનાં મનમાં કશો શક હવે રહ્યોજ નહિ. તેણે તરત ફરમાવ્યું કે પેલા જવાન ખિદમતગારને તથા તેને ઇરાનથી જે ગુલામ લઇ આવ્યો હતો તેને અંધારાં બંદીખાનામાં નાખવા.

"આ તે કેવો ધિક્કારભરેલો દગો!" તે પુકારી ઉઠયો. "શું ત્યારે પેલો ખજાનો તો કેથો આ જવાન ગુલામ દેખું કે?"

પછી ઝડપથી ચમ્સાદાનાં એવાનમાં દોડી જઇને તે તેણીને આ મુજબ તાનાજનીના સખુનોથી વિંધી નાખવા લાગ્યો:—"જે બાનુની ચતુરાઇ, ડહાપણ અને મોહબત મારી દરબારની કીર્ત્તિ અને ઓરતજાત માટે નમુનો હતાં, તે બાનુ આજે કેવી બની ગઇ છે! સંપૂર્ણતાનો એ આયનો એક પળની અંદર ઝાંખો કેમ પડી ગયો? જેણી મારી ખરી ઇજ્જત હતી તેણીજ મારી આબરૂ લેનારી કેમ થઇ પડી? અને જેણી જગતની અજાયબી હતી તેણીજ તેની તાનાજનીનું કારણ કેમ થઇ ગઇ? અરે, બાહેરના દેખાવો આપણને કેવા છેત્રે છે! હવેથી દરેક ઓરત મારી નજરમાં બેશરમ ગણાશે—પછી તેણી આ જમાનાની હોય, ગયા જમાનાની

હોય, કે હવે પછીના જમાનાની હોય !" આટલું બોલીને પાદશાહ ત્યાંથી ચાલી ગયો, કેજે વખ્તે મોહબત અને અદેખાઇ વચ્ચે, ગુસ્સા અને દિલગીરી વચ્ચે, તેનો જીવ વળખાં મારતો હતો.

પોતે જે તાનાજનીના સખુનો સાંભળ્યા તેથી ચમ્સાદા અચરત થઇ, અને જે ખાવિંદને તેણી દિલોજાનથી ચાહતી હતી તે ખોટા વેહેમોને આધીન થઇ પડયો તેથી દુખી થઇ. તોપણ એ વેહેમો તેણી દૂર કેમ કરી શકે ? પોતાના કાકા સલીમાન શાહે જાણીજોઇને તેણીના બેટાનાં મરણ બાબે સુલતાનને આપેલી ખોટી ખબરને પોતે હંમેશાં ખરી દાખલ કબૂલ રાખેલી હતી, માટે પોતાના બેટાને ભારી ભયમાં લાવી નાખ્યા સિવાય તેણી તેને હૈયાત દેખાડવાની હિંમત કરી શકે નહિ. અફસોસ ! એક માણસ લાંબો વખ્ત સુધી સચ્ચાઇથી વેગળો ભટકયા કીધો હોય તો પછી સચ્ચાઇ તરફ તેને પાછો આવવાની આશાજ શી ? જે માણસ વખ્તસર અને ખરાં દિલથી પોતાના ગુનાહનો એકરાર કરી દેવાનું જાણે નહિ તે વિશ્વાસ તે કયાંથી મેળવી શકે ?

તેણી પોતાનાં મનથી અંદેશો કરવા લાગી કે "ના, ના; મારા કાકાજીની ઇજત જાળવવાની મારી ખુશી હતી અને બેશક તેમ કરવાની મારી ફર્જ હતી; હવે તેમ કીધા પછી આજે હું તેમની આબરૂને બટ્ટો લગાડવાની તજવીજ કરૂં તે ફોકટ. અય દાનાઇભરેલા શેહેન-શાહ ! અય નેકીના ખાવિંદ ! નિર્દોષ લોકોનો એકલો આશ્રા તુંજ છે, અને તેથી હું મારા હાથો ઉંચા કરીને અને મારૂં દિલ ઉડાવીને હું તારી મદદ માંગું છું. આગળ જેવારે મારો કમનસીબ બેટો મોતની જાળમાં ચોતરફથી ઘેરાઇ ગયો હતો ત્યારે તું સાહેબે તારા અણુદીઠ હાથથી તેનું રક્ષણ કીધું હતું. હવે જોકે તે બેગુનાહ છે તોપણ પાછો તે મોતના ફાંદામાં ફસે છે. તેના બરગસ્તે સેતારાને લીધે મારો વિશ્વાસુ ગુલામ, હું પોતે અને મારો ખાવિંદ સુલતાન પણ દુખમાં આવી પડયાં છિયે. આ મારા ખાવિંદ એમજ સમજે છે કે અમે મા દીકરાં ગુનેહગારજ છિયે, અને તે માટેની દેખઇતી સાબેતી મળી ચૂકી છે. આથી એ બિચારા ઘણાજ દુખી થઇ ગયા છે. ઓ

ખુદા! વેહમનાં સંકટમ થી તું અમારો છુટકારો કર, અને હે મોટા પેગામ્બર! અગરજો તારા ઉપર ખરો એતેકાદ લાવી તારી દીન પાળનારાઓનો તું વાલી હોય—અગરજો તેઓ તરફની તારી સર્વ પ્રાર્થના ખોદાને બાર કબુલ રખાતી હોય—તો આ મારી અર્જગુજારી તે ઇનસાફના ખાવિંદની દરગાહમાં પહોંચતી કર! અને જેવારે આખી દુનિયાનું ડહાપણુ જે ઘાતક ગાંઠથી અમે બંધાયલાં છિયે તેને છોડી શકે એમ નથી તેવારે તો અમારી ઉપર મેહરબાન થઇ અમો તરફથી તારી ભારી સત્તા વાપર."

આ રીતની અર્જગુજારી કરીને તેણીએ પોતાનો કુલ એતેકાદ પાક પરવરદેગાર ઉપર બાંધ્યો, અને હવે શું બને છે તે ધીરજથી જોવા લાગી.

પેલી તરફથી સુલતાનનો જાન ડામાડોલ થઇ પડયો. એક તરફથી તે ચમ્સાદાને તર્ક કરવા માંગતો હતો, ત્યારે બીજી તરફથી તેણી માટેનો તેનાં દિલનો જુસ્સો નવું બળ મેળવતો જતો હતો. આમ હોવાથી હવે શો ઇલાજ લેવો તેની તેને સમજ પડી નહિ. ગુનેહગાર ઉપર કેવી રીતે કીનો લેવો? આ માતા અને દીકરો બંને એકસરખાં ગુનેહગાર છે કે નહિ તે કેમ નક્કી કરવું? એ બેમાંથી કોણુનો જાન બચાવવો વાજબી ગણાય? જેમ ચમ્સાદા તેમજ ખિદમતગાર, એઓ બંને પોતાને જુદી જુદી રીતે વહાલાં થઇ પડેલાં હતાં, ત્યારે તે બેઉને તે કેમ મારી શકે? આવા આવા એકેકથી ઉલટા વિચારોથી દુખી થઇ તથા કંટાળો ખાઇને તે પોતાની ઉંઘ અને આસાયશ ખોઇ બેઠો, તથા તેની તનદુરસ્તી લથડી પડી; અને એ ફેરફાર જોઇને તેને ઉછેરી મોટો કરનારી દાયા, જેણી હજુ સુધી તેના જનાનામાં વસતી હતી, તે ગભરાઇ. આ બાઇ પોતાની ઉમર અને અનુભવથી ચતુર બનેલી હતી; તેના શેઠનો તેના ઉપર ઇતબાર હતો; અને તેથી જ્યારે તેણી લાયક જુએ ત્યારે તેઓની નજદીક જવાનો તેણીને હક મળેલો હતો. આ હક મુજબ હાલ તેણી સુલતાનની પાસે ગઇ.

"અય મારા બેટા, તને શું છે?" તેણીએ તેને પુછ્યું "તું આગળ હતો તેવો હાલ નથી તેતું કારણ શું? તું મોજમજાહ તર્ક કરી બેઠો છે, સ્વારી કરવા કે ફરવા જવા કે શિકારે જવા તને ગમતું નથી, તેનો શો સબબ? વળી હમણા તું દરબાર ભરતો નથી, અને જિયાફતો આપતો નથી; પોતે ખોરાકથી પેટ ભરતો ખાતો નથી. ત્યારે કહે, મારા બેટા, કઈ છુપી ગમખારી તને તાવી નાખે છે? તારાં મનમાં જેબી કઈ હોય તે મને કહે. તું જાણે છે કે તારે થકી હું જીવ કહાડી આપું; ત્યારે જો આ વાતો પુછવામાં હું ખોટું કરતી હોવું તોબી તેથી તને ડર રાખવાનું કશું કારણ નથી. વારેઘડીએ એમ બને છે કે આપણુ જાણીજોઇને આપણી આગળ ખાલી ખયાલી વિચારોને ઉઠી ઉભા થવા દઇયે છિયે, કેજે આપણુને બીવાડી મારે છે. શાયદ કે જે વિચારોએ તારૂં સુખ લૂટી લીધું છે તેમને હું એક પળવારમાં રફે દફે કરી નાખીશ. વાસ્તે, અય બેટા, તારાં દુઃખની બિનાથી મને ખબરદાર કર. ઉમેદ છે કે તે હું દૂર કરીશ."

પોતાની આ ભલી દાયા ઉપર પાદશાહને ગમે એટલો વિશ્વાસ હતો, અને તેણીના ઉત્તમ ગુણો માટે તે ગમે એટલો સારો વિચાર ધરાવતો હતો, તોપણ તેણીની આગળ પોતાનાં દુખની વાત જાહેર કરી દેવાનું તેણે દુરસ્ત ધાર્યું નહિ. જો તે તેમ કરે તો તેને ચમ્સાદાની વિરૂધમાં જબાન ચલાવવી પડે; અને એ વિચાર આવતાંજ તેણીએ તેનાં દિલમાં જે ઘા કીધેલો હતો તેમાંથી ગોયા નવેસરથી લોહી વહેવા લાગ્યું. પોતાની આ પહેલી તજવીજમાં પોતે ફતેહ નહિ પામી તેથી પેલી ચતુર ઓરત નાઉમેદ નહિ થઈ. તેણી પોતાના પાદશાહની નજરે વારેઘડીએ પડયા કરવાની તક જોતી રહી. તે તેની તરફ નાજુક લાગણીથી જોતી અને જાણે એમ બોલતી કે "એ મારા વહાલા બેટા, બોલ! તારી ભલી દાયા આગળ તારાં દિલની વાત ખોલીને કહે!" પણ તેણીની આ સઘળી કાળજીની કશી અસર થઇ નહિ.

જ્યારે તેણીએ જોયું કે આ રીતે તો હું મારી મતલબમાં ફાવતી નથી, ત્યારે તેણીને એક બીજો વિચાર સુઝ પડયો. તેણીએ

ધાર્યું કે સુલતાનની ગમખારીની ખબર ચમ્સાદાને પડી હશે, અને પોતે જે છુપો ભેદ જાણવા માંગતી હતી તે ચમ્સાદા વધારે સહેલાઇથી પોતાની આગળ જાહેર કરી દેશે, એવી અટકળ કરીને પેલી દાયા રાણી કને ગઇ, અને જે દિલગીરીમાં સુલતાન ગિરફતાર હતો તેવીજ ભારી ગમગીનીમાં તેણીએ ચમ્સાદાને પણ ગર્ક ગયલી જોઇ. તેણીનો વિશ્વાસ મેળવવા માટે પોતાથી બની આવે તેવી દરેક તાલતલાવત તેણીએ વાપરી જોઈ, પણ ફોકટ. જેમ સુલતાન તેમજ રાણી પણ પોતાના ભેદની વાત કહેતી નથી એવું જોઇને તે ભલી દાયા બોલી કે "મારી સાથે આવી ઘાતકી જુદાઇ શા વાસ્તે જોઇયે ? અય મારી બેટી, મારા આ રૂપેરી બાલ તરફ નેગાહ કર. જો જઇફી અને જમાનાથી મારૂં કપાળ કરચળી વળી ગયું છે તો તેઓથી મને પાકટ અનુભવનો પણ લાભ થયલો છે. જવાનીનો તોર હવે મારામાં રહ્યો નથી, વાસ્તે તું જો તારા ભેદની વાતથી મને વાકેફ કરશે તો મારી દાનાઇભરેલી શિખામણ તને ઘણી કામની થઇ પડશે."

આ દલીલોથી ચમ્સાદાની ખાતરી તો થઇજ નહિ, પણ પોતાનો ભેદ કહેવાની તેણીને લાલચ થઇ. તેણી બોલી કે "જે ભેદ હું ધરાવું છું તે, ઓ મારી વહાલી દાયા, ઘણોજ છુપ્યો છે. તેના વજનથી હું વાંકી વળી ગઇ છું. તોપણ તેને મારાં દિલમાંથી બાહેર કહાડવો કેવળ અશક્ય છે. પણ હું એ બાબે તારી ઉપર ઇતબાર રાખી શકીશ. તે ભેદ તું તારાં દિલમાં છુપ્યો રાખી શકશે એવી મારી ખાતરી થવી જોઇયે."

"તું કહે તેમ કરવાને હું તૈયાર છું," પેલી દાયા બોલી. "હું દાનાઇ ધરાવું છું, અને તેથી કબૂલાત આપું છું કે તારો ભેદ મારાં દિલમાંથી કદી બાહેર નિકળવા પામશે નહિ, વાસ્તે જેણી તારાં સુખને ચકી આટલી બધી કાળજી ધરાવે છે તેનાથી એ ભેદ હવે છુપ્યો રહેવો નહિ જોઇયે."

અંતે ચમ્સાદાથી વધારે વાર ચુપ રહેવાયું નહિ. તેણીએ પોતાની ઉપર વિતેલી તમામ કહાણીથી તે દાયાને વાકેફ કીધી, અને શેવટે

કહ્યું કે જે જવાંમર્દને થકી સુલતાન અદેખો પડયો છે તે કોઇજ નહિ પણ મારો બેટો શાહ સલીમાન છે, કે જેને સર્વ કોઇ મુએલો ધારે છે.

"એ મોટા પેગામ્બર, તારો ભારી આભાર થયો!" સઘળી વાતો સાંભળી લઇને દાયા બોલી. "શુક્ર હજારોહજાર, કે માત્ર ખાલી ખયાલો સિવાય બીજા કોઇ સાથ આપણુને લડવાનું રહ્યું નથી! અય બેટી, તું સુખી રહેજે! તારે માથેનું દરેક વાદળ દફે થશે. તારો તેજસ્વી દિવસ ઉગતો હમણુાથી મને દેખાય છે."

"અય મારી ભલી માતા! તે રોશન દહાડો આપણુ કદી, કદી જોઇ શકનાર નથી. આ જવાંમર્દ મારા બેટા દાખલ કદીબી કબૂલ રખાવાનો નથી. આપણુ જો એમ કહેવા જઇશું તો આપણુા ઉપર જુઠાણુાનો વાંક આવશે; અને મને જો કોઇ બેઆબરૂ કરીને તુચ્છકારી કહાડે તેના કરતાં હું તે જવાનનું તેમજ મારૂં પોતાનું મોત વધારે પસંદ કરૂં."

"તું જે સોચ કરે છે તે બરાબર છે, બેટી," દાયાએ કહ્યું; "પણુ હું એવી તદબીર લગાવીશ કે કોઇ ચીજથી તને ઇજા થનાર નથી."

આમ બોલીને તેણુી રાણુીનાં એવાનમાંથી પાછી બાહેર નિકળી અને તરત સુલતાનનાં એવાનમાં દાખલ થઇ, જ્યાં તેને તેણુી જે ગિરફતારીમાં છેલ્લો જોઇ ગઈ હતી તેજ દિલગીરીમાં હમણુા પણુ પાછો જોયો, તેણુીએ તેને ગોદમાં લીધો અને પછી તેનો હાથ પકડીને આ મુજબ બોલી:—

"અય બેટા, તારાં દુખનો કાંઇ પાર જણુાતો નથી. હવે તું જો ખરો મુસલમાન બચ્ચો હોય તો હું તને મોટા પેગામ્બરનાં નામથી કસમ આપું છું કે જે દુખથી તું પિડાય છે તેનું ખરેખરૂં કારણુ તારે મારી આગળ ખોલીને કહેવું."

પોતાની દાયાના આટલા બધા આગ્રહની સામે હવે પોતાથી ઝાઝો વાર ટકી શકાશે નહિ એમ જોઇને સુલતાનને પોતાનું તમામ

દુખ તેણીની આગળ રડવાની ફર્જ થઇ પડી. તે બોલ્યો કે "હું ચમ્સાદાને મારાં દિલોજાનથી ચાહતો હતો. તેણીની અદા, ચતુરાઇ, ખુબી, ખુબસુરતી, ટુકમાં જે સર્વ ભલી વાતોથી તેણી શણગાર પામેલી છે તે સર્વ મારે મનથી એક દિલચસ્પ ચમન મિસાલ હતું, જેમાં મારા વિચારો ખુશી સાથ સેર કરતા હતા. પણ આજે એ સઘળું એક ભયંકાર બિયાબાનમાં બદલાઇ ગયું છે, જેમાં હું બિયામણા રાક્ષસો અને ભયાનક ટેકરાઓ સિવાય બીજું કશું જોતો નથી. ચમ્સાદા બેવફા થઇ છે. જે બેહયા નાજનીનને હું પૂંજતો હતો અને જેને હું હજુપણ ચાહું છું, તેણે મને ફસાવ્યો છે. તેણે પોતાનું દિલ એક નીચ ગુલામને અર્પણ કીધું છે. કાલ્પત સુખના પર્વત ઉપરથી હું એક એવાં દોજખમાં નીચો પડયો છું કે જ્યાં દરેક બુરાઇ મને ભખી ખાય છે. પેલાં બેઉ ગુનેહગારોનો જાન લીધા વિના હું રહેનાર નથી. તેમના ગુનાહનાં પ્રમાણમાં તેઓને સજા ફરમાવવા અને એ બેમાંના કયા ગુનેહગાર ઉપર મારે વધારે સખ્તપણે વર્તવું જોઇયે તે પીછાનવાની કોશેશ કરવા સિવાય હવે મારે વધારે કશું કરવાનું નથી. પણ અરે! આ શેવટની ટેપ મારતી વેળા મને કેવો મોટો ભોગ આપવો પડવાનો છે! જે હથિયાર મારી વહાલાંમાં વહાલી ચમ્સાદાનું દિલ વિંધશે તેજ મારાં પોતાનાં દિલમાં પણ જીવલેણ ઘા કરશે."

"અય મારા બેટા," સુલતાનને મુખથી સર્વ હકીકત સાંભળી લીધા પછી દાયાંએ શિખામણ દીધી; "તું જેબી કામ કરે તે પુખ્ત વિચાર કરીનેજ કરજે; ઉતાવળ કરીશ નહિ. અગરજો તેવું કંઇ કરી દેશે તો તું સદાના પસ્તાવામાં ગિરફતાર થશે. જેઓને તું તકસીરવાર ધારે છે તેઓ તારા કબ્જામાં છે, માટે તેઓને ગમે તે વખ્તે તું સજા ફરમાવી શકશે. પણ તે આગમજ તેઓની તપાસ લેવી જોઇયે. પેલી કહેવત તને યાદ તો હશેજ કે 'વખ્ત સૌથી ડાહ્યો સલાહકાર છે.' વખ્ત જવે સબુરી એખ્તિયાર કીધાથી ઘણી વાતો અજવાળાંમાં આવે છે."

"અરે મારી ભલી દાયા," સુલતાને નિરાશીથી કહ્યું, "તું ખુલાસો શાનો મંગાવે છે? જે ખરી બનેલી બિના દાખલ સાબેત થઇ ચુકી છે તે વળી ખોટી કયાંથી પડવાની હતી? ચમ્સાદા પેલા જવાન મર્દને ચાહે છે, અને ઇરાનમાં પોતાનો ખજાનો છુપાવેલો છે એવું બહાનું કહાડીને આ જવાનને શોધવા માટે મારા ખિદમતગારને મોકળવાની તેણીએ મારી કને પરવાનગી મેળવી, મારા વિશ્વાસ તથા મોહબતની ધાત કીધી છે."

"મારા વહાલા બેટા, જરા થંડો પડ," તે બુઢી ઓરત બોલી. "ચમ્સાદાનાં દિલમાં શું છે તે તારી આગળ ખુલ્લું કરી બતાવવાનો મારી કને ઇલાજ છે. તારા પારધીઓને કહીને મારે થકી એક અચ્રત પંખેરૂં[1] પકડાવી મંગાવ. હું તે પંખીનું પેટ ચીરીને તેનું દિલ ખેંચી કહાડી તને આપીશ; પછી ચમ્સાદા ઉંઘમાં પડે તે વેળા તારે તે દિલ તેણીનાં દીલની નજદીક લઇ જવું. તું તરત જોશે કે જેબી કાંઇ તું તેણીથી જાણવા માંગશે તે તેણી તને ખરેખરૂં કહી દેશે અને કોઇબી ચીજ તારાથી છુપાવશે નહિ."

જે ભેદની વાતે પોતાને આટલી બધી બેચેની પેદા કીધેલી તે આવી સહેલાઇથી શોધી કહાડવાનું પોતાના હાથમાં છે એમ જાણીને પાદશાહ ખુશ થયો, અને પોતાના બાગમાં જઇને ઉપલાં પક્ષિને પકડી લાવવા માટે માણસો દોડાવ્યાં. જયારે એક પંખીને હાજર કીધું ત્યારે તેણે તે તરત પેલી બુઢી દાયાને હવાલે કીધું, જેણીએ તેનું પેટ ચીરીને તેમાંથી લોહીએ ઝઝરતું દિલ ખેંચી કહાડી સુલતાનને હવાલે કીધું. આ સહેલી અને સાદી ક્રિયા કરતી વેળા તે દાયા કાંઇ મંત્ર ભણી.

આ રીતિમાં એવી તે અજાયબ જેવી ખુબી શી હશે તે બાબે જયારે સુલતાન વિચાર કરતો બેઠો ત્યારે પેલી દાયા છુપી રીતે ચમ્સાદાનાં એવાનમાં દાખલ થઇ. "સો ઠીક થશે," તેણી તે રાણીને કહેવા

---

૧ આ પક્ષિનાં માથાં ઉપર પીંછનું તાજ મુકેલું હોય એવી કલગી તેને કુદરતે બક્ષેલી છે.

લાગી. "હવે તું સારા વખ્તની ઉમેદ રાખ અને હવે જરાબી આનાકાની વગર સાચી વાત જાહેર કરી દેવા માટે તારી જબાનને તેજ કર. આજ રાત્રે એક ભેદભરેલી મુલાકાતની વકી રાખીને આરામ કરજે. સુલતાન પોતેજ તારા ઓરડામાં આવશે. તેના હાથમાં અગ્રત પંખેરાંનું દિલ પકડેલું તું જોશે. જ્યારે તને જણાય કે તે તારી નજદીક પેલું દિલ લઈને આવ્યો છે ત્યારે તું ઉંઘમાં પડવાનો ઢોંગ કરજે, તોપણ જેબી સવાલો તે પુછે તેના જવાબ તું ખુલ્લાં દિલથી આપજે; તું જેબી કાંઇ કહે તે સાચુંજ કહેજે, અને જરાબી આનાકાની વગર ખરેખરૂંજ બોલજે."

ચમ્સાદાએ તે બુઢી દાયાનો દિલોજાનથી ઉપકાર માન્યો, અને ઉપલી નિર્દોષ ઠગાઇમાં મદદ આપવાને તૈયાર થઇ, તથા જે ધણી સચ્ચાઇ શોધી કહાડવાની તજવીજ કરે છે તેની ખરી બિનાથી ખાતરી કરી આપવા માટે પાક પેગામ્બરની મેહરબાનગી મેળવવા તેને વિનંતી કરવા લાગી.

જેવી રાત પડી તેવીજ ચમ્સાદા પોતાના શરેસ્તાના રેવાજથી ઉલટી ચાલીને આરામ લેવા ગઇ. તેણીએ પોતાની દાસીઓને મોકલાવી દીધી અને પોતે બિછાના ઉપર પડી. ત્યાં જઈ સુવાને બે કલાક કદાચજ થયા હશે એટલાંમાં સુલતાન, પોતાની દાયાએ બતાવેલી છુપી તદબીરની સચ્ચાઇ પીછાની લેવા માટે અધીરો બનીને, પોતાની માશુકનાં એવાન આગળ આવી ઉભો, જ્યાં તેણે વડા ગુલામને જોયો.

"ચમ્સાદા શું કરે છે?" તેણે પુછયું.

"તે નામદારે આસાયશની જરૂર જણાયાથી પોતાનાં બિછાના ઉપર આરામ કીધો છે," પેલા વડા ગુલામે નમીને જવાબ દીધો.

જરાબી ગોંધાત કીધા વિના પાદશાહ અંદર દાખલ થયો, અને તેણીને સુતેલી જોઇ. તેણી ભર ઉંઘમાં છે કે નહિ તે બાબે પોતાની ખાતરી કરવા માટે તેણીની વધારે નજદીક ગયો, અને પછી પેલાં પક્ષિનું દિલ તેણીનાં દિલને લગાડીને તે તેણીને આ મુજબ પુછવા લાગ્યો.

"ચમ્સાદા, મારા એક વજીરે તને જે જવાન મર્દ સાથ બગલગીરી કરતી જોઇ હતી તે ધણી કોણ છે?"

"તે તો શાહ સલીમાન હતો," જાગ્યા વિનાજ તેણીએ ઉત્તર દીધો; "મારા કાકાજી સલીમાનશાહના બેટા સાથની મારી પહેલી શાદીનું તે એકપુરૂં ફર્જંદ છે."

"પણ એ તારાં બાળકને તો તેનાં પાળણાંમાંજ મારી નાખવામાં આવ્યું હતું; એ બાબે તારા કાકાએ પોતે મારી ઉપર નામાં લખીને મારી ખાતરી કીધી હતી. ત્યારે આ ગુલામ તારૂં ફર્જંન્દ કયાંથી હોય?" પાદશાહે કંઇક અચરતીથી બેવિશ્વાસુ બનીને પુછ્યું.

"તે મારૂં બચ્ચું માત્ર જખ્મી થયું હતું; કંઇ જાનથી ગયું ન હતું. તેનો ઘા કારી ન હતો, અને તબીબોએ હુનર વાપરીને તેને સજીવન કીધો હતો. એ વાત મારા ખાવિંદના ખૂનીથી છુપી રાખવામાં આવી હતી;" ચમ્સાદાએ ખુલાસો કીધો.

"ત્યારે એ વાત તેં મારેથી કાં છુપાવી?" સુલતાને પુછ્યું. "હું કે જે તને આટલીબધી મોહબતથી ચાહતો હતો તેનાથી એ ભેદ છુપ્યો રાખવાનું કારણ શું?"

"મારા કાકાજીની યાદ મને વહાલી છે," રાણીએ ખુલાસો કરવાનું ચાલુ રાખ્યું, "અને તેની ઇજતમાં ખલલ થયલી જોવા હું ચાહતી ન હતી, તેથી કરીને તેણે જે રાજદ્વારી કારણોને લઇ તું પાદશાહને ખોટું સમજાવ્યું હતું તે મેં ચાલુ રાખવામાંજ ડહાપણ જોયું. અગરજો મારા આ ખુલાસાથી જેહાંપનાહની ખાતરી થતી નહિ હોય તો પેલા જવાંમર્દને બોલાવીને પુછ્વું, અને તેની જબાન મારા આ એકરારની સચ્ચાઇને મજબૂત કરી આપશે."

આ મુજબ ખરી રોશનીનું એક કિરણ હાથ લાગ્યાથી સુલતાને વધુ સવાલો પુછવાનું બંધ કીધું, અને પોતાની મોહરદાર, જેને તે ભર ઉંઘમાં પડેલી સમજતો હતો, તેનું એવાન છોડી ગયો. પછી તેણે જે અંધારાં કેદખાનામાં પેલા જવાંમર્દ તથા ગુલામને બંધ રાખ્યા

હતા ત્યાંથી તેમને બાહેર કહાડવાનો હુકમ આપ્યો, જે એકદમ બજા લાવવામાં આવ્યો.

કમબખ્ત શાહ સલીમાન, જે પોતાનાં કેદખાનાંમાં સબડતો હતો, તેણે કેદખાનાના દરવાજામાં ચાવી ફરતી અને સાંકળ ખખડતી સાંભળી ત્યારે તે સમજ્યો કે હવે મારો મરવાનો વખ્ત આવી પુગ્યો, અને એક નીચમાં નીચ સજા મારી હૈયાતીનો છેડો લાવી મૂકશે.

"અય ખુદા!" પોતાના નિર્દોષ હાથ આકાશ તરફ ઉઠાવીને તે બોલ્યો, "મારી જિંદગી તારા હાથમાં છે; તેને હું તારે સ્વાધીન કરૂં છું; પણ હવે તું મારી માદરનો સંરક્ષક થજે!"

હવે શાહ સલીમાન અને પેલા બુઢા ગુલામને સુલતાનની આગળ લાવીને હાજર કીધા. તે નામદારે જે વાત પોતાની ઇજત અને પોતાનાં સુખને માટે અગત્યની ગણાતી હતી તે સાબેત કરવાનું કામ બીજાઓ ઉપર છોડી આપવાનું દુરસ્ત ધાર્યું નહિ. તે પોતેજ શાહ સલીમાન તરફ ધસી ગયો અને બાલાવને તેની છાતીમાં કરેલા ધાની નિશાનીની શોધ પોતેજ ચલાવી. તેનાં વસ્ત્ર કહડાવીને તપાસ કરતાં સુલતાનને પેલા જખ્મનો ડાગ જણાયો. આ જોઇને તે બહુજ હર્ષમાં આવી ગયો અને ખુશહાલીથી પુકારી ઉઠયો કે "યા અલ્લાહ! જે ભયંકર ગુનાહનું કામ હું કરવા જતો હતો તેનાં પાપમાંથી તેં મને બચાવી લીધો તે માટે તું સદા આશિષ પામેલો હોજો! અને તું, તે સાહેબના મોટા પેગામ્બર! તારી મેહરબાનગીથી ચમ્સાદાની ખુબી અને નેકીથી હું પુરતો વાકેફ થઇ ચૂકયો છું; પણ એ તારી કૃપામાં હવે એટલોજ વધારો કર કે તેણીને જે ભયંકર દુખ મેં પેદા કીધું છે તે, તથા જે સજા હમણા હું કરવા જતો હતો તેની ગેરઇનસાફીનો દાગ હું અછી માવજતથી ધોઇ કહાડું."

પછી શાહ સલીમાનની બાથમાં જઈ પડોને પાદશાહ આ રીતે બોલ્યો:—"અય વહાલા પણ કમતાલેના શાહજાદા, આવ! આવ મારાં હૈડાંમાં તારી જગા કરૂં! મારી વહાલી ચમ્સાદાની ત્યાં મૂર્તિ છે તેની જોડે તારી મૂર્તિને બેગી કર, જેથી કરીને મારી સૌથી નાજુકમાં

નાજુક મોહબત ફ્કત એકજ ચીજને થકી એકઠી થાય! પણ મારી એકજ જીજ્ઞાસા તૃપ્ત કરવાની તું મેહરબાની કર, કે આખી આલમ નહિ જાણે તેવી રીતે તું કેવા કેવા બનાવોની સાંકળ વડે ઘસડાતો આ શેહેર મધે આવી પુગ્યો છે તેનું બયાન કર. તું જીવતો રહેવા કેમ પામ્યો? બોલ, શાહજાદા, બોલ. જે ધણીએ મને મારૂં સુખ પાછું સંપાદન કરાવ્યું છે તેને વધારે અછી રીતે પિછાનવાની મને બહુ અધીરાઇ પેદા થઇ છે.”

આવી મોહબતભરેલી મેહરબાનગીથી હિમત પકડીને શાહ સલીમાને પોતાની ઉપર ગુજરેલી તમામ કહાણીઓનું વાસ્તવિક બયાન આપ્યું. પોતાને તખ્ત ઉપરથી ઉઠાડી મૂકીને કેદખાને નાખ્યો ત્યારથી તે પોતે એક ભરવાડની કનિષ્ટ હાલતમાં આવી પડયો, પોતાની માતાના કાસદે શોધી કહાડયો, ચોરોએ લૂટી લીધો, કુઆમાંથી બાહેર ખેંચી કહાડયો, અને સુલતાનની દરબારમાં લઇ આવ્યા, ત્યાંસુધીનો તુફ્સીલવાર એહવાલ સુલતાનની આગળ તેણે કહી સંભળાવ્યો.

## સુખની સહવાર.

જેવારે આ સઘળું બયાન સાંભળવામાં સુલતાન બેનસરીક રોકાયલો હતો તેવારે તેની મોહરદાર ચમ્સાદા, જોકે આગળા દિવસો કરતાં ઓછી બેચેન હતી તોપણ કાંઇ પુરેપુરી શાંત થયલી ન હતી. જે બનાવો હમણા બન્યા હતા તે તેણીને થકી બહુ અગત્યના હતા. રાત્રે પોતાને સવાલો પુછીને સુલતાન એકદમ ચાલી ગયો તેમાં તેની શી ધારણાં હતી તે શોધી કહાડવાની તેણીએ તજવીજ કીધી. તોપણ તે પછી તેણે શું કીધું અથવા પોતે ખરી બિનાનો એકરાર કીધા પછી પોતાના બેટાનું શું થયું તે તેણી શોધી કહાડી શકી નહિ. શું શું થયું હશે તેના વિચારમાં તેણી પડેલી હતી અને સુલતાને તેણીને જે ઉંઘમાં દીઠી હતી તેજ ઉંઘતી હાલતમાં પડી રહેવાનું તેણીએ ચાલુ રાખ્યું. એવામાં એકાએક વીશ ગુલામો હાથમાં મસાલ લઇને તેણીનાં દીવાનને રોશન કરવા માટે દાખલ થયા. તેઓ સુલતાનની અગાડી અગાડી ચાલતા હતા, જેમની પુઠે એક સર્વેથી નીતિમાન માતાના

વહાલા બેટાની પાંખડી પકડીને તથા તેના તરફ માયાથી જોતો સુલ-તાન ચાલતો હતો. તેણે શાહ સલીમાનને ઉંચામાં ઉંચો પોશાક પહેરાવ્યો હતો, અને બેન્સરીક જે સુંદર હીરાઓથી પોતાની ફતેહોને દિવસે પોતાનાં શરીરને સણુગારતો હતો તેજ હીરાઓથી તેણે આ વખ્તે પેલા શાહજાદાને સણુગાર્યો હતો.

ચમ્સાદાની ગોદમાં જઈ પડતાં તે બોલ્યો કે "અય મારી પૂજ્ય માશુક, હવે તારો ગમ દૂર કર ! ખોદાતાલાની કરમ બક્ષેશથી તને એક બેટા અને એક ખાવિંદ એવા મળ્યા છે કે જેઓની મોહબ્બતથી તારા ભવિષના તમામ દિવસો કેવળ સુખમાંજ પસાર થશે."

શાહ સલીમાન ધુટણપર પડયો અને પોતાની માદરના દસ્તને બોસ્સા લેવા લાગ્યો. તે બેટા અને પેલાં હરખમંદ જોડાંની આંખોમાંથી વરસતાં દિલાસાનાં આંસુથી તે ત્રણેનાં દિલમાં શું હતું તે આબાદ જાહેર થતું હતું.

જેવારે આ સુખવાસી રાત પુરી થઇ અને દિવસ ઉગ્યો .તેવારે સુલતાને પોતાના ચુનંદા સવારોને ભેગા કીધા, અને શાહ સલીમાન જોડે પોતે તેમની સરદારી લીધી. તેઓએ ઇરાન સરજમીનની રાહ ધરી, અને સુલતાને પોતાની આગમજ હરકારાઓને મોકલાવીને ઇરાનનાં લોકોને એવી ખબર અપાવી કે પેલા બદમાશ બાલાવને તેઓના જે હકદાર પાદશાહને જખ્મી કીધો હતો, તેના ઉપર અનેક જુલમ વરસાવ્યો હતો, અને તેને તખ્ત ઉપરથી ઉડાડી મૂકયો હતો, તેજ પાદશાહને પાછો તખ્તનશીન કરવા માંગુંછું. આ ઉપરથી જેવારે હજુ તો તેઓ ઇરાનનાં રાજયની સરહદ ઉપર જઇ પુગ્યા નહિ એટ-લામાં માજી જઇફ પાદશાહ સલીમાનશાહની નિમકહલાલ પ્રજાની એક ટોળી, જે પાદશાહી ખાનદાન તરફ સદા વફાદાર હતી, તેણે આવીને મિસરના સુલતાન તથા શાહ સલીમાનના વાવટા તળે ભેગા થવા માંડયું. પેલા દગાબાજ બાલાવનને આ વાતની ખબર થઇ; અને જે બળવાન શત્રુ પોતાને જેર કરવા માટે આવતો હતો તેની સામે થઇ લડવા માટે પોતાની ફોજો ભેગી કરવાનો કસ્દ કીધો. પણ તેના ઝુંડા હેઠળ

લડવા માટે કોઇ રાજી થયું નહિ. આ ઉપરથી તેને પોતાનાં પાય-તખ્તમાં ભરાઇ બેસવાની ફરજ પડી, અને પોતાનાં રક્ષણને થકી ચોકી પાહરા મૂકયા, તથા જે થોડાક લોકોની વફાદારી ઉપર પોતે વિશ્વાસ રાખી શકયો તેનને નજદીક રાખ્યા.

પણ જો નેકીની પુઠ કોઇ બળવાન શત્રુએ પકડી હોય તો કોઇ વાર જ્યારે તેના આશ્રા રહેતા નથી, ત્યારે બદીના તે શા આશ્રા ? પાયતખ્ત ઇસ્ફહાનમાં ચહડાઇ લાવનારૂં લશ્કર ફરી વળ્યું, અને બાલાવનને તેનાજ વજીરોએ ફસવી મારીને સુલતાન બેન્સીરાકના હાથમાં પકડી આપ્યો. પણ આ સુલતાને બહુજ જબુન અપરાધોથી ઇરાનનાં તખ્તને હિણ-પતીમાં લાવી નાખનાર તે રાક્ષસ તરફથી તરત પોતાની નજર ફેરવી નાખીને શાહ સલીમાન તરફ જોયું અને બોલ્યો કે “મારા બેટા, તારી પ્રજાના આ જુલ્મગાર તથા તારા બાપના ખૂનીને હું તારે સ્વાધીન કરૂંછું. એનું શું કરવું તે તુંજ કહે અને એની સજાનો હુકમ તુંજ આપ.”

“અય મારા મેહરબાન ! ઓ મારા બાપ સમાન મુરબ્બી !” શાહ સલીમાને ઉત્તર દીધો, “એને સજા ફરમાવવાનો એખ્તિયાર મારો નથી; કીનો લેવાનું કામ ખોદાતાલાનું છે. જે ભયભરેલા અખિકાર ઉપર એણે મને મોકલ્યો હતો તેજ સરહદનું સંરક્ષણ કરવા માટે એનેજ જવા દો. અગરજો એ બેગુનાહ હશે તો મારી મિસાલે એ પણ બચી જશે; પણ જો એ તકસીરવાર હશે તો એમજ જાણવું કે એને ટેપ મરાઇ ચૂકી છે અને તેને અમલમાં મૂકવાનાં કામનો કોઇથી પણ અટકાવ થઇ શકનાર નથી.”

સુલતાને શાહ સલીમાનનો આ ચુકાદો પસંદ કીધો, અને બાલાવનને પેલા કાફર લોકો સામે સરહદ ઉપર મોકલ્યો. પણ ખુદા તરફનો ઇનસાફ પોતાનો ફટકો લગાવવાની હવે તૈયારીમાંજ હતો. બાલાવનને કાફર લોકોએ કેદ પકડયો, તેને બેડી ઠોકી, અને પેલાજ ઉંડા ગારમાં ફેંકી દીધો, જ્યાં અંતઃકરણના દંખ અને ભયંકર નાઉમેદીએ તેને તેનાં મોત સુધી ફોળી ખાવાનું ચાલુ રાખ્યું.

પેલી તરફથી ઇરાનનાં તખ્તનો હકદાર વારેસ અને સુખી શાહ સલીમાન પોતાના બાપદાદાનાં તખ્ત ઉપર બિરાજ્યો અને તેની રૈયતોએ તેના તરફ વફાદાર રહેવાના કસમ લીધા. તેણે એવો રૂડો અમલ ચલાવવા માંડયો કે તેનાં ડહાપણ અને પવિત્રાઇથી મોટા ખલીફ મોઆવિયાની ભલી નેકીઓ ઇરાનીઓને યાદ આવી. આ જવાન પાદશાહને તેની સર્વ ખુબીઓના પ્રકાશમાં દીપતો જોઇને તથા તેને મોહબતભરેલી બગલગીરી કરીને, મિસરનો સુલતાન પોતાના મુલ્ક તરફ પાછો ફર્યો, અને પોતાની હાજરીથી ચમ્સાદાની ખુશહાલીને સંપૂર્ણ બનાવી. આ સુખી જોડાંના આરામમાં એ પછી કશી ખલલ થઇ નહિ; અને આદમજાદની મોટાઇને માટે સર્જેલી મુદતે પુગ્યા પછી શેવટે તેઓ બંને સદાની નિંદમાં પડયાં.

*　　　*　　　*

પોતાનો કિસ્સો આ રીતે પુરો કર્યા બાદ અલાઉદ્દીન પાદશાહ બોહેતજાદને કહેવા લાગ્યો કે "અય જેહાંપનાહ! કેવી ભેદભરેલી અને અજાયબજેવી તદબીરથી ખુદાતાલાએ જુલ્મગારના હાથમાંથી શાહ-સલીમાનને બચાવ્યો હતો તે તુ જો! અને વળી જો કે જે ખાડો બાલાવને બીજાને માટે ખણ્યો હતો તેમાં તે પોતેજ કેવો પડયો! ખુદાતાલા કદીપણ બદકારોની ફતેહ કે નિર્દોષ માણસોની શિકસ્ત થવા દેતો નથી. તેની તિક્ષણ નજર અને તેના વાજબી ન્યાયમાંથી કોઇ પણ છટકવા પામતું નથી, અને જે પર્દા વળે ઘાતકી માણસો છુપાયલા હશે તે પર્દા મોડે વહેલે ફાટીને તેમને ઉઘાડા પાડયા વિના રહેતો નથી. મારે પોતાને થકી તું જાણ, અય પાદશાહ, કે હું તો હમેશાં મજબૂત મનનો અને વિશ્વાસુ એતેકાદનો છું; કાંએકે મારૂં અંતઃકરણ સ્વચ્છ છે તેની મને હિમત છે, અને મારા જે લખ્યા લેખ હશે તે કોઇબી આદમીજાદથી ફેરવી શકાવાના નથી એવી મારી ખાતરી થઇ ચૂકેલી છે. મારો ડર એટલોજ છે કે તારા ઇનસાફથી મારા ઉપર આ તોહમત ઉભું કરનારા વજીરો રાજી થવાના નથી."

આ સઘળો સંવાદ સાંભળીને પાદશાહ આગળ કરતાં પણ વધારે ડામાડોલ વિચારનો થઇ પડયો; કેમકે ઉપલા સખુનો તે નામદારને એકસરખા મજબૂત, ડહાપણભરેલા અને નમ્ર લાગ્યા. તેણે ફરમાવ્યું કે "ગર્દન મારવાનું કામ મુલતવી રાખો, અને આ જવાન શખ્સને પાછો કેદખાને લઇ જાઓ. રાતની ચૂપકિદીથી અને એણે કહી સંભળાવેલા સખુનો ઉપર દરિયાફ્ત કર્યાથી આવતી કાલે સહવારે હું વધારે પુખ્ત ઇરાદા ઉપર આવી શકીશ."

આ હુકમ ઉપરથી અલાઉદદીનને જેવો બંદીખાને પાછો લઇ જવામાં આવ્યો તેવોજ પેલા અદેખા વજીરોમાંના એકે ઉઠીને અર્જ ગુજારી કે "અય જેહાંપનાહ! આ જવાન ઠગારાની વાતોમાં એટલી બધી જાદુઇ છે કે તું નામવર તેથી અંજાઇ જાય છે. તું તેના ઉપર દયા કરવા બાબે જે વિચારો તારાં મનમાં લાવતો હોય તેમને તાબે થવાથી મોટો પેગામ્બર તારૂં રક્ષણ કરો! જેવારે ખરા ગુનેહગારોને સજા થતી નથી તેવારે તખ્તનો ઝળકાટ ઝાંખો મારી જાય છે. તું નામવર તખ્ત ઉપર બિરાજે છે તે એટલાજ માટે કે તારે વાજબી ન્યાય તોલવો: તારે બીજું કશું કામ બજાવવાનું નથી. હવે આ ચંડાળ તકસીરવારનો ગુનાહ કાંઇ છુપ્યો નથી: સર્વ કોઇ તેથી જાણીતું છે; અને તેટલા વાસ્તે તેને એવી સજા થવી જોઇયે કે બીજાઓ તેવા ગુનાહથી ડર ખાઇને દૂર રહે. એને એવી ભારી સજા ફરમાવવી જોઇયે કે જેથી બીજાઓને દાખલો મળે."

આ સખુનો સાંભળતાંજ બેહેતજાદ વચ્ચે બોલી ઉઠયો કે "શેહેરના કોટની બાહેર એક બુલંદ જગા ઉપર સૂળી ઠોકાવો, અને જેઓ આ બંધવાને પગલે ચાલવાની કોશેશ કરતા હોય તેમને મોતના ભયથી બીવાડો. મારો શેવટનો ઠરાવ એજ છે, અને સરકારી બાંગીઓની મારફ્તે પ્રજાનાં લોકોને એ વાતથી વાકેફ કરો."

પાદશાહનો આ ઠરાવ સાંભળીને પેલા દશ વજીરો બહુ ખુશ થયા. અંતે તેઓને ઉમેદ પેદા થઇ કે તેમના છુપ્યા પ્રપંચોથી તેમની અદેખાઇનો ભોગ થઇ પડનાર શખ્સ ઇન્સાફની તલવાર નીચે

આવી ચુકયો છે. એટલામાટે તેઓ સૂળીની તૈયારી કરવાને બહુ આતુર બન્યા.

હવે બીજી સહવારે અલાઉદદીનને કેદ પડયાનો અગ્યારમો દિવસ હતો. એ દિને પેલા સઘળા વજીરો પાદશાહની હજુરમાં ગયા અને બોલ્યા કે "અય જેહાંપનાહ! તારાં ફરમાનને તાબે થઇ બંદાઓએ સઘળી તૈયારી કીધી છે. તારા હુકમથી તમામ રૈયતને જાણીતી કીધી છે, અને હવે તેઓ મોટી સંખ્યામા ભેગી મળીને તે શખ્સની વાટ જુએ છે કે જેને ગર્દન મારવામાં આવનાર છે."

બોહેતજાદે ફરમાવ્યું કે ગુનેહગારને મારી નજદીક લાવીને હાજર કરે. જેવારે અલાઉદદીન પાદશાહની આગળ હાજર થયો તેવારે પેલા દશ વજીરોએ તેની સામે એક જબરો પુકાર ઉઠાવ્યો. તેઓ તેને આવા શબ્દોમાં ગાળો આપવા અને સતાવવા લાગ્યા કે "અય નીચ! બદમાશોથી પેદા પડેલા ચોરબચ્ચા! તારાં માથાં ઉપર હવે અજલની તલવાર ઉચકાઇ ચૂકી છે. તારા ફંદ ફરેબનું હવે શેવટ આવ્યું છે, અને હવે તને તારી તકસીર અને ઉજડાઇનું ફળ મળનાર છે."

તેઓ તરફ મજબૂત પણુ નરમાશ ભરેલી નજર કરીને અલાઉદદીને જવાબ આપ્યો કે "અય ગર્વિષ્ટ વજીરો! તમારી તાકાત નથી કે અજલની મોહરથી તમો મારાં કપાળ ઉપર નિશાન પાડો. મારાં મોતનો હુકમ જયાંસુધી ખુદાતાલા તરફથી આવ્યો નથી ત્યાંસુધી તમે ગમે એટલાં ફાંફાં મારશો તેથી વળવાનું શું? જે ખરો ગુનેહગાર હશે તેજ મોતથી ડરશે. હું પોતે પોતાને વાજબી ઠપકો દઇ શકું એવું કશું કામ મેં કીધું નથી, એટલે જીવ લેનારી શમ્શીર નીચેબી મારૂં ડોકું હોય તોપણુ તેના ફટકામાંથી મારૂં સંરક્ષણુ થવાનું; જે મિસાલે કે પેલા ગુલામનું થયું હતું, કેજે નિર્દોષ હોવા છતાં તેના ઉપર તોહમત મૂકાયું હતું."

હવે પેલા સઘળા વજીરો એકદમ પુકારી ઉઠયા કે "અય જેહાંપનાહ! આ વિર્લજ્જ શંખ્સને હવે મુગો રહેવા ફરમાવો; કેમકે વળી કોઇ નવી કહાણી કહી સંભળાવીને તે હું નામદારને ઠગવા માંગે છે."

"હું પાદશાહ સલામતને ઠગવા માંગતો નથી," અલાઉદ્દીને કહ્યું; "પણ ખરેખરા ઠગારા અને જુઠાઈને ઉત્તેજન આપનાર તો તમો છો."

"સબુર કર!" બોંહેતજાદે તેને અટકાવીને કહ્યું; હજુબી એકવાર સબર એખ્તિયાર કરવાની હું છેલ્લી તજવીજ કરીશ, અને તું કહેવા માંગે છે તે ગુલામ અને તેના છુટકારાની હકીકત સાંભળવાને ખુશી થઇશ."

"આહા! મારો પાદશાહ કેવો દયાળુ છે!" અલાઉદ્દીન બોલ્યો. "જે સચ્ચાઇને તું નામવરનાં દિલમાં દાખલ કરવાનું કામ બહુ મુસ્કેલ છે તે ત્યાં આયંદેહ દાખલ થવા પામજો! કાઇ ખોટી વાત કહીને હું તું નામવરને ઠગવા માંગતો નથી; પણ જે દાસ્તાન હું હમણા તારી આગળ બયાન કરીશ તે આખા બેહ્દીયાના મુલ્કમાં સર્વ કોઇને જાણીતું છે."

---

## વાર્તા ૧૧ મી.

## હરમના પાદશાહ અને એક ગુલામનું બયાન.



હરમનો પાદશાહ બેચેન રહેતો હતો, કેમકે તેનાં રાજ્યનાં પ્રગણાંઓમાં તેના વજીરો અને કાજીઓ જે રીતે રૈયતોનો ઇનસાફ ચુકવતા હતા તે તેને પસંદ ન હતી. એટલામાટે એક રાતે બે ખાસ ગુલામોને પોતાની જોડે લઇને તે છુપા વેશમાં પોતાના મહેલમાંથી બાહેર તમાશો જોવાં નિકળી પડયો. આ વેળા તેનું એક અંધારાં બંદીખાનાં આગળથી પસાર થવું થયું, જેમાંથી દુખની ફરિયાદ ઉઠાવનારો પુકાર નિકળતો સંભળાતો હતો. પરપુછ કરતાં પાદશાહને જણાયું કે જે ગુનેહગારોને ગર્દન મારવાના હોય તેમને આ બંદીખાનામાં કેદ કરવામાં આવતા હતા. વધારે નજદીક જઇને ઉપલા ફરિયાદના પુકાર સાંભળવાની ઇચ્છા થયાથી પાદશાહે નીચે મુજબના સખુનો સાંભળ્યા, જે ભૂમિનાં ભિતરમાંથી આવતા હોય એમ લાગતું હતું:—

"એ બળવાન અલ્લાહ! પોતાનાં દુખના બોજાથી વાંકા વળી ગયલા કમનસીબ આદમી ઉપર તું સદા નેગાહ રાખે છે, તો શું તું મારા જેવો એક નિર્દોષ માણસ, કે જેની ઉપર ખોટું તોહમત મુકવામાં આવેલું છે તેને, ધાતકી સર્જતના સપાટામાં આવી ગયાને લીધે માર્યો જવા દેશે? અય બેહદ દયાના સાહેબ! તારી નજરમાં તારૂં પેદા કરેલું કોઈપણ પ્રાણી તુચ્છ નથી; એક કીડાનો પુકાર પણ તું સાંભળે છે; ત્યારે તું તારા આ ગુલામનો પુકાર સાંભળ, અને જો મારો જાન લેવાનો તારી કુદ્રતનો ઠરાવ નહિ હોય તો જે ફટકો પડવાનો ભય છે તેમાંથી મને બચાવી લે!"

આ રીતની પ્રાર્થના કરીને પછી પેલા દુખી આદમીએ ચૂપ થઇને ડચકાં ખાવા માંડયાં. હવે હરમનો પાદશાહ ઉપલી ફરિયાદ સાંભળીને બહુ દુખી દિલ સાથ પોતાના મહેલમાં પાછો ફર્યો. તેણે આરામ લેવા ચાહ્યું, પણ ફોકટ. એક નિર્દોષ માણસનો જાન લેવામાં આવનાર છે એવા વિચારથી તે મુંઝાયો, અને આ ભેદનું કારણ શોધી કહાડવા માટે સહવાર પડવાની વાટ જોવા લાગ્યો.

જેવી આફતાબની રોશની જમીન ઉપર ફરી વળી તેવાજ તેણે પોતાના સર્વ વજીરોને ભેગા કીધા, અને જે જગા ઉપરથી સંભળાયલા પુકારોથી પોતાની દયા ઉસ્કેરાઇ હતી તેનું બયાન કહી સંભળાવ્યું. તેને ખુલાસો કરવામાં આવ્યો કે જે કમનસીબ માણસને ઉપલાં બંદીખાનામાં નાખેલો હતો તેને તેજ દિને ફાંસી દઇ મારી નાખવામાં આવનાર હતો. તે માણસ ઉપર મૂકાયલા વાંકની તપાસ થઇ હતી, તે ઉપરથી તેની તકસીર સાબેત થઇ ચૂકી હતી, અને બે સાક્ષીઓએ જબાની આપી હતી કે જે ગુલામનો પુકાર પાદશાહે સાંભળ્યો હતો તેણેજ તેના ઉપર મૂકાયલા વાંકવાળો જબૂન ગુનાહ કીધો હતો. આદમીજાદનો ઇનસાફ જેને ગવાહી ગણે છે તે કબૂલ રાખ્યા વિના હરમના રાજાને ચાહ્યું નહિ, અને તેથી તેણે પેલા કમનસીબને ગર્દન મારવાના હુકમ ઉપર તરત બહાલી આપી.

પેલા ગુનેહગાર ઠરી ચૂકેલા ગુલામને હવે તેનાં અંધારાં કેદખાનાં-માંથી બાહેર કહાડયો. તે મજબૂત અને નમ્ર દેખાવ સાથ ફાંસીની જગા તરફ ચાલ્યો, જે વેળા તેના હાથોમાં બેડી હતી અને તેણે પોતાની આંખો આકાશ તરફ ઉંચી કરેલી હતી, જ્યાં બેઠેલા સાહેબ ઉપરજ તેણે પોતાની એકલી ઉમેદ બાંધેલી હતી. હવે તે ફાંસીનાં લાકડાંની આગળ આવી પુગ્યો હતો, અને જલાદો તેનાં દિલમાંનાં કપડાં કહાડી નાખવાની તૈયારીમાં હતા, એટલામાં આ મોતનો દેખાવ કોઇએક નહિ ધારેલા પુકારોથી તદન ફેરવાઇ ગયો. શત્રુઓની એક ટોળકી શેહેરનો કબ્જો લેવાને ટાંપી રહેલી હતી, અને સર્વ લોકોને ફાંસીનો દેખાવ જોવા માટે શેહેરની બાહેર ખેંચાઇ જવાની તે વાટ જોતી હતી. હવે તે ટોળકીએ પોતાની છુપાવાની જગા ઝડપમાં છોડી અને પછી ચોકીબાનો ઉપર તુટી પડીને તેમને વિખેરી નાખ્યા. જેઓ મદદે આવ્યા તેઓ બેજાન થયા અથવા કેદ પકડાયા, અને જે દુખી ગુલામ એક પળમાં અપકીરત ભરેલાં મોતને તાબે થનાર હતો તેના સિવાય બાકીનો કોઇબી માણુસ બચવા પામ્યો નહિ.

હવે રાજા લશ્કર લઇને આવી પુગશે એવા ભયથી પેલા શત્રુઓ પોતાની ફોજમાં વધારો કરવાની મતલબથી થોડેક છેટે નાસી ગયા. પોતે જે લૂટ મેલવી હતી તે તેઓ પોતાની સાથે લેતા ગયા, અને શેહેર લૂટવાનો વિચાર બીજા વખ્ત ઉપર મુલતવી રાખ્યો.

પેલી તરફથી પેલો ગુલામ શત્રુઓને હાથે પોતાના બંધથી ખલાસી પામીને, અને હજુબી પોતાની પુઠ પકડવામાં આવશે એવો ભય રાખીને, શેહરની બાહેર નિકળી ચાલ્યો, અને રાત દહાડો વગર થોભવે મંજલ કાપવા લાગ્યો. અંતે થાકી ગયાથી તે એક મોટાં દરખ્ત નીચે બેઠો, જે પોતાનાં કદ અને ઉંચાઇને લીધે દુનિયા હસ્તીમાં આવી ત્યારનું પુરાણું હશે એવું તેને લાગ્યું. આ ઝાડની સામે પડોશમાંજ એક અંધારી ગુફામાં પેશવાનો દરવાજો હતો, જેમાંથી બે મશાલોની રોશની આસપાસ પડતી નજર આવી, પણ તેથી

કંઇ ગુફામાંની અંધારી દૂર થઇ ન હતી. આ મશાલો તરફ તેણે અજાયબી સાથ જોયા કીધું. પણ હવે તેનાં દિલમાં ધાસ્તી પેદા થઇ, કેમકે તેને લાગ્યું કે આ બંને રોશનીઓ હીલચાલ કરતી હતી અને તેની પોતાની તરફ આવતી હતી. આ રોશનીઓ કાંઇજ નહિ પણ એક રાક્ષી કદના સિંહની આંખો હતી. તે વનરાય ગુફાની બાહેર આવ્યો અને ધીમેથી પેલા દુખી ગુલામની નજદીક ગયો, જેની કને પોતાનો બચાવ કરવા થકી કશું હથિયાર હતું નહિ. તે પ્રાણીએ તેને પકડયો અને કશી પણ ઇજા કર્યા વિના તેને ગુફામાં ખેંચી ગયો. પછી તરત તે બાહેર નિકળ્યો અને પેલા ગુલામે જે મોટાં ઝાડની નીચે આરામ પકડયો હતો તેજ ઝાડને તોડી પાડીને ગુફાનાં મહોડાં આગળ તેને પુરી દીધું અને તેનો માર્ગ બંધ કીધો. પછી પોતાની માદા જંગલમાં પોતાનાં બચ્ચાંઓ માટે ખોરાક શોધવા ગઇ હશે તેણીની શોધમાં તે સિંહ દોડયો.

ગુફાનું મહોડું પેલાં ઝાડનાં થડથી પુરાઇ ગયલું હોવાથી કોઇ પણ આદમજાદની એટલી શક્તિ ન હતી કે તેને ખુલ્લું કરી શકે; તોપણ આ ભયંકર રેહાણના અંદરના ભાગમાં શું છે, તેમાં કોણ વસે છે, અને જમીન ઉપર હાડકાં અને ખોરાકીના ટુકડા પડેલા હતા, તે સર્વ પિછાની શકાય એટલી રોશની તો હજુ માંહે પડતી પેલા ગુલામને જણાઇ. તેણે જોયું કે સિંહનાં બે બચ્ચાં લીલોત્રીવાળી એક ટેકરી ઉપર ચહડી બેઠેલાં હતાં, જેઓ તેને જોઇને જરા પણ બીધાં ન હતાં. એક સામેનાં ખુણાંમાં પેલા ગુલામે માણસજાતનાં હાડકાંઓનો ઢગલો જોયો, જે તે ભયંકર જગાએ ભોગજોગે આવી ચહડેલા કમનસીબ ઇનસાનોનાં હોવાં જોઇયે, જેમનો ભક્ષ કીધા પછી તે ત્યાં પડેલાં હતાં. તોપણ આ સઘળું પોતાની નજરે જોયા છતાં ભયથી પેલો ગુલામ હિમત હાર્યો નહિ. તેણે દક્ષિણ દિશા તરફ મહોડું કીધું, અને એક પુર એતેકાદવાળા મુસલમાનની પેઠે નિમાજ ભણ્યો— એવા ઉમંગ અને ઉત્સાહ સાથ ભણ્યો કે ગોયા પોતે બહુ ભપકાદાર મસ્જીદમાં અને ઘણુંજ સલામત આશ્રમમાંજ હોઇને બંદગી કરતો હોય.

માણુસજાતની સર્જતના પાદશાહ ઉપર પુર એતેકાદ ધરીને પેલા ગુલામે ગુફાનાં અંધારાં ખુણાંઓમાં ચોતરફ નજર ફેરવી તો તેને તેમાં ઘણુંએક વસ્ત્રો પડેલાં માલુમ પડયાં, જેઓમાંનાં એકનાં ખીસાંમાં તપાસ કરતાં આતશ પાડવા માટેની ચકમક અને લોખંડનું હથિયાર મળી આવ્યાં. ત્યાંની જમીન ઉપર સુકું ઘાસ ઉગેલું હતું, જે ઉપર ગુફામાંનાં જંગલી વતનીઓ આરામ લેતાં હતાં. આ જોઇ ગુફામાંથી બાહેર નિકળવાની ઉમેદ તેનાં દિલમાં પેદા થઇ. તેને એક વિચાર આવતાંજ તેણે તે તરત અમલમાં મૂકી દીધો. ગુફાનાં બાકોરાં આગળ પેલાં સુકાં ઘાસને લઇ જઇને તેણે સળગાવી મૂકયું, જેનું બળતું પેલાં લીલાં ઝાડનાં મુળિયાંઓમાંથી બાહેર નિકળવા માંડયું. હવે આતશની ગર્મી વધતી ચાલી અને પેલાં મુળિયાં બળી ગયાથી ઝાડ પોતાનો ઉભું રહેવાનો ટેકો ખોઇ દઇને એક બાજુએ ભારી ધડાકા સાથ તુટી પડયું, અને તેમ થયું કે પછી ગુફાનું મહોડું પાછું તદ્દન ખુલ્લું થઇ ગયું. ગુફામાં શોધખોળ કરતાં તે ગુલામને અંદરથી એક કમાન, બડછી, જંબિયો વગેરે હથિયારો મળી આવ્યાં, જે તેણે પોતાના બચાવને થકી ઉપાડી લીધાં. વળી તેને રોશનીની મદદથી અંદર સોનાના સિકાથી ભરેલું એક વાસણ, સોનાના ટુકડા અને જુદી જુદી જાતનાં કીમતી ઝવેરાતો પણ મળી આવ્યાં. પોતાના છટકી જવામાં મદદગાર થઇ પડે એવી દરેક ચીજથી સજ્જ થઇને તથા જરૂર જોગાં હથિયારો લઇને, પોતાના માર્ગ વચ્ચે નડતી ઝાડની બળતી ડાળીઓ કાપી નાખીને તથા ખુદાતાલાનો દિલોજાનથી આભાર માનીને પેલા ગુલામે અંતે પોતાનું છુટાપણું પાછું મેળવ્યું.

આ ભયંકર ગુફામાંથી હજુ તો તે બાહેર નિકળ્યો નહિ એટલામાં ચાર તીરો ફેંકી શકાય એટલે તફાવતે તેણે પેલા નર સિંહને જોયો, જેનાથી થોડેક વધારે છેટેનાં મેદાનમાં માદા ચાલતી જણાઇ. આ જોતાંજ ગુલામે એક કાતેલ તીર વડે કમાનને ચિલ્લો ચહડાવ્યો. હવે પેલા સિંહે પોતાના શિકાર ઉપર ત્રાપ મારવાની મતલબથી તીરની બરાબર સામેજ બહુ જુસ્સાથી દોડવા માંડયું. એજ વખ્તે ગુલામે તીર

છોડયો, જેનું પેકાન સિંહનાં દિલમાં પેશી ગયું અને તે તત્કાળ બેજાન થઇ પડયો.

એક દુશ્મનથી આ રીતે છુટો થયો કે તરત બીજો શત્રુ તેની સામે આવી ઉભો. ગુલામે બીજો તીર છોડયો જેથી સિંહણ માત્ર સહેજ જખમી થઇ, પણ તેથી તો તેણી વધારે વિકાળ બની અને પોતાના હરીફને જમીનદોસ્ત કરવાની મતલબથી તેની સામે ધસી. હવે ગુલામ પોતાનું ખંજર લઇ તેની સામો થયો, જે તેણે તેની બાજુમાં ખોશી દીધું. સિંહણે બહુ દુખભરેલી બરાડ મારી અને પોતાના શિકારી સામે તેણી એક વાર ફરીને ધસી. ગુલામે પોતાની તલવાર વડે તેણીનો એક આગળો પંજો કાપી નાખ્યો અને તેણીને વધુ લડાઇમાં ઉતરવાથી કેવળ અશક્ત બનાવી દીધી. તેણી જમીન ઉપર ગબડી પડી, અને પોતાની ભારી બરાડથી ચોતરફ પડઘા ઉઠાવી મેલ્યા. તેણીના દુખભરેલા પુકારના જવાબ ગુફામાંથી તેનાં બચ્ચાંઓએ આપવા માંડયા, જે એવા દયામણા હતા કે એક લડાયક શૂરવીર પણ તે સાંભળીને ગભરાઇ જાય. એ દરમિયાન આપણા ફતેહમંદ ગુલામે સિંહણનાં જિગરમાં હથિયાર ભોકી દઇને તેણી ઉપર જીત મેળવી અને તેણીને પુરી કરી દીધી. હવે તે તેણીનાં બચ્ચાંઓનો જીવ લેવા તરત દોડયો, અને તેમને ગુફામાંથી બાહેર ખેંચી કહાડયાં. તેઓને બેજાન કીધા પછી હવે તેણે મેદાનમાં કોઇ એવાં ઝાડની શોધમાં નજર ફેરવી કે જેનાં ફળ ખાઇને તે સંતોષ પામે, તથા કોઇ ઝરો વહેતો જણાય તો તેનું નિર્મળ પાણી પીને જીવને શાંત કરે. ખોદાતાલાની તેના ઉપર કરમબક્ષેશ ચાલુજ હતી, માટે દરેક ચીજ તેની ઇચ્છા મુજબની મળી આવી, અને ગોયા તેની આગળ આવીને ઉભી રહી.

આ રીતે અંતે તેણે પોતાનું કુવત પાછું મેળવ્યું, જે ઉપલાં ભારે કામોથી બહુ ખર્ચાઇ ગયું હતું અને તે થાકીને લુલો તુટલો બની ગયો હતો. એ પછી ગુફાનાં રહેવાસીઓને પોતે બેજાન કરેલાં હોવાથી હવે તે નિર્ભયપણે તેમાં દાખલ થયો, તેમાંના ખજાનાનો પોતે ધણી થયો, એક ઝાડની ડાળીઓથી તેનું મહોડું બંધ કરી લીધું,

અને પોતાથી બની આવ્યું તેમ હથિયારબંધ થઇને તથા પોતાની જરૂરિયાતોને થકી જોઇતું સોનું રૂપું સાથે લઇને, તેણે પોતાનાં વતન તરફની રાહ ધરી. થોડાક દિવસ પછી તે ત્યાં જઇ પુગ્યો, અને પોતાની ઉપર વિતેલી કહાણી પોતાનાં ખેશાઓ આગળ કહી સંભળાવી. એ પછી ગુફામાંનો ખજાનો વગેરે ઉપાડી લાવવા માટે ત્યાં ઉંટો અને ગુલામોને મોકળવામાં આવ્યા. આ સર્વ દ્રવ્યથી માતબર બનીને પેલા સખી ગુલામે સર્વ ખજાનો ગરીબ લોકોમાં આપી દેવા માંડયો. તેણે પોતાનાં મકાનની પડોશમાં તે રસ્તેથી પસાર થતા મુસાફરો, કાફલાવાસીઓ અને હાજીઓને થકી એક ધર્મશાળા બંધાવી, અને સિંહની ગુફામાંથી મળેલી લૂટમાંથી તેણે સખાવતનું મંદિર બંધાવ્યું.

* * * *

ઉપલી હેકાયત પુરી કીધા પછી અલાઉદદીન બોલ્યો કે "અય નામવર પાદશાહ! તું નજર પુગાડીને જો કે આ ગુલામ, જેને તેના શત્રુઓની ખોટી જબાની ઉપરથી ફાંસીને લાકડે ચહડાવી ખુઆરીથી મારી નાખવાનો હુકમ થઇ ચૂકેલો હતો, તથા જે વળી સિંહોથી ભક્ષ થવાના ભયમાં આવી પડેલો હતો, તે આ સઘળાં સંકટોમાંથી કેવો ચમત્કારિક રીતે છુટી જવા પામ્યો; ત્યારે બીજા હાથ ઉપર તેના ઉપર તોહમત મૂકનારા અને તેના શત્રુઓ જેઓ તેને રીબાવીને મારી નાખવામાં આવે તે હરખથી જોવાને ઇંતેજાર હતા, તેઓ કેવા કતલ થયા અને પોતાની સજાએ પુગ્યા! હરમના રાજાની રૈયતનો એક ભાગ આ રીતે નાશ પામ્યો તેથી તેનેબી સજા થઇ, કારણકે તેણે પેલા ગુલામને લગતા મુકદમાની તપાસ પોતે જાતે નહિ કરવાની, તથા જે ફરિયાદના પુકારો સાંભળ્યાથી તેની દયા ઉસ્કેરાઇ હતી તે તરફ પુરતું લક્ષ નહિ આપવાની ગફલતીનો વાંક કીધો હતો."

પાદશાહ બોહેતજાદને હવે બહુ અસાધારણ ચટાપટી થઇ. હવે તેણે પોતાની સત્તા વાપરીને અલાઉદદીનને ગર્દન મરાવવો કે નહિ, તથા અલાઉદદીને જે જે દાસ્તાનો કહી સંભળાવ્યાં છે અને તે ઉપર ચૂનોચરા કીધી છે તે ઉપર ઇતબાર લઇ જવો કે નહિ, તથા પોતાના

વજીરો તેની ઉપર જે તોહમત મુકી તેને સજા અપાવવા માંગે છે તે વાજબી ગણવી કે નહિ; એ સઘળા અંદેશાઓની વચ્ચે પાદશાહ ગુચવાઇ ગયો. તેનાં જિગરમાંથી એક આવાજ તેને બળત્વારીથી એમ કહેતો કે જે ચુકાદો તેણે અલાઉદ્દદીન સામે આપ્યો છે તે ગેરવાજબી છે; પણ ત્યારે બીજા હાથ ઉપર એ જવાનને ગર્દન મારવાનો હુકમ જાહેરમાં પોતેજ આપી ચૂકયો હતો, શેહેરના કોટની બાહેર તે માટેનો માચરો તૈયાર કરવામાં આવ્યો હતો, તેને ગર્દન મારવાનો હુકમ વખ્તોવખ્ત ઢીલમાં રહ્યા કરતો હતો, અને તમાશો જોવા માટે લોકોનું ટોળું અધીરાઇથી વાટ જોતું ઉભું હતું; એ સઘળા વિચારોથી પાદશાહના ગુચવાડામાં ઘણો વધારો થઇ પડયો. તેને પાછો આનાકાની કરતો જોઇને તેના વજીરોએ મજબૂત દલીલોથી તેને એકવાર ફરીને નક્કી ઠરાવ ઉપર લાવી મુકવાની કોશેશ કીધી અને આગળા સઘળા દાખલા દલીલો એકવાર ફરીથી રજુ કરીને પછી શેવટે પાદશાહને એવી ધમકી આપી કે "અગરજો તકસીરવારને ગર્દન મારવાનો શેવટનો હુકમ તું નામવર નહિ આપશે તો તારે એમજ જાણવું કે તારા અમલની આખરી આવીછે."

"તમારી આ ધમકી છતાં મને એવું લાગે છે," પાદશાહે વજીરોને જવાબ દીધો, "કે હું જે હુકમ આપવા જાઉં છું તે ગેરવાજબી છે અને તે મારૂં જિગર કબૂલ રાખતું નથી. તોપણ જેવારે મારાં રાજયની સલામતી મારા હુકમ ઉપરજ આધાર રાખે છે તેવારે તો તમારી સલાહ હું માન્ય કરૂં છું. ચાલો, આ તકસીરવારને તેની શેવટની સજાએ પહોંચાડો."

આ સખુનો નિકળતાંજ ચોકીદારોએ અલાઉદ્દદીનને પકડી લીધો. દોરડાંથી તેના મુસ્કા બાંધ્યા, અને તેને હાથે પગે બેડી નાખીને તેને શેહેરની બાહેર તે જગાએ લઇ ચાલ્યા કે જયાં તેની જિંદગીનો છેડો લાવવામાં આવનાર હતો. પાદશાહ પોતે એક હાથી ઉપર સવાર થઇને પોતાની તમામ દરબાર જોડે ગર્દન મારવાની જગાએ ચાલ્યો, જયાં તે એક તખ્ત ઉપર બિરાજયો, અને તે ઉપરથી પેલા માચરા ઉપર બનતા બનાવો જોવા લાગ્યો. કમનસીબ અલાઉદ્દદીન અત્યાર

આગમજનો માચરા ઉપર ચહડી ચુકયો હતો, જે વેળા એકાએક એક પારકો માણુસ ભેગાં મળેલાં લોકોનાં ટોળાંમાંથી ધસીને બાહેર નિકળી આવ્યો, ચોકીબાનોને ખસેડી નાખ્યા, અને પોતાના માર્ગ વચ્ચે જે હરકતો નડી તે દૂર કરીને અલાઉદ્દીનની આગળ ગયો અને તેને બાઝી પડયો.

"ઓ મારા બેટા! મારા વહાલા બેટા!" તે પુકાર્યો, અને એ વેળા તેની આંખમાંથી ધોધબંધ આંસુ વહેવા લાગ્યાં. તેનાથી કશું વધારે બોલી શકાયું નહિ, કેમકે અત્યંત દિલગીરીથી તેની જબાન ગોયા બંધ થઇ ગઇ હતી.

આ નહિ ધારેલા બનાવથી ભેગાં મળેલાં લોકોમાં જબરી ગડબડ ચાલી, અને પાદશાહને ખબર પડતાંજ તેણે ફરમાવ્યું કે પેલા અજાણ્યા માણુસને તેની આગળ હાજર કરે.

જેવારે તેને પાદશાહની નજદીક લઇ આવ્યા તેવારે તેણે તેની કદમબોસી કરીને કહ્યું કે "અય મોટા પાદશાહ! આ કમનસીબ જવાનનો જીવ બચાવ, જેને કતલ કરવાનો તેં હુકમ આપ્યો છે. અગરજો કોઇ તકસીરવારે મરવુંજ હોય તો મને મારવાનો હુકમ આપ. તારા પાઉં આગળ બંદો હાજર છું."

"તું કોણ છે?" પાદશાહે પુછ્યું. "આ ગુનેહગાર સાથ તને શો સંબંધ છે?"

"જેહાંપનાહ!" પેલા અજાણ્યાએ ખુલાસો કીધો, "લુટારાઓનાં એક ટોળાંનો હું સરદાર છું; જંગલમાં એક દહાડે મારી ટોળકીની તરસ મટાડવા માટે પાણીના ચશ્માની શોધમાં હતો ત્યારે એક ચશ્માના કાંઠા ઉપર ઉગેલાં ઘાસની ઉપર તથા ખજુરીનાં પાંચ ઝાડો વચ્ચે તેમના ઓથા તળે રેશમ અને જરીતારનું કપડું મારી નજરે પડયું, જેની અંદર એક તુરતનાં જન્મેલાં બાળકને લપેટેલું હતું. આ નિર્દોષ બચ્ચાં તરફ મારૂં દિલ દોડયું અને તેને ઉઠાવીને હું હરખથી મારે ઘર લઇ ગયો, અને તેનું પોષણ કરતા થકી મારી ઓરતને

સ્વાધીન કીધું. જોકે એ બાળક કાંઇ અમારૂં પોતાનું ન હતું; એ તો અમને ખુદાતાલા તરફની એક નવાજેશ થયલી હતી; તોપણ તે અમને અમારાં પોતાનાં ફરજંદ કરતાં અતિઘણું વહાલું થઇ પડયું હતું. તે એટલી તો ઉત્તમ ખુબીઓ અને ભલો ખવાસ ધરાવતું હતું કે તે જોઇને અમને દિલગીરી પેદા થઇ, કારણકે એવીજ ભલી ખુબીઓ અમે અમારા ધંધાને લીધે તર્ક કીધી હતી અને તેમને ભૂલી ગયાં હતાં. અય જેહાંપનાહ! ભારી શર્મિંદગી સાથ મારે કબૂલ કરવું જોઇયે કે અમે તો લૂટારૂ લોકો હતાં. જેવારે તે મોટો થયો તેવારે અમારી જોડે લૂટ કરવા આવતો હતો અને પોતાની બહાદુરી તેમજ પોતાની માણુસાઇથી તે દર વેળા વખાણુ મેળવતો હતો. એક વેળા તારાં લશ્કર સાથની ઝપાઝપીમાં અમે નાઠા અને તે પકડાઇ ગયો."

આ કરતાં વધારે લાંબા ખુલાસાની પાદશાહ બોહેતજાદને હવે જરૂર જણાઇ નહિ. તે તુરત પામી ગયો કે જે જવાનને તે હમણાં ગર્દન મરાવવા આવ્યો હતો તે તો તેનો પોતાનોજ બેટો હતો. તે નામદાર એકદમ પોતાનાં તખ્ત ઉપરથી ઉઠયો અને જ્યાં અલાઉદદીન અચરત થતો ઉભેલો હતો ત્યાં દોડી ગયો, અને પોતાની કમરેથી ખંજર ખેંચી કહાડીને તે વડે તેના બંધ કાપી નાખ્યા, અને પછી તેને પોતાની ગોદમાં ચાંપ્યો તથા તેના તરફ બાપ તરીકેની ભારી મોહબત દેખાડવા લાગ્યો.

"અય મારા બેટા!" તે તેને બોસ્સા લેતો અને બગલગીરી કરતો બોલ્યો, "હું તો આજ ઘડી મારાં જિગરમાં સદાકાળના પસ્તાવાનું ખંજર ભોકવાની તૈયારીમાં હતો. અગરજો તને ગર્દન મારવાની સજા અમલમાં મૂકાઇ ચુકી હોત તો તેથી મારૂં દિલ તુટી જાત; પણ ખોદાતાલાની અનંત દયાથી તે દુખભરેલો ઘાતકી બનાવ ફતેહ અને ખુશહાલીમાં બદલાઇ ગયો છે, અને તેથી મારા જાનને નેહાયત ખુશી પેદા થઇ છે, અને તે સદાનો રોશન બન્યો છે."

આમ બોલીને પાદશાહે અલાઉદદીનને ફરીથી બગલગીરી કીધી, તેને પોતાની જોડે હાથી ઉપર બેસાડયો, અને કર્નાયના હરખભરેલા

પુકારો તથા ભેગી મળેલી આલમની ખુશહાલી વચ્ચે પોતાના મહેલ તરફ પાછો ફર્યો.

પાદશાહજાદી બદારબેયને આ નહિ ધારેલાં ઓચિંતાં સુખની ખબર મળી ચુકી હતી. જે બેટાને મરણ પામેલો સમજીને તેણી સદા ગભરાતી હતી તે બેટો અંતે મળી આવ્યાથી તેણીની ખુશહાલીનો પાર રહ્યો નહિ. થોડાજ વખ્તમાં પાદશાહે હાજર થઇને હવે તેજ બેટાને તેણીનાં વહાલાં ફર્જંદ દાખલ રજુ કીધો, જે વેળા શાહજાદાને પાદશાહી લેબાસ પહેરાવેલો હતો. આ ભપકાદાર પોશાકથી તેનો દેખાવ એટલો બધો ફેરવાઇ ગયો હતો કે કંટાળાભરેલાં કેદખાનાંથી તેના ઉપર જે અસર થવી જોઇયે તે શોધી કહાડવી મુશ્કેલ થઈ પડી. આ બનાવની ખુશખબર આખાં રાજ્યમાં ચોતરફ સર્વ વર્ગનાં લોકોમાં ફરી વળી. દરબારીઓ, સોદાગરો અને ધંધાદારીઓ, એ સર્વેએ તેમાં ભાગ લીધો; મસ્જીદો ખુલ્લી કરવામાં આવી, અને તમામ આલમ ખુદાતાલાનો આભાર માનવા તથા શુક્રગુજારી કરવા થકી ત્યાં ભેગી થઇ; જાહેર જશનો અને રામશનીમાં સર્વ રૈયતોએ ભાગ લઈ પોતાની ખુશહાલી જાહેર કીધી; ઇસ્ફહાન શેહેર[1] એ દિને મોજ મજાહનું મથક થઇ પડયું; અને સૌ કોઇ—આકાશમાંનાં પંખેરાંઓ સુધાં—પાદશાહની કીર્ત્તિનાં અને અલાઉદદીનના છુટકારાનાં ગીતો ગાવા લાગ્યાં.

પેલા દશ વજીરોજ એકલા એવા હતા કે જેઓએ આ સઘળી ખુશહાલીમાં ભાગ લીધો ન હતો, કેમકે તેઓને અંધારાં કેદખાનામાં નાખ્યા હતા, જ્યાં તેઓનાં પાપી અંતઃકરણ તેમને દંખ દેવા લાગ્યાં. પ્રજાનાં લોકોની મોજમ્જેકને થકી પાદશાહે ત્રીશ દિવસો મુકરર કીધેલા હતા તે પુરા થયા પછી તે બદમાશોને સજા ફરમાવવામાં આવનાર હતી. શેવટે પાદશાહના હુકમથી તખ્તનાં કદમ આગળ તેમને હાજર કરવામાં આવ્યા, જે તેમની નજરમાં હમણા બહુ ધાસ્તી ઉપજાવનારૂં

---

૧. શું ત્યારે ઈસ્ફહાન પાદશાહ બોહેતજાદનું પાયતખ્ત હશે? અને વાર્તાની શરૂઆતમાં ઈસ્સેસારા નામે જે પાયતખ્તનું નામ છે તે શું ઈસ્ફહાનનુંજ બીજું નામ હશે?

થઇ પડયું હતું. આ વેળા અલાઉદદીન પોતાના પેદરના જમણા હાથ ઉપર બેઠેલો હતો, જેને જોતાંજ તેઓએ પોતાની પાપી નજર ફેરવી દીધી, અને પછી એવી ચુપકીદી ફેલાઇ કે જેથી દરબારમાં તે વખ્તે દબદબો વધ્યો અને સર્વનાં દિલમાં ધાસ્તી પેદા થઇ. બાદ પાદશાહ બોહેતજાદે પેલા ગુનેહગારોને આ મુજબ કહ્યું :—

"અય મારાં તખ્તના તમો દગારા થામો ! અને મારી કીર્તિ વધારવા માટે મોટી જાનફેસાની દેખાડવાનો ઢોંગ કરનારા વજીરો ! આ જવાન તરફ જુઓ, કે જેની પુઠ તમોએ બહુ ધાતકી હઠીલાઇથી અને અત્યંત આતુરતાથી પકડેલી રાખી હતી. શું તમો મને એવી સલાહ નહિ આપતા હતા કે એનો ખુલાસો નહિ સાંભળતાં મારે એને ગર્દન મારવાનો હુકમ આપવો જોઇયે ? શું તમો મને એવી ધમકી નહિ આપતા હતા કે એની વાતો સાંભળ્યાથી મારી કીર્તિ, મારી સલામતી અને મારી રૈયતોની સુખશાંતિ ભારી ભયમાં આવી પડી હતી ? હવે ત્યારે એ સર્વ વાતો તમારામાં તાકાત હોય તો સાબેત કરી આપો; તમોને તમારી ઇચ્છા મુજબનો ખુલાસો કરવાની છુટ છે."

પણ આ ગુનેહગાર વજીરોને તેમની જબાન ઉપાડવા માટે પાદશાહે કરેલી કોશેશ ફોકટ ગઇ. તેઓ તો ગોયા મરી ગયા હોય એવા થંડા પડી ગયા. તેઓ પોતાની આંખો જમીન ઉપર એવી ચોંટાડી દઇને ઉભા હતા કે ત્યાંથી તેમને તેઓએ પાછી ખસેડીજ નહિ. તેઓના હોઠ થરથર ધ્રુજવા લાગ્યા; તેમના પગો લટરપટર થવા લાગ્યા, અને ગોયા હમણા તેઓ તુટી પડે એવો મામલો થઇ પડયો.

હવે અલાઉદદીને પોતાની તરફથી તે પાપીઓને આ પ્રમાણે કહ્યું :—"બોલો ! ચોરોના સરદારનો મને બેટો ગણીને મારી સામે તમે જે જબાંદરાજી ચલાવતા હતા અને અદલ ઇનસાફની ખાહેશ બતાવતા હતા તે હવે કયાં ગઇ ? મારી ફકત એક ભૂલ થઇ હતી તે તમારી નજરમાં જબુનમાં જબુન પાપનું કામ થઇ પડયું, અને તેમ ગણીને તમો મને હીણામાં હીણી સજા ફરમાવવાનો નામદાર

પાદશાહને આગ્રહ કરતા હતા, તો હવે હમણા તમો મુગા કેમ ઉભા રહ્યા? શું તમારી હિમત અને રાજ્યની કીર્તિ માટેની તમારી કાળજી હાલ નાશ પામી ગઇ છે? નહિ, નહિ; ગુનાહના ભારથી તમારી ડોકી વાંકી વળી ગઇ છે; અંતઃકરણના દંખના તમે શિકાર બન્યા છો; અને શર્મિંદગીથી તમે ગુચવાઇ ગયા છો."

"તમોને જે સજા હું ફરમાવીશ તે તો ખુદાતાલાની કેતાબમાં અત્યાર આગમજની નોંધાઇ ચૂકેલી છે, અને હવે તે આ જમીન ઉપર અમલમાં મુકાશે." પાદશાહ બોહેતજાદે કહ્યું, અને પછી પોતાના માણુસોને ફરમાવ્યું કે "ફાંસીના જે માચરા ઉપર મારા બેટાને ગર્દન મારવામાં આવનાર હતો ત્યાંજ આ દશ બદમાશોને તેમના દિવસો પુરા કરવા માટે લઇ જાઓ, અને બાંગીઓ મારફતે આ મારા હુકમથી પ્રજાનાં લોકોને જાણીતાં કરો."

આ હુકમ એકદમ અમલમાં મૂકવામાં આવ્યો, અને ગર્દન મારવાનો તમાશો જોવા રૈયતોની જોડે પાદશાહ પણ ગયો. એ કામ પુરૂં થવા બાદ બોહેતજાદ પોતાના બેટાને પાછો મહેલમાં લાવ્યો, અને તેના તરફ પોતાની મોહબતની નિશાનીઓ દેખાડવી ચાલુ રાખી.

"અરે મારા બેટા," તે તેને પુછવા લાગ્યો, "મોતની શમ્શેર નીચે તું આવી ઉભેલો હતો તે છતાં જે દાસ્તાનો તેં મને કહી સંભળાવ્યાં તે તને યાદ કેમ રહ્યાં અને તું કેમ નહિ બીધો? જે સંખ્યાબંધ રહેણી કહેણીઓ અને ડહાપણભરેલા વિચારો, જે મોટા અનુભવ અને ભારી અભ્યાસ વિના હાંસલ થઇ શકે નહિ, તે તું કયાંથી શિખ્યો?"

"અય જેહાંપનાહ!" અલાઉદદીને જવાબ આપ્યો, "જે તારી આગળ બોલ્યો હતો તે હું ન હતો; એ તો પાક પરવરદેગાર હતો, જે મારાં દિલમાં વસ્યો હતો. મારાં બાળપણમાં મારી તરબિયત ભુલી જવામાં આવી ન હતી, અને જે સુખી પળે હું તું નામવરની નજર આગળ આવી વસવાને નસીબવાન થયો ત્યારપછી ડહાપણની

મારી તાલીમ મેં સંપૂર્ણ કીધી. જે બાઇને મેં મારી માતા કરી લીધી હતી તેણીએ બાળપણથીજ મારૂં લક્ષ દીન તરફ ખેંચેલું રાખ્યું હતું, જેનાં પવિત્ર ફરમાનો મુજબ મારે મારી ચાલચલણ સુધારવી જોઇયે, એમ તેણી મને કહેતી હતી. અને તું નામવરને જે ચીજ બહુજ વિચિત્ર લાગશે તે તો એ છે કે એ બાઇનો ખાવિંદ બાળપણથી ગુનાહમાંજ ઉછરેલો હોવાથી તેને તેવી તબેજ પડી ગયલી હોવા છતાં, તથા કાફલાઓની લૂટ ચલાવવામાં જરાબી આનાકાની કરે એવો નહિ હોવા છતાં, તે પોતાનો આપેલો વચન કદી તોડતો ન હતો. તે પોતાની ઓરત તરફ વફાદાર, પોતાના ગુલામોનો માયાળુ શેઠ, મારા ઉપર એક બાપ કરતાં પણ વધારે મેહરબાન, અને સઘળા લૂટારાઓમાં સૌથી ઓછો લોભી હતો. તેણે મને માયાથી ઉછેર્યો, અને તે વખ્તે હું હાલ છું તેવો મારી બુનિયાદ બાબે ખબરદાર નહિ હતો તેથી હું એક પોષણકર્ત્તા ગણીને તેને માન આપતો અને એક બાપ ગણીને તેને ચાહતો હતો."

"હવે તેની વાત જવા દે, મારા બેટા," પાદશાહે તેને આગળ વધતો અટકાવીને કહ્યું. "પેલો ભયભરેલો ગર્દન મારવાનો દેખાવ જોઇને લોકો પાછાં ફરે છે, અને મસ્જીદોને મથાળેથી બાંગીઓએ બાંગ મારી તેમને નિમાજ માટેની ખબર આપી છે તેથી તેઓ મસ્જીદોમાં દાખલ થવા જાય છે. મારા ખજાનચીને તું તારી સાથે લઇ જા, અને જ્યાંબી તારૂં કદમ લઇ જવા તું ચાહે ત્યાં પુષ્કળ ખેરાત અને સખાવત કર, અને મારાં રાજ્યની આબાદાનીને થકી ખુદાતાલાએ મને વારેસ બક્ષ્યો છે એમ તારાં ભલાં કામોથી યોગ્ય રીતે જાહેર થવા દે."

ધર્મની ક્રિયાઓનું કામ જેવું પુરૂં થયું તેવોંજ પાદશાહે હુકમ આપ્યો કે પેલો ચોરોનો સરદાર, જે ઇસ્સેસારામાંજ વસતો જણાયો હતો, તેને હમામમાં લઇ જઇ ગુસલ ઉતરાવે અને તેને કીમતી પોશાક પહેરાવીને મહેલમાં પાછો લાવે, જ્યાં તે પોતાના કરી લીધેલા બેટાની ફતેહ પોતાની નજરે જોઇને ખુશહાલ થાય. જ્યારે તેને આ મુજબ

તૈયાર કરીને પાદશાહની આગળ હાજર કીધો ત્યારે બોહેતજાદે તેની આગળી જિંદગીનાં અપકીર્ત્તિભરેલાં કામોને થકી તેને કશો ઠપકો આપ્યો નહિ, પણ તેના કુદ્રતી ખવાસો તરફ નજર પુગાડીને તેને સરહદના એક એવા પ્રાંતની સરદારી ઉપર નેમ્યો, કે જ્યાં તેની ચાલાકી અને લશ્કરી બુદ્ધિબળ મુજબનું તેને લાયક માનઅકરામ મળી શકે.

બોહેતજાદ, બહારજોય અને અલ્લાઉદ્દદીન બેશાવંદી, મોહબત અને દોસ્તીના ગાંઠોથી પાછાં જોડાયાં, અને કદી નહિ ફેરવાય એવી મોહબતમાં ઘણુંએક વરસો ગુજાર્યાં, અને તે દરમિયાન જે ગાંઠે પોતે બંધાયલાં હતાં તેને વધારે ને વધારે મજબૂત કરતાં ગયાં. છેલ્લે સરવાળે પાદશાહે પોતાની જઇફીને લીધે પોતાનું કુવત ઘટતું જોઇને વધારે મજબૂત હાથોમાં પોતાનાં રાજ્યની લગામ સોંપવાનો વખ્ત નજદીક આવેલો વિચાર્યો, અને વજીરો, કાજીઓ, ધારાના હિમાયતીઓ, શાહજાદાઓ, અમીરો, અકાબેરો અને રાજ્યના તમામ આગેવાનો તથા બડેખાંઓને ભેગા કરી એક મોટી દરબાર ભરી, અને તેઓને આ મુજબ કહી સંભલાવ્યું:—

"કુદ્રતનો સાહેબ ફરમાવે છે કે મારાં તખ્ત ઉપર મારા બેટાએ બિરાજવું. તેનું ચમત્કારિક રક્ષણ કરીને તે સાહેબે પોતાની ઇચ્છા ખુલ્લા આકારમાં બતાવી આપી છે. મારા બેટાનાં માથાં ઉપર આજ દિને તાજ મૂકીને હું ફક્ત તે સાહેબનો હુકમ બજા લાવું છું, અને તમારા ઉપર હુકમ ચલાવવા થકી મારા કરતાં વધારે લાયક પાદશાહ તમોને આપુંછું."

[ આ વાર્તા જોકે "અરેબ્યન નૈટસ"નાં દફતરોમાં જોવામાં આવતી નથી તો પણ એને તે દફતરમાંની વાતો સાથે સંબંધ છે તે આ ઉપરથી જણાશે કે એ વાર્તા પેલાજ પ્રખ્યાત પાદશાહ શેહેરિયાર આગળ પાદશાહજાદી શેહરજાદીએ કહી સંભળાવી હતી, અને તે આ પાદશાહે તથા તેણીની બહેન દીનારજાદીએ સાંભળી હતી, એમ વાર્તાનાં અસલ દફતરમાં જણાવેલું મળી આવે છે. તેમાં લખ્યું છે કે આ વાર્તા પુરી થઇ ત્યાંસુધી પાદશાહના મહેલમાં ખામોસી એખ્તિયાર થયલી હતી. વાર્તા તમામ થયા પછી દીનારજાદી પોતાની બહેનને કહેવા લાગી કે "અય મારી વહાલી બહેન, તેં તારાં બખ્તથી મોટા એલ્મ

હાંસેલ કીધેલો છે, વાસ્તે હું તારે મ્હોડેથી ઘણીએક વાતો સાંભળવાની ભારી ખાહેશ રાખું છું, માટે મારી અર્જ છે કે તું બીજી એક એવી વાત કહે કે જે સાંભળવાને બહુ ખુશ લાગે. કોઇ પેહલવાન અથવા કોઇ સપેહ-સાલાર અથવા કોઈ શાયર, યા કોઇ પરહેજ્ગાર યા કોઇ આશનાઓની ઇંતેજારીની દાસ્તાન તું મને કહી સંભળાવ."

આ ઉપરથી શેહરાજાદી પાદશાહ શેહરિયારને કહેવા લાગી કે ખલીફ હારૂન અર રશીદ પોતાની દાનાઇ અને ચાલાકી તથા નરમ મિજાજને લીધે વખણાયો હતો. તેણે હાલેચલ્બે અને એક અજાણી ઓરત વચ્ચે પડેલા વાંધાનો ઘણો રાસ્ત ઈનસાફ કીધો હતો. તેનું દાસ્તાન, અગરજો પાદશાહ મારી વાતોથી કંટાળો પામ્યો નહિ હોય તો કહી સંભળાવું."

શેહરિયાર શેહરજાદીની વાતો સાંભળવાનો ઘણો શોક રાખતો હતો માટે તેણે તુરત હુકમ કીધો કે "તારી વાત આગળ ચલાવ."

આ ઉપરથી શેહરાજાદીએ હાલેચલ્બાની તે રસીલી વાર્તા શુરૂ કીધી, કેજે અમે આ દફતરમાં સર્વેથી પહેલી પ્રગટ કરી છે. આ વાર્તા પણ "અરેબ્યન નૈટસ"નાં હાલનાં ઇંગ્રેજી યા ગુજરાતી દફતરોમાં જોવામાં આવતી નથી.]



# દિલારામ અને નૂરજેહાનઃ

અથવા

# ચાર તલેસમોની હેકાયત.



## નૂરજેહાન.

મોગલોના શાહાનશાહ અબૂઅલી નબૂલને જ્યારે લાગ્યું કે હવે તેની જઇફી ઘણી થઇ છે, અને તેની ખાતરી થઇ કે હવે તે વધારે દહાડા જીવી શકશે નહિ, ત્યારે તેણે પોતાના વહાલા અને એકપુરા બેટા નૂરજેહાનને પોતાની આગળ બોલાવ્યો, અને તેને આ રવેશે કહ્યું:—

"બેટા, મારૂં તખ્ત આજથી હું તારે સ્વાધીન કરૂં છું. તું મારી જગાએ શાહાનશાહી ભોગવ. જેમ ગરીબ તેમજ તવંગરને એક-સરખો ઇનસાફ આપવાને ચૂકતો ના. તારૂં આબાદ રાજ્ય જે તું ધરાવે છે તેટલાંથીજ સબુરી પકડજે. બીજા કોઇબી પાદશાહના મુલકનો લોભ રાખતો ના. જેઓને તેમના બાપદાદાથી વારસામાં જે કાંઈ મળ્યું હોય તે તેમને ભોગવવા દેજે. ટુકમાં કહું તો હમેશ એટલી વાત યાદ રાખજે કે એક શાહાનશાહની જે સર્વથી ઉમદા ખૂબી છે તે તેનો ઇનસાફ અને તેની જોડે જોડાયલી દયા છે."

આ સખુનો કહ્યા પછી શાહાનશાહ પોતાનાં તખ્ત ઉપરથી ઉતર્યો, પોતાના બેટાને તે ઉપર બેસાડયો, અને એક ખુશકારક એવાન-માં પોતે જઇને રહ્યો, જ્યાં તેણે પોતાના સર્વથી સુખી દિવસો ગુજાર્યા હતા, અને ત્યાંજ તે ત્યારપછી થોડીક મુદતમાં મરણ પામ્યો.

આવા ભલા બાપ પાછલની જરૂરિયાતની સર્વ માન અકામની ક્રિયાઓ વગેરે ફરજ અદા કર્યા પછી નવો શાહાનશાહ નૂરજેહાન પોતાને મળેલી છેલ્લી શિખામણ મુજબનાં કામો બજાવવામાં રોકાયો.

જાતે ભલા ખવાસનો અને ઇનસાફી દિલનો હોવા છતાં, જ્યારે દરેક માણસને પોતાનું મન મજબૂત કરવા માટે અનુભવની જરૂર હોય છે ત્યારે તેના જેવા તખ્તે બિરાજનાર પાદશાહને તો તેવા અનુભવની વધારે જરૂર હોવી જોઇયે. આ વાતની સચ્ચાઈ જાણી લઇને નૂરજેહાન તખ્ત મલ્યું તેથી બીજા જવાન પાદશાહો જેવો છકી ગયો નહિ. એક દહાડે રાજકાજની બાબતમાં પોતાના દરબારીઓ જોડે મસ્લહેત ચલાવતાં, જે પાદશાહોએ અદલ ઇનસાફથી અમલ કરેલો તેમની નૂરજેહાન તારીફ કરવા લાગ્યો, ત્યારે એક વજીરે પાદશાહ સુલેમાનનો દાખલો આપીને કહ્યું કે તેના જેવો આદેલ પાદશાહ બીજો કોઇ હતો નહિ.

પણ નૂરજેહાન બોલ્યો કે "આ દાખલો લાગુ પડતો નથી સુલેમાન તો નબી હતો, માટે જે કાંઇ બુરૂં થવાનું હોય તેની તેને આગાહી થતી, જેથી તે તે બુરાઇને સહેલથી અટકાવી શકતો હતો. પણ પોતાની નબળાઇના સબબથી થયલી ભૂલચૂક સુધારવાની સર્વથી સરસ કોશેશ તો એક સાધારણ ઇનસાનજ કરી શકે. એટલામાટે તમો સર્વને મારો હુકમ છે કે કશી પણ ખુશામદ વગર મારી સર્વ ફરજોથી તમો સઘળા-ઓએ મને જાણીતો કરવો, એટલુંજ નહિ પણ મારાથી ભૂલ થતી હોય તે તમારી સલાહથી અટકાવવી અને સુધારવી. જ્યારે એક પાદશાહ પોતે નેકી માટે ચાહ ધરાવતો હોય ત્યારે તેની સઘળી રૈયાત નીતિમાન થઈ શકે."

નૂરજેહાને પોતાનું બોલવું પુરૂં કીધું ત્યારે અબૂ રિજીયા નામના એક દરબારીએ ઉઠીને કહ્યું કે—"અય મોટા પાદશાહ, તારાં રાજ્યમાં ખરેખરા ઇનસાફથીજ અમલ થતો જોવાની તારી ખાહેશ હોય તો તારે એક એવા બિનસ્વાર્થી વજીરની પસંદગી કરવી જોઇયે કેજે ફકત તારી કીરત વધારવાનો અને રાજ્યનું ભલું કરવાનોજ વિચાર રાખતો હોય. વળી તે એવો હોવો જોઇયે કે પોતે જે વાજબી કામ કીધું હોય તેનેજ પોતાનાં કામનો પુરતો બદલો ગણે."

"તું બરાબર કહે છે, અબૂ રિજીયા," પાદશાહ બોલ્યો; "પણ મુશ્કેલી એ છે કે એવા માણસને કયાંથી શોધી કહાડવો."

અબૂ રિજીયાએ જવાબ આપ્યો કે—"અય નામવર, તારી રૈયતોમાં એવો એક ધણી છે, કે જેની દાનાઇ અને મધ્યમપણાંને લીધે તેણે તારા નામના ઉઠાવનાર બાપના અમલમાં સઘળા સરકારી અધિકારો તર્ક કીધા હતા. તું નામવર કદાચ જાણતો ન હશે કે શીરાજ શેહરમાં તેના બાબમાં શું બન્યું હતું."

નૂરજેહાને જાણવાની ખાહેશ બતાવ્યાથી અબૂ રિજીયાએ પોતાની બિના આ મુજબ આગળ ચલાવી:—"આ ધણીનું નામ ઇમાદુલ દૌલે છે. ઇરાન સાથ આપણે છેલ્લી લડાઇ ચલાવી તે વેળા તેણે પોતાનું ફતેહમંદ લશ્કર શીરાજ શેહર સુધી લઇ જઇને પછી એ શેહર હાથ કીધું, પણ દયાની લાગણીને લીધે તેને લૂટફાટમાંથી બચાવ્યું. પણ તેના લશ્કરીઓ તો શેહર લૂટીને પોતાની મહેનતનો બદલો મેલવનાર હતા, માટે તેઓએ પોતાની ફતેહનાં ઇનામની માંગણી કીધી, અને એટલા ફેરાવાન થયા કે તેણે તેમને આવું કોઇ ઇનામ આપવાની કબૂલાત આપી, તો જોકે પોતે જાણતો ન હતો કે એ ઇનામ કયાંથી મેળવવું અને તેમને કેમ સંતોષ આપવો. એક દહાડે આ બાબતના વિચારમાં પોતાના મહેલમાં બેઠો હતો એટલામાં એક સર્પને તેણે એક બાકોરાંમાંથી બાહેર આવીને પાછો અંદર ભરાઇ જતો દિઠો. તેણે પોતાના ખિદમતગારોને બોલાવીને પેલું દર ખોદી સાપને બાહેર કહાડવા ફરમાવ્યું. તેના માણસોને તપાસ કરતાં એક ગુંબજ જણાયો, જેમાં એક ઉપર બીજી એમ ઘણીએક સંદૂકો ગોઠવેલી હતી. તેમને ઉઘાડી જોતાં માંહેથી સિક્કાઓથી ભરેલી થેલીઓ મળી આવી, એટલુંજ નહિ પણ ત્યાં ઘણાજ કીમતી અને શોભાયમાન રેશમી તાકાઓ પણ બાંધી મુકેલા જણાયા. આ ખજાનો મળી આવવા માટે ઈમાદુલ દૌલાએ પરવરદેગારનો આભાર માન્યો, અને પછી સઘળા સિક્કા પોતાના લશ્કરી માણસોને વહેંચી આપ્યા. એ બાદ તેણે પેલા તાકાઓમાંથી પોશાક બનાવી પોતાના બહાદુર

અને વફાદાર અમલદારોને નવાજવાના ઇરાદાથી એક દર્જીને તેડી મંગાવ્યો, જેને તેણે કહ્યું કે 'જો તું બરાબર કામ બજાવશે તો તને સારૂં દામ મળશે, એટલુંજ નહિ પણ તને હું બીજી રીતે નવાજીશ અને શર્બતની જામ નોશ કરવા આપીશ.'

"દર્જી જોકે પ્રખ્યાત હતો, પણ કાને ઉંચો હતો, માટે તે એમ સમજ્યો કે આ સાહેબ મને જેરબંદનો માર મારવા કહે છે. આ ઉપરથી તે બાપડો વગર કારણે રોવા લાગ્યો. તે પોતાનાં મનથી એમ બીધો કે શેહરના માજી હાકમે કપડાં સીવવા આપ્યાં હતાં તેનો હિસાબ ઇમાદુલ દોલા મારી પાસેથી માંગેછે. એટલામાટે તે બોલ્યો કે મારી કને માત્ર બાર સંદૂક ભરાય એટલાંજ કપડાં છે, પણ એ કરતાં ઘણાં વધારે છે એમ જેઓ કહે છે તેઓ જુઠું બોલે છે. આ સાંભળીને સપહેસાલારને હસવું આવ્યું. તેણે પેલા પોશાક મંગાવ્યા, જે તેને ઘણાજ ભપકાદાર અને નવા લાગ્યા. એ પોશાક તેમજ પેલા રેશમી તાકાઓમાંથી બનાવેલા પોશાક તેણે પોતાના લશ્કરી અમલદારોને વહેંચી આપ્યા. આમ હોવાથી હું માનું છું કે આ ધણી તું નામવરનો વિશ્વાસ મેળવવાને લાયકનો છે."

આ લાંબી હકીકત સાંભળીને નૂરજેહાન બોલ્યો કે "ઇમાદુલ દોલા મારો વડો વજીર થવાને લાયકનો નથી. હું માનું છું કે તે ઇમાનદાર છે, તોપણ તેણે ડહાપણથી કામ કીધેલું મને લાગતું નથી. હું નથી ધારતો કે એવો માણસ મારી સત્તાને ટેકો આપી શકે. શાહાનશાહતની મોહર તેની કને હોયા છતાં પોતાની ચઢાઇ માટે જોઇતી સર્વ ચીજોની વ્યવસ્થા કેમ કરવી તેની તેને ખબર ન હતી. ટુકમાં, જ્યારે તેની કનેનો ખજાનો ખૂટી ગયો ત્યારે તેનાં લશ્કરે કાયદો પોતાના હાથમાં લેવાની તેને ધમકી આપી. જો પેલા સર્પવાળો ખજાનો તેના હાથમાં આવ્યો ન હોત તો તેનું શું થાત? ખજાનાનો તેણે જે રસ્તો કીધો તેવોજ બીજો કોઇપણ ધણી કરી શકત. પેલા દર્જીની તેં જે વાત કહી તેમાં તો કાંઇ દમ નથી."

વાજબી ઇનસાફથી રાજ્ય ચલાવવાની કાળજીને લીધે નૂરજેહાન તેમાંજ મશગુલ રહેતો. સચ્ચાઇ પોતે જાતે શોધી કહાડવાને માટે તે હર વખ્તે મહેલ છોડી ફરવા નિકળતો. તેના મહેલની નજદીક માટીનાં વાસણ બનાવનારો એક ઘરડો કુંભાર વસતો હતો. નૂરજેહાન તેને દરરોજ ઘણીજ ખંત અને આસ્થાથી ખુદાની ભક્તિ કરતો અને નિમાજ ભણતો જોતો, જેથી પાદશાહ ઉપર સારી અસર થતી. એક દહાડે તે તેનાં નાનાં ઝુપડાં આગળ જઇ ઉભો અને તેને કહેવા લાગ્યો કે "તારી જે કાંઇ ખાહેશ હોય તે મારી કનેથી માંગ, અને તે હું તને આપીશ."

કુંભાર બોલ્યો કે "તારા સઘળા અમલદારોને હુકમ કર કે દરેક જણ મારાં વાસણોમાંથી ગમે તે એક ખરીદ કરે, અને તેનું જે દામ હું માગું તે આપે. હું હક વાજબી જે હશે તેજ લઇશ."

પાદશાહે તેની આ અર્જ બહાલ રાખી, અને પોતાના ખાસગી ચોકીદારોને હુકમ આપ્યો કે કુંભારનાં વાસણોનાં વેચાણ ઉપર નજર રાખે, અને કુંભાર જે હુકમ ફરમાવે તે અમલમાં આણે.

હવે પેલા કુંભારને પાદશાહ તરફથી જે હક મળ્યો હતો તેનો તેણે ઘણો વાજબી ઉપયોગ કીધો, અને પોતાના માલનાં વેચાણથી સંતોષ પામીને તેણે તેની ખરી કીમત કરતાં કશું વધારે દામ લીધું નહિ, કારણકે પોતાના હુનર ઉપર નિર્વાહ કરવામાં તે સુખી હતો, અને વળી પાદશાહ તરફ નિમકહલાલી દેખાડવાને તે આતુર હતો.

પણ નૂરજેહાનનો એક વજીર બહુ લોભી હતો. પોતાનો પાદશાહ રખે નાખુશ થાય એવી બીકથી તે પોતાના આ લોભની વાત બહુ સંભાળથી છુપી રાખતો હતો. તેણે કુંભાર કને એક વાસણ ખરીદ કીધું હતું, જે માટેનું દામ તે એક દિને જયારે પાદશાહ-ની દરબારમાં જતો હતો ત્યારે કુંભારે માંગ્યું. વજીરને એક વાસણ માટે એક સોનાનો સિકકો બહુ લાગ્યો, જે આપવાની ના પાડીને તે બોલ્યો કે એવાં નજીવાં વાસણનું તો એથી બહુ ઓછું દામ હોય.

કુંભારે જોયું કે વજીર તો દામ નહિ આપતાં ઉપરથી તાના ટપલા મારે છે, ત્યારે તેણે જવાબ દીધો કે—"તું જ્યારે મારી સાથે આવી ચાલ ચલાવે છે ત્યારે તો હું મારાં વાસણ માટે તારી કનેથી એક હજાર સિક્કાનું દામ માંગું છું, અને વળી એમબી જણાવું છું કે આ વાસણ તારે ગળે ઓળવે નહિ અને મને તારી ખાંધ ઉપર બેસાડે નહિ ત્યાંસુધી તારાથી પાદશાહની દરબારમાં જવાય નહિ. હું આ રીતે સવાર થઇનેજ ત્યાં આવીશ અને તેં મારી સાથે જે ચાલ ચલાવી છે તેની ફરીયાદ કરીશ."

વજીર આ સાંભળીને નરમ પડી ગયો. તેણે બહુ કાલાવાલા કીધા અને આ દુખ ભરેલી શર્તે નહિ કરવાની મિનતઝારી કીધી. પણ પાદશાહે પોતાને જે ઠરાવેલે વખ્તે બોલાવ્યો હતો તે વખ્ત નજદીક આવી પુગેલો જોઇને, અને કુંભારની ઇચ્છા તૃપ્ત કરે નહિ ત્યાંસુધી તેને દરબારમાં દાખલ થવા દેવાની ખાસ પેહરેગીરોએ ના પાડવાથી, તેને ઉપલી શર્ત મુજબ અમલ કરવાની ફરજે પડી. તેણે એક મુકીને એક હજાર સોનાના સિક્કા ગણી આપવાની કબૂલાત આપી, અને પછી પેલું વાસણ ગળે ઓળવી તથા કુંભારને ખાંધે બેસાડીને તે પાદશાહની હજુરમાં દાખલ થયો. આવી નહિ છાજતી અને હસવા સરખી ઢબમાં વજીરને હાજર થયલો જોઇને શાહાનશાહ અચરત થયો, અને એવા દેખાવનું કારણ પુછ્યું. જ્યારે સઘળો ખુલાસો થયો ત્યારે નૂરજેહાને ફરમાવ્યું કે વજીરે તાબરતોબ એક હજાર સિક્કા ગણી આપવા. અને પછી આવા એક લોભી વજીરથી રાજ્યને કેવી મોટી નુકસાની ખમવી પડે તેનો વિચાર કરીને તેણે તેના ઓહદા ઉપરથી ઉઠાડી મુકયો. પેલા કુંભારે પાદશાહને તેના વજીર સંબંધી જે વાતથી વાકેફ કીધો તે બાબે પોતાને કશો વહેમ પણ ન હતો માટે પાદશાહ તેના ઉપર ખુશ થયો.

નૂરજેહાને શાહાનશાહતના સર્વથી લાયક માણસોની એક મેહફિલ બનાવી, ડહાપણ ભરેલા કાયદા ઘડયા, અને પછી પ્રાંતોમાં ફરવા નિકળ્યો, એવા ઠરાવથી કે જેના ઉપર દુખ અને જુલ્મ હોય તે ઓછા

કરવાં. તેને એકજ ખાહેશ હતી, અને તે એ કે મરણ પછી લોકો તેને યાદ કરે, જે મિસાલે કે ઇરાનના એક પાદશાહની કબર ઉપર આવો ઉમદા લેખ કોતરાવેલો હતો કે—"રડો, જારી કરો, કારણકે શાહ શુજા મરી ગયો છે!"

નૂરજેહાન રાજ્યના ઘણાખરા પ્રાંતોમાં ફરીને તથા ત્યાં ઘણીએક ફરિયાદોની દાદ લઇને પાછો ફરતાં હવે પોતાના મુલ્કની પડોશના તાતારી મુલ્કમાં ફરવાની તેને ખાહેશ થઇ. તાતારી લોકોની રીતભાત અને રાહ રસમથી વાકેફ થવાના ઇરાદાથી તે એ દેશમાં દાખલ થયો, જે લોકો બીજા તાતારીઓ કરતાં વધારે સુધરેલા હતા, કેમકે તેઓએ ઠરીઠામ થઇને ઘરબાર બાંધ્યાં હતાં અને શેહરો વસાવ્યાં હતાં. વળી તેમની ઓરતોને પણ તેઓ જનાનામાં બંધ કરી રાખતા ન હતા.

## દિલારામ.

મોઘલોના શાહાનશાહને પોતાના મુલ્કમાં આવેલો જોઇને તાતારી સરદારો અને લોકો તેને એસ્તેકબાલ આવ્યા. તેઓમાંના કોઇએ પોતાની લશ્કરી કવાયદ બતાવી; બીજાઓએ પોતાની ઓરતો સાથ હાજર થઇને નાચ કરી બતાવ્યા. આ તાતારી નાજનીનોમાં નૂરજેહાનની નજર એક જવાન ખુબસુરત નાજનીને ખેંચી, જે માત્ર ૧૮ વર્ષની ઉમરની હતી. તેનું નામ દિલારામ હતું. તેણી બહુજ રૂપાળી હતી, અને તેના ચેહરા ઉપરથીજ તે કેવી નમ્ર અને ખબરદાર હતી તે માલુમ પડી આવતું હતું.

પાદશાહે એવી એક અબળાને પોતાના મહેલમાં લઇ જવા માંગી, પણ દિલારામે તેની એ ખાહેશ કબૂલ રાખવાની ના પાડી. નૂરજેહાન ઘણો ડાહ્યો અને ઇનસાફી હતો, તોપણ આ બાનુ તરફનાં ખેંચાણથી તે એટલો બધો ખેંચાઇ ગયો હતો કે તેણે હવે આ સુંદર નારને ધમકીથી વશ કરવા માંગી. તેણે કહ્યું કે તું જો મારી ખાહેશ કબૂલ નહિ રાખશે તો એકલી તનેજ જીતવા માટે હું તારા વતન ઉપર લશ્કર લઇને ચઢી આવીશ. આ વાત તેણે દિલારામ

એકલીજ સાંભળે એમ આહેસ્તેહથી કહી, કેમકે જો તાતારી સરદારોએ એ વાત સાંભળી હોત તો તેઓ પોતાનાં છુટાપણાંને માટે એટલાબધા મગરૂર હતા કે તે ને તેજ પળે લડાઇ ઉઠત. પણ દિલારામ ડાહી હતી. તેણે બહુજ મિઠાસથી પાદશાહને જવાબ આપ્યો, જરા પણ ધાસ્તી બતાવી નહિ, અને નૂરજેહાનને માઠું લાગે એવો એક પણ હરફ કહ્યો નહિ. તેણીએ એક વાનો કહીને પાદશાહની માગણીનો પોતાની તરફનો જવાબ આપ્યો.

તે બોલી કે—"અય મોટા દરજ્જાના શાહ, તમને ખબર તો છેજ કે આ અમારા મુલ્ક ઉપર મોટા લામા (ધર્મગુરૂ પાદશાહ) ની હકુમત ચાલે છે. એક લામા પોતે આજ જગાએ આ અમારા વતનની એક ખુબસુરત નાજનીન ઉપર મોહિત થયો હતો. તે બાનુએ લામાની સઘળી લાલચો ના પાડી, એટલુંજ નહિ પણ તેની સાથે પરણવાની ભી નાખુશી બતાવી. તેણીએ લામાને પોતાનો ખાવિંદ કરવાની ના પાડવાનું કારણ એકે એક ગવૈયા ઉપર તેણી ફિદા હતી અને તેની જોડે શાદીના ગાંઠથી બંધાવાની હતી. તેણીએ એ વાતથી લામાને વાકેફ કીધો અને કહ્યું કે તારી ઓરત થવાને હું તદન નાલાયક છું. પણ ગુસ્સા અને દિલગીરીને વશ થઇ જઇને મોટા લામાએ પેલા ગવૈયાને મારી નખાવ્યો અને તેણીને પોતે ઉપાડી ગયો. અય પાદશાહ, તમો સારી પેઠે જાણો છો તેમ અમારાં વતનમાં દરેક જણ લામાનો ભારી ડર રાખે છે, કેમકે અમારાં લોકો તેને દેવતા સમાન માન આપે છે. પણ આ ગેરઇનસાફ અને ઘાતકીપણાં પછી લામાને પોતાના કામથી ઘણો સંતોષ મળ્યો નહિ. વધારે છુટાપણું મેળવવાની ઇચ્છાથી પેલી નાજનીને લામા સાથ શાદી કરવાની કબૂલત આપી, પણ તે આગમજ તેણી એક ઉંચા ખડક ઉપરથી નીચેની ખાઇમાં તુટી પડી અને પોતાની પાકદામાન સાચવી. એ ખડક અહીંથી દેખાય છે, અને તાતારી છોડીઓ કેવી ઇમાનદાર અને મજબૂત ઠરાવની છે તેની સાબેતી દાખલ એ ખડક બતાવવામાં આવે છે,—હવે, પાદશાહ સલામત, હું તમારી માંગણી કબૂલ રાખતી નથી તે કાંઇ કોઇ બીજા

તરફના મારા ચાહ કે મોહબતને લીધે નથી. ખરૂં કારણ એ છે કે મારૂં દિલ આ ઘડી સુધી સ્વતંત્ર છે; તમો એ મારાં જિગરને પુરેપુરૂં પીછાનતાં શિખો. તે ઉમદા છે, અને કદાચ તું જેવો પાદશાહ મને જે માન આપવા માંગે છે તેને લાયકનું છે. મારી નબળી ખુબસુરતી જોઇને તું લોભાઈ ગયો છે ખરો, પણ મારા જેવી એક ઓરત કેજે રૂપ સિવાય બીજી કશી ખૂબી ધરાવતી નથી તે મારા વિચાર પ્રમાણે તારા જેવા પાદશાહને માટે કશાં કામની નથી."

આ સઘળી વાતો સાંભળીને નૂરજેહાને પુછ્યું કે "કદાચ આપણુ બન્નેના મજહબોમાં ફર્ક છે તેથી મારાં સુખમાં આ હરકત નડતી હશે?"

"નહિ, નહિ, પાદશાહ સલામત, હું તો ઇસ્લામી મજહબ ધરાવું છું," પેલી રૂપસુંદરીએ ઉત્તર વાળ્યો. "મોટા લામા તરફના કાયદાઓને હું તાબે થઈ શકું એમ તમો ધારો છો કે? શું માણસ અમર છે એમ આપણ માની શકિયે? એમ માનવાને લામા તરફથી જે યુક્તિ રચવામાં આવી છે તે ઘડીભર પણ ટકી શકે એવી નથી. નહિ, નહિ, નામવર પાદશાહ, તમારી મારા તરફની ભલાઇ કબૂલ રાખવામાં કેવો મોટો જોખમ સમાયલો છે તે હું સમજું છું. બાગમાં બુલબુલનું ગાણું મધુર લાગે છે, અને ગુલાબ ખીલી રહે છે ત્યારે ખુશનુમા હોય છે, પણ એક વખ્ત એવો આવે છે કે જ્યારે બુલબુલ ફના થાય છે ને ગુલાબ કરમાઇ જાય છે. માહતાબ રાત્રે પ્રકાશે છે, પણ બામદાદ થતાંજ તેનો ચળકાટ જતો રહે છે. ત્યારે શું હું એમ ઉમેદ બાંધી શકું કે વખ્ત મારા ઉપર ત્રાપ નહિ મારશે ને મને સદા આજનીજ હાલતમાં સલામત રાખશે? આ સઘળા વિચારો મને આવે છે તે છતાં હું કબૂલ કરૂં છું, નામદાર સાહેબ, કે તારા જેવા જે પાદશાહની ખુબીઓને હું તેની મોટાઇ કરતાં વધારે કીમતી ગણું છું તેને ખુશ કરવાનું મારા હાથનાં છે એ વિચારથી મારે મગરૂર થવું જોઇયે, પણ હું તેને બીજાજ ગુણોથી ખુશ કરવા માંગું છું. હું તેની એવી મોટી અને કીમતી સેવાઓથી તેને લાયકની થવા માગું

છું કે જેથી આવાં નહિ બંધબેસતાં લગ્ન છતાં તું નામદારને કાંઇ તાનાટપલા નહિ મારે પણ તેં કરેલી પસંદગીથી સૌ કોઈ તને વખાણે."

નૂરજેહાન દિલારામની અસાધારણ હુશિયારી અને તેના દૂરઅંદેશ વિચારો જોઇને ખુશ ખુશ થઇ ગયો. તેણીની ખુબીનાં તે વખાણ કરવા લાગ્યો, અને તેને કબૂલાત આપી બેઠો કે "તારી જે કાંઇ ખુશી યા ધારણા હોય તે હું દાબી દઇશ નહિ." તેણે ઠરાવ કીધો કે તેણીથી છુટું પડવું નહિ. દિલારામ સાથે તેણે ગુલામો અને ઉંટો આપી મોકલ્યાં, જેણી પોતાનાં કુટુંબ સાથ પોતાને મકાને જઇ પુગી. જો પાદશાહે તેણીને તેનાં કુટુંબથી છુટી પાડવાની તજવીજ કરી હોત તો તેણીએ તેની આ મેહરબાની કદી કબૂલ રાખી ન હોત. નૂરજેહાન તેણીને દરરોજ મળતો, અને તેને જોયા વિના તેને એક ઘડી ચાલતું નહિ, અને જ્યારે તે તેને જોતો અને વાતો કરતો ત્યારે તેની ખુબી ગાયા વિના તેનાથી રહેવાતું નહિ.

હવે પાદશાહની દરબારમાં તેમજ પ્રજાનાં લોકમાં જે ચર્ચા ચાલુ થઇ ચુકી હતી તે દિલારામને કાને આવી. તેઓ તેણી માટે જે ખરાબ મત બાંધી બેઠાં હતાં તેની તેને ખબર પડી. પોતાની સામેની આ લબાડ જીભલીઓને બંધ કરી નાખવા માટે તેણીએ એક ઇલાજ લીધો. તેણીએ પાદશાહને અર્જ કીધી કે તારી દરબારના સઘળા દાનેશ્વરોને તેમજ તારાં રાજ્યના સર્વ આલેમોને ભેગા કરવા અને તેઓ જે કાંઇ સવાલો મને પુછે તેના જવાબો મારે આપવા, તેમજ પાછલથી હું તેઓને જે પ્રશ્ન કરૂં તેના તેઓએ ઉત્તર દેવા. નૂરજેહાનને લાગ્યું કે દિલારામ જેવી નાજુક અબળા દાના અને અકલમંદ મર્દોના પુછેલા સવાલોના જવાબ આપી શકનાર નથી, અને જ્યારે તે તેણીથી નહિ આપી શકાશે ત્યારે તેને ભારી ખેજાલત લાગશે અને શર્મિન્દગી સાથ દરબાર છોડી જવું પડશે. એટલામાટે તેણે તેણીને આ કામથી હાથ ઉઠાવવાને સમજાવી. આ વાત સાચી છે કે જેમને આપણ ચાહતાં હોઇયે તેઓ આપદામાં આવી પડે તે માટે આપણાં મનમાં જે ભય પેદા થાય છે તે આપણ પોતે આપદામાં આવી પડવાથી ઉત્પન્ન થતા

બય કરતાં બેશક ઘણો વધારે હોય છે. પણ પાદશાહની સર્વે કોશેશ ફોકટ ગઇ. દિલારામ પોતાની માંગણીને વળગી રહી, અને તે રવેશે અમલ કરવાની નૂરજેહાનને ફરજ પડી.

## મેહફીલ.

હવે બાર આલેમોને ચોતરફથી ભેગા કીધા. તેઓ દરબારમાં હાજર થયા. પાદશાહ નૂરજેહાન પોતે એક ઉંચાં તખ્ત ઉપર પોતાનો પાદશાહી પોશાક પહેરીને બેઠો. દિલારામ એક સોફા ઉપર તેની સામે થોડેક દૂર બેઠી. તેણીએ ઘણોજ સાદો પોશાક સજ્યો હતો, પણ કુદ્રતે તેને જે ખુબસુરતીની નવાજેશ કરી હતી તે બક્ષેશથી તેણી દીપી નિકળી હતી. તેણીની જમણી બાજુએ છ અને ડાબી બાજુએ છ, એમ બાર દાનાઓ તેની આજુબાજુ ગોઠવાયા હતા. તેઓ સઘળા બુજર્ગીદાર લાંબી દહાડી સાથના, જઇફ, પણ અક્કલમંદ આલેમો હતા. આ સઘળાંની વચ્ચે એક ટેબલ ગોઠવેલી હતી, જે ઉપર વાંકા વળીને તેઓ વિચારમાં મશગુલ હતા. આ ઓલમાઓને ખબર ન હતી કે પાદશાહે તેમને શામાટે બોલાવ્યા હતા. દિલારામ જેવી નાજનીનને પોતાની વચ્ચે જોઇને તેઓ અચરત થતા હતા. પણ શેવટે જ્યારે પાદશાહ નૂરજેહાને તેઓને દિલારામની દરખાસ્તથી વાકેફ કીધા ત્યારે તેઓ પોતાના હરીફ દાખલ આ બાનુને જોઇને કાંઇક કચવાયા. તેઓ ચૂપ બેઠા, કેમકે તેમને એમ લાગ્યું કે આવી એક ઓરત સાથ તકરારમાં ઉતરવા ફરમાવીને પાદશાહે તેમની બેઇજ્જતી કીધી છે.

હવે પાદશાહે ચૂપકીદી તોડીને આ મુજબ બોલવા માંડ્યું:— "અય દાનાઓ, તમારાં મનમાં કેવા વિચારો ઉત્પન્ન થાય છે તે હું આબાદ જોઇ શકું છું. પણ મેં આ બાનુને મારો પાદશાહી વચન આપેલો છે, માટે હવે તે વચન તોડવાનો ગુનાહ મારેથી નહિ થાય તેની સંભાળ લેવાનું કામ તમારૂં છે. આ બાનુની માંગણી એ છે કે તમોએ કઠણમાં કઠણ સવાલ એને પુછવા, જેના જવાબ આપવાનું એ બાઇ માથે લે છે. જ્યારે તે આ રીતે આપોઆપ આ મુશ્કેલ કામ

પોતાનું નાજુક સરપર લેવાને ખુશી છે ત્યારે તો તમોએ હિમતથી ગમે એવા મુશ્કેલ સવાલ શોધી શોધીને એને પુછવા અને તમારી દાનાઇ બતાવી એને માત કરવી સજાવાર છે.”

આ સખુનોથી કાંઇક ધીરજ આવ્યા પછી પહેલા દાનેશ્વરે આ મુજબનો સવાલ પુછયો—“એવી તે શી વસ્તુ છે કેજે ઉપર આપણુ નજર કરિયે તો તે આપણું રંગરૂપ ધારણ કરી દે છે, કે જે વગર માણુસજાતને ચાલતું નથી, અને જે પોતે રંગ કે રૂપ કાંઇજ ધરાવતી નથી ?”

દાનાઓ આ પ્રશ્નનો ઉત્તર શો હશે તે બાએ વિચાર કરવા લાગ્યા, અને દિલારામથી તે ઉત્તર આપી શકાશેજ કેમ એમ વમાસવા લાગ્યા. પણુ તેઓ આમ અંદેશામાં હતા એટલામાં તો તે બાનુ તરફથી જવાબ મળી ચુકયો કે “જે ચીજ આપણું રંગરૂપ ધારણ કરે છે, જે વગર આપણુને ચાલતું નથી, અને જે રંગરૂપ ધરાવતી નથી તે તો પાણી છે.”

સવાલ પુછનાર દાના આ જવાબથી સંતોષ પામ્યો ખરો, પણુ તેને નવાઇ તો લાગી કે એક અબળાએ તેનો જવાબ આપવામાં ફતેહ મેળવી હતી. હવે બીજા દાના આદમીએ સવાલ પુછયો કે—

“અય ખુબસુરતી અને અક્કલની રાણી, મને કહે કે એવી તે કઇ ચીજ છે કે જેમાં દાખલ થવાનો દરવાજો નથી, જેની રચના માટે પાયો નથી, અને તોપણુ તે પીળી અને સફેદ વસ્તુથી ભરેલી છે?”

તરત જવાબ મળી ગયો કે—“ઇંડું.”

હવે ત્રીજા દાનાની સવાલ કરવાની વારણુ આવી. તેણે ખયાલ કીધો કે બે સવાલના જવાબ તો એ આપી ચુકી છે, માટે મારે એવો કઠણુ સવાલ પુછવો કે જેનો જવાબ એનાથી અપાયજ નહિ, અને અમારૂં નામ રહે. આમ વમાસીને તેણે પુછયું કે—“એક ચોક્કસ બાગમાં એક ઝાડ છે; આ ઝાડની બાર ડાળી છે; દર ડાળી ઉપર ૩૦ પાંદડાં છે; અને દર પાંદડાં ઉપર પાંચ ફળ એવી રીતે લાગેલાં છે કે

તેઓમાંનાં ત્રણ છાયડામાં છે અને બે આફતાબની રોશનીમાં છે. કહો મને કે આ ઝાડ કયું છે, અને તે કયાં ઉગે છે?"

દિલારામે જવાબ આપ્યો કે "આ દરખ્ત તે કોઇજ નહિ પણ એક સાલ છે; એક સાલના ૧૨ મહિના તે પેલાં ઝાડની ૧૨ ડાળ છે; એક મહિનાના ૩૦ દહાડા તે એક ડાળનાં ૩૦ પાંદડાં છે; દર પાંદડે પાંચ ફળ તે દરરોજની પાંચ વખ્તની નિમાજ છે; અને ત્રણ ફળ છાયડામાં અને બે આફતાબના તડકામાં છે તેનો ખુલાસો એ કે ત્રણ નિમાજ રાતની અને બે દિવસની હોય છે."

સવાલ પુછનાર દાના આ જવાબથી ભારે અચરત થયો. જે દરબારીઓ અને અદના તથા આલા લોકો પાદશાહ નૂરજેહાનની દરબારમાં હાજર રહી આ સઘળો તમાશો જોતા અને સાંભળતા હતા, અને જેઓ સમો જોઇને કામ લેનારા હતા, તેઓ જેમ પ્રથમ દિલારામની વિરૂધ હતા તેમ હવે તેમનો વિચાર તેણીની તરફેણમાં ફરતો ચાલ્યો.

હવે આ રીતે ત્રણ ખબરદાર બુજર્ગ દાનાઓના ભારીમાં ભારી સવાલોના જવાબ દિલારામ આપી શકી ત્યારે પોતાના સવાલોના જવાબ તે કાં નહિ આપી શકે, એમ મનથી વિચાર કરીને બાકીના દાનાઓએ તેણીને પોતાની તરફના ખુલાસા પુછવાનું માંડી વાળવા માંગ્યું. તેઓ દિલારામના જવાબો ખરા પડતા ગયા તેમ તેણીને શાબાશી આપતા ગયા હતા. પણ એટલી શાબાશીથી તેણીની જે મતલબ છે તે બર આવવાની નથી એમ જોઇને દિલારામે પાદશાહને અર્જ ગુજારી કે બાકીના દાનેશ્વરોને પણ પોત પોતાના સવાલો પુછવા ફરમાવવું. આથી નૂરજેહાને તેઓને આગ્રહ કીધો કે સવાલ જવાબની મેહફિલ ચાલુ રાખવી, જે ઉપરથી ચોથા, પાંચમા અને છઠા દાના મર્દે આ મુજબના સવાલ કીધા, અને દિલારામે તેમના તરત જવાબો આપી દીધા:—

સવાલ—એક પર્વત કરતાં પણ ભારી શું?

જવાબ—જુલ્મની ફરિયાદ કરનાર આદમીની જીભ.

સવાલ—ખંજર કરતાં વધારે કાતેલ શું?
જવાબ—બદગોઇ.
સવાલ—તીર કરતાં વધારે ઝડપી કોણ?
જવાબ—નજર.

હજુ બીજા દાનાઓ સવાલ પુછવાના હતા. પાદશાહને અંદેશો પેદા થયો કે દિલારામની ખબરદારી ખૂટી જશે તો તેણીએ મેળવેલી શાબાશી ધૂળ મળશે, માટે હવે સવાલો નહિ પુછાય તો ઠીક. પણ દિલારામ નહિ થાકી ગઇ હતી કે નહિ ખરા જવાબો માટેની શાબાશીથી છકી ગઇ હતી. તેણીએ પાછી વિનંતિ કીધી, અને નૂરજેહાને નાખુશીથી બાકીના આલેમોને પ્રશારત કીધી કે તમારા સવાલો પુછો. આ બુજર્ગ મર્દો પાદશાહના હુકમનો અનાદર કરી શકે એમ તો હતુંજ નહિ, માટે તેઓએ પોતપોતાના સવાલો આ રીતે પુછયા.

એકે પુછયું કે "એવું પ્રાણી કયું છે કેજે બીજાં પ્રાણીઓથી જુદું ફરે છે, જે સાત જુદાં જુદાં પ્રાણીઓનું બનેલું છે, અને જે ઉજ્જડ જગામાં વસે છે?"

દિલારામે ઉત્તર દીધો કે—"એ તો તીડ છે. તે સાત પ્રાણીઓનું બનેલું છે. તે એમ કે તેનું ડોકું ઘોડાના જેવું, ગર્દન બળદના જેવી, પાંખ ગરૂડના જેવી, પગ ઉંટના જેવા, પુછડી સાપના જેવી, શીંગડાં સાબરનાં જેવાં, અને શરીર વિંછીના જેવું છે."

બીજા આલમાએ પુછયું કે—"આ તે કોણ છે કે જેનો પોશાક કાંટાથી ભરેલો છે, જેનું ખમીસ પીળા રંગનું છે, પણ જેનો જામો કાળા રંગનો છે, જેની માતા એકશો વર્ષ ઉપર જીવતી હતી, અને જેને આખી દુનિયા ચાહે છે?"

આ સવાલ દિલારામને બીજા સર્વ કરતાં વધારે મુશ્કેલ લાગ્યો. બીજા સવાલોના જવાબ જેમ તે તરત આપી દેતી હતી તેમ જ્યારે આ સવાલનો જવાબ તેનાથી તરત અપાયો નહિ ત્યારે તેના તરફ અભાવ બતાવનારા ખુશી થયા, અને મનથી માની લીધું કે તેણી માત

થઇ ખરી. સઘળા તેણી તરફ જોતા હતા, તેમના ચેહરાનો રંગ જોઇને દિલારામ શરમાઇ ગઇ. તેણીએ સર નીચું નમાવી દીધું, પણ તેથી તો તેણી પોતાની આ શિકસ્ત છતાંએ ઘણી ખુબસુરત દેખાઇ. પણ અંતે તેણીએ જવાબ આપ્યો. તેનો આ જવાબ ખાતરીભરેલો છે કે નહિ તે પાદશાહ સમજી શકયો નહિ. પણ જ્યારે સવાલ પુછનારે પાદશાહની ખાતરી કીધી કે દિલારામે આપેલો જવાબ તદન ખરો હતો, ત્યારે નૂરજેહાનને ભારે ખુશહાલી ઉપજી.

દિલારામનો જવાબ એ હતો કે—ચેસ્ટનટ ફળ.

હવે છેલ્લા દાના મર્દે પ્રશ્ન મુકયો :—"એવું કોણ છે કે જેનો પગ એકજ છે, જેનાં માથાંમાં ખાડો છે, જે ચામડાંનો કમરબંધ બાંધે છે, અને જ્યારે તેના બાલ તોડીપીખી નાખવામાં આવે છે અને તેનાં મોં ઉપર થુકવામાં આવે છે ત્યારે તે પોતાનું માથું ઉઠાવે છે?"

દિલારામેં તરત જવાબ દીધો કે—રહેંતિયાની ત્રાક.

આટલુંબધું જ્ઞાન, આટલીબધી હાજરજવાબી, અને સાથે વળી આટલીબધી ખુબસુરતી એકજ બાનુમાં જોઇને હવે દિલારામના શત્રુઓ પણ તેની ખુબી ગાવા લાગ્યા. પાદશાહ હાજર છે તેના ગુસ્સાની દરકાર વિના હાજર રહેલા સર્વે જણે દિલારામના ખાતરીભરેલા જવાબોથી ખુશ ખુશ થઇ તેને મોટી શાબાશી આપી.

આ બધી ગડબડ નરમ પડયા પછી દિલારામે અર્જ ગુજારી કે હવે મારે એક સવાલ આ દાના મર્દોને પુછવો છે. આ ઉપરથી પાછી શાંતિ ફેલાઇ, અને તે ચંચળ મોહક અબળાએ ફકત એટલુંજ જાણુવા માંગ્યું કે—

"મધથી મીઠું શું?"

ઘણાઓને લાગ્યું કે આનો જવાબ તો અતિ સહેલ છે. કોઇ બોલ્યું કે આપણી ખાહેશ પુરી પડે તેના જેવો મીઠાશ બીજે એક

હોય નહિ; બીજાએ કહ્યું કે નિમકહલાલી સૌથી મીઠી છે; ત્રીજી તરફથી જવાબ મળ્યો કે કોઇપર ઉપકાર કરવાથી મળતી મોજ સર્વથી મીઠી છે.

આ રીતે જુદા જુદા જવાબો મલ્યા. ડાહી દિલારામે એ સર્વ જવાબમાં સચ્ચાઇ છે એમ કહી તે આપનારાઓને ખુશ કીધા. અને પછી બોલી કે "મારો જવાબ જુદોજ છે, તેમાં જો હું ભૂલ કરતી હોઉં તો મારી એ કસુર માફ કરવી. મારાં મનમાં તો એવો ખયાલ છે કે એક માતા પોતાનાં બાળક માટે જે પ્યાર ધરાવે છે તેના જેવી મધુર ચીજ દુનિયામાં બીજી એકે નથી."

દિલારામ એક ઓરત હતી, માટે ઓરતજાતને લાયકનો તેનો આ જવાબ સાંભળીને સઘળા દાનાઓ કબુલ થયા કે તેણીએ આપેલો જે જવાબ તેજ તેના સવાલનો ખરો જવાબ છે. પોતાની બાહોશીજ નહિ પણ પોતાની નરમાશથી પણ તેઓ સર્વેનાં દિલ તેણીએ જીતી લીધાં.

પણ આટલીજ ફતેહ તેણીને પુરતી જણાઇ નહિ. પોતે કેટલી લાયક હતી તે દેખાડવા માટે દિલારામે તેજ વખતે બીજી તક હાથ ધરી. તેણીએ પાદશાહને અર્જ કરીને ગાયન માટેનાં વાજીંત્રો મંગાવ્યાં, અને પછી દરેક વાજીંત્ર ઉપર પોતે જે કાબૂ ધરાવતી હતી તે તે વગાડીને બતાવી આપ્યો. તેણે જુદા જુદા રાગ રાગણી વગાડયાં અને વળી ખુશ મધુર હલકથી ગાયાં. આ ગમતથી આખી દરબાર વાહવાહજી વાહવાહ પુકારવા લાગી, અને એકેએક આદમીના ચેહરા ઉપર ખુશહાલી ફેલાઇ.

## મોહબત.

આ પછી પાદશાહ નુરજેહાને પેલા બુજર્ગ ઓલમાઓ ઉપર નવાજીશ કરીને તેમને રજા આપી, અને એ રીતે દરબાર બરખાસ્ત થઈ. જ્યારે દિલારામ એકલીજ ત્યાં રહી ત્યારે નુરજેહાન તેની આગળ ઘુંટણીએ પડયો અને બોલ્યો કે—"તુંજ મારા જાનની જિંદગી છે. હવે મને સુખી કરવાની ઉતાવળ કર."

પેલી ખુબચેહરેની માશુક બોલી કે—"હજુ તારે લાયકની હું બની નથી."

"એથી વધારે બીજું શું જોઇયે ?" પાદશાહ મોહબતના આવેશમાં બોલી ઉઠયો. "તેં મારી આખી દરબારને ખુશખુશ કીધી છે; જેઓ પોતાની દાનાઇને માટે વખણાયલા છે તેમને તેં માત કીધા છે; તારા જવાબોની સચ્ચાઇ, તારા સવાલનું મધ્યમપણું, અને સર્વ ઉપર મળેલી ફતેહ છતાં તેં જે નમ્રતા ચાલુ રાખી સર્વનાં દિલ જીતી લીધાં, તે સર્વથી તેઓ ચકિત બની ગયા છે. તારી ખબરદારી સાબેતુ કરી આપ્યાથી નહિ ધરાતાં તેં વળી ગાનતાનથી તેમને છક કરી નાખ્યાછે. તારો હલક કેવો મધુર, તારાં ગાણાં કેવાં મીઠાં, તેમની નીતિ કેવી બુલંદ ! તારી બરાબરની ખુબસુરતી જોડે આવી ખુબી કોણ ધરાવી શકે ? એ સઘળું જાણી જોઇને હું તને મારી રાણી કરવા માંગું છું, તોપણ જયારે તું ના પાડે છે ત્યારે તો મને એમજ લાગે છે કે તું મને ચાહતી નથી. શું મારૂં શરીર તારાં મનમાં અભાવ પેદા કરે છે ? બેશક તેમજ હશે."

પાદશાહને આ રીતે ઉરકેરાઇ જઇ બોલતો સાંભળીને પેલી ચતુર નાર બોલી કે—"અય નામવર; આવી તાનાજનીને હું લાયક નથી. તું પોતેજ વિચાર કર અને મને કહે કે મારે માટેના તારા ઉમદા વિચારોથી મને કેટલી બધી ખુશહાલી અને કેટલો બધો સંતોષ ઉત્પન્ન થયલો હોવો જોઇયે !"

"ત્યારે મને દુનિયામાં સર્વથી સુખી માણુસ કરવા માટે હવે તને બીજું વધારે શું જોઇયે છે ? તું હવે કોની વાટ જુએ છે ? તું મને ચાહે છે તો હું તને પૂજું છું. હવે આપણુને બીજું શું જોઇયે ? તારે માટેની મારી ખાહેશ તો કિનારા વિનાનાં ગંજાવર મહાસાગર જેવી બની ગઇ છે." નૂરજેહાન બહુજ જુસ્સામાં આવી જઇ બોલ્યો.

દિલારામે શાંતપણે જવાબ આપ્યો. તેણી બોલી કે "અય મારા ખુદાવંદ, તારે લાયકની થઇનેજ તારી રાણી બનું, એ મારાં

મનનો ઠરાવ છે. તારે લાયકની શું આ મારાં ગાણુંબજાણુંથી હું થઇ ચુકી છું એમ તું માને છે કે? નહિ. એ કરતાં પણ વધારે ખુબીથી હું તેવી થવા માગું છું. મારી ખુબસુરતી કે મારી ખુબી જે તું હાલ સુધીમાં જોઇ ચુકયો છે તે કરતાં વધારે સંગીન પાયા ઉપર હું પોતાને તારાં દિલમાં ગોઠવાયલી જોવાની ખાહેશ રાખું છું. ટુકમાં, જે માન અને દોસ્તી મેળવવાની હું ખાહેશ રાખું છું તે મેળવવા માટે મોહબત એક રસ્તો થઇ પડે, એમ હું ઇચ્છું છું. આ બક્ષેશ મને બક્ષવા જેટલી ધીરજ તું પકડ. એ બક્ષેશ આપતાં તને જે દુખ ઉત્પન્ન થશે તે કરતાં વધારે દુખ કદાચ મને તે માંગતાં થતું હશે. તોપણ મને તારાં સુખના છાયા હેઠલ થોડા દિવસ વધુ ગુજારવા દે."

"ઢાંઇબી કરવા દેવાની હવે મારામાં તાકાત નથી," નુરજેહાન બેસબર થઇ પુકારી ઉઠયો. "હું તને ચાહવા અને પૂજવા સિવાય બીજું કશું કરી શકતો નથી. તું જે ખુબીઓ ધરાવે છે તેમને પુરતો ઇનસાફ આપવાની મારી ખાહેશ છે; માટે તું મારાં એવાનમાં આવ, સઘળા પાદશાહી ખટલામાં મને મદદ આપ, અને મને મારાં કામમાં તારી સલાહ આપ."

આ ઉપરથી હસી પડીને દિલારામે જવાબ દીધો કે— "હીરો એમ બડાઇ મારતો હતો કે બળમાં અને કઠણાઇમાં મારા કરતાં વધારે બીજો કોઇ પથરો નથી. પણ ખુદાતાલાને ગરૂરી ગમતી નથી. તે સાહેબે શીશું કે જે ધાતુઓમાં સૌથી હલકી ધાતુ છે, તેને એવું બળ આપ્યું કે તે હીરાને કાપી શકે. હવે જો તું નામવર જે માંગણી કરે છે તે હુ કબૂલ રાખું તો હું ગરૂર બન્યા વગર પણ ગુનેહગાર ઠરી શકું. મારા પાદશાહનું બુરૂં ખુદાતાલા મારે હાથે નહિ કરાવે તો સારૂં. જો હું એવાનમાં આવું તો મારાં એ કામથી તું નામવર ઉપર તાનાટપલા પડે. લોક એમ બોલે કે નૂરજેહાન તો એક ઓરતના હાથ ઉપર વેચાઇ ગયો છે. તોપણ આ વાત તો ખરીજ છે કે તું નામવરે એક વજીર મુકરર કરવો જોઇયે. રાજ્યની સર્વ ચીજો તું તારી પોતાનીજ આંખે જોઇ શકે એમ તો બનેજ નહિ.

હું માનું છું કે હું કોઇએક એવા ધણીને પછાનું છું, કેજે નૂરજેહાનનો વઝીર થવાને લાયકનો છે."

"તેનું નામ દે, અને આજથી હું તેને મારો વઝીર બનાવું." પાદશાહ અધીરો પડીને બોલ્યો.

ખુબીવંતી દિલારામ બોલી કે—"અય નામવર, તું તેને વઝીર નેમે તે આગમજ તારે તેને પિછાનવો જોઇયે. મને ઉમેદ છે કે જે ધણીની હું ભલામણ કરૂં છું તેનામાં આ મોટા અધિકારને માટે જોઇતી ખૂબીઓ છે એવું તને માલુમ પડયા વિના રહેશે નહિ. તે ધણી બલ્ખ શેહરમાં વસે છે, અને તેનું નામ જાઅફ્ફર છે. એક હજાર વર્ષ થયાં હિંદુસ્તાનના બળવાન રાજાઓનું પ્રધાનપદ તેનાંજ ખાનદાનમાં ચાલ્યું આવે છે. આ ઉપરથી તુંજ વિચાર કર, અય પાદશાહ, કે રાજ્યના સઘળા ભાગો ઉપર કાબુ ધરાવવા માટેનું કેટલુંબધું ભંડોળ તેની કને હોવું જોઇયે! તોપણ પોતાના ખુશામદિયાઓની બુરી સલાહ પ્રમાણે આંધળો બનીને હાલના રાજાએ જાઅફ્ફરને તેના વઝીરાતના ઓહ્દા ઉપરથી બરતરફ કીધો છે, જે ઉપરથી તે પોતાના બાકીના દિવસો બલ્ખ ખાતે ગુજારે છે. તેના આ દિવસો તે સુખમાં ગુજારી શકે એમ છે; પણ મોટા રાજમામલાની ગડબડ સડબડમાં તથા જાશુકની જેહમતમાં પોતે આગળા દિવસો કહાડેલા હોવાથી તેવી ગડબડ સડબડ વિનાની જિંદગીથી મન ગમે એટલું સ્વતંત્ર હોવા છતાં કદી સંતોષ પામતું નથી."

નૂરજેહાને તરત જવાબ આપ્યો કે "જાઅફ્ફર મારો વઝીર છે; તેની ભલામણ કરવામાં દિલારામ જેવી મેહબૂબ કદી પણ ભૂલ કરે નહિ."

## વઝીર જાઅફ્ફર.

આમ બોલતાંજ પાદશાહે તેજ જગા ઉપર બલ્ખ ખાતેના હાકમ ઉપર એક નામું લખ્યું અને તેમાં ફરમાવ્યું કે જાઅફ્ફરને એક લાખ સિક્કા રસ્તાખર્ચી માટે આપવા. વળી નુરજેહાને આ નામા જોડે એક પત્ર જાઅફ્ફર ઉપર લખીને તેને ખબર આપી કે આજથી તને મેં મારો વઝીર નેમ્યો છે માટે તે ઓહ્દો કબૂલ રાખવો.

આ હુકમ માથે ચહડાવીને જાઅફ્ફર બલ્ખથી ઉપડયો. શેહરે શેહર જેમ જેમ ખબર પડતી ગઇ તેમ તેમ રાજ્યના આ નવા વડા વજીરને તેની મુસાફરી દરમિયાન માન અક્રામ મળતાં ગયાં. આ વેળા પાદશાહ નૂરજેહાન વિજયપૂરનાં રાજ્યમાં હતો માટે ત્યાંથી તેણે અમીરો અને અકાબરોને જાઅફ્ફરને એસ્તેકબાલ મોકલ્યા, અને ફરમાવ્યું કે તેને મહેલમાં પાધરોજ લાવવો. ત્રણ દહાડા સુધી જાઅફ્ફરનો ભારી આદરસત્કાર થયો, જે પછી તેને પાદશાહની હજુરમાં હાજર કીધો. જે ઘણીની સુંદર દિલારામે ભલામણ કીધેલી તેને પોતાની નોકરીમાં આવેલો જાણીને નૂરજેહાનને બહુજ ખુશી ઉપજી. પણ આ ખુશહાલી બોલ બોલતામાં ઉડી ગઇ, અને તેને બદલે પાદશાહને આ નવા વજીરને જોતાંજ ભારી તિરસ્કાર પેદા થયો! જે પાદશાહ આવો મેહેરબાન અને આવો ડાહ્યો, તે જાઅફ્ફરને પોતાની સામે આવી ઉભેલો જોઇ અતિ ભારી ગુસ્સામાં આવી ગયો!

"જા, નિકળ, એકદમ મારી હજુરમાંથી બાહેર જા, અને ફરીથી મારી આગળ આવતો ના." નૂરજેહાન તેને જોઇ પુકાર્યો.

જાઅફ્ફર તાબે થયો. પણ આ જાતની વર્ત્તણુકથી તેને ભારી ગભરાટ, દિલગીરી અને અજાયબી ઉપજ્યાં. પાદશાહના ઓચિંતા ગુસ્સાનું કારણ નહિ જાણી શકવાથી તે પોતાને માટે મુકરર કરેલાં એવાનમાં જઇ બેઠો. પેલી તરફથી નુરજેહાન જે આ વેળા પોતાના બીજા વજીરો અને દરબારીઓ જોડે રાજ્યને લગતાં કામમાં હતો તે તે કામો બજાવવામાં પાછો મશગુલ થયો, અને જાઅફ્ફરવાળો બનાવ બન્યોજ ન હોય તેમ તે ભૂલી ગયો.

અહીંથી પરવારીને નૂરજેહાન દિલારામનાં એવાનમાં ગયો. આ બાનુને જાઅફ્ફરના આવવાની તથા પાદશાહે તેની સાથે જે ચાલ ચલાવી હતી તે બાબેની સઘળી ખબર પડી ચુકી હતી. તેણીને લાગ્યું કે પાદશાહે પોતાનો વિચાર ફેરવી નાખેલો હોવો જોઇયે; અને આવા બાહોશ વજીરના સંબંધમાં નૂરજેહાને આમ કીધું તેથી દિલગીર થતી તેણી વિચારમાં મશગુલ બેઠી હતી, માટે પાદશાહ આવ્યો ત્યારે તેણીની

જબાન બંધ થઇ ગઇ હોય તેમ તેણી કશું બોલી શકી નહિ. થોડીક પળ આમ ચૂપ રહ્યા પછી અંતે તેણી આ રીતે બોલી:—

"અય મારા સાહેબ, આટલો બધો ખર્ચ કરીને અને આટલું બધું માન અપાવીને જાફરને દરબારમાં બોલાવ્યા પછી તું તેને આવો આવકાર દે એ કેમ બને?"

"અરે દિલારામ," નૂરજેહાને જવાબ દીધો, "અગરજો તારે બદલે કોઇ બીજા માણસે મને આ જાફરની ભલામણ કીધી હોત તો તેને માટે મેં જે કાંઇ કીધું કરાવ્યું તેની, કે તેનાં નામચીન ખાન્દાનની, કે તેને મુસાફરીની જેહમત ખેંચવી પડી તેની કશીપણ દરકાર હું કરત નહિ; હું તો તત્કાળ તેનું સર તનથી જુદું કરાવત. પણ તારા જેવી મેહબુબે તેની ભલામણ કરેલી હોવાથીજ મેં તેને જતો મુકયો અને મારી આગળ ફરીથી નહિ આવવાની તાકીદ ફરમાવી કહાડી મુકયો."

"પણ તેણે કઇ રીતે તારો ગુસ્સો ખેંચી લીધો?" દિલારામે જાણવા માંગ્યું.

"તું જાણ કે તે મારી હજુરમાં આવ્યો ત્યારે તેની કને કાતેલમાં કાતેલ જેહર હતું," પાદશાહે ખુલાસો કીધો.

પણ આથી દિલારામની ખાતરી થઇ નહિ. તેણીએ શકમંદ થઇને પુછયું કે "અય નામવર, મને પુછવાની રજા આપો કે એ બાબતમાં તમારી ખાતરી કેમ થઇ? કાં નહિ તમોને કોઇએ ખોટી ખબર આપી હોય?"

"મને કોઇએ ખબર આપીજ નથી. એ વાત તો મેં પોતેજ મારી મેળે જાણી પાડી. તું પોતેજ આ બાબતની તલાશ કરશે તો તને જણાશે કે હું જે કાંઇ કહું છું તે ખરૂંજ છે."

આમ કહીને પાદશાહ તે રૂપગુણસુંદરીને છોડી પોતાનાં એવાનમાં ગયો, ત્યારે દિલારામે તેના સખુનોથી વધારે અચરત થઇ વજીર જાફરને બોલાવી મંગાવ્યો, જે પુષ્કળ ગુસ્સાથી લાલ

બની ગયલો હતો. પ્રથમ તેણીએ તેની જોડે તેની મુસાફરી વગેરે બાબે વાતો ચલાવી, પણ તે વાત દરમિયાન તેને જે ગુસ્સો લાગ્યો હતો તે બેહદ હતો એમ જયારે તેણીએ જાણી લીધું ત્યારે તેણીએ તેને સમજાવી લેવાની કોશેશ કીધી કે પાદશાહ નૂરજેહાન લાંબો વખ્ત પોતાનો ગુસ્સો મનમાં રાખી શકે એવો માણુસ નથી, માટે તારેબી તે જે કાંઇ બોલ્યો હોય તે મનમાં રાખવું નહિ, કેમકે પોતે તને જે અપમાન આપ્યું છે તેનો બદલો જાહેરમાં વાળી આપ્યા વિના તે રહેનાર નથી. વળી તેણીએ ઉમેર્યું કે એ પાદશાહો કોઇ કોઇ વેળા બહુ ઉતાવળા બની જાય છે, પણ તેમનાં એ કામ દરગુજર કરવાં જોઇયે. આ રીતે જાઅફરનો ગુસ્સો કાંઇક નરમ પાડયા પછી દિલારામ બોલી કે—

"અગર મેં તારો વિશ્વાસ મેળવ્યો હોય, અગર તું માનતો હોય કે તને ખમવાં પડેલાં અપમાનનો બદલો અપાવવાની હું તજવીજ કરી શકીશ, અગર તારી તરફથી મને કાંઇ બદલો મળવો જોઇયે એમ તું ધારતો હોય, તો મને તું સાચેસાચું કહે કે પાદશાહની નજદીક તું હતો તે વેળા તેં તારી કને કાતેલ જેહર શા માટે રાખ્યું હતું?"

આ સવાલ સાંભળીને જાઅફર ચોંકયો. પછી થોડી પળ વિચાર કરીને તે બોલ્યો કે—"મારી કને તે વેળા જેહર હતું, એ વાત ખરી છે. જોકે તે મારી પાસે હતું તોપણ મારૂં દિલ પાદશાહના સંબંધમાં સહવારના દવ જેવું નિર્મળ હતું. હાલ તારી જોડે હું વાત કરૂં છું તે વેળા પણ મારી કને તે જેહર હાજર છે."

આમ બોલતાંજ જાઅફરે પોતાની આંગળીએથી એક અંગુસ્તરી ખેંચી કહાડી, અને તે દિલારામની નજદીક મુકીને તેણે ઉમેર્યું કે "આ વીંટીમાં હીરો બેસાડતી વેળા તેની નીચે કાતેલમાં કાતેલ જેહર છુપાવવામાં આવેલું છે. અમારાં ખાન્દાનમાં આજ હજાર વર્ષ થયાં બાપ પછી દીકરો આ વીંટી પહેરતા આવેલા છિયે, અને એને અમો એક મોટામાં મોટો ખજાનો ગણિયે છિયે. મારા નિયાગાનો જે પાદ-

શાહોના વડા વજીર દાખલ પોતે સેવા બજાવતા હતા તે પાદશાહોની ગેરમેહરબાનીમાં પોતે આવી પડે તો તે પછીનાં સંકટમાંથી બચી જવા માટે આ વીંટી પહેરી રાખવામાં આવતી. હવે જ્યારે નૂરજેહાન પાદશાહે મને વજીર દાખલ પસંદ કરી બોલાવ્યો તેને હું મુતલક પિછાનતો નહિ હોવાથી તથા તેની દરબારમાં મારા જેવા અજાણ્યા આદમીના દોસ્ત કરતાં દુશ્મન વધારે થઈ પડવાનો સંભવ રાખીને પાદશાહની ઈતરાજી વેળા મદદગાર થઇ પડવા માટે હું આ વીંટી મારી સાથે લેતો આવ્યો છું. નૂરજેહાને ચલાવેલી ઘાતકી ચાલથી મને જે દીલગીરી ઉપજી છે તેથી, તેમજ તેથી મને ભર દરબારમાં જે શરમિંદગી મળી છે તેથી, આ વીંટી મને બહુ કીમતી થઇ પડી છે. હવે હું એનો જલદીજ ઉપયોગ કરીશ."

હીરો ગળીને જીવપર કરવાના આ વિચારથી દિલારામ કમકમી. તેણીએ જાઅફરને કહ્યું કે "તારી ખૂબીઓ પિછાનીને તેમને ઇનસાફ અપાવવા માટે મેં તારી ભલામણ કરેલી હોવાથી તારી આ મુસીબતનું નિર્દોષ કારણ હું પોતે થઇ પડીછું તેથી મને બહુ લાગે છે. તોપણ તું તારી ધારણાને વળગીજ રહેવા માંગતો હોય તો તેને અમલમાં મુકવાની ઉતાવળ ન કરતાં તારે થોડા દિવસ સબર ખમવી, અને મારા તરફથી કાંઇ વધારે સાંભળવામાં આવે ત્યાંસુધી તારે તારાં એવાનમાંથી બાહેર નિકળવું નહિ."

આ પછી બન્ને છુટાં પડયાં, અને દિલારામ પોતે જે કાંઇ સાંભળ્યું હતું તેથી નૂર જેહાનને વાકેફ કરવા માટે તેનાં એવાનમાં ગઇ. પાદશાહે સઘળી બિના ધ્યાનથી સાંભળી લીધા પછી જોયું કે જાઅફરની બુરી ધારણા ન હતી, અને ઘણાખરા પાદશાહો ઘાતકી હોય છે માટે આ વીંટી એક સાવચેતીના ઇલાજ દાખલ પોતાની જોડે રાખવામાં જાઅફર કેવળ વાજબી હતો એવી તેની ખાતરી થઇ. આથી પોતે તેને જે આવકાર દીધો હતો તે માટે ખરાં દિલથી પસ્તાવો કરવા લાગ્યો, અને દિલારામને કબૂલાત આપી કે પોતે જાઅફરને જે દુખ આપ્યું છે તેનો ઘટતો બદલો આવતી કાલે વાળી આપવામાં આવશે.

પાદશાહના આ જવાબથી દિલારામ ખુશ થઇ, તેનો ઠરાવ પસંદ કીધો, તોપણ પોતે પાછી ફરે તે આગમજ પાદશાહથી જાણવા માંગ્યું કે જાઅફર કને કાતેલ જેહર છુપાવેલું છે એમ તે નામદારે કેમ જાણ્યું તે વાતથી તેણીને વાકેફ કરવાની મેહરબાની કરવી.

નૂરજેહાને આ માંગણીનો જવાબ આ રીતે આપ્યો—"મારાં દિલની જે રાણી છે તેનાથી હું કોઇ ચીજ છુપાવી શકતો નથી. મારા પિતાજી મને એક બાજુબંદ આપી ગયા છે તે હું હમેશ પહેરીને ફરૂં છું. એ ઘરેણું લાંબાં વર્ષથી અમારાં પાદશાહી ખાન્દાનમાં વપરાતું આવેલું છે. એ કોણે બનાવ્યું હશે તેનું નામ હું જાણતો નથી. મારા નિયાગાનોના હાથમાં એ કેમ આવ્યું તેનીબી મને ખબર નથી. પરવાળાંને મળતી કોઇ વસ્તુનું તે બનાવેલું છે. તેનામાં ગુણ એ છે કે એક ધણીના હાથમાં કે તેનાં શરીર ઉપર જેહર છુપાવેલું હોય અને તે ધણી ઘણો દૂર હોય તોપણ આ બાજુબંદ તે પારખી કહાડે છે. જ્યારેબી કાતેલ જેહર નજદીક આવતું જાય છે ત્યારે આ બાજુબંદ હાલવા માંડે છે, અને પોતાની જગાએ બંધાયલું ન રહેતાં ચળવળ કરે છે. જ્યારે જાઅફર મારી નજદીક આવી ઉભો ત્યારે આ બાજુબંદ ભાંગીને કકડા થઈ જવાની તૈયારીમાં હોય એટલીબધી બેચેનીથી વળ ખાવા લાગ્યું. આ ઉપરથી મેં જોઇ લીધું કે તેની કને જે જેહર હતું તે અતિ કાતેલ હતું. જો તેં તેની ભલામણ કીધેલી ન હોત તો તેજ પળે મેં તેનું ડોકું છટકાવી નાખ્યું હોત. મારી ખાતરી થઇ ચુકી કે આ જેહર બીજા કોઈ કને નહિ પણ જાઅફર કનેજ હતું, કેમકે જેવો તે મારી હજુરમાંથી ગયો કે મારૂં બાજુબંદ પાછું શાંત થઇ ગયું."

નૂરજેહાને પોતાની બાજુએથી પેલી વસ્તુ છોડીને દિલારામના હાથમાં આપી. તેણીએ તેને બહુ ધ્યાનથી તપાસીને પછી કહ્યું કે—"અય નામદાર, આ એક તાવીજ છે અને તે બેશક ઘણોજ અજાયબ જેવો ગુણ ધરાવે છે. તોપણ આ બનાવ ઉપરથી સાબેત થાય છે કે જેઓ મોટી સત્તા ધરાવતા હોય તેઓને પોતાની સાવચેતીમાં રહેવાની કેટલી

બધી જરૂર છે, અને તેઓએ ઉતાવળા નહિ બની જવાની કેટલી બધી અગત્ય છે."

## કરામતી માછલી.

દિલારામ પોતાનાં એવાનમાં પાછી ફરી. બીજે દિને પાદશાહે ફરમાવ્યું કે જાઅફરને ભારી ભપકા સાથે અને પુષ્કળ ખિદમતગારોના રસાલા જોડે દરબારમાં બિરાજમાન કરવો. આ પ્રમાણે થયું. પાદશાહે પોતાના નવા વજીરને બા આબરૂ આવકાર દીધો, અને આગળે દિને જે કાંઇ બન્યું હતું તે માટે પોતાની મોટી દિલગીરી જાહેર કીધી. આ પછી પાદશાહના હુકમથી સોનાનો ખડિયો, કલમ અને કાગજ જાઅફરને સ્વાધીન કરવામાં આવ્યાં, અને પોતાના મોટા અધિકારની ફરજ બજા લાવવા માટે એક વજીરે કેવી રીતે અમલ કરવો જોઈયે તે બાબેની શર્ત ખુશ ખતે જાઅફરે પેલાં કાગજ ઉપર લખી. આ વાંચીને પાદશાહે જાઅફરની ચતુરાઈનાં વખાણ કીધાં, તેને વજીરનો પોશાક પહેરાવ્યો, અને પોતાનાં દિલની મોટાઇ પેલાં તાવીજનો છુપો ભેદ તેને કહી સંભળાવી દેખાડી આપી. જાઅફરે પાદશાહને અર્જ કીધી કે એ જિનસથી તેણે કદી છુટું પડવું નહિ. આથી ખુશ થઈ નૂરજેહાને તેને પુછ્યું કે "આખી દુનિયામાં આના જેવી નવાઇ સરખી વસ્તુ બીજી હોઇ શકે એમ તું માને છે?"

"અય નામવર પાદશાહ," જાઅફર વજીરે જવાબ આપ્યો, "જ્યારે હું જુલ શેહરમાં હતો ત્યારે ત્યાં મેં કુદરતનો એક નવો મોજેજો જોયો હતો. તે જોકે ઓછી અગત્યતાનો છે તોપણ તેની કારીગીરીમાં બનાવનારે જે હુન્નરમંદી વાપરી છે તે ઓછી અજાયબ જેવી નથી."

"તે શું છે વળી? તેનું બયાન તું કહી સંભળાવશે તો મને ઘણી ખુશી ઉપજશે."

પાદશાહ નૂરજેહાનને ઉલટમંદ જોઇને વજીર આ રીતે બોલ્યો:—
"જ્યારે તું નામવરનો હુકમ મને અત્રે બોલાવવા માટે આવ્યો ત્યારે

હું એકદમ નિકળી પડયો. પણ માર્ગમાં મને જુલ ખાતે થોભવાની ફરજ પડી. મારી મુસાફરીને માટે જોઈતી જરૂરિયાતની ચીજો મારે લેવી હતી, જે ભેગી થાય તેટલો વખ્ત મેં એ શેહરની ખૂબી જોવામાં ગુજાર્યો. આ જુલ ગામનો હાકમ ઘણો માતબર છે. તેનો ખજાનો જોઇ મને અચરતી ઉપજી. તે મને મળવા આવ્યો, અને પોતાનો મહેલ જોવા લઈ ગયો. તેણે મને પુષ્કળ માનપાન આપ્યું. તેણે રમત ગમતથી મને ખુશ કીધો. નદીમાં સેહલ કરવા જવાની ગમત વેળા હાકમ તુટક ઉપર બેઠો હતો, અને ત્યાંજ તેણે મારી બેઠક પણ બનાવી હતી. તેના પાઉં આગળ આફતાબ જેવા ચેહરાનો એક ગુલામ છોકરો બેઠેલો હતો. અમારી નજદીકની મેજ ઉપર લાલમલાલ શરાબના શીશા ગોઠવેલા હતા. આ શરાબને થંડો બનાવેલો હતો, તેમજ સઘળો મેવો પણ બર્ફથી થંડો કરી રાખેલો હતો. ગુલામોએ વાજીંત્રો વગાડી ગાણાં ગાયાં. એ રીતે અમો મજાહમાં મશઘુલ હતા, અને ખુશ ગોફતેગો ચલાવતા હતા. હાકમે મારે માટે આ બધી તકલીફ લીધી હતી, માટે તે ખુશ થાય એવું કાંઇક હું કહેવા જતો હતો એટલામાં તેની આંગળી ઉપર મેં એક અંગુશ્તરી દીઠી, જેનું લાલ એટલું તો ઝળક મારતું હતું કે તેની તારીફ ગાયા વિના મને ચાલ્યું નહિ. આ ઉપરથી હાકમે તે વીંટી એકદમ ખેંચી કહાડીને મને ભેટ આપવા માંગી. મેં તેને ધ્યાનથી તપાસી, અને તેની કારીગરી જોયા પછી મેં તે તેને પાછી આપી, જે તેણે મોટી મુશ્કેલીથી પાછી લીધી ખરી, પણ પોતાની આંગળીએ પહેરી નહિ. મેં તેની ભેટ કબૂલ નહિ રાખી તેથી તેને માઠું લાગ્યું હોય તેમ તેણે તે અંગુઠી બેદરકારીથી પોતાના આંગળાં વચ્ચે પકડીને તે વડે રમ્યા કીધું, જેમ કરતાં તે સરી પડીને પાણીમાં જઇ ડુબી ગઇ. આથી મને પસ્તાવો લાગ્યો. મેં જોયું કે જો મેં આ અંગુશ્તરી કબૂલ રાખી હોત તો આવું બેમુલું નંગ પાણીમાં જવા પામત નહિ. મેં મારી દિલગીરી જાહેર કીધી ત્યારે હાકેમ બોલ્યો કે 'વીંટી પડી ગઇ તેમાં વાંક તારોજ હતો. તોપણ જો તું એ નંગ કબૂલ રાખવાની કબૂલાત આપે તો હું એ વીંટી અબઘડી પાછી ખેંચી કહડાવું. એ નંગ ખરેખર તારે લાયકનુંજ છે.'

"હાકેમના આ સખુનો ઉપરથી મેં એમધાર્યું કે પોતાની કને એવીજ બીજી અંગુસ્તરી હશે અને તે તે મને આપવા માંગતો હશે. હું તેને પાછો ઉત્તર દઉં તે આગમચ તેણે વહાણના નાખુદાને ફરમાવ્યું કે પાછા ફરવું. કિનારે પુગ્યા પછી હાકમે એક ગુલામને ખજાનચી પાસે મોકલ્યો અને નિશાની આપીને એક નાનો દાબડો મંગાવ્યો. તે આવી પુગ્યો ત્યારે તેણે પોતાના ખીસામાંથી એક સોનાની ચાવી કહાડીને તે વડે તે દાબડો ઉઘાડયો, અને તેમાંથી સોનાની બનાવેલી એક માછલી કહાડી. આ માછલીની બનાવટ વખાણવા લાયક હતી. મને તે બતાવીને તેણે તે માછલીને પાણીમાં ઉતારી. ગોયા જીવતી હોય તેમ આ અજાયબ જેવી કારીગરી ધરાવનારી માછલી પાણીમાં ડુબકી મારીને અમારી નજરમાંથી બેમાલૂમ થઇ ગઇ, પણ થોડાજ વખતમાં તે પાછી સપાટી ઉપર આવી, જે વેળા તેનાં મોંમાં પેલીજ વીંટી પકડેલી હતી, કેજે પાણીમાં ડુબી ગઇ હતી. ખલાસીઓએ આ સોનાની માછલીને તેનાં મુખમાં પકડેલી વીંટી સુધાં ઉપર ખેંચી લીધી અને હાકેમની નજદીક લાવી મુકી. માછલીએ પોતાનાં ડોકાંને લગાર લહેંકો આપીને વીંટી હાકેમના હાથમાં છોડી. મને કહેવામાં આવ્યું કે જો કોઇ બીજો ધણી તેનાં મોંમાં પકડેલી આ વીંટી ખેંચી લેવા માંગે તો તે કદી ફાવી શકે નહિ. આ તમાશો બતાવીને જુલના હાકેમે મને આ વીંટી બીજી મરતબે ભેટ આપી, અને મેં તે ખુશીથી કબૂલ રાખી. પછી તેણે પેલી માછલીને પાછી પેલા દાબડામાં મુકી અને ખજાનચી તરફ તે દાબડો પાછો મોકલી આપ્યો."

વજીર જાઅફરે આ રીતે પોતે જોયલા તલેસમની હકીકત કહી સંભળાવી, અને તેમ કરતાં શેવટે પોતાને ભેટ અપાયલી વીંટી તેણે પોતાની આંગળીએથી ખેંચી કહાડીને પાદશાહ નૂરજેહાન આગળ નજર કીધી. પાદશાહે તેને તપાસી જોઇ તો તે તેને બહુજ ઉત્તમ કારીગરીની માલૂમ પડી. તોપણ તેને પોતે કબૂલ નહિ રાખતાં જાઅફરને પાછી હવાલે કરતાં કહ્યું કે "જે કરામતથી આ વીંટી પાણી-

માંથી સલામત ખેંચી કહાડવામાં આવી છે તેની યાદગારી દાખલ તારે આ નંગ તારી કનેજ સલામત રાખવું. તોપણ તેં હાકેમને પુછયું હશેની કે આ માછલીની બનાવટ શી છે અને તે કયા ઉસ્તાદે બનાવી છે?"

જાફરે વીંટી પાછી પહેરતાં જવાબ આપ્યો કે "એ બાબતમાં મેં મારાથી બનતી તલાશ કીધી, પણ મારી સઘળી મહેનત ફોકટ ગઇ છે. આ અજાયબ જેવા તમાશાથી મારાં મન ઉપર એટલી બધી અસર થઈ કે મેં તે દહાડે બીજી કશી મોજમજાહમાં ભાગ લીધો નહિ અને માછલીની કારીગરીનાજ વિચારમાં ગુમ થઇ ગયો. મને આ રીતે જોઇને હાકેમ બોલ્યો કે 'જિંદગી ટુંકી છે; દરેક પળ કીમતી છે, માટે થાય તેટલો તેનો ઉપયોગ કર અને મજાહ મારી લે. જાન તો તનનાં પીંજરાંમાં કેદ પકડેલું પરંદુ છે, જે તે ત્રણ પાંચ રોજમાં છોડીને ચાલ્યો જશે. તે તારા હાથમાં છે ત્યાં સુધી ખુશ રહે; ખબર નથી કે કાલ કોણે દીઠી છે.' મેં તેને કહી દીધું કે આ માછલીની બનાવટથી હું છક થઈ ગયો છું. પણ તે બોલ્યો કે 'અફસોસ! હું તારી ખાહેશ બર લાવી શકતો નથી. ચાલો આપણાથી બની આવે એટલી મજાહ મારી લઇયે.' હું તેની ખાહેશને તાબે થયો, અને મારી મતલબ પાર નહિ પડી તેથી નિરાશ થઇ જુલથી આગળ વધ્યો, પણ મારી ખાતરી છે કે જુલનો હાકમ આટલો બધો માતબર છે તેનું મૂળ કારણ આ માછલી છે."

અહીં પાદશાહ અને વજીર વચ્ચેની મુલાકાતનું તે દિને શેવટ આવ્યું. છુટા પડતી વેળાં નૂરજેહાને જાફરને કહ્યું કે ઇનસાફ આપવામાં પુરતી સંભાળ લેવી. પછી નૂરજેહાન હિલારામની મુલાકાતે ગયો, અને વજીર સાથ થયલી વાતોથી તેને વાકેફ કીધી, તથા પેલી કરામતી માછલીની હકીકત પણ કહી સંભળાવી.

હિલારામે નૂરજેહાનને કબૂલાત આપી કે "એ માછલીની કારીગરી બાબે ખબર કહાડીને હું તને વાકેફ કરીશ."

## ત્રીજો તલેસમ.

થોડા દિન પછી તેણીએ પાદશાહ આગળ આ મુજબનો ખુલાસો કીધો:—"સઇદ ઉલ બક્ર આ માછલીનો બનાવનાર છે. તેની બનાવેલી કરામાતમાંની ચારજ હાલ સુધી બચવા પામી છે. તું નામવરનું બાજુબંદ બનાવનાર પણ તેજ ઉસ્તાદ હતો. આ કરામતી માછલી પણ તેણેજ બનાવી છે, અને એ ઉપરાંત તેણે એક નવાઇજેવી કટારી બનાવી છે. બાજુબંદ તો તારી કને છેજ. માછલી આજે જુલના હાકમે મારી મારફતે તું નામવર પાદશાહને માટે ભેટ મોકલાવી છે, જે તારે કબૂલ રાખવીજ જોઇયે. અને આ કટારીનો સણગાર જોકે જેવો જોઇયે તેવો નથી, તોપણ મુજ કમતરીન તરફની એ ભેટ છે. સઇદ ઉલ બક્રની બનાવેલી બીજી કરામતી ચીજો અકસ્માતથી નાશ પામી છે અથવા તો તેમની ખૂબી વખ્તના વહેવા સાથ જતી રહી છે."

"જુલના હાકમે વજીર જાઅફરથી આ વાત છુપાવી કાંય કે આ માછલીનો બનાવનાર સઇદ ઉલ બક્ર હતો?" નૂરજેહાને પુછ્યું.

દિલારામે જવાબ આપ્યો કે "એ હાકમ તે બનાવનારનાં નામથી જાણીતો હતો નહિ, નામદાર. અને પોતે બેખબર હતો તેની શરમિંદગીને લીધે તેણે એ વાત છુપી રાખવા જેવા ઢોંગ કીધા હશે. જ્યારે આદમીજાદ કોઇ ચીજથી બેખબર હોય છે ત્યારે પોતાનું અજ્ઞાનપણું છુપાવવાને માટે તેઓ બહાનું કહાડે છે કે એ વાતમાં ભેદ છે યા તે છુપી રાખવાની છે."

"પણ ત્યારે તેં જે કટારી આપી તેનીં ખૂબી શી છે, દિલારામ?" પાદશાહે તે ભેટ કબૂલ રાખતાં સવાલ કીધો.

"તે વાતથી હું તું નામદારને વાકેફ કરૂં છું," દિલારામ બોલી, અને પછી આ રવેશે બયાન કીધું:—

"આજથી ત્રણેક હજાર વર્ષની વાત ઉપર જે મુલ્કમાં આપણુ વસિયે છિયે ત્યાં હૂના નામે એક માણુસ થઇ ગયો, જે એટલો બધો

બાહોશ હતો કે તે સઇદ ઉલ બક્રને નામે આજ સુધી પ્રખ્યાત થયો છે. તે એવો દાના હતો કે તેની દાનાઇ અને કાબેલિયતને લીધે સૌ કોઇ તેને માન આપતું હતું. તલેસમ અને તાવીજ બનાવવાના હુનરમાં તે એટલો તો પંકાયલો હતો કે લોકો કહેતાં કે તે આસ્માન ઉપરથી ગ્રહોને અને સેતારાઓને પણ પોતાની નોકરીમાં બોલાવતો હતો. કમનસીબે તેનાં સર્વ લખાણ નાશ પામ્યાં છે, અને તેથી તે જે તલેસમ બનાવી ગયો તેવા આજે બીજા કોઇથી બનાવી શકાતા નથી. હિંદુસ્તાનના તે જમાનાના પાદશાહ અંતીન્મુરે તેની સાથે દોસ્તી માંડી. આ દોસ્તીની પિછાનમાં, તેમજ પાદશાહે તેનું કાંઇ કામ કરી આપ્યું હશે તેના બદલામાં, સઇદ ઉલ બક્રે તેને એક માછલી બનાવી આપી, જેની ખૂબીનું બયાન વજીર જાઅફ્રે તું નામવરને કહી સંભળાવ્યું છે. અંતીન્મુરનું ખાનદાન હૈયાત રહેવા પામ્યું ત્યાં સુધી તેના ખજાનામાં આ માછલી રહી. ત્યાર બાદ જુલના હાકેમનો એક વડવો, જે તે ખાનદાનના છેલ્લા પાદશાહનો વજીર હતો, તેણે એ ખાનદાનની આખેરી વેળા આ માછલી પોતાના કબ્જામાં લીધી, અને ત્યારથી તે તેનાં ખાનદાનમાં સચવાયલી રહી. આ માછલીમાં એવી ખૂબી છે કે તે પાણીમાં પડેલી વસ્તુ શોધી લાવે છે, એટલુંજ નહિ પણ તમો જો તેને એમ જણાવો કે પાણીમાંથી ફલાની ફલાની ચીજ હોય તે લાવ, તો તે પણ એ મછી ખેંચી લાવે છે. જે ધણી આ માછલીનો ધણી હોય તેનાજ હાથમાં એ તે લાવી આપે છે, એ એની વિશેષ ચતુરાઇ છે."

"વહાલી દિલારામ," પાદશાહ બોલ્યો, "એ તલીસમ બાબે હું સઘળું જાણી ચુકયો;—માછલી અને બાજુબંદ. કોઇપણ પાદશાહ એકી વખ્તે આવી બે કીમતી ચીજ ધરાવી ગયો ન હશે. હું એ બે ધરાવી શકું છું, તેથી હું જેમ જેહર લઇને આવનારા મારા દુશ્મનને દૂરથી પારખી શકું છું તેમ દરિયામાંની કીમતી વસ્તુઓનો પણ હું સાહેબ છું. પણ મારાં કલેજાં, તેં જે ચીજ મને તારી પોતાની તરફથી ભેટ આપી છે તેને વિશે તો તું મને કાંઇ કહેતીજ નથી કે ?"

"આ કટારી શા વાસ્તે બનાવવામાં આવી હતી તેનું બયાન તું નામવર સાંભળશે ત્યારેજ તું તેની ખૂબીથી વાકેફ થશે." આમ કહીને સુંદર દિલારામે આ રવેશે બોલવું જારી રાખ્યું:—"હિંદુસ્તાનની તવારીખમાં જણાવ્યા મુજબ અંતીન્મૂરનો હરીફ ખૈરામૂર નામનો હતો. પહેલો પોતાને મોટો શાહનશાહ ગણાવીને બીજા કનેથી ખંડણી માંગતો હતો. ખૈરામૂર નબળો હતો; અંતીન્મૂરનાં લશ્કર સામે લડીને ફતેહ મેળવવાની તેનામાં તાકાત ન હતી. આવે સમયે બીજા કયા પાદશાહની મદદ મેળવવી તે તેને સુઝયું નહિ, ત્યારે તે સઇદ ઉલ બક્ર જેવા હુનરમંદ ઓલમા પાસે ગયો. પ્રથમ તેણે પોતાના વજીર મારફતે કીમતી હદિયો તે ઓલમાને માટે મોકલ્યો, પણ તે કબૂલ રાખવાની તે ડાહ્યા માણસે ના પાડી; તોપણ પાદશાહ પોતાનો દોસ્ત હતો અને તે બહુ સંકટમાં આવી પડયો હતો એમ જાણીને સઇદ ઉલ બક્રે તેને મદદ કરવા ચાહ્યું. તેણે આ કટારી બનાવીને તેના વજીરને આપી, અને કહ્યું કે આ તારા પાદશાહને આપ અને કહે કે હું સમજાવું તેમ જો કામ લેશે તો અંતીન્મૂર તને કાંઇ કરી શકનાર નથી. પછી તેણે વજીર કને આ રીતે સંદેશો મોકલાવ્યો કે 'તારા સરદારોમાંથી ૨૦ સુનંદા સિપાહો પસંદ કરી તેમની એક ટુકડી બનાવ, તે ટુકડીની સરદારી સર્વથી સરસ જવાન હોય તેને આપ, અને તેજ સરદારના હાથમાં આ કટારી આપ. એ કટારીની ખૂબી એવી છે કે જ્યારે તેને નાગી હાથમાં પકડવામાં આવે છે ત્યારે જે ધણીના હાથમાં તે હોય તે ધણી સામેવાળા શત્રુને દેખાતો નથી, એટલુંજ નહિ પણ જે સઘળાઓને તે બચાવવા ચાહતો હોય તે સઘળાઓ બેમાલૂમ થઇ જાય છે. ટુંકમાં, પેલો સરદાર જેમ ઇચ્છે તેમ બને છે. હવે તારા પાદશાહ ખૈરામૂરે એક નામુ આ સરદાર અને તેના સાથીઓને આપી અંતીન્મૂરની દરબારમાં મોકલવા, જેમાં જણાવવું કે અમો ખંડણી આપવાના નથી. આ વાંચીને તે પાદશાહ ગુસ્સે થઇ જશે અને વીશે વીશ એલચીઓને પકડવા ફરમાવશે. આથી પ્રજાઓ વચ્ચે એલચીઓને નહિ મારવાનો જે કાયદો છે તે તુટેલો ગણાશે. એજ વખ્તે પેલા ૨૦ એલચીઓના સરદારે આ કટારી મિયાનમાંથી બાહેર ખેંચી કહાડવી, જેમ થતાંજ

તે અને તેના સાથીઓને અંતીન્મૂરના દરબારીઓ કે સિપાહીઓ જોઈ શકવાના નથી. બીજે હાથે તેણે પોતાનું ખંજર કમરેથી ખેંચી કહાડવું, અને પછી ત્યાંને ત્યાંજ જેઓ પકડવા આવ્યા હોય તેમને સઘળા એલચીઓએ કાપી નાખવા.'

"આ પેગામ અને કટારી લઈને ખૈરામૂરનો વજીર પોતાના પાદશાહ પાસે ગયો અને સઘળી બિનાથી તેને વાકેફ કીધો. આ પછી ખૈરામૂરનો શાહજાદો ૨૦ માણુસોની સરદારી લઈને અંતીન્મૂરની દરબારમાં ગયો. નામું વાંચીને તે પાદશાહ બહુ ખિજાયો, અને હુકમ કીધો કે આવું બેઅદબ નામું લાવનાર એલચીઓને પકડો. એજ વખ્તે શાહજાદાએ એક હાથે પેલી તલેસ્માતી કટારી ખેંચી કહાડી એક હાથમાં ઉઠાવી, અને ચાહ્યું કે જેમ તે તેમજ તેના સાથીઓ અણુદિઠ બની જાય. પછી બીજે હાથે પોતાનું ખંજર બાહેર કહાડીને તે તથા તેનું જોઈને તેના સાથીઓ દુશ્મનના સિપાહીઓ ઉપર ધસ્યા. તેમના તથા બીજાં લશ્કરનાં ડોકાં તેઓએ એવાં બેમાલૂમ રીતે છટકાવી નાખ્યાં કે કોઈને ખબરબી પડી નહિ કે આ રીતનો સિતમ કોણુ ગુજારે છે. આ પછી શાહજાદો શેહરના જાહેર ચોકમાં જઈ ઉભો અને ભેગાં મળેલાં લોકોને જાહેર કીધું કે 'જો હું ચાહું તો આ રીતે તમો સર્વેને કતલ કરૂં, તોપણુ તમો મને કશું કરી શકો નહિ. એટલાવાસ્તે તમારે થકી બહેતર એ છે કે તમો ખૈરામૂરની પાદશાહત કબૂલ રાખો અને તેની વફાદાર રૈયત બનો.' લોકોએ બીજો ચારો જોયો નહિ ત્યારે તેઓ નવા પાદશાહને તાબે થયા. આ પછી આ કટારી ખૈરામૂરના ખજાનામાં લાંબાં વર્ષો સુધી કાયમ રહેવા પામી. પછી જેમ જેમ તેનો ખપ પડયો નહિ તેમ તેમ તેની ખૂબી ભુલાતી ગઈ, અને બીજી સાધારણુ કટારી જેવી તે નજીવી થઈ પડી. થોડાજ દિવસ ઉપર તે બલ્સોરા ( બસરા )ના એક ગરીબ યહુદી કને છે એવી મને ખબર મળી. આ યહુદી જુનાં પુરાણાં હથિયારો અને લોખંડની કિટાઈ ગયલી નિર્જીવ વસ્તુઓ નદીના પુલ આગળ બેસીને વેચે છે. તેની પાસેથી નજીવી કીમતે આ કીમતી વસ્તુ મેં મેળવી છે, અને તે આજે મારા

નામવર પાદશાહ આગળ રજુ કરતાં મને મોટી ખુશહાલી પેદા થાય છે. મને એ ચીજ શા ખપની? પણ તારા જેવા મોટા પાદશાહને અડી ભીડીએ એ હથિયાર લાખો માણસનાં લશ્કરની ગર્જ સારવા માટે બેમુલ્લું થઇ પડે."

નૂરજેહાને પોતાની માશુકના આ ખુલાસાથી ખુશ ખુશ થઇ તેનો મોટો ઉપકાર માન્યો, અને પછી કહ્યું કે "અય મારાં હૈયાંના હાર, તેં મને શું શું કહ્યું છે તે ઉપર ફરીથી વિચાર કર. આ ચીજો જોકે કીમતી છે તોપણ તારી સાથે સરખાવતાં તદન નજીવી છે, તેવી વસ્તુઓ ધરાવવા માટે મારી ખાહેશ ઉસ્કેરાઇ છે, તો તારા જેવી મેહબૂબ મેળવવા માટે—તારી જોડે શાદીની ગાંઠથી બંધાઇ તને મારી રાણી બનાવવા માટે—મારી ખાહેશ કેટલીબધી બેહદ હોવી જોઇયે, તેનો તુંજ દરિયાફત કર. આખી દુનિયાના અકલમંદ ઓલમાઓ—સબદ ઉલ બક સુધાં—ઘણાંબી તલેસમ બનાવી ગયા છે, પણ તારા જેવો તલેસમ તો ખુદા સિવાએ કોઇપણ બનાવી શકે નહિ."

## સુખી શેવટ.

હવે પાદશાહ નૂરજેહાન પોતાનાં તનમનની પસંદગીવાળી રાણીથી લાંબો વખ્ત સુધી જુદો રહે એ અશકય હતું. સર્વ કોઇએ હવે બરાબર જોઈ લીધું હતું કે દિલારામ કોઇ જેવી તેવી નાજનીન ન હતી. તે એક તાતારી છોકરી હતી તો શું થયું? તેણી ખુબસુરતી જોડે ખુબ સીરતી અને બેહદ ખૂબી ધરાવતી હતી. એટલામાટે રાણી થવાને તેણી દરેક રીતે લાયક હતી. પાદશાહે તરત પોતાની દરબાર બોલાવી, અને અમીરો તથા અકાબરો વગેરેને ભેગા કરીને તે તેઓ આગળ તે આ મુજબ બોલ્યો :—

"મને મગરૂર થવાને કારણ છે કે દુનિયામાં હું સર્વથી સુખી પાદશાહ છું. મારી કને એક એવું બાજુબંદ છે, કેજે જેહરનાં સઘળાં ભયની આગમજથી ખબર આપીને આપણને હુશિયાર કરે છે; વળી મારી કને એક એવી મછી છે, કેજેને જો હું ફરમાવું તો દરિયાનાં

તળિયાંમાં છુપાયલો સઘળો ખજાનો મને લાવી આપે છે; આ એક નાની કટારી છે, જે મને ખુબસુરત દિલારામે ભેટ આપી છે, તેની ખૂબી એ છે કે જેને હું ચાહું તેને એ વડે તમારી નજર આગળ જોતાં જોતાંમાં બેમાલૂમ કરી દઇ શકું. આ એક ઉમદા તલેસમ છે, જેની સાબેતી હું તમને નજરે નજર દેખાડવા માગું છું, જે ઉપરથી બીજાં બાકીનાં તલેસમોની ખૂબી વિશે પણ તમારી ખાતરી થઇ શકશે. બાછલીની ખૂબીના પ્રયોગ દેખાડવા બેસું તો તેથી તમને કંટાળો આવશે અને વખ્ત ઘણો જશે."

આમ બોલીને નૂરજેહાને પેલું ખંજર ખેંચી કહાડયું, અને પોતાના હાથમાં તેનું નાગું પાનું પકડતાંજ તે પોતાના સઘળા દરબારીઓની નજરમાંથી ગેબ થઇ ગયો. જેઓ આ તમાશો જોતા હતા તેઓની અજાયબી ચાલુજ હતી, એટલામાં તેમની નજર આગળથી જેમ પ્રથમ પાદશાહ બેમાલૂમ થઇ ગયો હતો તેમ હવે તેના સઘળા લશ્કરી અમલદારો પણ ગેબ થઇ ગયા. તેણે પોતે બેમાલૂમ રહીને દરબારીઓને પુછ્યું કે "આપણો ફલાનો ચીનો લશ્કરી સરદાર જેણે ફલાની લડાઇ મારી હતી તેને તમો જોઇ શકો છો?" સઘળાઓએ ભારે અચરત થઇ તે અમલદારની પોતાની આંખો વડે શોધ ચલાવી, પણ તે તેમને દેખાયો નહિ, ત્યારે તેઓ બોલ્યા કે "અય નામવર પાદશાહ, અમો તો જેમ તને તેમ તેને પણ જોઇ શકતા નથી." આ પછી નૂરજેહાન પોતાના લશ્કરી સરદારો આગળથી ખસી ગયો, અને તેમને પાછા જાહેર કરી દીધા, અને જ્યાં દરબારીઓ બેઠેલા હતા તેઓ જોડે છુપ્યો થઇ જઇને લશ્કરીઓને પુછ્યું કે "તમો દરબારીઓને જોઇ શકો છો?" તેઓએ ના પાડી, અને એ રીતે સઘળાઓની પુરેપુરી ખાતરી કરી દીધી કે આ કટારી અથવા ખંજર બહુજ કીમતી તલેસમ છે. પછી તે તેઓ સાથે ખુદાતાલાના શુક્ર બજા લાવ્યો કે તે સાહેબે તેને દુનિયામાં સૌથી બળવાન પાદશાહ બનાવ્યો હતો.

ખરાં દિલના ઉપકારથી આ કામ બજા લાવીને પછી નૂરજેહાને

તમામ દરબારના સર્વ ભેગા મળેલા અમીરોને, સરદારોને, અકાબરોને અને બીજાઓને કહ્યું કે—

"આદમજાદની છાતીમાં જે સર્વથી મોટી બદી ઘર કરી બેઠી છે તે નિમકહરામી છે. આ સઘળા તલેસમ, જે વડે હું આજે બળવાન અને ભાગ્યશાળી બન્યો છું, તે મને સુંદર દિલારામ તરફથી મળ્યા છે. એ બાનુની ખુબસુરતીનો સવાલ બાજુએ રાખિયે, તોપણ એની ખૂબી અને એની નેકી એટલીબધી છે કે તેને માટે મારી આખી જિંદગીમાં મારી કને જેટલીબી નિમકહલાલી હોય તે સઘળી હું તેને અર્પણ કરૂં છું. પણ નિમકહલાલી માત્ર બોલીને ફક્ત બોલોથીજ નહિ પણ કરીને કામોથી બજાવેલી હોવી જાઇયે. મારી એ બાનુ તરફની ફિદાગીરી બોલીનેજ હું બતાવીશ નહિ, પણ આજથી એ રોશન ચેહરાની મેહબૂબને મારી રાણી બનાવીને બતાવીશ."

પાદશાહે પોતાની રાણી દાખલ જે પસંદગી કીધી તે ભેગી મળેલી તમામ ખલ્કતને બહુજ ગમી, અને તેથી તેણે ખુશાહાલીના પુકારો કરીને એ કામ તરફ પોતાની દિલોજાનની પસંદગી જાહેર કીધી. આ સઘળાં કામો વેળા દિલારામ દરબારમાં હાજર હતી નહિ. તે પોતાનાં એવાનમાં હતી, જ્યાંથી તેને બાઇજત દરબારમાં લઇ આવ્યા, અને તેણી કુદરતે બક્ષેલી તમામ અદબ આદાબ સાથ, અને ખુબી તથા નરમાશભરેલા અને હસતા ચેહરા સાથ દાખલ થઇ. દેશનો મોટો ઇમામ આ વેળા હાજર હતો, તેની હાજરીમાં નૂરજેહાને પોતાનો દસ્ત દિલારામના દસ્ત સાથ મેળવ્યો. આ વેળા પાદશાહ તરફનાં માનની ખાતર દિલારામ વાંકી વળીને તેને નમી, અને પછી ધીમે સુંદર સ્વરે બોલી કે—

"અય નામદાર, જ્યારે મેં તમારી આગળ મહાન સઇદ ઉલ બક ઉસ્તાદનાં બનાવેલા તલેસમનું બયાન કીધું ત્યારે મેં તમને ખબર આપી હતી કે તે તલેસમ ચાર હતાં, પણ તમો નામવર પાસે તો ફકત ત્રણુજ છે. હજુ ચોથું તલેસમ તમારા એખ્તિયારમાં આવવા પામ્યું નથી."

"ચોથું તલેસમ મને આજેજ મલ્યું છે, અય મારી વહાલી બાનુ, અને તે તું પોતેજ છે." પાદશાહે ઘણાજ હસતા મુખડાથી કહ્યું. "તું ન હોત તો હું આજે એટલો ખુશહાલ અને સુખી કયાંથી બનત ? ચોથું તલેસમ તે છે, અય મારા દરબારીઓ, કેજે મને સદા સુખી સુખ્યારો રાખવાની ખૂબી ધરાવે છે, અને તેનું નામ દિલારામ છે !" આમ બોલીને નૂરજેહાને પોતાની દરબારી આલમ તરફ જોયું, પણ પોતાનો હાથ તો સુંદર રાણી તરફ લંબાવ્યો. "દિલારામ, મારૂં ચોથું તલેસમ મને સૌથી છેલ્લું મળ્યું છે, પણ તે એવું કીમતી છે કે તેની આગળ બાકીનાં ત્રણ કશી બિસાતમાં નથી."

"અય જેહાનનાં નૂર, અય મારી જિંદગીના આફતાબ, એમ નથી. ચોથું તલેસમ બાકીનાં ત્રણ જેવુંજ છે. તે આ રહ્યું." આમ કહીને દિલારામે પાદશાહ આગળ એક અંગુસ્તરી હાજર કીધી. તેણી પોતાની તારીફના સખુનો બોલાયા ત્યાંસુધી નજર જમીન તરફ નીચી રાખીને એક અવાચક પુતળાં માફક ઉભી હતી. પણ હવે તેણે પોલાદની એક વીંટી કહાડીને પાદશાહને આપતાં કહ્યું કે "અય જેહાંપનાહ, આ ચીજ કાળી અને નજીવી જેવી લાગે છે, પણ એ અંગુઠીમાં ખૂબી એ છે કે એ ધરાવનાર ઇનસાન પોતાની સામે ઉભેલા દરેક માણસનાં દિલમાં જે કાંઇ છુપી વાતો હોય તે તરત જાણી લે છે. મારી જગા ઉપર કોઇ બીજા હોય તો એમ માને કે આ વીંટી એક જોખમ જેવી છે, પણ હું તેમ માનતી નથી. દિલ પાક હોય તો દિલ બેબાક રહી શકે છે, પછી આવી વીંટીઓ મારફતે આપણું દિલ ગમે એટલું વાંચી શકાતું હોય તો શું થયું ? એ ચીજ મારફતે તમો નામદાર જેમ મુજ કમતરીનનું દિલ વાંચી શકશો તેમ તમારા શત્રુઓનાં દિલ પણ તમારી આગળ આયના મિસાલ ખુલ્લાં થઇ શકશે."

દિલારામ તેનાં નામ પ્રમાણે નૂરજેહાનનાં દિલને આરામ આપનારીજ સાબેત થઇ. અને નૂરજેહાન પણ પોતાનાં નામ મુજબ પોતાની

રૈયતોથી બનેલી જેહાનને મનથા પોતાનાં ઇનસાફી, દયાળુ, પ્રજા ઉપયોગી અને આબાદીનાં કામોથી એક નૂર જેવો પ્રકાશિત થઈ પડયો.

મોહબતના તલેસમોથી આ જોડું સુખી થયું, અને લાંબી જિંદગી સુધી રૈયતોના આશિષ મેળવ્યાથી વધારે સુખી થયું. તેની કનેના ઉપલા તલેસમ આજે હૈયાત રહેવા પામ્યા નથી, પણ તેનાં નેક કામોથી બનેલા તલેસમ હજુ હૈયાત છે. આ દુનિયામાં ભલું કરવું એજ ઉત્તમ છે.



# ઝવેરી અને વજીરજાદી:

અથવા

# સંસાર સુખનાં સંકટો.

## ઢોંગી ખલીફો.

એક રાત્રે ખલીફ હારૂન અર રશીદને ઉંઘ આવી નહિ ત્યારે તેણે પોતાના વજીર જાઅફર અલ-બારમકીને બોલાવી મંગાવ્યો, અને તેને કહ્યું કે "આજે મારા જીવને સારૂં નથી, માટે ચાલ આજની રાત બગદાદના મહોલ્લાઓમાં સેર કરવા નીકળી પડિયે, અને લોકોનો એહવાલ કેવો છે તે આપણી નજરે જોઇયે. આપણે સોદાગરનો લેબાસ લઇશું, જેથી આપણને કોઇ ઓળખી શકશે નહિ."

આ હુકમ માથે ચહડાવીને વજીર તૈયાર થઇ આવ્યો, અને ખલીફ હંમેશ વડા ખોજા મસરૂરને પોતાની સાથે રાખતો હતો તેમ આ વેળા પણ તેને જોડે લીધો.

તેઓ એક મહોલ્લેથી બીજે મહોલ્લે, અને એક લત્તેથી બીજે લત્તે ફરતા અને જોતા આગળ વધ્યા, અને શેવટે ટાઇગ્રિસ નદીના કાંઠા ઉપર આવી પુગ્યા. અહીં તેઓએ એક જઈફ મર્દને એક કિસ્તીમાં બેઠેલો દીઠો. તેની નજદીક જઇ તેને સલામ કરીને કહ્યું કે—"અય શેખ, તું તારી કિસ્તીમાં બેસાડીને અમને આજની રાત નદીમાં સેર કરવા લઇ જા. લે આ તારૂં ભાડું." આમ કહીને વજીરે તે બુઢાને એક સોનાનો સિક્કો આપવા માંડયો.

પણ તેણે તે લેવાની નાપાડી, અને કાંઇક મિજાજથી કહ્યું કે —"જારે સેર કરવાવાળા! શું તમે જાણતા નથી કે નામદાર ખલીફ હારૂન અર રશીદ દર રાત્રે નદીમાં ફરવા આવે છે?"

પુછયું કે "અમે એ બાબે કશું જાણતા નથી માટે બયાન કરી સંભળાવશો?"

કિસ્તીબાન બોલ્યો કે "તે નામદાર એક ઝાઝ ઉપર સવાર થાય છે, અને પછી પુકારચીન પુકાર મારી ભેગાં મળેલાં લોકને ખબર આપે છે કે 'અય તમે અદના કે આલા, જવાન કે જઇફ, કોઇભી લોક અગર મારી સવારી વેળા નદીમાં ફરવા નિકળેલાં મને જણાશો તો તમારાં સર તનથી છુટાં કરી નાખીશ, યા મારી કિસ્તીના ડોલ ઉપર લટકાવી જાન ખતમ કરાવીશ.' આ રીતનો હુકમ છે, વાસ્તે તમને હું ફેરવવા કેમ લઇ જઇ શકું? ચાલો, ખસી જાઓ. ખલીફ નામવરને આવી પુગવાનો વખ્ત થઇ ચુકયો છે. જુઓ પેલી રોશની દેખાય છે તે એ નામદારની કિસ્તીની છે. ઓ લેઓ, તે તો આવી પુગ્યો."

આમ કહીને પેલા જઇફ શેખે ખલીફ અને તેના સાથીઓને દૂર થવા કહ્યું. પણ ઉપલી વાતો સાંભળીને તો હારૂનને બહુ ચટાપટી થઇ, અને તેણે કિસ્તીબાનને એકને બદલે બે સોનાના સિક્કા આપવાની ખાહેશ દેખાડી, તથા કહ્યું કે "નદી ઉપર પેલાં આકો બાંધ્યાં છે તેમાંનાં એકમાં લઇ જઇને તું તારી કિસ્તી ઉભી રાખજે કે આપણા ખલીફને જોઇશું, પણ તે આપણને જોઇ શકશે નહિ."

કિસ્તીબાન લલચાયો. તેણે બે સિક્કા લઇ ખિસામાં ઠેસવી દીધા, અને ખુદાનું નામ લઇને અને તે સાહેબ ઉપર ભરૂસો મુકીને પેલા ત્રણે ઉતારૂઓને પોતાની કિસ્તી ઉપર બેસાડી લીધા, અને પછી થોડેક આગળ વધ્યો એટલે ખલીફની કિસ્તી નદીનાં પાણી ઉપર સવાર થઇ સર સર કરતી આવતી દેખાઇ. તે ઉપર મશાલો બળતી હતી તથા વળી મીણબતીના દીવા કરેલા હતા. આ જોઇ બુઢો શેખ કાંઇક બીધો, તોપણ ખુદાની મદદ માંગીને તે પોતાની હોડીને એક આકોમાં લઇ ગયો, જ્યાં તેણે તેને ઉભી કીધી, અને પછી પોતાના ત્રણે ઉતારૂઓ કોઇને દેખાય નહિ એટલામાટે તેમની ઉપર કાળું કપડું ઓઢાડયું, જેની પછવાડેથી તેઓએ પેલી ખલીફવાળી બોટને આવતી દીઠી. તે કિસ્તીમાં પ્રથમ એક માણસ જણાયો, જેણે પોતાના હાથમાં રાતાં સોનાની એક મશાલ પકડેલી હતી, જેમાં એલ્વિયાનું લાકડું બળતણ તરીકે સળગાવેલું હતું. આ ધણીએ પોતાનાં ખમીસ

દાખલ રાતું સાટિનનું કપડું પહેરેલું હતું. તેની એક ખાંધ ઉપર પીળા રંગનો દુપટો નાખેલો હતો, માથે મલમલની પાઘડી ઘાલેલી હતી. બીજી ખાંધ ઉપર લીલો રેશમી કોથળો હતો, જેમાં એલિયાનાં લાકડાંની છોડીઓ ભરેલી હતી, જે વડે તે મશાલને બળતી રાખતો હતો. એજ રીતે એક બીજો માણસ મશાલ લઇ કિસ્તીને બીજે છેડે ઉભેલો હતો. આ કિસ્તીમાં બસો ગોરા ગુલામો જમણી તેમજ ડાબી બાજુએ ઉભેલા હતા, જેમની વચ્ચે રાતાં સોનાંનું એક તખ્ત ગોઠવેલું હતું, જે ઉપર એક ખુબસુરત દેખાવનો જવાંમર્દ બેઠેલો હતો, જેનો ચેહરો માહતાબ જેવો ગોરો હતો. તેણે કાળો પોશાક પહેરેલો હતો, જે ઉપર પીળાં સોનાનું ભરતકામ હતું. તેની નજદીક એક માણસ હતો, જે ખલીફ હારૂનના વઝીર જાઅફર જેવો લાગતો હતો. અને વળી એક ત્રીજો માણસ ખોજા મસરૂર જેવો દીસતો હતો. તેણે પોતાના હાથમાં નાગી શમ્શીર ઉઠાવેલી હતી. આ ઉપરાંત બીજા વીસ રંગીલા સોહબતીઓ ખલીફાની જોડમાં બેઠેલા હતા.

આ સઘળો તમાશો જોઇને હારૂને જાઅફરને કહ્યું કે "જ્યાં છે ત્યાં આ મારો એકાદ બેટો છે. આ તખ્તે બેઠેલો અલ-મામૂન હોય યા અલ-અમીન હોય." પછી તેણે ફરીથી પેલા તખ્તનશીન થયલા જવાન તરફ જોયું. તેનાં રંગ, રૂપ અને અદા જોઇને ખલીફ છક થઇ ગયો. વઝીર તરફ પાછો ફરીને ખલીફ બોલ્યો કે—"અરે જાઅફર, આ જવાન માણસે પોતાને ખલીફ તરીકે ઓળખાવવામાં કશું બાકાત રાખ્યું નથી. અને તેની પાસે જે ધણી ઉભો છે તે ગોયા આબાદ તુંજ હોય તેવો લાગે છે. વળી તેનાં માથાં આગળ જે ગુલામ નાગી તલવાર લઈ ઉભો છે તે તો મસરૂર દીસે છે. પેલા રંગીલા સોહબતીઓબી મારા તેવા સોહબતીઓનાજ નમુના જેવા છે. આ તમાશો જોઇને મારૂં માથું ભમેછે. અરે જાઅફર, મને તો આ જોઈ બહુ નવાઇ લાગે છે."

જાઅફરેબી પોતાની તેવીજ અજાયબી જાહેર કીધી; પણ એટલામાં તો પેલી ભપકાદાર કિસ્તી ત્યાંથી પસાર થઇને થોડા વારમાં બેમાલુમ

થઇ ગઇ. આ જોઇ કિસ્તીબાન બોલ્યો કે—"શુક્ર પરવરદેગારના ફરો, કે આપણુ પકડાઇ આવ્યા નહિ."

હારૂને તેને પુછ્યું કે "અય શેખ, શું ખલીફા દર રાત્રે આ તરફ આમ ફરવા આવે છે કે ?"

શેખે જવાબ આપ્યો કે "હા, આજ એક વર્ષ થયું તે આમ દર રાત્રે ફરવા નિકળે છે."

"અરે શેખ, ત્યારે તો કાલે રાતેબી તું અહીંજ થોબજે. અમે તને એને બદલે પાંચ સિક્કા આપીશું. અમો આ શેહરમાં તદન અજાણ્યા આદમી છિયે તેથી લગાર ગમતનો શોક રાખિયે છિયે. અમો ખંડકવાળા લત્તા ઉપર રહેલા છિયે."

સેખે ખુશીથી હા પાડયા પછી હારૂન, જાઅફર અને મસરૂર મહેલ તરફ પાછા ફર્યા. પછી પોતાના સોદાગરી લેબાસ ઉતારીને તેઓએ પોતાના ખાસ લેબાસ પહેરી લીધા, અને પછી દરબારનો વખ્ત થતાંજ દરબારમાં પોત પોતાની જગા ઉપર જઇ બેઠા. અમીરો અને વજીરો અને બીજા અમલદારો હાજર થઇ ચુકયા હતા. શરેસ્તા મુજબનાં કામો થયા પછી સાંજે દરબાર બરખાસ્ત થઇ, સૌ પોતપોતાને મકાને પાછા ફર્યા; જે પછી ખલીફે જાઅફરને તૈયાર થવા કહ્યું, અને ત્રણે જણુ આગળી રાતની પેઠે તે રાત્રે પણુ ગમત કરવા નિકળી પડયા. તેઓએ પાછો સોદાગરનોજ વેશ લીધો હતો, અને હસતા બોલતા શેહરના ભાગોમાં ફરતા નદી કાંઠે જઇ પુગ્યા. અહીં પેલો શેખ તેમની વાટ જોતો બેઠેલો હતો. તેઓ તેની કિસ્તી ઉપર ચહડી બેઠા, અને આગળી રાત્રે જ્યાં જઈ ઉભા હતા ત્યાંજ કિસ્તીને ઉભી રાખી.

થોડાજ વખ્તમાં પેલી ભપકાદાર કિસ્તી ફરતી ફરતી આવી પુગી. બારીકીથી જોતાં જણાયું કે આગળી રાત્રે તેના જે ૨૦૦ ગુલામો હતા તેઓથી તદન જુદોજ લેબાસ પહેરેલા તેટલાજ ગુલામો આજ રાત્રે હતા. પેલા પુકારચીનો ખલીફાની કિસ્તીને માર્ગ આપવા માટે પુકાર મારતા, અને ખલીફા પોતાના વજીર અને મિત્રો જોડે પોતાની

જગાએ બેઠેલો હતો. આ તમાશો જોઇને હારૂને પોતાના વઝીર જાઅફરને કહ્યું કે "જો આ તમાશાની વાત મને તેં આવીને કહી હોત તો હું તે માનત નહિ; પણ આ તો મેં મારી નજરે દીઠી છે."

પછી હારૂને શેખને દશ સોનાના સિક્કા આપીને કહ્યું કે "અમને પાદશાહી ઝાઝની પુઠેપુઠે લઇ જા; તેઓ રોશનીમાં છે અને આપણ અંધારાંમાં છિયે, માટે તેઓ આપણને જોઇ શકનાર નથી. આપણ તેમની પુઠે બેમાલૂમ રહીશું અને ગમત મેળવીશું."

પેલા કિસ્તીબાને દસ સિક્કા ખિસાંમાં મુકયા, અને પછી પોતાની હોડી ખલીફાની કિસ્તીથી પુઠેપુઠે હંકારી. એમ કરતાં તે ભપકાદાર ઝાઝ એક બાગ આગળ જઇ ઉભું, જ્યાં તેણે લંગર કીધું અને ખલીફા તથા તેના સાથીઓ તે ઉપરથી ઉતર્યા. અહીં કેટલાક જવાન માણસો તૈયાર ઉભેલા હતા, જેઓમાંના એકે એક ખચ્ચરની લગામ પકડેલી હતી. પેલો ખલીફો કિસ્તીમાંથી ઉતરીને આ ખચ્ચર ઉપર સવાર થયો, તેના સોહબતીઓ તેની સાથે ચાલ્યા, અને મશાલચીનો પુકાર કરતા આગળ વધ્યા તેમની પુઠે સઘળું સરઘસ બાગના દરવાજામાં દાખલ થયું.

હારૂન અને જાઅફર અને મસરૂર પણ તેમની પુઠેજ ઉતર્યા, અને પેલા ગુલામોનાં ટોળાંમાં ભેળાઇ જઇને તેમની જોડે બાગમાં દાખલ થઇ ગયા. પણ મશાલચીનોએ આપણા ત્રણે સોદાગરોને તેમના લેબાસ ઉપરથી કોઇ અજાણ્યા છે એમ જાણી પકડી કહાડયા, અને તેમને પોતાના ખલીફા આગળ હાજર કીધા. ખલીફાએ તેમને જોઇ પુછ્યું કે "તમો અહીં કેમ આવ્યા, અને શા માટે આવ્યા છો?"

જવાબ મળ્યો કે "અય નામવર ખલીફ, અમો ત્રણ પરદેશી સોદાગરો છિયે. અમે આજેજ બગદાદમાં પગ મુકયો છે, અને રાત્રે ફરવા નિકળ્યા હતા એટલામાં તમો આવી પુગ્યા, અને આ ધણીઓ અમને જોઇ તમારી આગળ પકડી લાવ્યા છે. અમારો એહવાલ એટલોજ છે."

પેલા ખલીફાએ તેમને હિમત આપીને કહ્યું કે "ફિકર કરશો ના. તમારા જાનને અલવલ આવનાર નથી, કેમકે તમો પરદેશી છો. જો તમો બગદાદના રહેવાસી હોત તો મેં તમારાં સર છટકાવી નાખ્યાં હોત." પછી પોતાના વજીર તરફ ફરીને તે બોલ્યો કે "આ શખ્સોને તારી સાથે રાખ; એઓ આજે આપણા પરોણા છે."

આમ બોલીને તે આગળ વધ્યો અને સઘળું સરઘસ તેની જોડે આગળ રસ્તો લઇને એક ભપકાદાર મોટા મહેલમાં દાખલ થયું. આ મહેલ એવો મજબૂત બાંધેલો હતો, કે જેવો કોઇ પણ સુલતાનનો હોય નહિ. તેનું સર આસમાન સાથ લાગેલું હતું. તેના દરવાજા સાગવાન લાકડાંના બનાવેલા હતા, જે ઉપર સોનેરી નક્ષીકામ કરેલું હતું. આ દરવાજામાં થઇને એક દીવાનખાનામાં દાખલ થવાતું હતું, જ્યાં એક ફુવારો હતો. આ દીવાનખાનાની જમીન ઉંચી હતી અને તે ઉપર કીમતી ફરશ પાંથરી તે ઉપર ગાદી તકિયા બિછાવેલા હતા. અહીં એક પર્દો હતો અને એવો બેમુલો સામાન ગોઠવેલો હતો કે જોનાર તે જોઇ છક થઇ જાય. દરવાજા ઉપર આ મતલબની બેત લખેલી હતી:—

"હજો આ મકાને દરદો હજાર!
ખૂબી ખૂબસૂર્તી, જલાલી ને જાહ;
અજાયબ કરામાતથી છે એ પૂર;
બયાં આપવાની ન પોંચે નેગાહ."

આ મકાનમાં પેલો ખલીફા પોતાના તમામ સાથી સોહબતીઓ સાથ દાખલ થયો, અને પોતે ઝવેરાતોથી સણુગારેલાં એક તખ્ત ઉપર જઇ બેઠો, જે ઉપર પીળા રેશમની એક શેત્રંજી બિછાવેલી હતી. તેના સોહબતીઓ પણ પોતપોતાની બેઠકો ઉપર ગોઠવાઇ ગયા. વજીર તથા જલ્લાદે પોતાની જગા લીધા પછી માણસોએ સુફરો બિછાવ્યો, અને સઘળા ખાણું લેવા બેઠા. ભોજન લીધા બાદ, તથા હાથ ધોયા બાદ, ખિદમતગારો શરાબ લાવ્યા. આ રીતે જામ પર જામ ભરાવા લાગી અને ચોતરફ ફરવા લાગી. એમ કરતાં જ્યાં ખલીફ

હારૂન બેઠો હતો ત્યાં સાકી જામ લાવ્યો ત્યારે તેણે તે પીવાની ના પાડી, જે ઉપરથી ખલીફાએ જાઅફરને પુછયું કે "તારો સાથી આ માટે શરાબ નોશ કરતો નથી?" તેણે જવાબ આપ્યો કે "અય નામવર, ઘણાં વર્ષોથી તેણે શરાબ પીવો છોડી દીધો છે."

"ત્યારે તો મારી કને બીજો નરમ શરાબ છે તે હું મંગાવીશ. તારા સોહબતીને તે ઘણો માફક આવશે." આમ કહીને હુકમ આપવાથી માણુસો ફરમાવ્યા મુજબનો શરાબ લાવ્યા, જે લઇને પેલો ખલીફા પોતાની જગાએથી ઉઠી હારૂન આગળ ગયો, અને તેને કહેવા લાગ્યો કે "જ્યારે શરાબ પીવાની તારી વારી આવે ત્યારે તું આ શીશામાંથી પીજે." આ રીતે શરાબનો દોર પુષ્કળ ચાલ્યો, અને તેનો શોર તેમનાં માથાંમાં ફરી વળ્યો ત્યાંસુધી સર્વેએ તે પીયા કીધો. એમ કરતાં હારૂને પોતાના વઝીરના કાનપર પડીને કહ્યું કે—"અરે જાઅફર, આવી શરાબની જામ તો આપણી પાસેબી નથી. આ જવાન માણસનો એહવાલ જાણવાનું મને ઘણું મન થાય છે."

તેઓને આમ ગૂપચૂપ વાત કરતા જોઇને પેલા ખલીફાએ કહ્યું કે "આમ કાનપર પડીને ઘુસઘુસ કરવું અદબ આદાબથી ઉલટું છે." જાઅફરે તરત જવાબ આપ્યો કે "અય નામવર, અમો બેઅદબ થવા માંગતા નથી; પણ આ મારો સોહબતી મને એમ કહે છે કે હું પોતે ઘણાએક મુલ્કમાં ફરેલોછું, અને મોટા પાદશાહો સાથ મેં ખાણું લીધું છે, તથા સિપાહમર્દો સાથ ભેળાયલોછું, પણ આજના જેવી ખાણાની ગોઠવણ મેં કંયે દીઠી નથી, અને આજના જેવી ખુશીખુર્રમી-ભરેલી રાત મેં બીજે કંયે ગુજારી નથી. પણ બગદાદનાં લોકો તો એમ કહે છે કે ગાયન વિનાનો શરાબ કોઇ વાર માથું દુખવે છે. ત્યારે આજે અહીં ગાયન કાં નહિ હશે?"

## મોહબ્બતનો માર.

પેલા ખલીફાએ જ્યારે આ સખુનો સાંભળ્યા ત્યારે તે હસ્યો અને ખુશ ચેહરેનો જણાયો. તેના હાથમાં એક સોટો હતો જે તેણે

એક ગોળ તકિયા ઉપર ઠોકયો, જે ઉપરથી એક દરવાજો ઉઘડયો, અને તેમાંથી એક ખોજો હાથમાં હાથીદાંતનું તખ્ત લઇને બાહેર આવ્યો, જે તખ્ત સોનાજડિત હતું. તેની પુઠે એક ખુબસુરત દેખાવની અને ખુબીવંતા ચેહરાની નાજનીન બાહેર આવી. પેલા ગુલામે ગોઠવેલાં તખ્ત ઉપર આ બાનુ બેઠી ત્યારે આકાશમાં આફતાબ પ્રકાશતો હોય તેવી તેણી બિરાજી નિકળી. તેણીના હાથમાં હિંદી બનાવટની એક સારંગી હતી, જે તેણીએ પોતાના ખોળાપર મુકી, અને એક માતા પોતાનાં બચ્ચાં ઉપર વાંકી વળે તેમ તે ઉપર વાંકી વળીને તેણી વગાડવા લાગી. પ્રથમ તેણીએ ચોવીસ રાગરાગણી વગાડી, જે સાંભળીને આખી મિજલસ ખુશખુશ થઇ ગઇ. પછી પહેલું ગાયન તેણીએ ફરીથી વગાડયું અને વગાડતી વેળા સાથે સાથે ગાવા લાગી:—

(ગજલ.)

પ્યારની જબાન મારાં દિલમાં પુકારે છે,
તુજને કીધો એનાયત પ્યાર તે સ્વિકારેછે;
દિલ બળી કબાબ થાયું, એ તેની નિશાની ખાસ,
ચશ્મ જખ્મી રેડે આંસુ જો કેવી નવધારે છે!
શીખી ચાહવા તને ત્યાંસુધી ન જાણ્યો પ્યાર શું?
પ્યારઘેલી છું, મગર તું કયાં મને વકારે છે?

જ્યારે પેલા ખલીફાએ આ ગાયન સાંભળ્યું, ત્યારે તેણે ભારી ચિચારી પાડી, અને પોતે જે કીમતી પોશાક પહેર્યો હતો તે ફાડી તોડી નાખ્યો. આથી તેના ઉપર પડદો નાખવામાં આવ્યો, અને તેના ખિદમતગારોએ એક બીજો પોશાક લાવીને તેને પહેરાવ્યો, જે આગળા કરતાં વધારે ભપકાદાર હતો.

આ પહેરીને તે પાછો પોતાની જગાએ બેઠો, અને જ્યારે સાકી તેની આગળ શરાબની જામ ફરીથી લાવ્યો ત્યારે તેણે પેલાજ તકિયા ઉપર પોતાના હાથમાં સોટો લઇને ઠોકયો, જે ઉપરથી ફરીથી દરવાજો ઉઘડયો અને એક ખોજાએ આવીને તખ્ત ગોઠવ્યું, જે હાથીદાંતને

બદલે સોનાનું હતું. તેની પુઠે એક નાજનીન ચાલી આવીને આ તખ્ત ઉપર બિરાજી, જે પહેલી કરતાં પણ વધારે ખુબસુરત હતી. તેણીના હાથમાં એક એવી સારંગી હતી કે જેથી અદેખા આદમીનું દિલ દિલગીર થાય. આ વજંત્ર વડે તેણીએ નીચલી મતલબની ગજલ ગાઇ :—

(ગજલ.)

સબૂરી હોએ કયાંથી જો છે સળગી આગ મોહબતની?
તરસ છિપાએ કોનાથી, અગર તૃષ્ણા છે સોહબતની?
કસમ ખુદાની, સાચું માન, નથી જિંદગી મને મીઠી,
નથી આશા દુખી દિલને અરે રે! સુખી નોબતની.

આ ગાયન સાંભળીને પેલો ખલીફા ફરીથી મોટી ચીસ પાડી ઉઠયો, અને પોતે પહેરેલાં કપડાં ચાક કરી નાખ્યાં, જે ઉપરથી આગળની પેઠે તેના ઉપર પર્દો ઢાંકીને તેને નવો પોશાક પહેરાવ્યો.

આ પછી પોતાની બેઠક ઉપર પાછો બેસીને પોતાના સોહબતીઓ સાથ ખુશ મિજાજથી તે વાતો કરવા લાગ્યો, અને જ્યારે શરાબની જામ તેની આગળ ફરતી ફરતી આવી ત્યારે તેણે તકિયા ઉપર લાકડીના ટકોરા માર્યા એટલે તરત દરવાજો ઉઘડી ગયો, માંહેથી ગુલામ તખ્ત લાવ્યો, અને નાજનીન હાથમાં સારંગી લઇને તે ઉપર આવી બેઠી. તેણીએ મધુર હલકથી નીચલું ગાયન ગાયું :—

(ગજલ.)

જુલ્મ તારો ઓછો કરી દૂરી બંધ પાડી દે,
દિલ આ તલપતાંને નૂરી ચેહરો દેખાડી દે;
થા દયાળુ દુ:ખી ને દિલગીર મારા હાલ પર,
બન્યો છું ગુલામ તારો, કચદમાં બેસાડી દે;
નાતવાન બન્યો છું તારી મોહબતની બીમારીમાં,
છે દવા જે તારી પાસે થોડીએક ખવાડી દે;
અંધારી મુજ રાતના રે માહતાબ પૂણેમના!
દિલને દીપાવી કાળી જૂદાઇ નસાડી દે.

આ ગાણું પુરૂં થતાંજ પેલો જવાન પાછો એક બીઆમણી ચીસ પાડીને રડી પડયો, પાછાં તેણે કપડાં ચાક કીધાં, અને ફરીથી તેને નવાં કપડાં બદલાવવામાં આવ્યાં. તે પાછો ખુશ મિજાજથી હસવા બોલવા લાગ્યો અને અને મિત્રોની મજાક મશ્કરીમાં શામેલ થયો. એમ કરતાં શરાબનો દોર ચાલુ રહ્યો, તેની આગળ જામ આવી, તકિયાપર ટકોરા પડયા, દરવાજો ઉઘડયો, તખ્ત આવ્યું, નાજનીન બેઠી, અને ગાણું ચાલ્યું :—

(ગજલ.)

રે કયારે બંધ થશે તારો ધિકાર મુજ કમતરીન પરનો।
એતેકાદ પાછો રોશન કયાર થશે મોહબ્બતી દીન પરનો?
શું પાછી આવશે જે ગઇ મજાહ ને મોજ અને ખૂશી?
રે કાલે તો હતાં એકજ, છે કાયમ ચાહ શીરીન પરનો.
નસીબે યારી દીધી નહિ, જૂદાઇનો જખમ કીધો;
વધી ગુસ્સો ગયો તારો રે નાહક મિસકીન પરનો,
શું ભૂલું યાદ તારી હું—કદી એવું કરૂં મ્હા પાપ?
ભણું છું રાત દિન, છે ભાવ કાયમ આફરીન પરનો.
ગમે તાનાથી મારી નાખ, કે ઠપકાથી દીવાનો કર;
નથી ખોયો, નહિ ખોઇશ જે કાબૂ છે યકીન પરનો.
ઘડીમાં આમ, ઘડીમાં તેમ, પવન ચક્કી ફરે છે તું,
ધરાવું છું હું તો વિશ્વાસ સદા બેહસ્તે બરીન પરનો.

જ્યારે પેલા જવાને આ ગાણું સાંભળ્યું ત્યારે તે એટલો તો દુખી જણાયો કે ચીસ પાડીને કપડાં ફાડતોડ કીધા પછી તે બેહોશ થઇ જમીન ઉપર તુટી પડયો. ખિદમતગારોએ પર્દો પાડવાની તજવીજ કીધી, એવી મતલબથી કે તેને હુશિયાર કરીને કપડાં બદલાવે. પણ પર્દાની દોરી ગુચવાઇ ગયલી હોવાથી ચક્કીમાંથી પસાર થઈ શકી નહિ. આ વેળા હારૂન અર રશીદે પેલા જવાન તરફ જોયું તો તેનાં શરીર ઉપર જેરબંદના જેવા સળ પડેલા હતા. તેણે જાઅફરના કાનમાં

કહ્યું કે "આ જવાન ખુબરૂ છે ખરો, પણ કોઇ ખરો બદમાશ ચોર નજર આવે છે, કાંએક તેનાં શરીર ઉપર ચાબૂકના સળ પડેલા છે."

અંતે માણુસોએ દોરી સરખી કરીને પડદો નાખ્યો અને પોતાના શેઠને નવો લેબાસ પહેરાવ્યો. આ પછી પેલો જવાન, જે ખલીફા થઇ નિકળ્યો હતો, તે પોતાના સાથીઓ સાથ વાતે વળગ્યો. પણ એકાએક તેની નજર જાઅફ્ફર અને હારૂન ઉપર પડી, જેઓ એકેકના કાનપર પડી વાતો કરતા હતા. તેમની તરફ ફરીને તેણે પુછ્યું કે—"અય જવાંમર્દો, એ શી વાતચીત ચલાવોછો?"

"ખુશીની વાતો કરિયે છિયે, અય નામવર સાહેબ!" જાઅફ્ફરે તરત જવાબ આપ્યો. "મારો આ સોહબતી મોટો સોદાગર છે, દુનિયાના સર્વ મુલુકમાં તે ફરી આવેલો છે, અને પાદશાહો તથા વઝીરો સાથ સંબંધ ધરાવે છે, તે મને કહે છે કે આજ રાત્રે તું નામદારના સંબંધમાં જે દેખાવ નજરે પડયા છે તેવા દેખાવો તેણે પોતાની ઉમરમાં કોઇ પણ પાદશાહના સંબંધમાં બનેલા જોયા નથી. તેં દર વેળા એકેક હજાર સોનાના સિક્કા જેટલી કીમતના ઉમદા પોશાકની ધળધાણી કીધી છે તેવું લખલૂટ ખર્ચાલાપણું કોઇ પણ પાદશાહ કરતો નથી. ત્યારે તું નામવર આમ કરે છે એ ઘણુંજ અજાયબ જેવું છે."

"તેમાં શું છે?" પેલા ખલીફાએ ઉત્તર વાળ્યો. "આ પોશાક મારા છે; મારી દોલતમાંથી ખરીદ કરેલા છે; અને મેં તે ફાડી કહાડયા તેથી તે રદ જતા નથી, પણ મારા નોકરો અને ખિદમતગારોને તે હું આપી દઉ છું. એકેક પોશાક હું મારા મિત્રોને ભેટ આપું છું ત્યારે તેની જોડે સોનાના પાનસો સિક્કા પણ ભેટ આપું છું."

આ સાંભળીને જાઅફ્ફરને જવાબ દેવાની જરૂર જણાઇ કે "તું બહુ રાસ્ત કરે છે, મારા સાહેબ." પછી તે આ મુજબની બેત બોલ્યો કે—

સખી દસ્તે છે બંધાયું ખૂબ એવાન,
બનાવ્યું તેં તેને લાયક કુલ ઇન્સાન;
સખાવતના મબાદા થાએ દર બંધ,
સખી તુજ હાથે ખુલી જાએ દર બંધ.

જ્યારે જાઅફરને મુખથી આ મુજબના સ્તુતિના શબ્દો પેલા જવાન ખલીફાએ સાંભળ્યા ત્યારે તે એટલો તો ખુશીમાં આવી ગયો કે તેણે તેને એક કીમતી પોશાક જોડે એક હજાર સોનાના સિક્કાથી નવાજવાનો હુકમ આપ્યો.

આ વેળા શરાબની જામો તો ફરતી ચાલુજ હતી, અને સધ-ળાઓને તે બહુ ખુશ લાગતી હતી. આ વેળા હારૂને પોતાના વઝીર-ના કાનમાં કહ્યું કે "અરે જાઅફર, તું એને પુછની કે તારાં શરીર ઉપર જે ડામ પડયા છે તેનો શો સબબ છે? પુછની કે તને કોણે માર્યો અને મારવાનું કારણ શું? જોઇયે એ તેનો શો ખુલાસો આપે છે."

જાઅફરે જવાબ દીધો કે "અય નામવર, ઉતાવળ ના કર; જરા ધીરજ રાખ. અહીં સબર એખ્તિયાર કરી કામ લેવાની ઘણી જરૂર છે."

પણ હારૂન ચિરડાઇ ગયો. તેનાથી ધીરજ ખમાઇ નહિ. તે પોતાના વઝીરને ધમકી આપીને બોલ્યો કે "અલ-અબ્બાસના કસમ લઇને કહું છું કે જો તું આ બાબતનો ખુલાસો આ જવાનને પુછીને મેળવશે નહિ તો અબઘડી તારો દમ બંધ કરી નાખીશ."

તેમને આ રીતે વાતો કરતા જોઇ પેલા જવાન ખલીફાએ જાઅફરને પુછ્યું કે "તારો સાથી શું કહે છે? અને તમારી ખાનગી વાતનો ભેદ શો છે? મને તેથી વાકેફ કર."

જાઅફર બોલ્યો કે "બોત ખૂબ છે."

પણ પેલા ખલીફાએ તેને કસમ આપીને કહ્યું કે "તારી જે વાત હોય તે મને કહે, અને મારેથી કશું છુપાવ ના."

## અદેખી માશુક.

જાઆફર આ ઉપરથી હિમત પકડીને પણ નમનતાઇથી બોલ્યો કે—"અય નામવર સાહેબ, મારા સોહબતીએ તું નામદારનાં સુંદર બદન ઉપર ચાબૂક અને જેરબંદના સળ પડેલા દીઠા છે, જે જોઇ એને મોટી અજાયબી લાગે છે કે તારા જેવા મોટા ખલીફાને આવી સજા શા માટે થઇ હશે અને તે કોણે કીધી હશે? તે આ બનાવનું કારણ જાણવા માંગે છે અને તેજ બાબતમાં તે મારા કાનપર પડીને કહેતો હતો."

જયારે પેલા જવાન માણસે આ સખુનો સાંભળ્યા ત્યારે તે હસ્યો, અને જરાબી ગુસ્સે થયા વિના બોલ્યો કે—"તમો જાણીને અજબ થશો કે મારો કિસ્સો નવાઇ જેવો છે. જો એ કહાણીનો છાપ મન ઉપર બેસાડવામાં આવે તો મારા જેવા બીજા જવાનોને તેથી મોટો ધડો મળ્યા વગર રહે નહિ."

આમ બોલીને તેણે દુખનો પુકાર માર્યો, અને પછી નીચલાં બેત બોલ્યો:—

"અજાયબ જેવી વાત મારી સુનો,
જવાની દીવાની બીચારી સુનો.
સુનો સર્વે સાથી, સુનો જન તમામ,
રહો ચૂપ મિત્રો, કરૂંછું સલામ.
સખુનો છે સાચા, નથી લેશ ભુલ,
જે લેશે શિખામણ તેને છે બેમૂલ.
થયોછું દીવાની જવાનીનો ભોગ,
ઠરી ખૂની માશુક, દીધો વિયોગ!
છે કાળી ચશમની, ભવાં છે સિયાહ,
રૂપાળી ખરી, પણ નથી ખેરખાહ;
ચશમ જાણે શમ્શીર, ભવાં જાણે તીર,
ખુબીનો છે દરિયા, મગર ખારૂં નીર.

રશીકો, તમોમાં બિરાજેછ ઇમામ,
જમાને ખલીફા, બુલંદ, નેકનામ.
બીજો છે વજીર જાઅફર નામવર,
ને મસ્રુર જલ્લાદ ત્રીજો છે નર.
હવે હું કહું જે અજાયબ બયાન,
તેપર નામવર તું ધરી ખૂબ ધ્યાન,
અગર રાસ્ત જાણે તો ઇનસાફ દે,
ગમે તો કતલ માટે જલ્લાદ દે."

જ્યારે જાઅફરે જોયું કે તેઓ તો ઓળખાઇ આવ્યા છે ત્યારે નહિ સમજ પડે એવા ભાગાતુટા કસમ ખાઇ તેણે જણાવ્યું કે "તું જણાવે છે તેવા પુરૂષો અમો નથી."

પણ તેનો આ લુલો બચાવ સાંભળીને પેલો જવાંમર્દ હસ્યો, અને પછી પોતાનું દાસ્તાન આ રવેશે શુરૂ કીધું:—

"અય મારા નામવરો, તમો જાણો કે હું કાંઇ ઇમાનદારોનો પાદશાહ નથી; પણ શેહરના જવાનો કનેથી મારી જે ખાહેશ છે તે મેળવવાને માટેજ મેં આ નામથી પોતાને ઓળખાવવા દીધો છે. ખરેખર તો મારૂં નામ મોહમ્મદ અલી છે, અને હું અલી ઝવેરીનો બેટો છું. મારો બાપ મોટો વગવાળો માણસ હતો, અને તે મરી ગયો ત્યારે સોના, રૂપાં, મોતી, હીરા, લાલ, માણેક, પરવાળાં, વગેરે કીમતી ઝવેરાતોની મોટી દોલત મને આપી ગયો હતો. એજ રીતે તે સ્થાવર મિલ્કતો, બાગબગીચા, હમામો, દુકાનો, ગુલામો, ગુલામડીઓ અને નોકર નફરો પોતાની પાછલ મુકી ગયો છે. આ સઘળાંનો ધણી થયા પછી, એતેફાક એવો બન્યો કે એક દિને હું મારી દુકાન ઉપર બેઠેલો હતો, અને મારા નોકરો આસપાસ કામે રોકાયલા હતા, ત્યારે ખચ્ચર ઉપર સવાર થઇને એક નાઝનીન ત્યાં આવી પહોંચી, જેની ખિદ-મતમાં બીજી ત્રણ સાહેલીઓ હતી, જેઓ માહતાબના ચેહરાની હતી. જ્યારે તેમની ખાતૂન મારી દુકાન આગળ આવી પુગી ત્યારે પોતાનાં ખચ્ચર ઉપરથી ઉતરી પડીને દુકાન ઉપર આવી અને મારી નજ-

દીક બેઠી. પછી તેણીએ મને પુછ્યું કે 'મોહમ્મદ ઝવેરી તમો છો કે?'—મેં જવાબ આપ્યો કે 'હા બાનુ, તમારો ગુલામ અને નોકર હુંજ મોહમ્મદ ઝવેરી છું'—'તમારી કને હીરાનો હાર છે? મને તે જોઇયે છે, વાસ્તે મારે લાયકનો હોય તો બતાવો.'—'અય બાનુ,' મેં જવાબ આપ્યો, 'મારી કને ઉંચામાં ઉંચા જે હાર છે તે બતાવું છું, અને તેમાંથી જો એકાદ તમને પસંદ પડશે તો ગુલામને મોટી ખુશી ઉપજશે. પણ જો એકબી તમારે લાયક નહિ જણાશે તો ગુલામ પોતાને કમનસીબ સમજશે.'—મારી કને જાતજાતના એકશો હીરાના હાર હતા, જે સઘળા મેં પેલી બાનુને બતાવ્યા, પણ તેઓમાંનો એકબી તેને પસંદ આવ્યો નહિ, અને તે બોલી કે 'મને તો એ કરતાંબી ઉમદા કારીગરીનો જોઇયે છે.'—હવે મારી કને એક નાનો હાર એવો હતો કેજે મારા બાપે એક લાખ સોનાના સિક્કા આપીને ખરીદ કીધો હતો, અને તેના જેવો હાર કોઇ પણ સુલતાનના ખજાનામાં હોય એમ હું ધારતો નથી. તે હારની મને યાદ આવી જતાંજ મેં તેને કહ્યું કે 'મારી કને અતિ સુંદર હીરા અને ઝવેરાતનો એક હાર છે, જે મેં તમને બતાવ્યો નથી, અને જેની સાનીનો હાર કોઈ પણ મોટા કે નાના માણસ પાસે નથી.' તેણીએ તે જોવા માંગ્યાથી મેં તેને તે લાવીને બતાવ્યો, જે તેને ઘણોજ પસંદ પડયો. તેણી બોલી કે 'મને જે જોઇતો હતો તે આજ હાર છે, અને મારી આખી જિંદગીમાં જેની મને ખાહેશ હતી તે એજ છે!' તેણીએ કીમત પુછવાથી મેં કહ્યું કે 'મારા બાપે એના એક લાખ સિક્કા આપ્યા હતા. એ અમારી ખરીદી છે.'—તેણીએ જવાબ દીધો કે 'એટલી રકમ ઉપર બીજા પાંચ હજાર સિક્કાનો તને નફો મળશે.' મેં જવાબ દીધો કે 'અય મારી બાનુ, આ હાર અને તેનો હું ધણી તારા ખાકસાર છિએ, અને એ વેચવાને હું રાજી છું.' તે બોલી કે 'તને જોકે હું નફો આપું છું, તોપણ આવો ઉમદા હાર મને લાવી આપવા માટે હું તારૂં મોટું એહસાન માનું છું.' આમ બોલીને તેણી એકદમ ઉઠી, પોતાના ખચ્ચર ઉપર સ્વાર થઇ, અને જતાં જતાં બોલી કે 'ઓ મારા ભલા શેઠ, ખુદાની ખાતર તું મારી સંગાથે આવવાની મેહરબાની કરશે તો

હું મારે મકાનેથી તારા આ હારની કીમતનાં નાણું તને ગણી આપીશ. આજનો રોજ મારે મનથી દુધ બરાબરનો ભાગ્યશાળી છે.'

"આ ઉપરથી હું ઉઠયો, દુકાન બંધ કીધી, અને પેલી બાનુની પુઠે પુઠે ચાલ્યો. અમો એક મકાન આગળ આવી પુગ્યાં, જેનો બાહેરનેઃ દેખાવ ભપકાદાર તથા આબાદ જણાતો હતો. તેના દરવાજા સોનારૂપાં અને ઝવેરાતથી સણગારેલા હતા, અને તે ઉપર આ મતલબનાં બેત લખેલાં હતાં:—

કદી દિલગીરી દાખલ મા થજો હ્યાં,
કદી કિસ્મત દગાખોર મા હજો હ્યાં;
તું રેહજો શાદ અને આબાદ સદા કાળ,
બુલંદ હોજો મકાન અય તારૂં ઇકબાલ!

"પેલી બાનુ અહીં ઉતરી પડી, અને આ મકાનમાં દાખલ થઇ, અને મને બાહેર બેસવા કહીને ફરમાવ્યું કે 'અમારો શરાફ આવે ત્યાંસુધી થોભવું. હું થોડો વાર બેઠો એટલાંમાં એક છોકરી બાહેર આવી અને મને કહેવા લાગી કે 'ઓ મારા ભલા શેઠ, તું મકાનમાં દાખલ થઈ અંદર બેસ, કારણ કે તારા જેવો સોદાગર બાહેર બેસે એ કાંઇ સારૂં નથી.' આ ઉપરથી હું ખડકીમાં દાખલ થઈ એક લાકડાંની સોફા ઉપર બેઠો. થોડાજ વખ્તમાં વળી એક બીજી છોકરીએ આવી મને ખબર આપી કે 'મારી બાનુએ કહેવાડયું છે કે તું દીવાનખાનાના દરવાજા આગળ આવ, જયાં શરાફ તારાં નાણું ગણી આપશે.' હું આગળ વધ્યો, અને દીવાનખાનાંના દરવાજા આગળ જઇ બેઠો. અહીંથી માંહે નજર કરતાં મને પેલીજ મેહબૂબ એક તખ્ત ઉપર બેઠેલી જણાઇ, કે જેણે મારો હીરાનો હાર ખરીદ કીધો હતો. તેણી એક સોનાની કુર્સી ઉપર બિરાજી હતી, જેની આગળ એક પર્દો ટાંગેલો હતો. પર્દો ખસેડી નાખવામાં આવ્યો ત્યારેજ મેં તેણીને જોઇ. તેણીએ પેલો હાર ગળે લટકાવ્યો હતો, અને એક માહતાબ જેવી તે દીસતી હતી. આ બાનુ ઘણીજ ખુબસુરત અને ચેહરેનમુન હતી તે જોઇને મારૂં માથું ફરવા લાગ્યું અને મન બેબાકરૂં બની ગયું.

જેવો તેણીએ મને દીઠો તેવીજ તે પોતાનાં તખ્ત ઉપરથી ઉઠીને મારી આગળ આવી અને મને એમ કહેવા લાગી કે 'અય મારી ચશ્મોનાં નૂર; તારા જેવા ખુબરૂ જવાનો શું સઘળાજ પોતાની માશુક તરફ દિલસોજ નથી?'—મેં જવાબ દીધો કે 'અરે મારી શેઠાણી, તું તો સર્વ ખુબસુરતીનું મૂળ છે, અને તારી એ ખુબસુરતી તારી એક જાદુઇ છે.' તે બોલી કે 'અરે ઝવેરી, તું જાણ કે હું તારા ઉપર ફિદા છું, અને મારા મકાનમાં હું તને તેડી લાવી શકીશ એમ હું માનતી ન હતી.' પછી તેણી મારા ઉપર વાંકી વળી, અને મેં તેને બોસ્સો લીધો અને તેણે મને લીધો. પછી તે બોલી કે 'હું એક કુમારિકા છું, અને શેહરમાં જાણીતી છું. તું જાણે છે કે હું કોણ છું?'—મેં મારી બેખબરી બતાવી, ત્યારે તે બોલી કે 'બાનુ દુનિયા તે મારૂં નામ; ખાલેદ અલ બર્મેકીના બેટા યાહિયાની હું બેટી થાઉં છું, અને ખલીફાનો વજીર જાઅફર તે મારો ભાઇ છે.'—જ્યારે મેં તેના આ સખુનો સાંભળ્યા ત્યારે હું ચોંકયો, અને તેણી આગળથી થોડાંક કદમ દૂર ખીસી ગયો અને બોલ્યો કે 'અય મારી નામવર બાનુ, જે કાંઇ આ ગુલામથી થયું હોય તેમાં મારો કસૂર નથી.' પણ આના જવાબમાં તે બોલી કે 'તું બી મા. તને કશી ઇજા થશે નહિ. ખુદાને જે પસંદ છે તે તારે બજાવવુંજ જોઇયે. હું મારી શાદી માટે મારે ગમે તેમ કરવાને મુખ્તિયાર છું. આપણી શાદીનો કબાલો કાજી તૈયાર કરશે. હું તારી ઓરત થવાને ખુશી છું. તું મારો ખાવિંદ થશે.'

"આ પછી તેણીએ કાજીને તથા સાહેદોને બોલાવ્યા, અને તેઓ આવ્યા ત્યારે તે બોલી કે 'અલી ઝવેરીના બેટા મોહમ્મદ અલીએ શાદી માટે મારા હાથની માંગણી કીધી છે, અને મારી મોહર દાખલ મને આ હીરાનો હાર આપ્યો છે. મેં એની માંગણી કબૂલ રાખી છે, અને એની ઓરત થવા હા પાડી છે.' આ ઉપર-થી તેઓએ તેણી સાથની મારી શાદીનો કબાલો તૈયાર કીધો, અને મેં તેને મારી ઓરત દાખલ કબલ કીધી. આ પછી તેણીએ શરાબ-

ની જામ મંગાવી, અને હાજર રહેલાઓએ મોટી ખુશી સાથ શરાબ નોશ કીધો. પછી તેણીએ એક સારંગી વગાડનારી નાજનીનને ગાણું ગાવાનો હુકમ આપ્યો, જેણી પછી બીજી સાહેલીઓએ પણ ગાણાં ગાયાં. દસ છોકરીઓએ આ રીતે ગાણાં બજાણાં કર્યાં પછી છેલ્લે બાનુ દુનિયા તે મારી ઓરતે પોતાના હાથમાં વાજિંત્ર લીધું અને ખુશ હલકથી એક મધુર ગાણું ગાયું, જેનો સાર આ મુજબનો હતો:—

(ગજલ.)

શું તારૂં છે કદ ને કામત, ચેહરો નૂરી આફતાબ!
જોઇ શકું હું કયાંથી તુંને, તેજ બનાવે છે બેતાબ?
જિગર આ મોહબતની આગે થાયું છે ભુંજઇ કબાબ,
થા દયાળુ, લે બંચાવી, થંડક આપી દે શીતાબ.

"તેણીએ પોતાનું ગાયન પુરૂં કીધું કે તેના હાથમાંની સારંગી મેં લીધી, અને વિચિત્ર રીતે તે વગાડીને આ ગાયન ગાયું. :—

(ગજલ.)

ચાંદ રે! ખુબીઓ તારી જોઇને વખાણું કેમ?
જીભ કયાંથી લાવું એવી? હોય તો પિછાણું કેમ?
દેખું તો દિવાનો બનું એવી ખુબસુરતી,
જંજીરમાં ઝિકડાઉ તોબી કેદી છું એમ જાણું કેમ?

"મારૂં આ ગાણું સાંભળીને તેણી ઘણીજ ખુશ થઇ. આ રીતે એક મહિનો સુધી હું ત્યાં રહ્યો, જે મુદતમાં મેં મારી દુકાન, અને કુટુંબ અને ઘરને તર્ક કીધાં હતાં. પછી એક દિને તે મને કહેવા લાગી કે 'અય મારી આંખોનાં તેજ, મારા ખાવિંદ મોહમ્મદ, મેં આજે હમામમાં જવાનો ઠરાવ કીધો છે, માટે હું ત્યાંથી પાછી ફરૂં ત્યાંસુધી તું આ કોચ ઉપર આરામ કરજે અને અહીંથી ખીસતો રખે.' મેં તેના હુકમ મુજબ અમલ કરવા કહ્યું, છતાં તેણે મારી કને કસમ લીધા, અને પછી પોતાની ગુલામડીઓને પોતાની સાથે લઇને તેણી હમામમાં ગઇ. અય મારા બિરાદરો, તમો માનશો?

મારી વહાલી ઓરત હજુ તો મહોલ્લામાં દાખલ થઇ ન હશે એટલામાં મારા ઓરડાનું બારણું ઉઘડયું અને એક બુઢી ઓરત દાખલ થઇ, જે બોલવા લાગી કે 'અરે મોહમ્મદ શેઠ, બાનુ જુબૈદા તને બોલાવે છે, કારણ કે તે નામદારે તારી ખુબી અને ચંચળાઇ અને ગાણાં બજાણાં વિશે ઘણું સાંભળ્યું છે.' મેં જવાબ આપ્યો કે 'બાનું દુનિયા પાછી ફરે ત્યાંસુધી હું અહીંથી ખીસનાર નથી.' પણ પેલી બુઢિયા બોલી કે 'બાનુ જુબૈદાને તું ગુસ્સે કર મા. તે નામદાર તારા ઉપર રીશે ભરાય અને તારી દુશ્મન થાય એ કાંઇ સારૂં નથી. વાસ્તે ઉઠ, તેણીની ખિદમત બજાવ, અને પછી તારી જગા ઉપર આવીને પાછો બેસ.' આ રીતે નાચારીથી હું મારી જગાએથી ઝટ ઉઠયો અને પેલી બુઢીની પુઠેપુઠે ચાલીને બાનુ જુબૈદાની હજુરમાં જઇ કુર્નેસ બજાવી ઉભો. તે બોલી કે 'અરે ચસ્મનાં નૂર, દુનિયાબાનુનો જે વહાલો છે તે તું કે?' મેં જવાબ દીધો કે 'હું તારો ખાકસાર ગુલામ છું.' તે બોલી કે 'જેણે તારે વિશે મારી આગળ બયાન કીધું છે તેણે સાચુંજ કહ્યું છે. તું ખુબરૂ, સારી તરબિયત પામેલો અને ખૂબીભરેલો છે ખરો—બલકે તે બયાન કરતાં કાંઇ જિયાદા હું જોઉં છું. વારૂ ચાલ, એક ગાણું ગા કે તારો ખુશ હલક કેવો છે અને તું કેટલું ભંડોલ ધરાવે છે તે હું જોઉં.' મેં નમીને તેણે આપેલું વજંત્ર લીધું, અને નીચલું ગાણું ગાયું :—

(ગજલ.)

ફાવતો અગર નથી આશેક તલબગારીમાં,
બેખબર બીચારો ડુબે પ્યારની બીમારીમાં :
કાફલો ઉંટોનો ચાલે, કાફલામાં સ્વાર એક,
જો તપાસ કરશો તો જણાશે મન છે પ્યારીમાં ;
આ તમારી છાવણીમાં વસે છે માહતાબ એક,
દિલ મારૂં લૂટી મને નાખ્યો ગિરફતારીમાં ;
હા ઘડીમાં, ના ઘડીમાં, ઘડી પીવા આપે મધ,
આપે જેહર કદાપિ જો, જીવું બરહક તે નારીમાં.

"જ્યારે મેં મારૂં ગાયન પુરૂં કીધું ત્યારે તે બોલી કે 'ખુદા તારાં તનને દુરસ્તી અને હલકને મધુરતા બક્ષો; કારણ કે તું બધી રીતે સંપૂર્ણ છે. પણ હવે ઉઠ, અને બાનુ દુનિયા પાછી ફરે તે આગમજ તારી જગાએ જઇ બેસ; નહિ તો તેણી તને ત્યાં નહિ જોઇને તારા ઉપર ગુસ્સે થશે.'

"આ ઉપરથી મેં કુર્નેસ બજાવી, અને જમીનને બોસ્સો દઇને ત્યાંથી નિકળ્યો, અને પેલી બુઢિયા જોડે જ્યાંથી બાહેર નિકળ્યો હતો ત્યાં પાછો આવી પુગી મારા ઓરડામાં દાખલ થયો. પણ જ્યારે હું તેમાં દાખલ થયો અને કોચ ઉપર જઇ બેસવા કરૂં છું ત્યારે મેં શું જોયું? મારી વહાલી ઓરત તો હમામમાંથી પાછી ફરી ચુકી હતી અને જે કોચ ઉપર બેસવા મને તે કહીને ગઇ હતી તેજ કોચ ઉપર તેણી પોતેજ સુતેલી હતી. એટલામાટે હું તેના પાઉં આગળ જઇ બેઠો, અને મારે હાથે ચંપી કરવા લાગ્યો. આથી તે જાગી ઉઠી, અને મને જોઇ પોતાના પગ ખેંચી મને એવી લાતો મારી કે હું કોચ ઉપરથી નીચે તુટી પડયો. તે બોલી કે 'અરે દગાબાજ! તેં કસમ તોડયા છે ને તું જુઠું બોલ્યો છે. તેં મને કબૂલાત આપી હતી કે આ જગાએથી હું ખીસીશ નહિ તે કયાં ગઇ? તું તો રાણી જુબૈદા હજુર ગયો હતો. ખુદાના કસમ લઇ કહું છું કે જો મને નામુસીની બીક ન હોત તો હું તેના મહેલનો ફનાફાત્યો કરી નાખત!' પછી તેણે પોતાના એક કાળા ગુલામને બોલાવી કહ્યું કે 'અરે સવાબ, ઉઠ, અને આ જુઠા દગાબાજનું સર તનથી જુદું કર. હવે એનું મને કામ નથી.' આ હુકમ સાંભળતાંજ પેલા ગુલામે કપડાંનો એક પાટો મારી આંખે બાંધ્યો, અને મારૂં ડોકું છટકાવી નાખવા માટે શમ્શીર ઉઠાવી. પણ એજ વખતે ત્યાં હાજર રહેલી મોટી નાની સર્વ ગુલામ છોકરીઓ દોડી આવી અને વચ્ચે પડીને બોલી કે 'આ ધણી તારો મિજાજ પિછાનતો નથી, અને એણે એવો મોટો ગુનાહ નથી કીધો કે જેની ખાતર એનો જાન લેવો સજાવાર ગણાય.' આ ઉપરથી તેણી થંડી પડી, પણ બોલી કે 'મારા ગુસ્સાની

કાંઇ નિશાની તો એને મળવીજ જોઇયે.' અને પછી હુકમ આપ્યો કે મને માર મારીને અહીંથી બાહેર કહાડી મુકે. તમો જે સળ મારાં બદન ઉપર જુઓ છો તે આ મારના છે. જેરબંદને માર મારીને તેઓ મને મહેલની બાહેર લઇ ગયાં અને ત્યાં રખડતો છોડી દીધો.

હું મારી મેળે ઉઠયો, અને થોડે થોડે કદમે ચાલી થોભતો અને ઠોકરાતો મારે ઘેર જઈ પુગ્યો, અને પછી એક હકીમને બોલાવી મંગાવીને મારી ઉપર પડેલા મારના જખમ તેને બતાવ્યા. તેણે મારી બહુ દયા ખાધી, અને પછી મલમપટો કીધો. એમ કરતાં કેટલેક દહાડે જ્યારે હું પાછો સાજો થયો ત્યારે હમામમાં ગુસલ ઉતારવા ગયો, અને મારૂં દુખ તથા દુખાવો નરમ પડી ગયલાં હોવાથી હું મારી દુકાને ગયો, અને તેમાં મારૂં જે કાંઇ હતું તે સર્વે વેચી નાખ્યું, અને એ મારા કીમતી માલનું જે રોકડ દામ ઉપજ્યું તે લઇને તેમાંથી મેં ચારસો ગુલામો ખરીદ કીધા, જેટલા કોઇ પાદશાહની ખિદમતમાં પણ હોતા નથી. આમાંના બસો દરરોજ મારી સાથે ફરવા નિકળે છે. મેં વળી તમે જોઇ તે ભપકાદાર કિસ્તી પાંચ હજાર સોનાના સિક્કા ખર્ચીને બંધાવી છે. મેં ખલીફાનું નામ ધારણ કીધું છે, અને મારા દરેક નોકરને ખલીફાના દરેક અધિકારી જેવા અધિકાર ઉપર નેમ્યો છે, અને તેનાજ પોશાકમાં સજ્જ કીધો છે. વળી કિસ્તીમાં ફરવા નિકળતી વેળા હું એવો પુકાર મરાવું છું કે "જેઓ ધણી ટાઇગ્રીસ નદી ઉપર સેર કરવા નિકળશે તેનું હું ડોકું છટકાવી નાખીશ." આજ એક વર્ષ દહાડો થયો આમ કરવું મેં જારી રાખ્યું છે; પણ અત્યાર સુધીમાં પેલી નાજનીન બાબે મેં કશી ખબર સાંભળી નથી અને તેનો કશો પત્તો મને મળ્યો નથી."

આ રીતે પોતાનો એહવાલ જણાવીને પેલો જવાં મર્દ પાછો રોવા અને આંસુ ટપકાવવા લાગ્યો. પછી તે આ મુજબનું ગાણું ગાવા લાગ્યો :—

(ગજલ.)

કસમ ખુદાની, સુનો યાર, વગર વાંકે તે છે ખીજી,
કદી ભૂલું નહિ તેને, કદી દેખું નહિ બીજી :

બલુકો મારે જેમ ચંદ્ર પુણેમનો, તેવી તે માહતાબ,
બનાવી જેણે તેના શુક્ર! જોતાં જાએ જિગર રીઝી.
કીધો રડતો, કીધો બીમાર; વળી ભુખો, વિનાનો ઉંધ;
લીધું મન લૂટી, જાઉં કયાં? નથી લાલચ બીજી ત્રીજી.

જ્યારે ખલીફ હારૂન અર રશીદે તેનું આ બયાન સાંભળ્યું, અને તે જવાનની ખાહેશ અને મોહબતથી સારી પેઠે જાણીતો થયો, ત્યારે તેને માટે તેને મોટી દિલગીરી લાગી. પછી તે બોલ્યો કે "ખુદા સિવાય બીજો કોઇ સંપૂર્ણ નથી. શુક્ર તે સાહેબના બેશુમાર! જે કાંઈ બને છે તેનું કારણ તે સાહેબ જાણે છે." આ પછી તે પોતાના સોહબતીઓ સાથ પેલા જવાન માણસની રજા લઇ ત્યાંથી નિકળ્યો. ખલીફે મનમાં એવો ઠરાવ કર્યો હતો કે આ જવાનને ઇનસાફ અપાવવો અને તેની જોડે મેહરબાનગીથી વર્તવું.

## અંતે મેળાપ!

તેઓ હવે મહેલમાં જઇ પુગ્યા, અને પોતાનો સોદાગરી લેબાસ બદલી નાખીને થોડો વાર બેઠા. આ પછી ખલીફાએ પોતાના વજીરને ફરમાવ્યું કે ગઇ રાતવાળા જવાંમર્દને બોલાવી લાવ. જાઅફર પોતાના પાદશાહનો હુકમ માથે ચહડાવીને ગયો, અને તે જવાંમર્દને મકાને જઇ તેને ખલીફના હુકમથી વાકેફ કીધો. તે જવાન તરત ઉઠયો અને વજીર જોડે મહેલમાં આવ્યો. તેનાં દિલમાં તરેહવાર અંદેશા થતા હતા. ખલીફ જેવા પાદશાહે પોતાને શામાટે બોલાવ્યો હતો તેનું કારણ તે સમજી શકયો ન હતો. ખલીફની હજુરમાં જઇ તેણે સેજદો કીધો, તેની કીર્ત્તિ અને આબાદાની ઇચ્છી, પરવરદેગાર તેની ખાહેશ બર લાવે અને તેની સખાવત ચાલુ રહે, તથા બદી અને તેની સજા બંધ પડે, એવી દુઆ ચાહી. એ પછી તે નીચલી બેત બોલ્યો:—

મિસાલે કાઅબા દરવાજો તારો
હજો ખાહેશમંદ ખલ્કતને પ્યારો;
તમામ મુલ્કે રે ઉઠજો આ પુકારો—
કે ઇસ્લામી ખલકનો તું સિતારો!

આ સઘળા સખુનો સાંભળીને ખલીફ હસ્યો, તેની સલામનો જવાબ આપ્યો, અને તેની તરફ માનની નજરથી જોઇને તેને પોતાની વધારે નજદીક બોલાવ્યો, અને પોતાની પાસે બેસાડીને કહ્યું કે "ઓ મોહમ્મદ અલી, મારી ખાહેશ એવી છે કે ગઇ રાત્રે તારાં મકાનમાં શું શું બન્યું તેનું તું મને બયાન કરી સંભળાવે, કારણકે તે ઘણું નવાઇ જેવું હોવું જોઈયે."

પેલા જવાન માણસે જવાબ આપ્યો કે "અય નામદાર, સૌથી પહેલાં તારી માફી ચાહું છું. મારા જાનને કાંઇબી નુકસાન નહિ પહોંચે એવી તું મને કબૂલાત આપ, જેથી મારાં દિલની ધાસ્તી નરમ પડે અને મને ધીરજ આવે."

ખલીફે તેને બેફિકર રહેવા કહ્યું, જે ઉપરથી મોહમ્મદ અલી ઝવેરીએ જે કાંઇ બન્યું હતું તે સઘળું પહેલાથી છેલ્લાં સુધી તેને કહી સંભળાવ્યું. તેનો આ એહવાલ ફરીથી સાંભળી લઇને ખલીફે મનમાં ધાર્યું કે આ જવાન પોતાની ઓરતથી છુટો પડયો છે તોપણ એ તેણી ઉપર ફિદા છે ખરો. પછી તેણે તેને પુછ્યું કે "શું તારી એવી ખાહેશ છે કે તારી ઓરતને હું તારે હવાલે કરૂં ?"

પેલા જવાને ખલીફનો મોટો આભાર માન્યાથી હારૂને જાફર તરફ ફરીને કહ્યું. "અય વઝીર, બાનુ દુનિયા જે તારી બહેન છે અને જે વઝીર યાહિયા ઇબ્ન ખાલિદની બેટી છે તેને મારી આગળ લઇ આવ."

જાઅફર ગયો અને પોતાની બહેનને લઇ તરત હાજર થયો. જયારે બાનુ દુનિયા આવી ઉભી ત્યારે ખલીફે મોહમ્મદ અલી તરફ આંગળી કરીને પુછ્યું કે "આ કોણ મર્દ છે તેને તું ઓળખે છે ?"

બાનુ દુનિયા બોલી કે "અરે નામવર, મર્દોની વાત ઓરતો શું જાણે ?"

ખલીફે હસીને કહ્યું કે "અય દુનિયા, એ તો તારો ખાવિંદ મોહમ્મદ અલી ઝવેરી છે. તમો બન્નેના એહવાલથી અમો જાણીતા

થયા છિયે, અને શુરૂથી આખર સુધીની સર્વ હકીકત અમે સાંભળી લીધી છે: તેના ભેદ ભરમ બધા અમે જોઇ લીધા છે. હવે અમારેથી કશું છુપ્યું રહ્યું નથી."

"અય નામવર સાહેબ," બાનુ દુનિયા બોલી, "ખુદાની કેતાબમાં જે લખેલું હતું તે બન્યું. મેં જે કામો કીધાં છે તે માટે હું ખુદા સાહેબ પાસે માફી ચાહું છું, અને તું નામવરને અર્જ કરૂં છું કે મને માફી બક્ષવી."

આ સાંભળીને ખલીફ ફરીથી હસ્યો. પછી કાજીને તથા સાહેદીઓને બોલાવી મંગાવ્યા, અને બાનુ દુનિયાની મોહમ્મદ અલી ઝવેરી સાથની શાદીનો કબાલો પાછો નવેસરથી કરી આપ્યો. આ પછી તેઓ બન્ને ઘણાં સુખી થયાં, અને તેમના અદેખા શત્રુઓ ઉંધા પડયા. ખલીફે પેલા જવાંમર્દને પોતાના રંગીલા સોહબતીઓમાંનો એક બનાવ્યો, અને તેનો દરજ્જો વધારી આપ્યો.'

૧ આ દફતર જે પહેલી વાર્તાથી શુરૂ થાય છે તેને કેટલેક દરજ્જે મળતીજ આ વાર્તા છે. આ બન્ને વાર્તા ઉપરથી તેમજ એવી બીજી અનેક વાર્તાઓ ઉપરથી જણાય છે કે ખલીફ હારૂન અર રશીદના જમાનામાં માતબર યા નામીચાં ખાનદાનની બાનુઓ પોતાને મનગમતા ખાવિંદ સાથ શાદી કરતી હતી, અને ચાહે તે વખ્તે તેઓ તેમને તર્ક પણ કરતી હતી.



# મોત બાદ પણ સખી!

## હાતમ તાઈની એક કથા.

હાતમ તાઇ (અથવા બરાબર કહિયે તો હાતમ અત–તાઇ, યાને તૈઇ ટોળાવાળો હાતમ) પોતાની સખાવતને માટે મશહુર થઇ ગયો છે. ઇસ્લામી દીન આગમજનો જમાનો, જે "અજ્ઞાનપણાંનો સમય" ગણાયો છે, તે વખ્તમાં તે હસ્તી ભોગવી ગયો હતો. તેનો બેટા અદી ઇસ્લામી હતો, અને હજરત મોહમ્મદના સોહબતીઓમાંનો તે એક હતો. હાતમની સખાવતના સંખ્યાબંધ દાખલા નોધાયલા છે, જેઓમાંનો સર્વથી નોધવાલાયક નીચલો છે. એ દાખલો બતાવે છે કે સખી માણસનું દિલ તંગી છતાં સખાવતનાં કામ કર્યા વિના કદી થોબતું નથી.

એક યુનાની શાહાનશાહે હાતમ તાઇ તરફ પોતાનો એક એલચી મોકલાવીને હાતમ કને એક બેમુલો ઘોડો હતો તે પોતાને માટે ભેટ દાખલ મેળવવાની માગણી કીધી. જ્યારે આ એલચી આ માગણીને માટે હાતમના તંબુમાં આવી પુગ્યો ત્યારે તે શી મતલબથી આવ્યો છે તે બાબે ભલા હાતમને કશી ખબર ન હતી. હવે જ્યારે એક મોટા શાહાનશાહનો એલચી પોતાને ત્યાં મેહમાન તરીકે આવ્યો છે એમ તેણે જાણ્યું ત્યારે પોતાની કને તેની જિયાફત માટે બીજું કશું ન હોવાથી પોતાનોજ ખાસ ઘોડો કપાવ્યો અને તેને જમાડયો. આવી રીતે હાતમ કોઇ કોઇ વાર એક બે નહિ પણ ચાલીસ ચાલીસ ઉંટો કપાવતો અને પોતાના પાડોશીઓને તથા બિયાબાનમાં રખડતા ગરીબ અરબોને મેજબાની આપતો હતો.

હવે આ તો સઘળા હાતમની હૈયાતી વેળાની તેની સખી તબેના દાખલા છે. પણ મરણ પછીબી સખી માણસનો સખી દિલગુર્દો કાયમ રહે છે તેનો સૌથી સરસ દાખલો હાતમની સખાવતની નીચલી કથા

ઉપરથી મળે છે. જ્યારે હાતમ મરણ પામ્યો ત્યારે ઓવારિદ નામે પર્વત ઉપર ભૂમિદા કરીને તેની કબર ઉપર પાણી માટે પથરની બે ટાંકીઓ બાંધી હતી, અને દરેક ટાંકી સાથે એકેકી નાજનીનની છુટા બાલ સાથની આકૃતિ કોતરવામાં આવી હતી. આ પર્વત નીચેથી નદી વહેતી હતી, અને મુસાફરો અહીં આવીને થોભતા, પાણી પીતા અને આસાયશ લઇ આગળ વધતા હતા. હવે બનાવ એવો બનતો કે રાતની વેળાએ આ ટાંકીઓ તરફથી કોઇનો મોટે સાદે રડવાનો પુકાર સંભળાતો હતો, જેથી મુસાફરો આખી રાત બહુ કંટાળતા, પણ તેનું કારણ જણાતું ન હતું. આ રડવાનો પુકાર આખી રાત ચાલુ રહેતો, પણ સહવાર પડયા પછી જ્યારે તપાસ થતી ત્યારે કશું માલુમ પડતું નહિ. એક દિને હુમ્યર ટોળાનો રાજા જુલ કેલાઅ આ પર્વત આગળ આવ્યો, ત્યારે તે પણ ઉપલા પુકારથી કંટાળી ગયો. મધરાતે ઉઠી પરપુછ કરતાં તેને ખબર મળી કે "અહીં હાતમ તાઇની કબર છે, જે ઉપર પથરની બે ટાંકી બાંધેલી છે, અને પથરમાં બે નાજનીનોની મૂર્તિ કોરેલી છે; આ ઠેકાણેથી દર રાત્રે રડવાનો પુકાર સંભળાય છે."

હવે આ પુકાર કયાંથી સંભળાય છે તે બાબે કશી તલાશ નહિ કરતાં ઉપલા રાજાએ હાતમ તાઇના સખી દિલગુર્દાની વાતો સાંભળેલી હોવાથી તેની મશ્કેરી કરતાં બોલ્યો કે "અરે હાતમ, આજે રાત્રે અમો તારા મેહમાન છિયે, અને અમને ભૂખ લાગી છે." આમ બોલીને તે પાછો ઉંઘી ગયો, પણ થોડા વારમાં બહુ ગભરાટમાં પાછો ઉઠયો, અને પોતાના માણુસોને નજદીક બોલાવી કહેવા લાગ્યો કે "અય અરબો, અહીં આવીને જુઓ કે મારી સાંઢણી સલામત છે?"

તપાસ કરતાં જે ઉંટડી ઉપર રાજા જુલ કેલાઅ સવાર થઇને આવ્યો હતો તે મરણ કાંઠે આવી ચુકી હતી. આ ઉપરથી તેઓએ તેને એકદમ હલાલ કીધી, અને તેને કાપી ખાધી. પછી જ્યારે રાજાના સોહબતીઓએ તેના ગભરાટનું કારણ પુછયું ત્યારે તે બોલ્યો કે "હું જ્યારે પાછો ઉંઘી ગયો ત્યારે મેં એક ખ્વાબ દીઠો, જેમાં મેં હાતમ-

તાઇને હાથમાં તલવાર લઇને ઉભેલો જોયો. તે બોલ્યો કે 'અય જુલ, તું એવે વખ્તે મારે ત્યાં પરોણો આવ્યો છે કે જ્યારે મારી કને તારી મેહમાનદારી કરવા માટે કશું નથી.' પછી તેણે પોતાની તલવારથી મારાં ઉંટને જખ્મી કીધું. જો તેણે તેને જખ્મે કર્યું ન હોત તો તે મરી જાત."

બીજી સહવારે જુલ કેલાઅ પોતાના એક સાથી જોડે તેની સાંઢણી ઉપર સવાર થયો અને આગળ વધ્યો. જ્યારે બપોરી મધ્યાનનો સમય હતો ત્યારે તેઓએ એક માણસને ઉંટપર સવાર થઇ એક બીજાં ઉંટને ચલાવી લાવતો દીઠો. તેઓએ તેને પુછ્યું કે "તું કોણ છે, અને આ ઉંટને કયાં લઇ જાય છે?"

પેલાએ જવાબ આપ્યો કે "હું અદી છું, અને હાતમ તાઇનો બેટો થાઉં છું. પણ તમારામાં હેમ્યરનો રાજા જુલ કેલાઅ છે તે કયાં છે?"

જવાબ મળ્યો કે—"આ રહ્યા તે. કેમ શું કહે છે?"

અદી રાજા આગળ ગયો અને બોલ્યો કે "હે રાજા, તું આ ઉંટ ઉપર સ્વાર થા. તારી સાંઢણી મારા બાપે કાપી નાખી છે તેના બદલામાં તેણે આ તારે માટે મોકલાવી છે."

રાજા અને તેના અરબો આ હકીકત સાંભળીને અચરત થયા. તેઓએ પુછ્યું કે "આ બધી વાત તને કોણે કહી?"

"મારા બાપે ગઇ રાત્રે ખ્વાબમાં મને આ વાત કહી," અદીએ નિર્દોષપણે ખુલાસો કીધો. "તેણે મને આ રીતે કહ્યું કે 'બેટા અદી, હેમ્યરના રાજા જુલ કેલાઅએ મારી મેહમાનદારી ચાખવા માંગી, પણ મારી કને કાંઇ નહિ હોવાથી તેજ વખ્તે મેં તેનીજ સાંઢણી કાપીને તેને જમાડયો. વાસ્તે તું એક સાંઢણી લઇને તેની પાસે જા, જેથી તે તેના ઉપર સવાર થઇ પોતાની મંજલમાં આગળ વધે. મારી કને તો કાંઇ નથી."

રાજા જુલ કેલાઅએ હાતમની મોકલાવેલી સાંઢણી કબૂલ રાખી, અને હાતમ તાઇએ જીવતાંજીવત તેમજ મોત પછીબી પોતાનો સખી દિલગુર્દો ચાલુ રાખ્યો હતો તે જોઇ બહુ અચરત થયો.

---

# મામૂન ખલીફા રાણી કેમ પામ્યો.

## એક પારસી બુનિયાદના ગવૈયાએ કહેલી વાત.

ઈસ્હાક અલ મોસિલી એક પ્રખ્યાત ગાયનકાર હતો. અને ખલીફ હારૂન અર રશીદના બેટા ખલીફ અલ મામૂનનો માનિતો રંગીલો સોહબતી હોવાનું માન ધરાવતો હતો. તેનો બાપ ઈબ્રાહીમ[1] પણ મહાન ગાયનકાર હતો. તે ખલીફ હારૂનનો રંગીલો સોહબતી હતો.

ઇસ્હાક પોતાના અને પોતાના મુરબ્બી ખલીફ અલ મામૂનના સંબંધમાં એક હેકાયત લખી ગયો છે. તેના જણાવ્યા મુજબ એક

---

૧ ઈસ્હાક પોતાના આ બાપના સંબંધમાં લખી જાય છે કે જ્યારે હારૂન અર રશીદે ઇબ્રાહીમને પોતાની નોકરીમાં રાખ્યો ત્યારે તેને ૧૫૦૦૦૦ દિર્હમની રકમ ભેટ આપી હતી; ૧૦૦૦૦ દિર્હમનો મહિનો બાંધી આપ્યો હતો; જે ઉપરાંત ભેટસોગાદ અને જુદીજુદી વેળાનાં ઈનામ જુદાં હતાં. એકવાર તો ખલીફે તેને માત્ર એકજ ગાણાંથી ખૂશ થઇને ૧૦૦૦૦૦ દિર્હમ આપી દીધા હતા. આ ઉપરાંત ઇબ્રાહીમની વાડીની પેદાશ જુદી હતી. તેના ખોરાક માટે પક્ષિઓ ઉપરાંત ત્રણ મેંઢાં કપાતાં હતાં. વળી તેને મેવા અને શરીરની શોભા માટે દર માસે ૩૦૦૦ દિર્હમ મળતા હતા. તેના પોશાકને માટે ૧૦૦૦ દિર્હમ જુદા મળતા હતા. અને આ સઘળી આયપત છતાં આ મોટો ગાયનકાર મરી ગયો ત્યારે તેની કનેથી ૩૦૦૦ દીનાર કરતાં વધારે રકમ નિકળી ન હતી, જે તેનાં કરજ કરતાં બહુ ઓછી હતી, અને તે કરજ ઈસ્હાક કહે છે કે મેં અદા કીધું હતું.

ઇબ્રાહીમ ઈરાની બુનિયાદનો હતો, અને તેનું ખાનદાન નામીચું હતું. ખલીફનો રંગીલો જામ ઉઠાવનાર સોહબતી હોવાથી તે સાધારણ રીતે "નદીમ"ને નામે ઓળખાતો હતો. અને તેનો તેનો બેટા ઇસ્હાક "નદીમના બેટા"ને નામેબી ઓળખાતો હતો. હારૂન અને મામુનના જમાનામાં ઇબ્રાહીમ, તેનો બેટો ઈસ્હાક, અને ઈબ્રાહીમનો ચેલો મુખારિક સૌથી ઉમદા ગાનારા હતા. ઇસ્હાક તો ગાનારની જોડે ગાયન જોડનાર પણ હતો. વળી તે સાહિત્યમાં પણ કુશળ હતો, અને બડો હાજરજવાબી હતો.

રાત્રે મામૂનની જોડે ખાઇપીને મારે ઘેર જતો હતો એટલામાં એક ગલીમાંથી રસ્તો લેતાં એક મોટી ઇમારત ઉપરથી કાંઈ લટકતું મેં દીઠું. તે શું છે તે તપાસી જોતાં મને એક મોટો ટોપલો જણાયો, જેના ચાર હાથા હતા, અને તેને કિનખાબનાં રેશમી કપડાંથી ઢાંકેલો હતો.[1] મેં મનથી વિચાર કીધો કે આ ટોપલામાં કાંઇ ભેદ છે. શરાબની નીશામાં હોવાથી મને આ ટોપલામાં બેસી જવાનું મન થયું. હું તેમાં બેઠો, અને જોઉં છું તો તેજ વખ્તે આ ટોપલો મારા સુધાં ઉપરથી કોઇએ ખેંચી લીધો. ખેંચનારાઓ કોઈની વાટ જોતા હશે, અને મને તે ધણી સમજીનેજ તેઓએ આમ કીધું હશે, એવો અંદેશો કરૂં છું એટલામાં તો હું દીવાલને મથાળે ખેંચાઇ ચુકયો. જોઉં છું તો ચાર ખુબસુરત છોકરીઓએ મને ઉપર ખેંચી લીધો હતો. તેઓએ મને જોઇને જરાબી આનાકાની યા ગુસ્સા વિના કહ્યું કે—"અંદરથી બાહેર નિકળ, અને તારેથી મરાય એટલી મોજ માર."

આમ કહીને એક છોડી હાથમાં મીણબત્તિ લઇ આગળ ચાલી, અને હું તેની પુઠે ચાલવા લાગ્યો. થોડા વારમાં અમો એક દીવાનખાનાંમાં આવી લાગ્યાં, જ્યાં ખલીફાના મહેલમાં હોય તેવા ફરશ બિછાવેલા હતા, અને અસ્બાબ ગોઠવેલો હતો. પેલી છોકરીએ મને અહીં બેસાડયો. થોડાજ વારમાં જોઉં છું તો કેટલીક છોડીઓ હાથમાં મીણબત્તિઓ લઇને ત્યાં આવી. તેઓમાં એક નાજનીન હતી, જે તેમની શેઠાણી જેવી હતી. તે ઉગતા પુણેમના ચંદ્ર જેવી હતી. તેને જોઇ હું મારી જગાએથી ઉઠીને તેને નમ્યો. તેણી બોલી કે "ભલે પધાર્યા." પછી મને બેસવા કહીને તેણીએ મારો હાલ જાણવા માંગ્યો. હું બોલ્યો કે "મારા સોહબતીઓ સાથ મજાહ કરીને હું મારે ઘરે જતો હતો એટલામાં એક ટોપલી લટકતી જોઇ હું તેમાં ચહડી બેઠો, અને મને ઉપર ખેંચી લેવામાં આવ્યો. મેં શરાબ પીધો હતો તેથી આમ બન્યું. આ મારો એહવાલ છે."

---

૧ આવી ટોપલીઓ જંબીલને નામે ઓળખાય છે, અને તે તાડપત્રની બને છે.

પેલી બોલી કે "ફીકર નહિ. તારે ગભરાવું નહિ. તું આવ્યો છે ત્યારે તો તું ખુશહાલ થઇનેજ જશે. વારૂં તારો ધંધો શો છે?"

મેં કહ્યું કે "હું તો બગદાદનો સોદાગર છું."

"કાંઇ ગાણુંબાણું આવડે છે કે?" તે નાજનીને સવાલ ચાલુ રાખ્યા.

"સહેજ સહાજ."

"ઠીક છે. કાંઇ ગાઇ બતાવશો?"

"બાનુ, તમારો મહેમાન શરમાઉ છે. શુરૂઆત તમે કરો."

"બરાબર કહ્યું;" આમ બોલીને તે બાનુએ થોડાંક ગાયન ગાયાં. પછી તે બોલી કે "કેમ, હવે તો શરમ ભાગી કે નહિ?"

"હા જી." આમ કહીને મેં જુના તેમજ નવા શાયરોનાં શેઅેરો બોલવા માંડયાં, અને તેમના સંબંધમાં હેકાયતો કહેવા માંડી. આ સઘળાંથી ખુશ ખુશ થઇને તે બોલી કે "મને એવી ખબર ન હતી કે સોદાગર બચ્ચાઓબી શેઅેરો અને હેકાયતોનો આટલોબધો શોક ધરાવે છે."

આ પછી તેણીએ ખાણું મંગાવ્યું, અને મારે માટે કેટલીક ઉમદા વાણીઓ પોતેજ પસંદ કરીને મારી આગળ મુકી. મીઠાઇ, મેવો વગેરે એવાં હતાં કે જેવાં ખલીફનાં મકાનમાંજ જોવામાં આવે. પછી શરાબ મંગાવીને પોતે એક જામ પીધી અને પછી મને પીવા માટે બીજી ભરી આપી. તે આમ કરતાં બોલી કે હવે આપણે વાતચીત કરિયે અને વાર્તાઓ લંબાવિયે. આ ઉપરથી મેં શુરૂઆત કીધી, અને સંખ્યાબંધ વાર્તાઓ અને ચીજોનો ભંડાર ખોલી દીધો. આ સાંભળી તે બહુ ખુશ થઇ, અને અચરત થવા લાગી કે જે વાતો પાદશાહોને લાયકની હોય તે એક સોદાગરના જાણવામાં કયાંથી આવી હશે! મેં ખુલાસો કીધો કે મારો એક પાડોશી પાદશાહોની દરબારમાં જતો આવતો છે તે જ્યારે ફુરસત પામે છે ત્યારે તેની સાથ વાતચીતમાં હું મારો વખ્ત ગુજારૂં છું. આ રીતે અમે પરસ્પર વાતો

કરવાનું ચાલુ રાખ્યું. હું ચૂપ રહેતો ત્યારે તેણી વાતો કરતી, અને તે થાકતી ત્યારે હું પાછું ચાલુ કરતો.

આ રીતે અમે તે રાતનો મોટો ભાગ વાતચીતમાં ગુજાર્યો, અને મને લાગ્યું કે ખલીફ મામૂનને જો હું કયાં છું તેની ખબર પડે તો તે ઉડાતું હોય તો ઉડીને પણ અહીં મજાહ ભોગવવા આવે.

તેણી મારાથી ઘણી ખુશ થઇ ખરી, પણ હજુ એક વાતની તેને ખામી જણાઇ. મારા પુછવાથી તે બોલી કે "સારંગીના સરોદ ઉપર તું ગાણું ગાઈ શકશે ?"

મેં જવાબ દીધો કે "આગળાં વર્ષોમાં એ હુનર ઉપર મેં ઘણું ધ્યાન આપેલું હતું ખરૂં, પણ એ હુનર માટે જોઇતી બુદ્ધિ નહિ હોવાથી મેં એ ચીજ પડતી નાખી હતી. તોપણ હાલ હું કાંઇ ગાવાની ના પાડું નહિ."

"એમ છે કે ?" આમ કહીને તેણે સારંગી મંગાવી, અને તે ઉપર વગાડીને પોતેજ એકાદ બે ગાણાં મધુર હલકે ગાઇ બતાવ્યાં. તેનો આવાજ મીઠો હતો; તેનાં સૂર બરાબર હતાં; તેનાં આગળાં કાયદેસર દોડતાં હતાં. આ ગાણું ગાઈને તેણે મને પુછ્યું કે "આ ગાણું કોણે બનાવ્યું છે, અને તેની રાહ કોણે મેળવી આપી છે, તે તું જાણે છે ?" મેં અજાણપણું બતાવ્યું ત્યારે તે બોલી કે "ગાણું ફલાના ચીનાનું છે, પણ રાહ બેસાડનાર તો નામીચો ગવૈયો ઇસ્હાક છે."

મેં પુછ્યું કે "શું ઇસ્હાકમાં એટલું બધું પાણી છે ?"

"અરે બોલોજ ના. તેના જેવો બીજો છે કોણ ?" પેલી નાજનીને મારાં નામથી ખુબ ખુશ થઇને જવાબ આપ્યો. "ગાયનના હુનરમાં સર્વને બાજુએ મુકનાર ઇસ્હાક છે."

"આહા ! ખુદાની આ તે કેવી નવાજેશ કે ઇસ્હાકના જેવો કોઇ બીજો તેણે બનાવ્યો નથી !" હું અંજાણો થઇ બોલ્યો; જે ઉપરથી તેણી બોલી કે "ખુદ ઇસ્હાકને જો આ ગાણું જે મેં ગાયું તે ગાતાં તું સાંભળે તો તારો જીવ બહેસ્તમાં જાય."

આ રીતે અમે પાછલી રાત સુધી ગાનતાનમાં ચકચુર બન્યાં; પછી બુઢી દાયાએ ઉઠવાનો વખ્ત થવાની ખબર આપતાંજ હું ઉઠયો, અને તેણીનો ઉપકાર માન્યો, ત્યારે તે બોલી કે "આપણી આજની વાત ખાનગીજ રાખજે, કારણકે આવા સંસારી મેળાવડા ખાનગીજ હોય છે." મેં તેને બેફિકર રહેવા કહ્યું, અને પછી તેની એક દાસી મને રસ્તો દેખાડવા આવી અને હું મારે ઘેર ગયો.

સહવારની નેમાજ ભણીને હું સુઇ ગયો. પછી ખલીફ મામૂનનો માણસ બોલાવવા આવ્યો ત્યારે હું મહેલમાં ગયો. આખો દહાડો તેની સાથે ગુજાર્યા પછી રાત પડી કે મને ગઇ રાતના બનાવો યાદ આવ્યા. હું ખલીફથી છુટો પડયો કે લાગલો પેલાં મકાન ભણી ચાલ્યો, જ્યાં મેં આગળી રાતની પેઠે આજેબી પેલી ટોપલી લટકતી દીઠી. હું તેમાં જઇ બેઠો અને મને ખેંચી લેવામાં આવ્યો. મને પાછો આવેલો જોઇને પેલી નાજનીને ટકોર કીધી કે "તમને તો ગઇ રાતની ખીચડી બહુ સ્વાદ લાગેલી દીસે છે." પછી અમે ગઇ રાતની પેઠે નવી નવી વાતો કીધી, નવી નવી હેકાયતો ચલાવી, નવાં નવાં ગાણાં બજાણાં કીધાં, નવી નવી શેઅરો પઢયાં, અને બામદાદ થતાંજ પાછાં છુટાં પડયાં.

ત્રીજે દિને ખલીફ મામૂને બોલાવતાં હું ત્યાં ગયો, અને રાત પડી કે મેં મહેલમાંથી નાસવા માંડયું. પણ ખલીફે મને કસમ આપીને કહ્યું કે "હું પાછો ફરૂં ત્યાં સુધી તું આ જગાએથી કયે જતો ના." પણ મામૂન ગયો કે મને ચટાપટી થવા લાગી, અને આગળી રાતો જે કિસમની મજાહમાં મેં ગુજારી હતી તે યાદ આવતાં, ખલીફ મને જે કાંઇ કરી શકે તે તે મજાહ આગળ મને નજીવું લાગ્યું. આથી હિમત પકડીને હું મારી જગાએથી ઉઠયો, અને મહેલની બાહેર નીકળીને પેલાં મકાન તરફ ચાલ્યો, અને ત્યાં મેં પેલી ટોપલીને હમેશની પેઠે લટકતી દીઠી ત્યારેજ મને ધીરજ આવી. હું તેમાં એકદમ બેસી ગયો અને મને તરત ઉપાડી લેવામાં આવ્યો. મને જોઇને પેલી નાજનીનને કાંઇક નાખુશી ઉપજી. તે બોલી કે "તું અમારો દોસ્ત છે કે કોઇ જાસૂસ છે?"—મેં ઉત્તર દીધો કે "ખુદા જાણે છે કે હું દોસ્ત છું."—"ત્યારે શું આ

મકાન તારૂં ઘરબાર છે કે ?" તે પાછી પુછવા લાગી. મેં નરમાશથી જવાબ દીધો કે "બાનુ, એક મેહમાનનો હક ત્રણ દિવસ પહોંચે છે, માટે જો ચોથે દહાડે હું પાછો આવું તો મારૂં સર અને તારી શમ્શીર."

આ પછી અમે આગળી રાત્ર મુઆફિક વાતચીતમાં, ગાનતાનમાં, રંગરાગમાં રોકાયાં; અને એ રીતે આખી રાત મજાહમાં ગુજારીને પરવાર્યાં, અને બામદાદનો વખ્ત થયો ત્યારે મને એક વાત યાદ આવી ગઇ. મને લાગ્યું કે ખલીફે મને મહેલમાં બેસવા કહ્યું હતું, પણ હું તો અહીં દોડયો આવ્યો છું, માટે તે મને ખુલાસો પુછ્યા વિના રહેનાર નથી. એટલામાટે મેં પેલી નાજનીનને કહ્યું કે "બાનુ, મારી અકલ મુજબ તું ખુબરૂ નાજનીન ગાનતાનની ઘણી શોકીન છે. મારો એક પિત્રાઇ છે, તે મારા કરતાં વધારે ખુશ ચેહરાનો અને નેક દીદાહનો છે. તેનું ખાનદાન પણ મારાથી આલા છે. વળી તે ગાવા બજાવામાં અને શેઅરોમાં અને એલમમાં મારાથી ઘણો કાબેલ છે. બીજી એક વાત તને જણાવીશ કે જે ઇસ્હાક ગવૈયાની તું બાનુ બહુ તારીફ કરે છે તે ગાયનકાર સાથ આ મારા ખુબરૂ ખુશચેહર પિત્રાઇને ઘણો અતલગનો સંબંધ છે."

મારી મતલબ ચેતી જઇને તેણી બોલી કે "તું પોતે મારે મનથી અજાણો છે, અને તું વળી બીજા અજાણાની ભલામણ લાવ્યો છે કે !"

મેં કહ્યું કે "તારા હુકમનો હું બાહેશમંદ છું. તું ફરમાવશે તેમ કરીશ."

"તારો પિત્રાઇ તેં બયાન કીધું છે તેવોજ હોય તો તેની સાથે ઓળખાણ પાડવાને અમને ઘણી ખુશી ઉપજશે." તેણી આમ બોલી, અને તેનો ઉપકાર માની, રજા લઇ હું ત્યાંથી ચાલ્યો મારે ઘરે ગયો.

પણ ઘરમાં હજુ તો ઠરીઠામ થયો નથી એટલાંમાં ખલીફ અલ-મામૂનના કાસદો દોડયા આવ્યા અને પુછ્યાપરછ્યા વિના મને એમ ને એમ ઉપાડીને મહેલમાં લઇ ચાલ્યા. મેં ત્યાં ખલીફને તેનાં તખ્ત ઉપર બિરાજમાન થયલો દીઠો. તે મારા ઉપર બહુ ખિજાયલો હતો. મને જોતાંજ તે ડોળા કહાડીને ગુસ્સાથી બોલ્યો કે "રે ઇસ્હાક, તું નિમકહરામ થયો ખરો કે ?"

"કશી નહિ, અય નામવર!" મેં કુર્નસ બજાવી જવાબ દીધો.

"ત્યારે તારો ખુલાસો કર. જે હોય તે સાચું કહે. કાલે તું કયાં ગયો હતો?"

"બધું બયાન વાજબી કરૂં; પણ તે આ મિજલસમાં નહિ; ખાનગીમાં કરૂં." મેં જવાબ આપ્યો.

આ ઉપરથી મામૂને પોતાની આસપાસ હતા તેમને ઇશારત કરવાથી તેઓ ત્યાંથી ચાલી ગયા, અને પછી મેં મારી ત્રણ રાતની સઘળી હકીકત મામૂન આગળ માંડીને કહી. પછી શેવટે વધાર્યું કે "તું આજ રાત્રે તેણીની મુલાકાતે આવશે એવી મેં તેને કબૂલાત આપી છે."

"ઠીક છે," આમ બોલીને મામૂને સંતોષ બતાવ્યો. પછી અમો સઘળા અમારે કામે વળગ્યા અને શરેસ્તા મુજબના ટોલટપ્પા, રમત ગમત, ગાનતાન ચાલુ કીધાં. પણ ખલીફનું મન તો પેલી નાજનીનને જોવા અને તેની સાથે વાતો કરી ગમત મેળવવામાં રોકાયલું હતું. એમ કરતાં ત્યાં જવાનો વખ્ત થતાંજ અમે બન્ને જણ મહેલ છોડીને તેણીનાં મકાન તરફ ચાલ્યા. રસ્તામાં મેં મામૂનને ચેતવ્યો કે "તું તેણી સાંભળે તેમ મને મારે નામે બોલાવતો ના, કારણ કે તેણી જાણતી નથી કે હું કોણ છું. વળી તારૂં નામબી મેં તેને કહેલું નથી, વાસ્તે તું મારો સોહબતી હોય તેમ અમલ કરજે."

તે કબૂલ થયો, અને એમ કરતાં પેલું મકાન આવી લાગ્યું. આજે ત્યાં મેં એકને બદલે બે ટોપલીઓ લટકતી દીઠી. આનું કારણ શોધવા જવું પડે એમ હતુંજ નહિ. અમે બન્ને અકેકમાં બેસી ગયા, અને અમને ખેંચી લેવામાં આવ્યા. પેલી નાજનીને સામી આવીને અમને સલામ કીધી. મામૂને તેને જોઇ ત્યારે તે તેની ખુબસુરતી અને તેની મોહિનીથી છક થઇ ગયો. પછી તેણીએ તેની આગળ વાતો કરવા માંડી, બેતો કહેવા માંડયાં, અને તે બાદ શરાબ મંગાવી તે પાવા માંડયો. આજે તેણી મારી દરકાર વિના મારા કહેવાતા પિત્રાઇ ઉપરજ પોતાની બધી સેવાચાકરી અર્પણ કરતી જણાઇ. તેનીજ

સંગતમાં તે ખુશખુશ દેખાઇ, અને મામૂન પણ તેણીની વાતો વગેરેથી તેના ઉપર ફિદા ફિદા થઇ ગયો. ટુંકમાં કહું તો તે તેણી ઉપર અને પેલી તેની ઉપર એમ બન્ને મોહી પડયાં!

પછી તેણી હાથમાં સારંગી લઇને આ રીતે ગાવા લાગી:—

"આવ્યો મનમોહન મારો રાતની આખેરીએ;
માનમાં તેનાં તે બેઠો ત્યાં સુધી હું રહી ઉભી.
'અય મારા દોસ્ત,' હું બોલી, 'હે મારાં સર્વસ્વ!
તું આવ્યો તો રસ્તે તને નહિ નડી કોઇ હરકત?'
'પ્રેમઘેલાને બીક કેવી?' તે બોલ્યો અધીરો થઇ;
'આવ્યો છું દીવાનો બની તારાજ મેળાપ ખાતર.'"

આમ ગાઇ રહીને તેણીએ મને પુછ્યું કે "આ તારો પિત્રાઇભી સોદાગર છે કે? ખરે, તમો બેઉ એકબીજાને ઘણા મળતા આવો છો, કેમ?" તેના આ બન્ને સવાલોના જવાબમાં મેં હા કહી.

હવે શરાબનો દોર ચાલુ રહેતાં મામૂને જ્યારે ખશેર જેટલો પીધો ત્યારે તે મારી આપેલી ચેતવણી ભૂલી ગયો, અને ખુશ મિજાજમાં આવી બોલી ઉઠયો કે "ઇસ્હાક!"

મેં તેને નમન કરી જવાબ આપ્યો કે—"હે નામદાર, શો હુકમ?"

"તું ફલાની રાહ ગા. તે મને બહુ પસંદ છે." મામૂન બોલ્યો. પણ આ વખ્તે પેલી નાજનીન તો ત્યાંથી ચાલી ગઇ હતી. તેણીએ જાણી લીધું હતું કે હું કોઇજ નહિ પણ ઇસ્હાક છું, અને મારો પિત્રાઇ તો કેથો નામદાર ખલીફ છે! તોપણ મેં તો મારૂં ગાણું ચલાવ્યું, અને તે પુરૂં કર્યા પછી મામૂને મને ખબર કહાડવા કહ્યું કે આ મકાનનો ધણી કોણ છે. એક બુઢિયા ઓરતે દેખાવ દઇ જવાબ દીધો કે "આ મકાનનો ધણી અલ હસન બિન સહલ છે." મામૂને આ અલ હસનને તેડી મંગાવ્યો, અને થોડે વારે જ્યારે તે ત્યાં હાજર થયો ત્યારે ખલીફે તેને પુછ્યું કે "તારી કોઇ બેટી છે?" પેલાએ ઉત્તર દીધો કે "હા; તેનું નામ ખદીજા છે."

"તે પરણેલી છે કે?" ખલીફ તરફથી પાછો સવાલ થયો.

અલ હસન બોલ્યો કે "નહિ."

"ત્યારે તો હું તેને શાદીમાં માંગું છું. મારી ઓરત તરીકે તેને આપવાને તું રાજી છે?" મામૂને પુછ્યું.

પણ અલ હસનને ખદીજાથી સઘળી ખબર પડી ચુકેલી હતી, માટે તે ખલીફને પિછાની ચુકયો હતો. તેણે ઠાવકેપણે જવાબ દીધો કે—"અય ઇમાનદારોના પાદશાહ, તે તો તારી દાસી છે."

"હું તેની જોડે શાદી કરવાને ખુશી છું, એવી શર્તે કે તેની મોહર દાખલ મારે ત્રીશ હજાર સોનાના સિક્કા આપવા. આવતી કાલે એ રકમ તને ગણી આપવામાં આવશે. એ નાણું મળ્યા પછી તું તેને મારે મકાને પહોંચતી કરજે."

પેલાએ નમીને હા કહ્યું, અને પછી અમો ત્યાંથી નિકળ્યા. રસ્તે ચાલતાં મામૂને મને કહ્યું કે આ વાત કોઇને કહેવી નહિ. મેં હા પાડી, અને ખલીફ ગુજરી ગયો ત્યાંસુધી એ વાત મેં બાહેર પાડી નથી. જેવી મોજ મેં ચાર રાત સુધી ભોગવી તેવી મેં કદી ભોગવી નથી. આખો દિવસ ખલીફની સોહબતમાં વસવું અને રાત રૂપગુણ-સુંદરી સાથે એલમની વાતો અને ગાયનોમાં ગુજારવી, એના જેવું સુખ કયાંથી હોય? ખુદાના કસમથી કહું છું કે મામૂન જેવો મર્દ ઇનસાનોમાં મેં કોઇ દીઠો નથી, અને ખદીજા જેવી બાનુ પણ મેં કેથે જોઇ નથી—જેવી ખુબસુરત તેવીજ ખબરદાર, જેવી અકલમંદ તેવીજ કાબેલ.[1]

---

૧. અહીં ઈસ્હાક ઈબ્ન ઇબ્રાહીમની વાર્તા પુરી થાય છે. એ વાર્તાને કોઈ કોઈ અરબ લખનારાઓ ઇસ્હાકની બનાવટ દાખલ જણાવી જાય છે. ખલીફ મામૂનનો અલ હસન ઈબ્ન સહલ નામે એક વજીર હતો, અને તેની બેટીનું નામ ખદીજા હતું. આ વજીરજાદી ખલીફની રાણી હતી. પણ આ રાણી સાથ મામૂનની મુલાકાત અથવા ઓળખાણ ઈસ્હાકે જણાવેલી ઉપલી કહાણી મુજબ પડયું ન હતું. વજીરજાદીને મામૂને રાણી કીધી તે વેળાનો ભપકો બહુ ભારે હતો. ખદીજાના બાપ અલ હસને તે વેળા સોપારી જેવડા કસ્તુરીના

# નસીબનું ચક્ર:

## અમીરના ફકીર—ફકીરના અમીર.

એક માણુસ એક વાર બહુ તંગીમાં આવી પડયો. તેને માથે કર્જનો બોજો ચહડી ગયો, અને ગામમાં વસાય એમ લાગ્યું નહિ. તે ઘરબાર અને કુટુંબકબીલો છોડી દુખી દિલે ગામેગામ અને શેહરે

---

દડા બનાવી તેમાં કાગળની ચીઠીઓ બિડી હતી, અને તેઓમાંની દરેક ઉપર પોતાના ઘોડા, ગુલામ, ગુલામડી, વાડી, વજીફા, જમીન, ઘર વગેરેનાં નામ લખ્યાં હતાં. પછી શાદી વેળા તેણે આ કાગળ સાથના કસ્તુરીના દડા જે અમલદારો અને ઓધ્ધેદારો હાજર હતા તેઓમાં લુટાડ્યા, અને જેની પાંતી જે દડા આવ્યા તેમાં જે જે કીમતી ચીજ લખેલી હતી તે તેને ઇનામ દાખલ આપી દીધી. ભેગાં મળેલાં લોકોમાં એજ રીતે વજીરે સોનાંરૂપાંના સિક્કા, કસ્તુરીના દડા, વગેરે લુટાડ્યા. ટાઈગ્રીસ નદીના કિનારા ઉપર આવેલાં ફેમ અસ સિલ્હ નામે ગામમાં વજીર અલ હસને શાદીની મજલિસ બનાવી હતી, જ્યાં ખલીફ મામૂન અને તેના સોહબતીઓ, વજીરો, દરબારીઓ, અધિકારીઓ, અકાબરો અને બીજા બેશુમાર લોકોને નોતરીને ખુશ ખુશ કીધા હતા. આ વેળા ખલીફ મામૂન વજીરના મહેલમાં ૧૯ દહાડા સુધી રહયો અને એટલા દિવસો સુધી ખલીફના તમામ રસાલાનો ખર્ચ અલ હસને પોતેજ પુરો પાડયો. જતી વેળા ખલીફે પોતાના સસરાને એક મોટી રકમ ભેટ આપી, તથા અસ સિલ્હ ગામ તેનાં નામ ઉપર કરી આપ્યું. વળી ફારિસ (ફાર્સ-પાર્સ) શેહરનું તેમજ અહવાજ પ્રાંતનાં શેહરોનું વર્ષ દહાડાનું મેહસૂલ ખલીફે વજીરને હવાલે કીધું. વળી એમબી લખી ગયા છે કે જ્યારે ખલીફ પોતાની રાણીનાં એવાનમાં પહેલાં દાખલ થયો ત્યારે તેણીની બપાઈએ તેઓ બન્નેને સોનાના ખાનચા ભરીને તૈયાર રાખેલાં એક હજાર મોટાં મોતી વડે વધાવી લીધાં, તથા કેરબાની ૮૦ રતલ એટલી ભારી મીણબતિ બનાવીને તેને તેવાંજ સોનાંના ફાનુસમાં ગોઠવી, એવી મતલબથી કે તે આખી રાત બળતી રહે. પણ ખલીફ મામૂને આ કામ પસંદ કીધાં નહિ, અને મત આપ્યું કે આમ પૈસો ઉડાવી દેવો નહિ જોઈએ.

આ રીતે જે વજીરજાદીની શાદી થયલી તે શું ઉપલી વાર્તાવાળો અલ હસનની ખદીજા હશે?

શેહર ભટકવા લાગ્યો. અંતે ઉંચા કોટવાળાં એક શેહરમાં તે આવી પુગ્યો. અહીં મોટી મોટી હવેલીઓ હતી અને લોકો સુખી જણાતાં હતાં. તે ભુખો ડાંસ બની ગયો હતો, અને મુસાફરીથી થાકી ગયો હતો. શેહરના મોટા મોટા રસ્તાઓ ઉપરથી મોટા મોટા આસામીઓને તેણે કથે જતા દીઠા. તેઓ તેમની પુઠે પુઠે ચાલ્યો. અંતે તેઓ એક મોટાં મકાનમાં દાખલ થયા, જે પાદશાહી મહેલ જેવું હતું. પેલા બડેખાંઓ આ મકાનમાં જ્યાં એક મોટા દરજ્જાવાળો આદમી બેઠેલો હતો તેની આગળ જઇ ઉભા. આ આદમીની આસપાસ નોકરો અને ગુલામો ઉભેલા હતા. તે કોઇ મોટો વજીરજાદો હોય તેવો ભપકો કરીને બેઠો હતો. જ્યારે તેણે પોતાના દોસ્તોને આવેલા દીઠા ત્યારે તે પોતાની જગાએથી ઉઠયો, અને તેમની ખિદમત બજાવવા લાગ્યો.

આ સઘળો તમાશો જોઇને પેલા મુફલેસ માણુસને લાગ્યું કે તેબી આ માતબર માણુસનાં મકાનમાં દાખલ થઇ ખાણાં ઉપર બિરાજે. પણ પોતે કોણ છે તે પરખાઇ આવે તો પોતાની ફજીહતી થાયૂ, એમ બીને તે અંદર દાખલ થયલો પાછો બાહેર આવ્યો, અને એક એકાંત જગાએ એકલો બેઠો. એટલાંમાં તેણે જોયું તો એક માણુસ પોતાની જોડે કુત્રા લઇને ત્યાં આવ્યો, જે સઘળા શિકારી કુત્રા હતા. તેમને રેશમી અને કિનખાબી કપડાંથી સણુગાર્યા હતા. તેમને ગળે સોનાના પટા હતા, અને તેમને રૂપાંની સાંકળ વડે પકડેલા હતા. આ ચારે કુત્રાઓને પેલા માણુસે ચાર જુદી જુદી જગાએ બાંધ્યા, અને પોતે પેલાં મકાનમાં જઇ આ ચારેને માટે ચાર સોનાના ખાનચાઓમાં પકવાન લઇ પાછો આવ્યો. દરેક આગળ એકેકો ખાનચો મેલી તેણે તેમને આ ખાણું ખાવા આપ્યું, અને પોતે ત્યાંથી ચાલી ગયો.

આ નવો તમાશો હતો, જે પેલો ભુખો તરસો માણુસ સામે બેઠો બેઠો આતુર નજરે જોતો હતો. તેનાં મનમાં એવું આવ્યું કે કુત્રાઓને સાંકળ વડે બાંધેલા હતા, માટે તેઓમાંના એકની આગળ જઇ તેનો ખાનચો ખેંચી લઇ તે માંહેલું પકવાન પોતે ખાઇ જવું. પણ તેમ કરતાં તે બીધો. પણ એટલામાં એક કુત્રાએ તેના તરફ જોયું—

જાણે કે ખુદા તેનાં દિલમાં વસ્યો હોય અને પેલા ભુખા આદમીની હાલત તેણે જાણી લીધી હોય, તેમ તે પોતાના ખાનચા આગળથી ફરી ગયો અને ગોયા પેલા આદમીને તે ખાવાની ઇશારત કીધી. આ ઉપરથી પેલો ભુખો માણસ તેની નજદીક આવ્યો અને પેલા ખાનચામાં જે ખાણું હતું તે સઘળું પોતે ખાધું. આ રીતે સંતોષ પામ્યા પછી તેણે ત્યાંથી પાછું ફરવા માંડયું, પણ પેલો કુત્રો તેને તે ખાનચો ઉપાડી જવા કહેતો હોય તેમ તે પ્રાણીએ પોતાના પંજા વડે તે વાસણને પેલા મુફલેસ તરફ હડસેલ્યું. આ ઉપરથી તેણે તે ખાનચો ઉઠાવ્યો અને તે મકાન આગળથી ચાલતો થયો. તેને કોઇએ જોયો નહિ, અને સોનાનો ખાનચો પાછો મેળવવા કોઇ તેની પુઠે આવ્યું નહિ.

અહીંથી નિકળેલો પેલો આદમી બીજા શેહરમાં ગયો, જ્યાં તેણે પોતાની કને અજાયબ રીતે આવેલું સોનાનું વાસણ વેચ્યું, અને તેનું જે નાણું આવ્યું તે ખર્ચીને વેપારની જિનસો ખરીદ કરી પોતાને વતન ગયો. ત્યાં તેણે પેલી જિનસો વેચી, અને પોતાના માંગનારાઓનું કર્જ ફિટાડયું. આમ કરતાં તેની હાલત સુધરતી ગઇ, તે વધારે ને વધારે પૈસો પેદા કરવા લાગ્યો, અને છેલ્લે માતબર સોદાગર ગણાવા લાગ્યો. આ વેળા તેને એક વિચાર આવ્યો. તેને લાગ્યું કે "મારી હાલત સુધરી ગઇ અને દહાડો ફરી ગયો તે પેલા સોનાના ખાનચાથી છે. માટે એ ખાનચાના ધણીને મારે શોધી કહાડવો જોઇયે, અને તેનાં તે વાસણનું નાણું અદા કરવા ઉપરાંત મારે તેને માટે કીમતી હદિઓ ભેટ દાખલ લઇ જવો જોઇયે." આમ વિચાર કરીને તેણે કેટલીક બેમુલી ચિજો પોતાની જોડે લીધી અને પેલાં મોટી ઇમારતોવાળાં શેહર તરફની રાહ ધરી. કેટલાક દહાડા અને રાતની મુસાફરી પછી અંતે તે તે શેહરમાં જઇ પુગ્યો, અને પેલા ખાનચા તથા કુત્રાવાળા ધણીને મળી જવાની ખાહેશથી તે શેહરના મહોલ્લાઓમાં ફરતો ફરતો પેલાંજ મોટાં મહેલ જેવાં મકાનની શોધ કરવા લાગ્યો.

આ મકાનવાળી જગાએ તે આવી લાગ્યો ખરો, પણ ત્યાં તે ઉમદા બુલંદ મકાનને તેણે તમામ ખંડિયેર હાલતમાં દીઠું. ત્યાં બેસીને કાગડા કા–કા કરતા હતા. બીજાં મકાનો બી વસ્તી વગરનાં જણાતાં હતાં. મામલો તદ્દન ફેરવાઇ ગયો હતો. પહેલી વાર તેણે જે મકાનો જોયાં હતાં તેઓ હાલ મુતલક નહિ ઓળખાય એવો જબરો ફેરફાર થઇ પડયો હતો. આ ઉપરથી તેનું દિલ બહુ બળવા લાગ્યું, અને તેને શાયરનાં બેતો યાદ આવી ગયાથી તે નીચે મુજબ બોલી ઉઠયો કે—

છુપો જે ખજાનો ભંડારે નથી,
ખુરાકીનો ઢગલો કોઠારે નથી;
છે ખાલી વિના એલ્મ આદમનું દિલ,
સબબ એનો પિછાનવો મુશકીલ.

આ રીતનો મામલો જોઇને પેલો સોદાગર બહુ દિલગીર થયો. તેને ખાહેશ થઇ કે કોઇ આદમી મલી જાય તો તેને આ સઘળા ફેરફારનું કારણ પુછું. પણ તેને તેમાં કોઇ આદમીબી મલી આવ્યો નહિ. આ માતબર મકાનનું નસીબ તમામ ફરી બેઠેલું તેણે દીઠું. તેણે એ મહેલની કમબખ્તી આવેલી જોઇ. તેની બુલંદી પછી આજે તેની પસ્તી યાને જમીનદોસ્તી તેણે નિહાળી. તોપણ તે જે કામસર ત્યાં આવ્યો હતો તે કામ બજાવવામાં નડતી મુશ્કેલી જોઇને હિમત હાર્યો નહિ. તે કોઇના માગ્યા વિના પોતાની રાજીખુશીથી પોતાનું કર્જ ફિટાડવા આવ્યો હતો. માટે આજુબાજુ નજર ફેંકવા લાગ્યો, અને કાંઇબી નિશાની શોધવા લાગ્યો. અંતે તેણે એક માણસને એક જગા ઉપર બેઠેલો દીઠો. તે તદ્દન હાડપિંજર જેવો હતો. તેને જોતાંજ દિલમાં કંપારી છુટે એવા મુફલેસ દેખાવનો તે હતો. તેનું દયામણું મહોડું જોઇને પથર જેવી છાતીના માણસનું દિલ પણ પીગળે એવો તેનો હાલ હતો. આ ધણીને જોઇ પેલો સોદાગર તેની નજદીક ગયો, અને બોલ્યો કે—

"અરે એદા આ મહેલ જેવાં બુલંદ મકાનના આ શા હાલ થઇ ગયા! એનો ધણી કયાં છે? તેનાં માહતાબમુખના ગુલામો અને

ગુલામડીઓ આજે ક્યાં ગુમ થયાં ? માત્ર દીવાલો બાકી રહી ગયા જેવી આ મકાનની માઠી હાલત શાથી થઇ પડી વારૂં? તને કાંઇ ખબર હોય તો મને કહેશે? પ્રથમ તો હું એ મકાનના માલેકને જોવા અને મલવા માગું છું. તે મને ક્યાં મળશે?"

"અય ભાઇ, તારે તેનું શું કામ છે? જો તારે તેને જોવાજ હોય તો જે કમબખ્ત માણસ સાથ તું વાત કરે છે તેજ તે છે. હું તે કમનસીબ ઇનસાન છું જે એક વાર આ મકાનનો ધણી હતો. આજે એની હાલત તદન બદલાઇ ગઈ છે તે જોઇને તું શા માટે અચરત થાય છે? એમાં અચરત થવાનું શું છે? જેની ચહડતી હોય તે શું સદા રહી બેસે છે? ચહડે છે તે તો પડવાને માટેજ ચહડે છે તે શું તું જાણતો નથી? આજે ચહડતી તો કાલે પડતી એ તો કુદ્રતનો કાયદો છે. નસીબનું ચક્ર એવુંજ છે. તે ફરતું છે માટે તે જેમ ચહડાવે તેમ તોડી પાડે છે. તેનાં સુખદુખમાં નવાઇ જેવું શું છે? એટલામાટે મારી હાલત આજે તું જુએ છે તેવી કાં થઇ તેનું કારણ તારે પુછવું નહિ. આ મકાનનો ધણી, તેને બનાવનાર, તેમાં ફરતા હરતા ખિદમતગારો અને દાસીઓ અને હમા ચીજનો હું માલેક હતો. તે વેળા નસીબ મારે માથે હતું. આજે તે ફરી બેઠું છે તેથી મારૂં જે કાંઇ હતું તે બધું જતું રહ્યું—તેણે તે લઇ મુકયું—તેણે મને આ હાલતે લાવી નાખ્યો—જે બનાવો તેણે પ્રથમ મારેથી છુપા રાખ્યા હતા તે આજે જાહેર કરીને મને ખુઆર કીધો.—પણ ભાઈ, તને આમ મારે માટે પરપુછ કરવાનું કાંઇ કારણ? આ તરફનાં બધાં લોક મારી હાલતથી વાકેફ છે. ત્યારે તું કયાંથી મને ધુંડતો અને અજબ થતો આજે આવી લાગ્યો?"

તે બીચારાની આ સઘળી વાતો સાંભળીને પેલા સોદાગરની છાતી ભરાઇ આવી. તેણે તેને દિલાસો દીધો. પછી પોતાની સઘળી વાતોથી તેને વાકેફ કીધો. પોતાના ભુખમરાની, પેલા કુત્રાની, પોતાના વેપારની, અને પોતાના અત્રે આવવાની મતલબની સર્વ હકીકત તેને જણાવી. પછી તે બોલ્યો કે "અય બિરાદર, હું તારે વાસ્તે એવી કાંઇ ચીજો લાવ્યો છું કે જેથી કોઇનું પણ મન મલકાય અને દિલ હરખાય. વળી

હું તારા પેલા સોનાના ખાનચાની કીમત પણ તને આપવા માટે લાવ્યો છું. એજ તારૂં વાસણ મને માતબર બનાવનારૂં સાધન થઇ પડ્યું હતું—મારી મુફલેસીને મારી હટાડનાર એક કીમતી હથિયાર હતું. ટુંકમાં મને આ દુન્યામાં કમોતે મરી જતો તેણેજ બચાવ્યો હતો. હવે ત્યારે હું જે કાંઇ લાવ્યો છું તે તું લે. તે સઘળું તારૂંજ છે."

આમ કહીને પેલા સોદાગરે ખાનચાનું દામ તથા પોતે આણેલી કીમતી ચીજો તે મકાનના ધણી આગળ હાજર કીધી. આ જોઇને તે બીચારો કમનસીબ રડી પડ્યો, પોતાના હાલ માટે અફસોસ કરવા લાગ્યો, અને પેલી જિનસો તરફથી નજર ફેરવી નાખી, માથું ધુણાવીને બોલ્યો કે "આમાંની કોઈ ચીજ હું લેનાર નથી. એઇ મર્દ! મને લાગે છે કે તું કોઇ દીવાનો આદમી છે. કારણ કે તું જે કામ બજાવવા નિકળ્યો છે તે દીવાના સિવાય બીજા કોઇનું હોય નહિ. મારા કુત્રાઓમાંનો એક તને સોનાના ખાનચાની ભેટ કેમ કરી શકે? અને જો કીધી હોય તો તે ભેટ હુ પાછી કેમ લઇ શકું? જે ભેટ મારા કુત્રાએ કીધી તે હું તેનો ધણી પાછી લઉં એ તો જુલ્મની વાત કહેવાય. હું હાલ છું તે કરતાં વધારે તંગીમાં આવી પડ્યો હોઉં અને રોગનો ભોગ થયો હોઉં તોપણ ખુદાના કસમથી કહું છું કે તું જે લાવ્યો છે તે હું કદી કબૂલ રાખું નહિ—અને હાલ હું છું તેવા તારા જેવા એક વારના મુફલેસ માણસ તરફથી તો હું એક નખ બરાબરની ચીજ પણ કબૂલ રાખું નહિ. એટલાવાસ્તે હવે તું જ્યાંથી આવ્યો હોય ત્યાં સહી સલામત ચાલ્યો જા."

આ સખુનો સાંભળીને પેલા સોદાગરને બહુ લાગ્યું. તેની અર્જ મંજૂર રહી નહિ. તેણે પેલા એક વારના માતબર માણસની કદમબોસી કીધી, આવી મુફલેસી છતાં તેણે બતાવેલા સખી દિલગુર્દાની તારીફ કીધી, અને તેની રજા લઇ ત્યાંથી ચાલતો થયો. રસ્તે ચાલતાં તે આ બેત બોલતો ગયો કે—

સખી જ્યાં સગ વસે દિલદાર નામી,
બને ગુમ મુફલેસીની ત્યાં બેફામી ;

સખી મર્દ નામના ઉઠાવનારા,
હજારો જાનના બંચાવનારા;
હેવાનોની કરે જે કદરદાની,
ને ઇનસાનો ઉપરતો જાંફેસાની;
તેવા નર આજ કયાં છે, અય બિરાદર!
ગયા તે સગ, ગયા સરદાર, સરાસર.

## ખલીફ મામૂન અને તેનો કાકો ઇબ્રાહીમ:

અથવા

## કીના ઉપર માફીની સરસાઇ.

ખલીફ હારૂન અર રશીદનો બાપ ખલીફ અલ મેહદી શેકલા નામે એક કાળી ગુલામડીને પરણ્યો હતો, જેને પેટે ઇબ્રાહીમ નામનો બેટો અવતર્યો હતો. આ ઇબ્રાહીમ અબૂઇરહાક અલ મેહદી એક નામીચો ગાયનકાર અને ગાયક હતો. તે નમ્ર, સખી દિલગુર્દાનો અને નોકેજબાન હતો. જ્યારે હારૂન પછી તેનાં તખ્ત ઉપર તેનો બેટો મામૂન આવ્યો ત્યારે બીજા સર્વ શાહજાદાઓ અને સાહેબજાદાઓની પેઠે તેણેબી મામૂનને પોતાનો ખલીફ કબૂલ રાખવો જોઇયે, પણ તેમ કરી પોતાના ભત્રિજાની તાબેદારી કરવાની તેણે ના પાડી, અને તેના તરફ વફાદાર રહેવાના કસમ નહિ લેતાં તે બગદાદ છોડીને રએ શેહરમાં જઇ ભરાયો. અહીં તેણે પોતાના લાગતાવળગતાઓને ભેગા કીધા, અને એક લશ્કરી ટોળું જમા કરીને પોતે ખલીફાનો ખેતાબ ધારણ કીધો. આમ નજદીક બે વર્ષ સુધી ચાલ્યું. મામૂન આટલી મુદત સુધી મુગો રહ્યો, એવી ઉમેદમાં કે તેનો આ કાકો પોતાની ભૂલ જોઇને અંતે તાબે થશેજ. પણ જ્યારે બે વર્ષ સુધી તેવું કશું જણાયું નહિ ત્યારે મામૂન થોડુંક લશ્કર લઇને કાકાને સમજાવવા અથવા તો પકડવા રએ તરફ ચાલ્યો. આ વાતની જ્યારે ઇબ્રાહીમને ખબર પડી ત્યારે બગદાદ જવા સિવાય બીજો કશો છુટકો તેણે દીઠો નહિ. ત્યાં જઇને તે કોઇ

છુપી જગાએ ભરાઈ બેઠો, અને ખલીફ મામૂને આખાં શેહરમાં ઢંઢેરો ફેરવ્યો કે જે કોઈ ઇબ્રાહીમને પકડી લાવશે યા તેનાં છુપાવાની જગા બતાવશે તેને એક લાખ સોનાના સિક્કાનું ઇનામ મળશે.

આ પછી પોતાની ઉપર શું ગુજર્યું તેનું બયાન ઇબ્રાહીમ પોતેજ નીચે મુજબ આપે છે:—

જ્યારે મેં આ ઇનામની વાત સાંભળી ત્યારે મને લાગ્યું કે હવે હું પકડાઇ જવાનો ખરો. હું મારે ઘરથી મધબપોરે બાહેર નિકળી પડયો. કયાં જવું તેની ખબર ન હોવાથી એક હજામનાં મકાનમાં દાખલ થયો. મેં પુછ્યું કે "થોડો વખ્ત છુપાઇ રહી શકું એવી જગા તારા ઘરમાં છે?" તેણે હા પાડીને બારણું ઉંઘાડ્યું, અને મને અંદર દાખલ કરીને તે પાછું બંધ કરી પોતે મહોલ્લામાં નિકળી પડયો. મને ભય લાગ્યો કે તે મને પકડાવવા માટે ગયો હતો. આથી મને બહુ ચટપટ થઇ અને શું કરવું તેની સમજણ પડી નહિ. પણ જ્યારે તે પાછો ફર્યો ત્યારે તો મજુરનાં માથાં ઉપર ખોરાકીની વસ્તુઓ ઉચકાવી લાવ્યો હતો. તેણે ખાણું પકાવ્યું, અને મને જમાડયો. આવું પકવાન મેં કોઇ દહાડો ખાધું ન હોય એવું તે સ્વાદિષ્ટ હતું.

આ પછી તે મારી આગળ આવીને બોલ્યો કે "અય મારા માલિક, તારી સાથે વાત કરવી એ મારા જેવા કમીનાનું કામ નથી, તોપણ ગુલામ એટલું તો જાણે છે કે તું ખલીફ અલ મેહદીનો બેટો ઇબ્રાહીમ છે, જેને શોધી આપનારને એક લાખ સિક્કાનું ઇનામ આપવાનું ખલીફ મામૂને જાહેર કીધું છે. પણ તારે બેફિકર રહેવું."

તેના આ સુખુનો સાંભળીને તે હજામ વિશે મારાં મનમાં ઉંચો વિચાર બેઠો. મને મારાં બચ્ચાં છોકરાં અને કુટુંબીઓ યાદ આવ્યાં, અને હું બોલ્યો કે—

જેણે કરી છુટકારો યુસુફનો તેના ભેરુઓને દીધો સ્વાધીન,
જેણે તેનાં કેદખાનામાં તે કેદીને બનાવ્યો મોટો,
તેજ કરશે કબૂલ મારી બંદગી ને મેળવશે બચ્ચાં સાથ,
ખલ્કતનો જે સાહેબ ખુદા તે છે સર્વ શક્તિવાન.

આ સાંભળીને હજામે મારી પરવાનગી લઇને બે કવેત એવાં સરસ કહી સંભળાવ્યાં કે મને તેના જેવા એક ગરીબ માણસમાં આટલી બધી હુશિયારી હોવા વિશે ઘણી નવાઇ લાગી. હું તેનાં કામ અને સખુનોથી ખુશ થઇ ગયો, અને મારી કને સોનાના સિક્કાઓની થેલી હતી તે તેના તરફ ફેંકતાં હું બોલ્યો કે—"આ તું લે. ખુદા તારૂં ભલું કરે. હવે હું અહીંથી જાઉં છું. મારે માથે ભયનું જે વાદળ લટકે છે તે દૂર થશે ત્યારે હું તને નવાજવાને ચુકીશ નહિ. હાલ તો આ છે તેટલુંજ કબૂલ રાખ."

પણ પેલા ગરીબ માણસે થેલી મને પાછી આપી. તે કબૂલ રાખવાની ના પાડીને તે બોલ્યો કે "અય મારા માલિક, મારા જેવા મિસ્કીનની તમારા જેવા શાહજાદાએ દરકાર શાની કરવાની? નસીબ સંજોગે તારા જેવો નામદાર મુજ કમતરીનનાં ઝુપડાંમાં આવવા પામ્યો તેથી મને મગરૂર થવાનું કારણ મળ્યું છે. હવે તારા દીદાહ જોવાની એ ખુશહાલી કરતાં વધુ ખુશહાલી આ નાણાંની રકમ ક્યાંથી આપવાની હતી? જો આ થેલી તું પાછી મારા તરફ ફેંકશે તો ખુદાના કસમથી કહું છું કે હું મારો જાન બરબાદ કરીશ."

અંતે મને મારી થેલી પાછી લેવી પડી, જેમ આગળ મને કદી કરવું પડયું હતું નહિ. મેં તેને મારી બાંહેમાં છુપાવી, જેથી હાથ ઉપર નહિ ધારેલો વજન આવી પડયો. હવે તે ઘર છોડી જવા માટે હું ઉઠયો અને દરવાજા તરફ ચાલ્યો, ત્યારે પેલા વફાદાર હજામે મને કરગરીને વિનંતી કીધી કે "અય મારા સાહેબ, બીજી કોઇપણ જગા કરતાં આ જગા તારા છુપાવા માટે વધારે સલામતી ભરેલી છે. તારાં ભોજન માટે મને કશી મહેનત પડતી નથી વાસ્તે ખુદા તારી મુશ્કેલ આસાન કરે ત્યાંસુધી તું અહીંજ થોભ."

મેં જવાબ દીધો કે "એકજ શર્તે હું આમ કરૂં, અને તે એ કે આ થેલીમાંથી તું દરરોજનો ખર્ચ કરે."

હજામે આ વાત કબૂલ રાખી, પણ તેમાં તે મારી જોડે દગાઇ

રહ્યો. હું તેની જોડે થોડાક દિવસ રહ્યો, પણ મારી થેલીમાંથી તો તેણે કશું ખર્ચ્યું નહિ.

એક દિને લાગ જોઇને હું તેનું ઘર છોડી ગયો. મેં મોં પર બુર્ખો પહેર્યો અને ઓરતને વેશે આગળ વધ્યો. મહોલ્લામાંથી ચાલીને જતાં પકડાઇ જવાની ધાસ્તી મને બહુ લાગી. નદી ઉપરના પુલ ઉપર જઇ પુગ્યો, જ્યાં પાણી બહુ ઢોળાયલું હતું. અહીં એક સવારને મેં દીઠો. તે મારી ખિદમતમાંના સવારોમાંનોજ એક હતો, તેણે મારા ઓરતના વેશ છતાં મને પિછાન્યો. તે મને જોઈ પુકાર મારવા લાગ્યો કે "નામદાર ખલીફ મામૂન જે માણસની શોધમાં છે તે આ રહ્યો—આ રહ્યો."

આમ બોલીને તેણે મને પકડયો, પણ મેં તેને એવો જબરદસ્ત આંચકો માર્યો કે તે અને તેનો ઘોડો પેલી પાણીવાળી જગા ઉપર ઉંધે મસ્તક પડયા. લોકો તેને ઉઠાડવામાં રોકાયાં, એટલે હુ ત્યાંથી ઉતાવળે કદમે આગળ વધી ચાલ્યો. પુલ પસાર કરીને એક મહોલ્લામાં દાખલ થયો, જ્યાં એક મકાન ખુલ્લું જોઇને હું તેમાં દાખલ થવાની રજા માંગવા ત્યાં ઉભેલી એક ઓરત આગળ ગયો. મેં તેને કહ્યું કે "અય બાઇ, મારો જાન બચાવ. હું મોતના ભયમાં છું."

તેણી બોલી કે "બેલાસક અંદર આવ; બી મા. તારા એક બાલનેબી ઇજા થશે નહિ." આમ કહી તેણી મને જમવાના ઓરડામાં લઇ ગઇ, અસ્બાબ બિછાવ્યો અને થોડુંક ખાણું લાવી મુકયું. તે ફરીથી બોલી કે "તું સુખેથી અહીં રહે અને કશી ધાસ્તી રાખતો ના."

પણ આ રીતે તેણી મને દિલાસો દેતી અને મુહાફિજત કરતી હતી ત્યારે તેનાં મકાનનું બારણું બહુ જોશથી ઠોકાયું. તેણીએ જઇને તે ઉઘાડયું, અને તેજ પળે માંહે એક જણને ઉંચકીને લઈ આવ્યા, જેને માથે પાટો બાંધેલો હતો અને જખ્મમાંથી લોહી વહેતું હતું. અરે, આ તો જેને મેં આંચકો મારી તોડી પાડયો હતો તેજ મારો અસ્વાર! ત્યારે આ તેનાંજ મકાનમાં મારી પરોણાચાકરી થતી હતી, અને

મારાં કામથી અજાણી તેની ઓરતેજ મને પોતાનાં મકાનમાં છુપાવ્યો હતો! કેવો કમનસીબ સંજોગ!

"એ શું થયું તને? કોણે માર્યો? કેમ પડી ગયો? ઘોડો કયાં છે?" તેની ઓરતે તેને પુછ્યું.

"મેં પેલાને પકડયો. એક લાખ સિક્કાની લાલચે મેં મારા માલિક-નેજ પકડવા માંગ્યો પણ તે મને ગબડાવી પાડીને નાસી ગયો." આમ બોલીને પેલા જખ્મી માણસે સઘળી વાતથી પોતાની સ્ત્રીને વાકેફ કીધી. તેણીએ કપડાંનો નવો પાટો તેનાં માથાંના જખ્મ ઉપર બાંધ્યો, અને બિછાણું પાંથરીને તેને ત્યાં સુવાડયો. પછી મારી આગળ આવીને તેણી બોલી કે "ખલીફ જેની શોધમાં છે તે તું છે એમ મેં જાણ્યું છે. ખરૂં કે? પણ કાંઈ ચિંતા નહિ. તું બેફિકર રહેજે."

મારી ચિંતાનો પાર હતો નહિ. મને એમજ લાગ્યું કે હવે પક-ડાઇ જવાનો ખરો. તોપણ હું તે બાઇનાં મકાનમાં ત્રણ દહાડા સુધી રહ્યો, અને એ મુદત દરમિયાન તેણીએ મારી ઘણી મદારત કીધી. પછી તેણી મારી આગળ આવીને ગભરાયલી હોય તેમ બોલી કે "તારે વિશે મને હવે બીક લાગે છે. આ મારા ખાવંદથી તને ખમવું પડશે એ મારી ધાસ્તી છે. હવે તે ટટાર બન્યો છે માટે મબાદા તારી આગળ આવી લાગે અને તને જોઇને પિછાને અને તને પકડાવે. વાસ્તે હવે તારે માટે બેહતર એ છે કે તું આ મકાન છોડી જઇ તારો જાન બચાવ."

મેં તેને અર્જ કીધાથી તેણીએ રાત પડવા સુધી મને પોતાનાં ઘરમાં રાખ્યો; જે પછી મેં એક વાર ફરીને ઓરતનો લેબાસ લીધો, અને એક બાઇનાં ઘર તરફ હું ચાલ્યો. આ બાઇ આગળ મારી ગુલામડી હતી, પણ પાછલથી છુટકારો પામી હતી. તેણી મને જોઇને રોઈ પડી, અને મારા હાલથી દુખી થયલી દેખાઇ. પછી હું તેનાં ઘરમાં આશ્રો શોધતો આવ્યો તેથી મારી સલામતીને માટે ખુશી થઇને ખુદાના શુકાના કરવા લાગી. પછી કાંઇ ખોરાકી લેવા જતી હોય તેમ બાજાર તરફ ચાલી. મને તેણી ઉપર વિશ્વાસ હતો માટે હું તો એમજ સમજ્યો કે તેણી બાજાર વસાવવા ગઇ હતી. પણ આ વિશ્વાસ ખોટો હતો.

મેં તરત જોઇ લીધું કે તેણી તો મને પકડાવવા માટે સત્તાવાળાઓને ખબર આપવા ગઇ હતી; કારણ કે તેણીનાં મકાન તરફ આ બાઇની જોડે મેં ઇબ્રાહીમ અલ મોસિલી[1]ને પોતાના માણસો જોડે દોડયો આવતો દીઠો. પેલી છુટકારો પામેલી ગુલામડીએ મકાનમાં દાખલ થઇ પેલાઓને પોતાની સાથે દાખલ કીધા, અને હું જ્યાં હતો ત્યાં તેમને લાવીને મને તેમના હવાલામાં આપ્યો. ઇબ્રાહીમ મને ઓરતનાજ લેબાસમાં અલ મામૂન આગળ લઇ ગયો.

જ્યારે ખલીફે મારા પકડાવાની બિના સાંભળી ત્યારે તેણે પોતાના સલાહકારોની એક મેહફિલ ભરી. પછી મને ત્યાં હાજર કરવાનો હુકમ કીધો. હું જ્યારે તેની હજુરમાં દાખલ થયો ત્યારે મામૂનને મેં મારા ખલીફ દાખલ ગણીને કુર્નસ બજાવી. હું બોલ્યો કે "અય ઇમાનદારોના પાદશાહ, તારા ઉપર ખુદાની રેહમ હોજો!"

તેણે ગુસ્સાથી જવાબ દીધો કે "ખુદા તારૂં ભલું મા કરજો."

મેં કહ્યું કે "અય ઇમાનદારોના પાદશાહ, તારી ખુશીમાં હોય તે હુકમ મારે માટે ફરમાવ—બંદો હાજર છું. અમલ તારો છે, વાસ્તે ગમે માફ કર, ગમે સાફ કર. પણ પરહેજગારી સાથ વધારે નિસ્બત માફીને છે—સજાને નથી. જેમ ખુદાએ બીજાઓ કરતાં મારી તકસીરને જિયાદતી બક્ષી છે તેમ તે સાહેબે બીજાઓ કરતાં તારી માફીને જિયાદતી બક્ષેલી છે. અય ઇમાનદારોના પાદશાહ, તું કીનો લેશે તો તે ઇનસાફ છે; અને જો તું માફી બક્ષશે તો તે સખાવત છે." પછી હું નીચલાં બેત બોલ્યો:—

"ખરે મારો ગુનાહ છે મોટો, ખાવંદ!
મગર મોટો તેથી તું છે, ખુદાવંદ!
જે છે લાજેમ તે તું લે, હું આપીશ;
ગમે કર માફ, ને વરસાવ આશીષ;
બખીલ સાબીત હું થાયો છું નાદાન,
તું તો છે જાહિર આલમનો મેહરબાન."

---

[1] ઇબ્રાહીમ અલ મોસિલી માટે જુઓ ૪૭૬ મા સફામાંની નોટ.

આ મારા સખુનો સાંભળીને મામૂને પોતાનું માથું જે નીચે નમાવેલું રાખ્યું હતું તે ઉઠાવ્યું, અને તે મારા તરફ જુએ તેજ વખ્તે મેં નીચલાં બેત બોલવા માંડયાં :—

ગુનાહ મારો બુલંદ છે, નામવર !
મગર માફી તારી છે બુલંદતર;
કરે માફ તો તું છે બક્ષા'શગર,
સજા તું કરે તેબી આદિલ મગર.

આ સાંભળીને મામૂને પાછું પોતાનું સર નીચું નમાવ્યું, અને આ બેત બોલતો સંભળાયો :—

અગર એક દોસ્ત રંજીદા કરે છે,
ગુસાથી લાલ આ દીદા કરે છે;
ગુનાહ બક્ષુંછું આપી તેને માફી,
કરીને દોસ્ત ઠરું છું ઇનસાફી.

આ સખુનો સાંભળતાંજ ભરદરબારમાં દયાનો પમરાટ પંથરાયલો મને સુંઘાયો. આ પછી તેણે દરબારમાં ભેગા થયલા પોતાના કાકાના બેટાનો, તેના ભાઈનો, તથા બીજા મુખ્ય અમલદારોનો અભિપ્રાય પુછયો કે "હવે આ કામમાં શું કરવું. મારા આ કાકાને માફી બક્ષવી કે સજા ફરમાવવી ?" સઘળાઓએ સલાહ આપી કે તકસીરવારને મારવો જોઇયે; પણ કેવી રીતે મારવો તે બાબે દરેક જણે જુદો જુદો વિચાર જણાવ્યો. શેવટે મામૂને ખાલિદના બેટા અહમદનો વિચાર પુછયો. અહમદે જવાબ આપ્યો કે "અય નામવર, અગર તું એનો જાન લેશે તો અમો કહીશું કે તારા જેવા એકે એના જેવા એકનો જાન લીધો તેમાં કાંઇ દમ નહિ, કારણકે એવા દાખલા તો ઘણા બને છે. અગર તું એને માફી બક્ષે તો અમો કહીશું કે તારા જેવા એક પાદશાહે એના જેવા એક તકસીરવારને માફી બક્ષી એ ઘણું અજાયબ કામ બન્યું, કારણ કે એવા દાખલા બન્યા નથી."

અહમદના આ સખુનો સાંભળીને ખલીફે વળી સર નીચું નમાવ્યું અને તે આ બેતો બોલ્યો કે,

"બની બેશીઓએ માર્યો બિરાદર;
છોડું જો તીર બેશી પર બરાબર,
ફરી પાછો મને જખ્મી કરે તે,
કમી બેશી અમારા થાય મરે જે;
કરું હું માફ અગર, વાહવાહ ગણાએ;
અગર મારૂં તો પગ મારા કપાએ."

વળી ખલીફ બીજાં શેઅરો પણ આ રીતે બોલવા લાગ્યો :—

"માફ કર બિરાદરને, જેણે નેક સાથે ભેળ્યું બદ;
રહે તે પર મેહરબાન સદા, ઉપકારી હોય કે અપકારી;
તાનો તેને ના તું માર, ભૂલ કરે કે કરે અદલ;
જોતો નથી પ્યાર અને ધિક્કાર સાથે ભળેલાં છે!
ઉમરદરાજીની જે ખુશી, ખતરો છે તેમાં સફેદ બાલથી;
ફળ તો છે મીઠાં મગર છે ડાળી પર કાંટા ઘણા.
બુરૂં નથી કીધું એવો કોણ છે? નેકીજ કરનારો કોણ?
જમાનો તપાસી જોશે તો જણાશે ઘણા જવાનો ભૂલમાં."

નામદાર પાદશાહને મુખથી નિકળેલા આ સખુનો સાંભળીને મેં મારાં સરપર નાખેલો નિકાબ એકદમ ઉઠાવી દીધો અને હું મોટેથી પુકારી ઉઠયો કે "ખુદા મોટો સાહેબ છે? અય ઇમાનદારોના પાદશાહ, ખુદા તને માફ કરો!"

મામૂન બોલ્યો "તું બેફિકર રહે, ઓ મારા ચચાજી!"

"અય પાદશાહ, મારી તકસીર એટલી મોટી છે કે તેના બચાવમાં હું કશું બહાનું લાવી શકતો નથી; અને તારી માફી એટલી મોટી છે કે તે માટે ઉપકાર માનવાના મારી કને સખુનો પણ નથી." પછી મેં એક ગાણું ગાતાં તેને કહી સંભળાવ્યું કે "તું સાતમો અબ્બાસી ખલીફ છે, વાસ્તે તું સાતમો ઇમામ છે; ખુદાતાલાએ સઘળી નેકી તારામાંજ ભરેલી છે. આદમીઓનાં દિલ તારીજ ખુબીના સખુનોથી ઉભાઇ જાય છે; તું નમનતાઇથી તેઓ સર્વેની પરવરશી

કરે છે. વહેમે મને ઘેર્યો, લોભી ધારણાથી મારૂં સર ફરી ગયું, પણ તારી સામે મેં બલવો ઉઠાવ્યો નહિ. તેં એક એવા ધણીને માફી બક્ષી છે કે જેવાને આગળ કદી બક્ષવામાં આવી નથી; વળી કોઇને વચ્ચે પડયા વગર તેં મારો અજીમ ગુનાહ માફ કીધો છે. તેમ કરીને તેં નાનકડાં બચ્ચાંઓ અને તેમની આતુર અધીરી માદર ઉપર રેહમ કરી છે."

મામૂને જવાબ આપ્યો કે "હજરત યુસુફના દાખલાની નકલ કરીને હું તને કહું છું કે આજ દિનથી તારા ઉપર કશો ડપકો લાગુ પાડવામાં આવશે નહિ. ખુદા તને માફ કરો; કારણ જેઓ દયા બતાવે છે તેઓમાં સર્વથી દયાળુ તેજ છે. તારી તમામ દોલત અને તારી તમામ મિલ્કત હું તારે હવાલે કરૂં છું, વાસ્તે તું દરેક વાતે બેફિકર રહેજે, ઓ મારા ચચ્ચાજી."

આના જવાબમાં મેં કેટલાંક બેતો તેને કહી સંભળાવ્યાં, જેમનો સાર એ હતો કે—"તેં મારી દોલત અને મિલ્કત મને પાછી આપી દીધી, અને તારી કને તે રાખી નહિ; પણ તે અગાઉ તો તેં મારો જાન બક્ષ્યો. આ તારાં કામોને માટે મારૂં ખૂન આપવાને અને મારી દોલત ખર્ચી નાખવાને તૈયાર છું. હવે જો હું તારા તરફ નિમકહરામ બનું તો તારી સખાવત જેટલી મોટી છે તે કરતાં પણ વધારે મોટો બુરો હું ઠરૂં."

આ પછી ખલીફ અલ મામૂને મને માન અને મેહરબાનીથી નવાજવા માંડયો. પછી તે બોલ્યો કે "ઓ મારા કાકાજી, અબૂ ઇસ્હાક અને અલ અબ્બાસે મને સલાહ આપી હતી કે તારો જાન લેવો."

મેં કહ્યું કે "તેઓએ તને વાજબી સલાહ આપી હતી, ઓ મારા પાદશાહ! પણ તેં તારાં ફરાખ દિલ અને મોટાં મન મુજબ અમલ કીધો છે. અને તેમ કરીને જે કરવાથી બુરૂં થવાની તું બીક રાખતો હતો તે બીક દૂર કીધી છે."

"તારી જિંદગી બચાવીને મેં મારા કીનાના આતશને બુઝવી નાખ્યો છે. વચમાં પડનારાઓના ઉપકારના બોજા તળે તને લાવી નાખ્યા વગર મેં તને માફી બક્ષી છે." આમ બોલીને મામૂને કેટલોક વખ્ત નિમાજ પઢવામાં ગુજારી નાખ્યો. જ્યારે તે નિમાજેથી ઉઠયો ત્યારે પોતાનું માથું ઉઠાવીને તે મને પુછવા લાગ્યો કે "અરે કાકાજી, હું દોગાનૂ કાં પડયો હતો તેનું કારણ તું જાણે છે?"

મેં કહ્યું કે "તેં પોતાને તારા દુશ્મનનો માલિક બનાવ્યો તેથી ખુદાનો આભાર માનવા તેં આમ કીધું હશે."

"નહિ, નહિ; મારી કોઇ તેવી ખાહેશ ન હતી. તને માફી બક્ષવા માટે તે સાહેબ મારાં મનમાં વસ્યો અને બશારત દીધી તે માટે મેં તેનો ઉપકાર માન્યો છે." આમ તે બોલ્યો, અને પછી છેલ્લાં બે વર્ષમાં મારા ઉપર શું શું વીત્યું અને હું કેમ પકડાઇ ગયો તેનો એહવાલ તેણે જાણવા માંગ્યાથી મેં સર્વ વાત માંડીને તેને કહી સંભળાવી. હજામને ત્યાં શું બન્યું, પેલા ઘોડેસ્વારનું શું થયું અને તેની ઓરતે કેવી ખુનિયાદી વાપરી, અને છેલ્લે મારી પોતાનીજ આજાદ થયલી ગુલામડી મારી સાથે કેવો દગો રમી તે સઘળું મેં તેને કહી સંભળાવ્યું.

આ સઘળું બયાન સાંભળીને અલ મામૂને પેલી આજાદ થયલી ગુલામડીને બોલાવી મંગાવી. તેણી આ વેળા પોતાનાં મકાનમાંજ હતી, અને પોતાને મળનારાં ઇનામની ઇંતેજારીથી વાટ જોતી હતી. જ્યારે તેણી ખલીફની હજુરમાં આવી ત્યારે તે નામવરે તેને સવાલ કીધો કે "તારા માલિકને પકડાવવા માટે તને કોણે ઉસ્કેરી?"

"પૈસાની લાલચે," તેણી બોલી.

"તારો ધણી કે બચ્ચાં કાંઇ છે કે?" ફરીથી સવાલ થયો.

તેણીએ જવાબ આપ્યો કે—"નહિ." આ પછી ખલીફે ફરમાવ્યું કે તેને એકશો ફટકા બાંધી મારે અને જન્મ સુધી કેદખાનામાં રાખે.

પછી ખલીફે પેલા મારી નોકરી માંહેલા ઘોડેસવારને બોલાવી મંગાવ્યો. તેનેબી ઉપર જેવો પહેલો સવાલ પુછવામાં આવ્યો ત્યારે તેણેબી પૈસાની લાલચનુંજ કારણ બતાવ્યું.

ખલીફે ચુકવ્યું કે તારે હજામપદી કરવી. તેણે તેને હજામનો હુનર શિખવા માટે એક હજામની દુકાન ઉપર ગોઠવી આપ્યો.

આ સવારની બાયડી તથા પેલો અસલ હજામ પણ તેડાવેલા હોવાથી દરબારમાં હાજર હતા. મામૂને આ બાઇને મોટું આદરમાન આપ્યું, અને તેને પોતાના મહેલમાં નોકરી આપીને કહ્યું કે "આ સમજુ ઓરત છે અને અગત્યનાં કામમાં રોકવાલાયક બાઇ છે."

પછી પેલા હજામ તરફ ફરીને મામૂન બોલ્યો કે "તારે વિશે એવી ભલી વાતો મારે કાને આવી છે કે તારી સખાવતને થકી અસાધારણ માન મારી તરફથી તને મળવું જોઇયે." આમ કહીને ખલીફે ફરમાવ્યું કે પેલા સવારનું ઘર હજામને હવાલે કરવું અને તેને પંદર હજાર સોનાના સિક્કા ઇનામ દાખલ આપવા.



# જ્ઞાનવર્ધક.

દર માસે નિયમિત પ્રગટ થતું એક માસિક ચોપાંનિયું.

વાર્ષિક લવાજમ રૂપિયા ત્રણ અને બાહેરગામ પોસ્ટેજ રૂ. ૦।≈ વધુ.

☞ લવાજમ **આંગપર.**

માલેક પીરોજશાહ દી. મુકાદમ.

# જ્ઞાનવર્ધક.

અધિપતિ રતનજી જે. માહન.

☞ આંગપર લવાજમ ભરનારને દરસાલ રૂ. ૧-૪-૦ની અમુક ચોપડીઓ ભેટ.

પ્રગટ કરનાર માલેક

**પીરોજશાહ દીનશાહ મુકાદમ,**

બુકસેલર એન્ડ પબલીસર

ચર્ચગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.